॥ श्रीविभुवदनानलाचार्यचरणा विजयन्तान्तमाम् ॥

વિશ્વના તારણહાર શ્રીમહાપ્રભુજીના વિશ્વોદ્ધારક સિદ્ધાંતોનો
પ્રચાર કરતું સચિત્ર માસિક.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

વર્ષ ૯ ] ચૈત્ર, સંવત્ ૧૯૯૦. [ અંક ૧.

## શ્રીપુરૂષોત્તમાંક.

આવતો અંક અધિક માસ હોવાથી શ્રીપુરૂષોત્તમાંક તરીકે પ્રકટ થશે. શરણાગતિને લગતા લેખોનો તેમાં સમાવેશ થશે, માટે તે વિષયોને અનુસરતા લેખો લખવા વિનંતિ છે.

## એક રૂપીઆમાં શુદ્ધાદ્વૈત.

ગયા વર્ષની પેઠે આ વર્ષમાં પણ એક મહાનુભાવની ઉદારતાથી ૧૦૦ પ્રતો એક રૂપીઆમાં એક વર્ષ માટે માટે આપીશું, પુસ્તકાલયો, બહેનો, વિદ્યાર્થીગણ, વિરક્ત વગેરેનેજ આ લાભ મળશે.

તંત્રી.

નં. ૧૯૨૮, રાજામહેતાની પોળ, અમદાવાદ.

તંત્રી અને પ્રકાશક.
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

વાર્ષિક લવાજમ બે રૂપિઆ. [ટપાલ ખર્ચ જુદું.]

ધી કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મોહનલાલ મગનલાલે છાપ્યું. ઠે. પાંચકુવા, ચારરસ્તા,—અમદાવાદ.

## લેખાનુક્રમ.

ચૈત્ર, સં. ૧૯૯૦.



આ ઉપરાંત શ્રીતિલકાયિત મહારાજશ્રીના સ્મારકમાં પ્રકટ થયેલો લેખ સંગ્રહ ૨૪ પૃષ્ઠનો આ અંકમાં સામીલ છે. તેને માટે જાણીતા સંગૃહસ્થ શેઠ નરોત્તમદાસ ચુનીલાલ મહેતા તથા શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાનો આભાર માનીએ છીએ તંત્રી.

---

# લવાજમ ક્યાં ભરશો ?

નીચે જણાવેલા ભગવદીયો લવાજમ ઉઘરાવીને અમને પહોંચાડવાની સેવા વર્ષોથી બજાવી રહ્યા છે, અને જેમના શ્રમથી આ માસિક નવમા વર્ષમાં પ્રવેશ કરે છેઃ-

**મુંબાઇ**—શેઠ લક્ષ્મીદાસ ભીમજી મટાણી, ( દાદામ ઠે. જાદુ રાઘુનો માળો ૪ થે દાદરે, કોટમા હોળી ચકલા નાકા પર. રા. ગિરિધરલાલ જ. શાહ, મોટા મંદિર ભુલેશ્વર. **અમદાવાદ**—લલ્લુભાઇ છગનલાલ દેસાઇ ૧૧૦. રીચીરોડ. **ભરૂચ**—રા. રા. રતિલાલ વ્રજભૂખણદાસ, કસ્ટમ ઓફીસર, ભરૂચ તથા ઠક્કર રામજી વીરજી એન્ડ સન્સ, ફુરજાપર ભરૂચ. **નડીઆદ**—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. **કપડવંજ**—પુરાણરત્ન શાસ્ત્રી નરોત્તમ મોતીરામ. શ્રીગોકુળનાથજીનું મંદિર તથા ધીરજલાલ ઓચ્છવલાલ શાહ, કુંડવાવ બજાર. **ધંધુકા**—રા. તુળસીભાઈ લલ્લુભાઇ શાહ, ( મંત્રી—પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ). **મોડાસા**—દોશી પુનમચંદ સાકળચંદ, હાઇસ્કુલ. **ગાબટ**—રા રા. છગનલાલ રાયચંદ વૈદ્ય. **સંખેડા બહાદુરપુર જેતપુર અને તેજગઢ**—રા. પુરુષોત્તમદાસ છગનલાલ દેસાઈ. **પાદરા**—રા. રા. અચરતલાલ ભાઇચંદ શાહ, **ડભોઇ**—શેઠ કેશવલાલ પીતાંબરદાસ ભગતવાળા. **મહુડી ભાગોળ**. ગાંધી બાપુલાલ પીતાંબરદાસ, ઝારોળાવગા. **દેવગઢબારીઆ**—બક્ષી મગનલાલ હરિલાલ. **ગોધરા**—શેઠ રમણલાલ ગોકુલદાસ. **હાલોલ**—પટેલ જીવણલાલ મોહનલાલ. **પેટલાદ**—શાસ્ત્રીજી જ્યેષ્ઠારામ હરિજીવન ( પાઠશાળા ). **રાજકોટ**—મીસ્ત્રી વેલજીભાઇ નથુભાઇ, સીવીલ સ્ટેશન વર્કશોપ. **વેરાવળ**—અધિકારીજી દેવરામભાઇ ઝીણાભાઈ. **બીલખા**—રા. નારણદાસ પ્રેમચંદજીભાઇ; બજારમાં. **કોડીનાર**—રા ધરમસીભાઇ વનમાળીદાસ. **બોરડી**—(સુરત) જેકીશનદાસ વિઠ્ઠલદાસ. **વાઘોડીઆ**—પરી. ઓચ્છવલાલ અમૃતલાલ. **કરાચી**—શેઠ રવજીભાઇ ભાણજીભાઇ, જોડીઆ બજાર. **ભાવનગર**—શેઠ જ્યંતીલાલની કું. ઠે. ફાર્મસી, આબા ચોક. **વડોદરા**—શા. માધવદાસ છોટાલાલ, શ્રીકલ્યાણરાયજીનું મંદિર. **ધોરાજી**—મીસ્ત્રી પ્રાણજીભાઇ નાનજીભાઇ, જાગાણી ફળી. **ઉમરેઠ**—શાસ્ત્રી રમણલાલ જ્યેષ્ઠારામ મોટા મંદિરવાળી પોળ. **બીકાનેર**—પં. મદનલાલ ગોસ્વામી, ઠે. ભક્તિભંડાર. **અમરેલી**—શાસ્ત્રી મૂળશંકર કચરાભાઈ તથા ભગવદીય નારાયણદાસ કૃષ્ણાજી આરરકર. **ખંભાત**—શાસ્ત્રી ભદ્રશંકર જયશંકર મણીયારવાડા. **કડી**—શેઠ મૂળચંદ છગનલાલ પરીખ, બજાર. **ખેડા**—પંડિત વ્રજવલ્લભ શર્મા, વડવાળી શેરી. **ચીખલી**—ઇશ્વરદાસ વ્રજભૂખણદાસ શાહ, વાણીયાવાડ. **દાહોદ**—શેઠ રમણલાલ મગનલાલ, ઠે. શ્રીગોકુલનાથજીના મંદિર પાસે **નગરઠઠ્ઠા**—શ્રીયુત સુંદરદાસ પીરભાનુ. **મજેવડી**—સોની મૂળજીભાઇ શામજીભાઇ. **બીરપુર**—ડાહ્યાલાલ હીરાલાલ શાહ.

---

# સાંપ્રદાયિક ગ્રંથો ક્યાંથી મેળવશો ?

શ્રીમદણુભાષ્ય રશ્મિ અને શ્રી સુબોધિની (સંપૂર્ણ) મળશે.

મુદ્રિત થયેલા તથા નહિ મળતા સંસ્કૃત, વ્રજ, હિન્દી, ગુજરાતી અને અંગ્રેજી ભાષાના સાંપ્રદાયિક સર્વ ગ્રંથો નીચેને સ્થળે મળશે. યોગ્ય કમીશન પણ આપવામાં આવશે. બહારગામની માગણી પર પૂરતું ધ્યાન આપવામાં આવશે.

**ભારત માર્તંડ પંડિત શ્રીગટ્ટુલાલજીની સંસ્થા,**

નં. ૫૧/૫૩ કેથેડ્રલ સ્ટ્રીટ, ભુલેશ્વર, મુંબાઇ નં. ૨.

चरन कंज रस घटित रूप दरसन जगपावन, सत्यसमाहित सरल वच रासरमित संविद सरस, नमित ग्रीव उपशमित मन वमित विषय भृत अमित रस ॥७॥

## पागलवानी.

वंदे श्रीवल्लभाधीशं वागधीशं परात्परम् ॥ श्रीविठ्ठल गिरिधरं गुरुं सर्वेष्टदायकम् ॥१॥ अखंडभूमंडलाचार्य श्रीमद् १०८ श्रीवल्लभाचार्यजी अपरावतार श्रीमद् १०८ श्रीदेवकीनंदनाचार्यजीको कृपाकांक्षी वल्लभदास प्रेमी पागल श्रीचंद्रसरोवर निवासीके विरचित चैत्र सुद ३ जन्मोत्सवकी वधाई ॥

प्रेम राग भाव ताल ॥ भावो भावनया सिद्ध साधन नान्यदिष्यते ॥

श्रीवल्लभ अपने रसमें भीने ॥ अपने उरसों प्रगट कीने जुगल स्वरूप प्रवीने ॥१॥ तिनसों केल करत निसवासर निजजनको सुख दीने ॥ वल्लभदास कृपा दृग अंजन जब दीने तब में चीने ॥२॥ प्रेम राग । भाव ताल ॥ जोही श्रीवल्लभाचार्यजी हे सो ही श्रीदेवकीनंदनाचार्यजी हे ॥ वेही वियोगात्मक केवल रसस्वरूप हे ॥ वेही मेरे प्राणप्यारे हे ॥ यह स्वरूप दमलाके भावसोंही हे, उनही भावसों ओतप्रोत रसरूप होय हे ॥ ३ ॥ जोही वल्लभदास भूतलमें हे ॥ इनहींऽ रसरूप करिवेकु द्विजतनु धारे हे ॥

प्रेम राग ॥ भाव ताल ॥ पद ॥ श्रीवल्लभ जिनके उर भाये ॥ तिनही मार्गको फल पायो जे श्रीवल्लभके गुन गाये ॥१॥ उनको संग होय कब मोको जे श्रीवल्लभको उर लाये ॥ वल्लभदास वे धन्य धन्य जे याही तन वल्लभको पाये ॥ २ ॥ पद ॥ श्रीवल्लभ मोहे ओट नहीं भावे ॥ सो मिटत नाहिं कृपा बिन तुमरी कोटि जन्म लख पावे ॥ १ ॥ यों मन समज समज अति व्याकुल अब मोहे कोन मिलावे ॥ वल्लभदास मिटे या पलमें, नेक राज मन आवे ॥

वंदौ रसरूप वल्लभ नखचंद ॥ जातें प्रतिक्षण प्रकटित अगणित युगल रूप मुखचंद ॥१॥ ओत प्रोत बिलसत सुख माधुरी बहु विध नवरस कंद ॥ वल्लभदासके उर राजत रसरूप वल्लभ नखचंद ॥२॥ पद ॥ वल्लभ जानो वल्लभ मानो ॥ वल्लभ नेम, प्रेम वल्लभसो वल्लभही मेरे मन मानो ॥१॥ वल्लभ धरम वल्लभ करम सब वल्लभ वल्लभ आस सदा उर लानो ॥ वल्लभदास वल्लभके बल वल्लभहीके हाथ बीकानो ॥२॥ पद ॥ श्रीवल्लभको धर ध्यान, ज्ञान याही हे नीको॥ कर मनसो वैराग्य, जगत सब लागे फीको ॥१॥ अधरामृत कर पान, स्वारथ होय या जीको ॥ वल्लभदास कर भक्ति, निरख मुख नित पियको ॥२॥

श्रीवल्लभसम सुंदर, या जगमें है और कौन, कोटि कोटि कामदेव, वार फेर डारिये ॥ श्रीवल्लभ सम तेज, और देख्यो न सुन्यो कान, कोटि सूरज एकरोम पर वारिये ॥१॥ श्रीवल्लभ सम नाम, नहीं महा अघनाशनको, जे ते प्रभु नाम या नाम पर विसारिये ॥ श्रीवल्लभसम रसिक कौन, लोकलोकातरमें, वल्लभदास वल्लभ मुख निरखन, कोट कोट सुंदरी लुभाइये ॥२॥

टी० वियोगात्मको वियोगी वल्लभदास प्रेमीपागल, चंद्रसरोवर.

# સંદેશો.

ઓધવ અલબેલાને કહેજો જે અમે કહાવિએરે લોલ,
હવે તો હદ થૈ છે મહારાજ કે શ્રીગોકુલ આવિયેરે લોલ. ૧
કોટિ કલ્પસમી પલ એક જાય કે દિન કેવડો કહુંરે લોલ,
માસ વરસ એમ વીતે વાલમ દુઃખ કેટલું સહુંરે લોલ. ૨
હવે તો નથી સહેવાતું નાથ કે કહું છું કર જોડીનેરે લોલ,
પાય લાગું છું પ્રાણજીવન કે પાલવ પાથરીરે લોલ. ૩
તાલાવેલી લાગી તન કે મન તમમાં ભમેરે લોલ,
બોલ્યું વેણુ તે બીજા કેનું કે અમને નવ ગમેરે લોલ. ૪
નથી મુને ખાનપાનનું ભાન કે નિશદિન વિચારમાંરે લોલ,
આઠે પોર વિચારમાં જાય કે કારજડું બળેરે લોલ. ૫
વ્યાકુળ થૈ છું પ્રીતમ પાંખે કે, કળ, ન પડે ક્ષણુંરે લોલ,
એ દુઃખ કોઇને નવ કહેવાય કે અકલાયે મન ઘણુંરે લોલ. ૬
પીડા પ્રીત તણી વ્યાપી કે ડહાપણ નવ રહ્યુંરે લોલ,
કાનુડે કારજડું મારું કોર્યું કે કાંઇ સુઝે નહિરે લોલ. ૭
પ્રેમ કટારીનો ઘાય કે પાક ચડયો રૂઝે નહિરે લોલ,
ક્ષણ ક્ષણ વિરહબાણ છું દાઝ કે રુઝ કહો કેમ વળેરે લોલ. ૮
મલમ મળે જો મોહન મેલાપ કે તો દુઃખ ટળેરે લોલ,
અબલા અંતરની અભિલાપ કે નાવે કહેણમાંરે લોલ. ૯
પ્રભુજી પૂરણ કરતાં તે શું વર્ણવું વેણમાંરે લોલ,
ઓધવજી નિકુંજનાં સુખ સઘળાં કે શું કહિયે કથીરે લોલ. ૧૦
પલપલ લીલા પ્રગટ કરી તે કહેવાતી નથીરે લોલ,
ઓધવ સ્નેહતણું દુઃખ કે સગપણથી અદકું થયુંરે લોલ. ૧૧
અનુભવિયોનું અંતર જાણે કે મુખડે શું ભણુંરે લોલ,
અણમણતા સું અંગીરથ કે જોખમ જીવનુંરે લોલ. ૧૨
કોને કહેવું હમારે કે કર્તવ્ય દૈવનુંરે લોલ,
ઓધવ આ દુઃખથી ભલું સારું કે મરણ આવે નહિરે લોલ. ૧૩
જીવતો જાત તરત પણ કે અટકયો આશ આવ્યા તણીરે લોલ.
આગલથી અમે એમ ન જાણ્યું કે પીડા પ્રીતતણીરે લોલ. ૧૪
આ તો સુખ સાટે દુઃખ કે લેવું છે રીતી રીતમાંરે લોલ,
નથી એ કષ્ટનો ઉપાય કે વહાલાજી વિનારે લોલ. ૧૫
માટે કહેજો જે જેમ તેમ કે આવે હરિ મુલી સુનારે લોલ,
અંબલાજન અમો અવગુણખાણ કે શું તમો નથી જાણતારે લોલ. ૧૬

પ્રમુખશ્રીએ સમગ્ર વિશ્વ ઉપર અને વિશેષ કરીને ભારતવર્ષ ઉપર શ્રીમદાચાર્યચરણોના વિવિધ દૃષ્ટિએ અસંખ્ય ઉપકારોની નોંધ લઈ પુષ્ટિમાર્ગે ગત પાંચસો વર્ષ સુધી ગાઢ અજ્ઞાનાંધકારો ભેદીને પાડેલા દિવ્ય પ્રકાશની અદ્વિતીયતા પૂરવાર કરી હતી. બ્રહ્મ, જગત, જીવના સ્વરૂપ તથા રાસાદિ અપ્રાકૃત લીલાનું ગૂઢત્વ સૂક્ષ્મ રીતે સમજાવી શ્રોતૃ હૃદયોમાં ભાવસુધા સિંચન કર્યું હતું. તદુપરાંત વિવેકપૂર્વક સેવા અને કથાપરાયણ રહેવા વૈષ્ણવોને ઉદ્બોધન કર્યું હતું. તથા શુદ્ધાદ્વૈત કૉલેજ, કોટાની પાઠશાલા ભિન્ન ભિન્ન સ્વમાર્ગીય સંસ્થાઓએ તથા માસિકોએ કરેલા સંગીન કાર્ય બદલ આનંદ પ્રદર્શિત કર્યો હતો.

બીજે દિવસે નિબંધો વાંચવામાં આવ્યા હતા જે પૈકી 'શ્રીગોપીજન' 'શ્રીમદાચાર્ય સ્વરૂપ 'સેવાપ્રકાર' 'પુષ્ટિમાર્ગીય ગૃહસ્થાશ્રમ,' 'શરણાગતિ' 'સ્વમાર્ગીય મર્યાદા' 'શ્રવણ કીર્તન સ્મરણ' 'સંપ્રદાયનાં રત્નો' 'સામ્પ્રદાયિક સાહિત્ય' આદિ વિષયોના શ્રવણથી શ્રોતાઓનાં ચિત્ત ઉલ્લસિત અને ભગવત્પરાયણ થયાં હતાં.

રાત્રે શ્રીવલ્લભદિગ્વિજયનું નાટક અ. ભા. પુ. યુવક મંડળ તરફથી અતિસુંદરતાથી ભજવવામાં આવ્યું હતું.

પ્રદર્શનમાં સર્વ પ્રકાશિત સ્વીય ગ્રંથાનો, શ્રીહરિની અનંત રસિક લીલાઓના વિવિધ ચિત્રોનો તથા સર્વ મહાનુભાવોના હસ્તાક્ષરોનો સંગ્રહ પરમ દર્શનીય હતો.

ત્રીજે દિવસે અખિલ ભારતવર્ષીય પુષ્ટિમાર્ગીય મહાસભાની અનેક શાખાઓના રીપોર્ટો વંચાયા તથા ઠરાવો થયા જેમાં ભક્ત કવિશ્રી દયારામભાઈ, પંડિત ભારતમાર્તંડ શ્રીગટ્ટુલાલજી પ્રો. શ્રીયુત મગનલાલ શાસ્ત્રી, મૂળચન્દ તેલીવાળા, પ્રો. શાહ વિગેરે સુશિક્ષિત વિદ્વદ્વર્ગે સંપ્રદાયની સાહિત્યોપાસના કરી બજાવેલી ચિરજીવ સેવાઓનું નિરૂપણ થયું હતું તથા મહાત્મા મોહનદાસ ગાંધીની આર્યસંસ્કૃતિનાશક ચળવળનો રોમાંચજનક ઈતિહાસ દર્શાવાયો હતો. હીંદની તેમજ વિદેશીય મહાવિદ્યાલયોમાં શ્રીમદાચાર્યશ્રીના ગ્રંથો પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કર્યાથી, વિશ્વવિદ્યાલયોનો તદર્થ ઉપકાર માનવામાં આવ્યો હતો.

બાદ કાશી નગરે સર્વે પધારેલા વૈષ્ણવોના દર્શનથી પોતાને કૃતકૃત્ય માની પરમાનંદાનુભવ દર્શાવ્યો હતો. પૂજ્ય વર્ગને પુષ્પહાર થયા બાદ 'દૃઢ ઇન ચરનન કેરો' એ પદ મધુર સંગીતમાં ગવાયા બાદ 'શ્રીઆચાર્યજી મહાપ્રભુજીકી જય' 'શ્રીગુસાંઈજી પરમ દયાળકી જય'ના ગગનભેદી અવાજે કરી સર્વ શ્રોતાઓ વિદાય થયા હતા.

ચતુર્ભુજદાસ.

---

## विज्ञप्ति.

### [ व्रजभाषा अनुवाद. ]

चरणारविंदान के दान में साधन जीव पे जो व्रजनाथ अपेखो ।
दुख होय महा कितनो यह जीव कहा याके उत्तम काम को लेखो ॥
तुम यासों अनूप महातम आपुनो आप तो नाथ बिचारि के देखो ।
इस श्रीमुखपद्म सों मेरी दोऊ अखियान को देखो जू मेटि परेखो ॥

घनश्यामदास जौहरी.

## વૈષ્ણવ.

( લેખકઃ—શા. રણછોડલાલ દલસુખભાઇ, કાપડવાળા. મુ. કડી. )

રાગ, કાઠીઆવાડી દુહા.

વિશ્વના તારણહાર, આ દુનીઆના દેવતા; આચાર્યજી શ્રીમહાપ્રભુ વંદન કરીએ સ્નેહથી,
પાપ ક્લેશ નીવારવા, ત્યાગ અનેરા શીખતા; પવિત્ર પુષ્ટિ પંથમાં અર્પણ કરતા સ્નેહથી.
મારૂ તારૂં ત્યાગતા, સત્ય વદતા જે સદા; અન્યાશ્રય કરતા નહી. ધર્મ પાળે સ્નેહથી.
દયા કરતા દીનપર, પડતાને એ પાળતા; આતિથ્ય સત્કારે સદા, આતુર રહેતા સ્નેહથી.
કામ, ક્રોધને લોભ સૌ, અંતરથી અળગા કરી; પ્રભુ ભક્તિએ રાચતા મનવશ કરતા સ્નેહથી.
વિલાસને વળી વિષયમાં, ચિત્ત કદી ના રોકતા, વૈરાગ્યને દીલમા સદા, સાચવતા જે સ્નેહથી.
પરદારામાં પ્રીતડી, જે જરીએ નવ રાખતા; અંતરના ઉદાર વૈષ્ણવ કહીએ સ્નેહથી.
ભુખ્યાને ભોજન દઈ, દીનતા ધરતા હૃદયમાં, શ્રીવલ્લભકુળમાં પ્રીત, રાખે જે બહુ સ્નેહથી.
પ્રભુ ચરણમાં ચિત્ત, પરોપકારે પ્રાણ દઇ; કરતા જીવન ધન્ય, સેવા કરતા સ્નેહથી.
પરધનમા ના પ્યાર, સુખ દુઃખ સરખાં જે ગણે; તન ધન ને વળી પ્રાણ, પ્રભુ ચરણે દે સ્નેહથી.
પ્રભુને રાખી હૃદયમાં, કરે લૌકિક કામ; **સાચા વૈષ્ણવ એ**, વંદન કરીએ સ્નેહથી.

---

## વૈષ્ણવ બન્ધુઓને.

( ગઝલ. )

વિવેકી વૈષ્ણવ બન્ધુઓ, ધરી કર પત્ર આ પ્રીતે;
નિહાળી સ્નેહ દૃષ્ટિથી, પરમ આનંદ ઉર ભરજો. ૧
સમાયું શ્રેય નિજધર્મે, સ્વીકારો ધર્મધ્વજ સત્વર;
પ્રતિ દિન સ્મરો સ્નેહે, બિરાદર આ "શુદ્ધાદ્વૈત"ને. ૨
વિચારો એક બીજાના, જણાવો હોંસથી વીરો;
સુકી આચારમાં હરદમ, દીપાવો આ "શુદ્ધાદ્વૈત"ને. ૩
મહત્ આ કાર્ય લઇ હસ્તે સુધાર્યું આ "શુદ્ધાદ્વૈતે"
નચાર્યું માન સંપ્રદાયનું, વિસારી સ્વાર્થ સુખુખુએ. ૪
સ્વ સમ્પ્રદાયના ઉદય અર્થે પ્રકટતી જ્ઞાન જ્યોતિને;
વધાવો વીર હોંસેથી, સ્વીકારી આ "શુદ્ધાદ્વૈત"ને. ૫
વિભુ હે વિઘ્ન હર્તા ! આ, અરજ અમ ઉરમાં ધરજો;
"શ્રીકૃષ્ણચરણરજ"નો આ શ્રમ, સફલ શ્રીકૃષ્ણ ચિર કરજો. ૬

દોહરો.

ઉડ "શુદ્ધાદ્વૈત" ઉતાવળે, જઇ મુજ બાંધવ પાસ;
ગ્રાહક બનાવી આવજે, એજ અમારી આશ.

ધરમસી કેશવજી મરચંટ.

---

# अभिप्राय.

મંત્રી, પુ. મા. વૈષ્ણવ યુવક સંઘ, મુંબાઈ.

વિ. વિ. કે આપશ્રી "શ્રીપરાગ" એમણે કૃપા કરીને "જન્માષ્ટમીનું ધાર્મિક દષ્ટિએ મહત્વ" તુરત લખી આપ્યું અને તમોએ છપાવ્યું તે તૃતીય પુષ્પ પહોંચ્યું. તે પુષ્પ માથે ચઢાવ્યું છે. એક નકલ આપે લખેલા નામ મુજબ શાસ્ત્રીજી મુળશંકરને પહોંચાડી દીધી છે તેના મજકુર સંબંધે નીચે પ્રમાણે વિચારો આવતાં લખી જણાવું છું.

૧. રાષ્ટ્રીય વૈજ્ઞાનિકોની દ્રષ્ટ કેવળ આધિભૌતિક સુખ, સાધન, સગવડ અને મોજમજા તરફજ છે. એટલે કલિયુગમાહાત્મ્ય અનુસાર લૌકિક ઉન્નતિ રૂપી વ્યામોહિકા માયા તેઓને બહિર્મુખ વધારે અને વધારે- બનાવતી જાય છે એ સ્વાભાવિક છે. એટલુંજ નહીં પણ એ મોહમાં પડેલી મનોવૃત્તિ ઉલટી ભગવત્પરાયણ અને અંતર્મુખ વૃત્તિવાળા મનુષ્યોને દોષ દે, દબાવે, તેમના નિવૃત્તિમય વિચારોનો વિરોધ કરે એ પણ સ્વાભાવિક છે માટે યશોદોત્સંગ લાલિત પરમતત્ત્વ શ્રીકૃષ્ણમાં સર્વાત્મભાવે મન લગાડવામાં પરમશ્રેય છે એ ઉપદેશ આ પત્રિકામાં આપ્યો છે. તે સતત મન આગળ આદર્શ તરીકે ધરી રાખવાથીજ મગજ ઠેકાણે રહેશે.

૨. બીજો સાર એ છે કે હાલ ગમે તેવો સમય વિકટ માલુમ પડે તો પણ કાળ પોતે શું છે? " योऽयं कालः (तस्य) तेऽव्यक्तबन्धोश्चेष्टामाहुश्चेष्टते येन विश्वं " શ્રીકૃષ્ણની ચેષ્ટા માત્ર છે એટલે તેઓ ઇચ્છે છે અને ચલાવે છે તેમ કાળ ચાલે છે એટલે ધારે ત્યારે कालः परमशोभनः પણ બની જાય અને અન્યથા ધારે ત્યારે વિકટપણે પણ વર્તે. જેવી શ્રીકૃષ્ણની ચેષ્ટા. એ ધ્યાનમાં રાખ્યાથી વૈષ્ણવોને ખેદ નહીં થાય. જેમ જેમ સમય વિકટ લાગતો જાય તેમ તેમ આશ્રયમાં અને નિરોધમાં એટલે કે ભગવદ્ભક્તિમાં વધારે દઢ થવાની જરૂર છે તો પ્રભુ ઇચ્છશે ત્યારે તેઓ બીજા માટે વિકટ હશે તો પણ વ્યક્તિપરત્વે શોભન કાળ બનાવી શકશે. જેમ ખંડ વૃષ્ટિ થઇને કોઇ સ્થળના મોલ જીવતા રહી શકે છે અથવા અતિવૃષ્ટિ થઇને કોઇ સ્થળના મોલમાલ નાશ પામે છે તે દૃષ્ટાન્ત ધ્યાનમાં રાખ્યું.

ત્રીજો સાર " વિષય વિનિ વર્તન કરવાનો છે તેને બદલે જુગાર રમવામાં આવે છે એ કેવળ માહાત્મ્યજ્ઞાનની ખામી અને વિષયો જેમાં જુગારનો પણ સમાવેશ થાય છે તેમ તહેવારની રજામાં ક્રિકેટ મેચ ગોઠવવાનો પણ સમાવેશ થાય છે વિગેરે પહેલા સારમાં કહ્યા તેવાં આધિ ભૌતિક મનરંજનના બહિર્દૃષ્ટિથી યોજેલા સર્વ ઉપાયો સમજવા તેમાં પરમ ધ્યેય સાધવાના દિવસો ગાળવા એ પણ " ધર્મ નહીં સમજવાની નિશાની છે અને "ધ્યેય" નો અભાવ સૂચવે છે. માટે બહિર્મુખ પ્રવૃત્તિ તો જન્મ્યા ત્યારથી મરતાં સુધી ચાલવાની છેજ. (जानाम्यधर्मं न च मे निवृत्ति) પણ પ્રભુમય જીવન જેટલું ગાળ્યું તેટલું જીવ્યાનું સાર્થક થયું એ ધ્યેય ચિત્તમાં લાવવાની ખાસ જરૂર છે. તેથી દરરોજના ઉદ્યમમાં પણ કંઇ વખત " ખરૂં જીવવા " માટે અવસ્ય રાખવાથી શાંતિ મળશે. નહીંતર તો રમતમાં અને જુગારમાં પણ મગજમારી અને ( excitament ) અશાન્તિજ રહેશે.

૪. એટલે છેવટનો ચોથો સાર સરલ છે કે પ્રભુની લીલાઓનું ચિન્તન કરવું શાંતિથી દર્શન કરવાં. ઇત્યાદિ, તે પૈકી લીલાથી એટલે તે તો અવસ્ય કરવું અને દર્શનની પડાપડી જો કે આતુરતા સૂચવે છે અને કોરે વળગી રહેવું એ પણ પ્રેમ સૂચવે છે. પરંતુ તે સાથે બીજાને

લાગણી પૂર્વક અને સરલતાથી આપણા જેવા લાભ લેવા દેવા જોઇએ એવા ભાવની ખામી પણ બતાવે છે માટે આ છેલ્લો ( બન્ધુભાવ અથવા ) " आत्मन प्रतिकूलानि परेषा न समाचरेद्' એવો ભાવ ખીલવવાની ખાસ વિનતી છે

વિનોદરાય મનસુખરામ મજમુદાર. B. A LL B

## ઇનામી હરીફાઇ.

વિનતિ કે જે ઇનામી હરીફાઇ આપના પોસ માસના અંકમા પ્રકટ થઈ હતી. તેનો જવાબ શાંતીલાલ મગનલાલ ગાંધી તરફથી મળ્યો હતો. એમની એથી વધુ ભૂલો હોવાને લીધે એમને ઇનામ મળી શકે નહિ ખરો જવાબ નીચે મુજબ છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ અ | ૨ પ | ૩ રા | ૪ અ | ૫ બ | ૬ રી | ૭ ષ | ૮ | ૯ ત્ય |
| | ૧૦ જ | ૧૧ ગ | ૧૨ ત | | ૧૩ છ | ૧૪ ે | | |
| ૧૫ ભ | ૧૬ વ | | ૧૭ ધ્યા | | | ૧૮ પ | ૧૯ ર | ૨૦ ત્વે |
| ૨૧ વા | ૨૨ ગો | | ૨૩ ન | ૨૪ તં | ૨૫ ન | ૨૬ દ | ૨૭ મ | |
| ૨૮ ની | ૨૯ રા | ૩૦ ળા | ૩૧ ક્ષ | | ૩૨ મા | | ૩૩ લ | ૩૪ ય |
| | ૩૫ સો | | ૩૬ ગ | ૩૭ ણુ | ૩૮ દ | ૩૯ ક્ષ | | ૪૦ મ |
| ૪૧ હે | ૪૨ મ | | ૪૩ ના | ૪૪ ના | ૪૫ વિ | ૪૬ ધ | | ૪૭ દૂ |
| ૪૮ ત | ૪૯ લ | | ૫૦ થ | | ૫૧ ર | ૫૨ થ | | ૫૩ ત |

શાહ સુમંતલાલ ત્રિભુવનદાસ.

## જાગો.

ડંકો વાગ્યો વલ્લભી બહુ જાગજો, વલ્લભી જાગજો રે આસુર ભાગજો રે—ડંકો
રાત્રિ વીતીને વેણુવા વાયા, આળસ નિંદ્રાને હવે ત્યાગજો રે—ડંકો
માયારે ખુજલી બહુ ન ખજવારશો, અંતે અંગીઠી ફળ ચાખશો રે—ડંકો
વિમુખનો સંગ વિષસમ જાણો, સત્સંગ સ્નેહે સંભાળજો રે—ડંકો
આરે માયા છે કાળી નાગણ, આત્મહત્યાથી વેના વળજો રે—ડંકો
કાળ પ્રવાહતો ભક્ષણ કરશે, જો ગોપીજનવલ્લભને ભુલશો રે—ડંકો
સત્યયુગ વીતીને કળીયુગ આવ્યો, નેત્ર સમયને નિહાળજો રે—ડંકો
ગિરિધરણ શ્રીવલ્લભ વિઠ્ઠલ, પ્રયાગદાસને પંથ બતાવજો રે—ડંકો

લી દા. દા. મીસ્રી પ્રાગજી નાનજીના શ્રીસ્મરણ.

વ્યવસ્થાપક—ભગવદ મંડળી, ધોરાજી—(કાઠીયાવાડ)

# ચર્ચાપત્રો.

## (૧) વઢવાણ મંદિર વિષે ચર્ચા.

વઢવાણના સેવાભાવી વૈષ્ણવોની સ્થિતિ છિન્નભિન્ન થઇ રહી છે, તેમ મંદિરમાં પણ નુકશાન થતું જોવામાં આવે છે. જેથી અત્રેની હવેલીના સ્થાપક ગો. શ્રી ૬ શ્રી અનિરૂદ્ધાચાર્યજી મહારાજશ્રીને જામનગર અત્રેના વૈષ્ણવોએ સેવાકર્તાઓના આવા વર્તન વિષે કેટલીક ફરીયાદો પત્રથી તથા વૈષ્ણવોને મોકલી આપશ્રીને જણાવી વૈષ્ણવોની આવી ફરીયાદોને ધ્યાનમાં લઇ શ્રીમાન મહારાજશ્રીએ અત્રેના મંદિરમાં તપાસ કરી વૈષ્ણવોને ન્યાય આપવા માટે ભટ્ટ ગોવિંદજીને અત્રે મોકલ્યા, પણ ચાલાક સેવાકર્તાઓએ શ્રીમાન્ મહારાજશ્રીની પાસે ઉપરાઉપરી આંટા ફેરા ખાઇ અને આપશ્રીને અરટમપરટમ સમજાવી સેવાભાવી વૈષ્ણવોને જ ગુનેગાર ઠરાવી દીધા, એટલુંજ નહિ પણ અત્રે તપાસ કરવા આવેલ ભટ્ટ ગોવિંદજીએ વૈષ્ણવોની કાંઇ પણ ફરીયાદી તરફ લક્ષ નહિ આપતાં ઉલટુ પડયા ઉપર પાટુ મુકવામાં જરા પણ બાકી રાખેલ નથી. તેમ અત્રેની શ્રીહવેલીના સેવાકર્તાઓ વિષે કાંઈ પણ તકરાર છે જ નહિ.

હું તો વૈષ્ણવોનો દાસ યુવક છું, મારૂં તો શ્રી પ્રભુ નભાવશે પણ અત્યારે ચોમેર નાસ્તિકવાદનો પવન ફેલાઇ રહ્યો છે, તેમાં મંદિરોના આવા સેવાકર્તાઓના આવા વર્તનથી અત્યારના સુધરેલ જમાનાના વૈષ્ણવ યુવકો ક્યાં સુધી સહન કરી શકશે ?

વળી ભોળા વૈષ્ણવોની મહામનસાઇનો લાભ લઇ અત્રે શ્રીહવેલીમાં શ્રીના હિંડોલા, પલના, બંગલા, રથ, પધરાવવાનું તોસાખાનું હતું તેને સેવાકર્તાઓએ દવાખાનું બનાવી અંદર ધર્મસંહારકનો ફોટો મુકયો અને રૂંડાસ પાસે ગંદી જગ્યામાં તોસાખાનું કર્યું. હવે આ દવાખાનામાં ઉંચ યા નીચ (બઉ જાત વગેરે) કોમો છુટથી દવા લઈ શકે છે. ત્યારે મંદિરની શરૂઆતથીજ વ્રજવાસીઓનો ઉતારો મંદિરમાંજ મળતો તેને ઠોકરે મારી કફોડી સ્થિતિ કરી મુકી છે. તેથી વ્રજવાસીઓને અન્ય દેવસ્થાનોમાં યા ધર્મશાળાઓનો આશ્રય લેવો પડે છે. વળી વૈષ્ણવ મંડલીમાં સમાજ કીર્તનમાં આવવામાં વાંધો બતાવી સંપ્રદાયનું હડહડતું ખંડન કરનારને ત્યાં સત્ય નારાયણની કથા, દોરા ધાગા, જંત્ર મંત્ર વગેરે છુટથી કરી શકે છે. વળી હમણાંજ તદન ગુપ ચુપ રીતે ખાનગીથી ઉપરથી શ્રીહવેલીનું હિત બતાવી એક 1) અરજી લખી છે કે અત્રેની શ્રીહવેલીમાં સેવાકર્તાઓ અને વૈષ્ણવો વચ્ચે થયેલ તકરારનું સમાધાન થયું છે વગેરે મતલબનું લખી તેમાં કેટલાક અંધશ્રદ્ધાળુ પાસે સહીઓ લીધી છે. સાંભળવા પ્રમાણે આ અરજી ના. હજુર કોર્ટમાં આપવાનું કહેવાય છે. આવી અરજીની, વૈષ્ણવોને જાણ થતાં મોટો ખળભળાટ થઇ રહ્યો છે. અત્યારે સેવાકર્તાઓની "હા" માં "હા" મીલાવી કરનાર વૈષ્ણવોની ઉપર સેવાકર્તાઓના ચારે હાથ છે, ત્યારે સત્ય વાત કહેનાર વૈષ્ણવો ઉપર સીધી રીતે નહિ તો આડકતરી રીતે ત્રાસ વર્તે છે. લખવાનું હજુ ઘણું છે. સેવાકર્તાઓના આવા વર્તનથી કેટલાક વૈષ્ણવોએ "જ્યાં સુધી મંદિરમાં તથા સેવાકર્તાઓના વર્તનમાં યોગ્ય સુધારો ન થાય ત્યાં સુધી અને વૈષ્ણવોને ન્યાય ન મળે ત્યાં સુધી સેવકોના હાથનું ચરણામૃત લેવું બંધ કરેલ છે," તો કોઇએ કીર્તન કરવાં બંધ કરેલ છે, અને કોઇએ મંદિરના લાગા ટકા મંદિરમાં ન આપતાં પોતાનીજ પેઢીમાં શ્રીમંદિર ખાતે જમા રાખી પોતાનો પોકાર જાહેર કરે છે. સેવાકર્તાઓને હજી પણ અમારી નમ્ર વિનતિ છે કે આપનો ધર્મ સમજી ચાલો તો અમારે વધારે ચર્ચામાં ઉતરવાનો વખત ન આવે.

આ ચર્ચાપત્ર કાંઈ અંગત સ્વાર્થ અગર કોઈ વ્યક્તિ ઉપર દ્વેષ ભાવથી જરા પણ લખાણું નથી. ફક્ત સંપ્રદાયનું હિત સમજીનેજ લખેલ છે. છતાં પણ કોઇ વૈષ્ણવ મહાશયોને તેમ જણાય તો કૃપા કરી જાહેર રીતે શુદ્ધાદ્વૈતદ્વારા જણાવશો તો તેઓનો હું આભાર માનીશ અને શુદ્ધાદ્વૈતદ્વારાજ તેનો યોગ્ય જવાબ આપીશ. દા. દા. ગોપાળદાસ નારણદાસના શ્રીસ્મરણ.

## (૨) પુસ્તકો કેમ ખપાવશો.

સંપ્રદાયના પુસ્તકોના પ્રકાશકો બૂમ પાડે છે કે, પુસ્તકો ખપતાં નથી. તો તેને માટે એક (Up to Date) અખતરો પાલનપુર, ગોંડલ અને મોરબીના માજી દિવાનસાહેબ શ્રીયુત પટ્ટણીજીએ અજમાવ્યો છે તે બધાએ અજમાવવા જેવો છે.

સ્પર્શાસ્પર્શ વિષેના પોતાના તમામ લેખોનો સંગ્રહ શા પટવારીજીએ હમણાં છપાવ્યો છે. આ એક નાનુશું પુસ્તક બન્યુ છે અને તેની બે હજાર નકલો અઢીસો રૂપીઆમાં તૈયાર થઇ છે આ અઢીસો રૂપીઆ એટલે શા પટવારીજીની વકીલાતની બે દિવસની ફી છે આ પુસ્તકો તેમણે કેટલાક મંદિરો પર (૫૦ કે તેથી વધુ નકલો) પાર્સલ મારફત મોકલી છે અને પુસ્તક દીઠ ત્રણ આના પોતાના પર મોકલી આપવા મંદિરના અધિકારીજીઓને ફરમાવ્યુ છે. એ પુસ્તક બે આને ઘરમાં પડયું છે. અધિકારીઓ તે પુસ્તક વેચીને નકલ દીઠ ત્રણ આના મોકલે અથવા મંદિર ખાતે ખર્ચ ખાતે ઉધારીને મોકલે. પણ મોકલવા જોઇએ

મારા અધિકાર નીચેના મંદિરમાં ૫૦ નકલો મળી છે, અને રૂ. ૯-૬-૦ મોકલી આપવા શા પટવારીજીએ લખ્યુ છે પાર્સલ ખર્ચ તો અમે જુદું ભરી દીધુ છે હજારો રૂપીઆની વાર્ષિક આવકવાળા શા. પટવારીજી આવા પુસ્તકોનો મફત પ્રચાર કરે તો શી ખોટ આવે? આવા સમયમાં તેમની પાસેથી આટલી આશા સનાતનીઓ ન રાખે? એક અધિકારી.

## (૩) ભયંકર આક્ષેપ.

પુષ્ટિમાર્ગમાં પોતાને 'આસેતુહિમાચલ પંડિત' તરીકે ઓળખાવનાર 'કોઇ શાસ્ત્રી' સામે એક ભયંકર આક્ષેપ "સાંજ વર્તમાન" જેવા જાહેર છાપાના તા ૧૯-૨-૩૪ ના અંકમાં કરવામાં આવ્યો છે હુ ધારૂ છુ કે, પુષ્ટિમાર્ગમાં પોતાને 'આસેતુહિમાચલ પંડિત' તરીકે શ્રીમહાપ્રભુજીથી લઇને કોઈ પણ શ્રીવલ્લભવંશ જે કે કોઇ વૈષ્ણવ પંડિતે ઓળખાવેલ નથી. આવા મહાન્ (!) પંડિત સામે નીતિભ્રષ્ટતાનો ગલીચ આક્ષેપ દાખલા સાથે થયો છે છતાં એ આસેતુહિમાચલ પંડિત કેમ ચૂપ બેઠા છે? શા માટે ફોજદારી કોર્ટમાં જઇને બદનક્ષી કેસ માંડતા નથી? હું ધારૂ છું કે, વિરોધીઓ તરફના હુમલાના સમયમાં આપણા પક્ષને મોખરે ઉભા રહેનાર પંડિત સામે આવો ખરાબમાં ખરાબ આક્ષેપ જાહેર છાપાઓમાં પહેલવહેલો જ થાય છે સાંપ્રદાયિક ગણાતા પંડિત સામે આવો આક્ષેપ સાંપ્રદાયિક વિદ્વદ્વર્ગને પણ લજ્જાસ્પદ છે, અને તેવા પંડિતના પંડિતમૂર્ખ પાપંડને તો ડુબી મરવા સમાન છે તેમાં વળી એ પંડિતનું મૌન કાંઇક જુદી જ વસ્તુનાં અનુમાન દોરે છે, હાલ તો એટલુંજ બસ છે. એક વાચક.

નોંધ—આસેતુહિમાચલ પંડિત ઉપર ગંભીર નીતિભ્રષ્ટતાના આક્ષેપ કરનારા ત્રણ ચાર પત્રો મારાપર આવ્યા છે આવા ગલીચ પત્રો છાપી શકાય નહિ, પણ એટલુ તો ખરૂ કે, પ્રભુ જ નિર્દોષ છે, જીવ તો સદોષ જ છે, એટલે આસેતુહિમાચલ પંડિત કે કોઈપણ જીવ (મારા સુદ્ધાં) કોઇ ને કોઇ દોષથી યુક્ત હોય જ, પણ જ્યારે શ્રીદામોદરલાલજી સામે કલમના બાણ ફેંકનાર અને અસહકારી પર હુમલો કરનાર આસેતુહિમાચલ પંડિત પોતાના પરના આવા ભયંકર આક્ષેપ સામે ચુપચુપ થઇ બેઠા છે ત્યારે તે કાંઈ સમજ પડતી નથી આથી તો સંપ્રદાયના વિદ્વદ્વર્ગની અને અગ્રણી થનારાઓની કફોડી હાલત થાય છે. જો આવા નીતિભ્રષ્ટતાના જાહેર આરોપવાળા લીડરો કે પ્લીડરો, એડીટરો કે પબ્લીશરો હોય તો સંપ્રદાયને, સાંપ્રદાયિક વિદ્વદ્વર્ગને થોડું શરમાવા જેવું નથી જો કે ઓચરણો કે અનન્ય શરણોએ આવા માણસોનો બહિષ્કાર કર્યો છે જ, ઘણી આજીજી અને અથાગ મહેનત છતાં ગો. શ્રીગોકુલનાથજી મહારાજે મોટા મંદિરમાં તેમને કાયમનું સ્થાન ન આપતાં સુપ્રસિદ્ધ શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજીભાઇને જ યોગ્ય સ્થાન આપ્યુ છે, એટલે કાંઈ વાંધા જેવુ નથી. તંત્રી.

प्रतीयमानत्वात्, अकर्तव्यत्वबोधाभावात्, समीपार्थकसमपदोपादानस्य चारितार्थ्येन, न च तपस्य–पञ्चोत्तरसमभ्यर्थाधिकरणत्वस्य उत्तरफल्गुन्यामन्वयेऽपि चतुर्दशीपूर्णिमयोरुत्तरफल्गुन्यसत्त्वेऽपि फाल्गुनपूर्णिमायामेव तद्वचनप्राप्तोऽपि फाल्गुनपूर्णिमाकर्तव्यत्वबोधकवचनबोधितोत्सवस्य सम्भवात्प्रकर्तव्यत्वप्रसंग इति वाच्यं । हन्त एवं सति राकायामुत्तरफल्गुन्यभावे वचनान्तरबोधितोत्सवस्य सम्भवात्, उत्सवकर्तव्यत्वापत्तिप्रयुक्तराकापदोत्तरसमीपार्थकसमभ्यर्थंगीकारस्य नैरर्थक्यापत्तेस्तदवस्थत्वात् । न च चैत्रकृष्णप्रतिपद्येव उत्तरफल्गुनीसत्त्वेऽपि उत्तरफल्गुनीशून्यायां फाल्गुनपूर्णिमायामुक्तवचनाबोधितोऽपि वचनान्तरबोधित उत्सवः केन परिह्रियतामिति वाच्यं । फाल्गुनशुक्लचतुर्दश्यामेवोत्तरफल्गुनीसत्त्वेऽपि फाल्गुन पूर्णिमाकर्तव्यत्वबोधकवचनान्तरबोधितोत्सवस्य पूर्णिमायां परिहारस्य तुल्यसमाधेयत्वात् ।

ननु ऋषीणां स्वातन्त्र्येण पूर्णिमाकर्तव्यत्वबोधकार्षवचनबोधितोत्सवः उत्तरफल्गुनीशून्यायामपि पूर्णिमायां न निवारयितुं शक्य इति चेन्न, सत्येवमव्यवस्थापत्तेः । चतुर्दशीकर्तव्यत्वबोधकपूर्णिमाकर्तव्यत्वबोधकवचनयोरुभयोर्विनिगमकाभावात्, फाल्गुनशुक्लचतुर्दशीफाल्गुनपूर्णिमयोरुभयोरप्येकामिन्नपि प्राप्तयोरुत्सवस्य निवारयितुमशक्यत्वात्, अन्यतरपरिग्रहे नियामकाभावात् । तस्मात्सामान्यतः चतुर्दश्यां पूर्णिमायां वा उत्सवस्य वचनान्तरबोधितत्वेऽपि "तपस्ये मासि राकाया"मिति स्कान्दवचनस्याऽन्या व्यवस्थापकत्वस्य वक्तव्यत्वात्, यदोत्तरफल्गुनीसद्भावस्तदैवोत्सवः कर्तव्य इत्यर्थस्य "तपस्ये मासि राकाया"मिति वचनतात्पर्यगोचरत्वात्, उत्तरफल्गुनीशून्यायां चतुर्दश्यां पूर्णिमायां वा वचनान्तरबोधितस्याऽप्युत्सवस्य निषेद्धुं शक्यत्वात् ॥

ननु फाल्गुनपूर्णिमायामेवोत्तरफल्गुनीसत्त्वे कथं तदोत्सवो वचनबोधितः स्यात्? पूर्णिमोत्तरफल्गुन्योः पूर्णिमासामीप्याभावादिति चेन्न, राकायामित्यस्याऽऽवृत्त्या एकस्या राकायामित्येतद्घटकसप्तम्या अधिकरणार्थकताया अपि स्वीकारात्, आवृत्तराकायामित्येतद्घटितवचनेन फाल्गुनाधिकरणकराकाधिकरणोत्तरफल्गुन्यामप्युत्सवस्य बोधितत्वात् । तथासति पूर्णिमायामपि उत्तरफल्गुनीयुतायामेव उत्तरफल्गुनीयुतायां चतुर्दश्यां–चैत्रकृष्णप्रतिपदि चैत्रकृष्णद्वितीयायामपि उत्सवस्य वचनबोधितत्वमिति मीमांसितः सिद्धान्तो निःसरति ।

अत एव प्रताने उपक्रमे "पूर्णिमायां तत्समीपे उत्तरफल्गुन्यां वा उत्सवः कार्यः" इति प्रत्यज्ञायि । प्रतिज्ञाघटकपूर्णिमायामित्येतद्घटकसप्तम्यर्थाधिकरणत्वस्याऽयुत्तरफल्गुन्यामेवाऽन्वयात् पूर्णिमाधिकरणकोत्तरफल्गुन्यां तत्समीपवर्त्युत्तरफल्गुन्यां वा उत्सवः कार्यः इत्यर्थस्यैव प्रतिज्ञावाक्यात् प्रतीतेः ।

चतुर्दशीपूर्णिमयोरेवोत्सवस्य प्रतानकृदभिप्रेतत्वे तु "पूर्णिमायां तत्समीप–चतुर्दश्युत्तरफल्गुन्यां वा उत्सवः" इत्येव वदेत् । पूर्णिमायामपि उत्तरफल्गुन्यामेव उत्सवस्य वचनबोधितत्वमित्यभिप्रेत्यैव तत्समीपे उत्तरफल्गुन्यामित्यनयोर्न समासः कृतः । तथासति पूर्णिमायामित्यस्य

उत्तरफल्गुन्यामभिप्रेतोऽन्वयो न स्यात् । "अत एव नक्षत्रप्राधान्यस्य विजयदशम्यां प्रदर्शितत्वा" दित्युक्तं प्रतानकृता । यदि नक्षत्ररहिताया मपि तिथावुत्सवः शास्त्रानुमोदितः स्यात् तदा "नक्षत्रप्राधान्यस्य विजयदशम्यां प्रदर्शितत्वात्" इत्युक्तेः न च तिथावाग्रहः कर्तव्य इत्युक्तेश्च प्रतानीयाया असङ्गतत्वापत्तिर्वारयितुमशक्यैव स्यात् । अत एव होलिकादोलोत्सवयोर्मध्ये कादाचित्कः एकोऽधिकः शृङ्गारो गोस्वामिकुलतिलक-सकलवादिवितण्डगण्डमण्डलखण्डनकण्ठीरवकल्पः श्रीविट्ठलनाथदीक्षितचरणानां समयतः प्रचलितः सेवापुस्तकालिखितोऽवकाशमासादयति, अन्यथाऽवकाशमनासादयन्निर्विषयत्वमेवैयात् । न चापि शास्त्रमवरुध्यैव शृङ्गारः प्रचालितः इत्यपि वक्तुं शक्यते । सकलशास्त्रपारदृश्वनां शास्त्रविहितकर्मानुष्ठातॄणां वर्जितनिषिद्धकर्मणां-धर्माचार्याणां शास्त्रविरोधे फलाभावात् सकलशास्त्रपारदृश्वस्य सर्वज्ञकल्पस्य उक्तगोस्वामिकुलतिलकस्य शास्त्रानभिज्ञतायाः कल्पनस्य मनसाऽप्यचिन्तनीयत्वात्

श्रीनाथद्वारीयपण्डितप्रवर-ज्योतिःशास्त्रविशारदश्रीयुतनृसिंहलालजीपण्ड्यामहोदय-पूज्यत्वविराजमान-गोस्वामिकुलतिलकश्रीविट्ठलनाथदीक्षितकरकमलालिखितपत्रे "दोलोत्सवः उत्तरा (फल्गुनी) नक्षत्रेऽरुणोदयसमये कार्य" इति सामान्यत एवोक्तेः, अन्यनक्षत्रे कर्तव्यत्वस्य तदसम्मतत्वमिति स्पष्टं प्रतीतेः । ननु भवत्वेतावता चैत्रकृष्णप्रतिपदुत्तरफल्गुन्यामप्युत्सवः शास्त्रानुमोदितः, चैत्रकृष्णद्वितीयोत्तरफल्गुन्यां तु राकासामीप्याभावात्कथं तत्रोत्सवः शास्त्रानुमोदित इति चेन्न, सामीप्यस्य व्यवहिताव्यवहितसाधारण-पूर्वत्वापरत्वान्यतररूपतया तस्य द्वितीयोत्तरफल्गुन्यामपि निर्बाधात् । समीपानन्तरपदयोः पर्यायताया अप्यभावाच्च, अत एव काशीसमीपे प्रयागः, नाथद्वारसमीपे कांकरोलीनगरं, मोहमयीसमीपे पुण्यपत्तनम्, इत्यादयः प्रेक्षावत्प्रयुक्ताः प्रयोगा अप्युपपद्यन्ते ।

अन्यथा काश्याद्यव्यवहितत्वस्य प्रयागादावभावात् उक्तप्रयोगानामुच्छेद एव स्यात् । समीपानन्तरपदयोः पर्यायत्वे तु "अभ्यासः समीपेऽनन्तरे वा" इति शब्दापरकस्य सर्वज्ञमहर्षिपतञ्जलिप्रणीतभाष्यग्रन्थस्याऽसङ्गत्यापत्तेश्च । समीपानन्तरपदयोः पर्यायत्वस्यैव भवन्मतेऽङ्गीकरणतया "अनन्तरे समीपे" इतिपदद्वयोच्चारणस्य वैयर्थ्यात् ।

ननु तपस्यपदोत्तरसप्तम्यर्थाधिकरणत्वस्य राकायामन्वये व्यवहिताव्यवहितसाधारणसामीप्यस्य ग्रहणे च फाल्गुनकृष्णतृतीयायामपि उत्तरफल्गुनीसद्भावे तत्राऽप्युत्सवः शास्त्रानुमोदितः स्यादिति चेन्न, तथा सति फाल्गुनशुक्लचतुर्दश्यां पूर्णिमायां वा उत्तरफल्गुन्याः सद्भावात् चतुर्दश्युत्तरफल्गुन्यपेक्षया फाल्गुनकृष्णतृतीयोत्तरफल्गुन्यां राकानिरूपितदूरवर्तित्वस्य सत्त्वात् अव्यवहितत्वाद्दिनाव्यवहिताऽन्यतरोत्तरफल्गुन्यपेक्षया विंशतिपञ्चविंशदिनव्यवहितोत्तरफल्गुन्या विलम्बोपस्थितिकाया ग्रहणे बीजाभावाच्च ।

ननु चैत्रकृष्णप्रतिपद्द्वितीययोरप्युत्सवस्याङ्गीकारे दोलोत्सवस्य फाल्गुनोत्सवत्वव्यवहारो भज्येतेति चेन्न, फल्गुनीनक्षत्रयुक्तपूर्णिमायुक्तमासस्यैव फाल्गुनपदशक्यतया फल्गुनीनक्षत्रायुक्तपूर्णिमावत्यपि मासे फाल्गुनीसामीप्यमादाय फाल्गुनमासव्यवहारस्येव चैत्रकृष्णप्रतिपद्द्वितीययोरपि फाल्गुनपूर्णिमासामीप्यमादाय फाल्गुनोत्सवत्वव्यवहारे बाधकाभावात् ।

इति चैत्रकृष्णप्रतिपद्द्वितीययोरुत्तरफल्गुनीसद्भावे दोलोत्सवः परम्पराप्रचलितः सकलपुष्टिमार्गीयप्रेक्षावदनुमोदितः । इत्यत्र न किञ्चिद् बाधकमिति सुधियो विदाङ्कुर्वन्तुतराम् ।

मात्सर्यमुत्सार्य विद्वांसो यदि व्यवस्थामिमां खण्डयेयुः, न तदा तत्खण्डनं मम तापाय स्यात्प्रत्युत हर्षायैव स्यादिति व्यवस्थापयति तार्तीयिकपीठमलङ्कुर्वाणानां विद्याविलासि गो. १०८ श्रीव्रजभूषणलालमहोदयानामाश्रितः श्रीद्वारकाधीशप्रभुपदकमलप्रभावविडम्बितसुरनगर–कांकरोलीपुरकृतनिवसतिः सौराष्ट्रदेशवर्तिध्राफाग्रामाभिजनः महर्षिवसिष्ठवंशावतंस–भट्टपीताम्बरतनुज शास्त्रि कानजीभट्टात्मजः–श्रीमद्वल्लभाचार्यदेशिकेन्द्रपदरजोभिलाषी भट्टजटाशङ्करशास्त्री ।

### प्रार्थना श्लोकाः

पुरो विवेकिनां सम्यगविवेकदशामपि । प्रार्थना क्रियते नम्रा जटाशङ्करशालिना । १

सुयुक्तियुक्ता महती व्यवस्था दोलोत्सवीया रचिता मयैषा ।
तां खण्डयिष्यन्ति विवुद्धिसुज्ञास्तत्खण्डनं नो दुनुयान्मदन्तः । २

सम्पूर्णतात्पर्यविवेकशून्या विवेकवन्तोऽप्यतिमत्सरा वा ।
वृथैव सद्युक्तिवचोविहीने कुखण्डनेऽस्या न भवन्तु खिन्नाः ॥ ३

अत्र विदुषां सम्मतयः–सम्मतिरत्र पो. कण्ठमणिशास्त्रिणः ।

## ( દોલોત્સવની વ્યવસ્થાનો અનુવાદ. )

### પૂર્વ નિવેદન.

( પુષ્ટિમાર્ગમાં શાસ્ત્રીય વ્યવસ્થા અને પ્રાચીન પ્રણાલીથી દોલોત્સવ ઉત્તરાફાલ્ગુનીયુક્ત દિવસમાં થાય છે. તેમજ **શુદ્ધાદ્વૈત વેદાન્તીય સભા**માં પણ સાંપ્રદાયિક સર્વ આચાર્યશ્રીઓએ ઉ. ફા. નક્ષત્રને પ્રાધાન્ય આપી નિર્ણય આપેલ છે. તથાપિ આ વર્ષે નાથદ્વારના વિદ્યાવિભાગસ્થ પં. દેવર્ષિ રમાનાથજી શાસ્ત્રીજીએ તથા પં. ગિરિધારીલાલ શાસ્ત્રીજીએ ગુજરાતી પત્રમાં દોલોત્સવની ચર્ચાના રૂપમાં કંઇ પ્રકટ કરેલ છે. તેનો મિમાંસાશાસ્ત્રાનુસાર વિચાર કરતાં ઉક્ત બન્ને શાસ્ત્રીઓના દોલોત્સવવ્યવસ્થાવાળા લેખો શાસ્ત્રવિરુદ્ધ તથા સંપ્રદાયની પ્રાચીન પ્રણાલીથી વિરુદ્ધ જણાય છે. શાસ્ત્રીજી રમાનાથજીએ પોતાના આગ્રહવશ થઇને આ વર્ષે શ્રીનાથજીના પ્રધાનસ્થાનમાં દોલોત્સવ. ફા. પૂર્ણિમાયે સાંભળવા પ્રમાણે જબરદસ્તીથી કરાવેલ છે. જેથી વૈષ્ણવોમાં તેમજ વિદ્વાનોમાં પણ ઘણીજ ખરાબ લાગણી ફેલાઇ છે તે સંબંધમાં સત્ય અને શાસ્ત્રીય નિર્ણય બહાર પાડવા માટે અત્રે અમારી પાસે અનેક વૈષ્ણવોના પત્રો પણ આવ્યા છે. તે કારણથી શાસ્ત્રોના સમન્વયપૂર્વક તેમજ પ્રાચીનપ્રણાલી અનુસાર દોલોત્સવવ્યવસ્થા લખી મોકલવા મારી અનિવાર્રિત આવી પડેલી ધાર્મિક ફરજ બજાવું છું. સાંપ્રદાયિક આચાર્યો તથા વિદ્વર્ગ મારી લખેલી વ્યવસ્થાનું નિરીક્ષણ કરી પોતાની સંમતિ પ્રકટ કરવા કૃપા કરશેજ.)

"ફાલ્ગુન[1] માસની પૂર્ણિમાના દિવસે જ્યારે ઉત્તરાફાલ્ગુનીનક્ષત્ર આવે ત્યારે શ્રીપુરુષોત્તમ ભગવાનનો દોલોત્સવ કરવો." આવી રીતે સ્કંદપુરાણના વચનમાં 'राकायां' એ પદમાં આધિકરણ

1 આ સમય ત્રણમાં પૂર્ણિમાંત ગણી આપેલ છે.

સપ્તમી નથી. પરંતુ સામીપ્યસપ્તમીજ છે. નહીંતર ઉ. ફા. નક્ષત્ર નિયમસર ન આવવાથી જ્યારે પૂર્ણિમાને દિવસે ઉ. ફા. ન આવે ત્યારે હોલોત્સવ ન થઇ શકે. રાકાપદમાં સપ્તમી છે. તેમાં સમીપાર્થનો સ્વીકાર કરવાથી પૂર્ણિમાના દિવસે ઉ. ફા. ન હોય તો પણ પૂર્ણિમાની સમીપ ઉ. ફા. આવી જતાં તે દિવસે ઉત્સવ થઇ શકે છે. આવી રીતે શ્રીપુરુષોત્તમજી મહારાજે ઘણા વિસ્તારથી સમજાવ્યું છે.

હવે અહિં શંકા થાય છે કે ફા. શુ. ચતુર્દશીમાંજ ઉ. ફા. હોય ત્યારે ઉત્સવ કરવો અથવા ફા. શુક્લ ચતુર્દશી કે પૂર્ણિમાના દિવસે ઉ. ફા. ન હોવાથી ઉ. ફા. ના યોગવાળી ચૈત્ર કૃષ્ણ પ્રતિપત્ અગર દ્વિતીયાને દિવસેજ ઉત્સવ કરવો ?

આ સ્થળે કેટલાક વિદ્વાનો આવી રીતે વ્યવસ્થા આપે છે જે "એતસ્યા રાકૂ તપસ્યે. એ શ્લોકમાં તપસ્ય વિગેરે પદમાં જે સપ્તમી છે, તેમાં સમીપાર્થ નથી." આવી રીતે પ્રસ્તાનકાર શ્રીપુરુષોત્તમજીએ બતાવેલી દિશા મુજબ તપસ્ય પદમાં અધિકરણાર્થક સપ્તમીના અંગીકારથી ચૈત્ર કૃષ્ણ પ્રતિપત્‌ના દિવસે ઉ. ફા. માં પૂર્ણિમાનું સામીપ્ય હોવા છતાં પણ ફાલ્ગુન માસનું અધિકરણ ન હોવાથી તેમજ ચૈત્રકૃષ્ણ દ્વિતીયાને દિવસે ઉ. ફા. માં તો ફાલ્ગુન માસના અધિકરણવાળી પૂર્ણિમાનું અવ્યવધાન તથા રાકાસમીપ્યનો પણ અભાવ હોવાથી ચૈત્રકૃષ્ણ પ્રતિપત્ અથવા દ્વિતીયાને દિવસે હોલોત્સવ થઇ શકે નહીં. પરંતુ **પૂર્ણિમામાં ઉત્સવ કરવો** એવાં શાસ્ત્રીય વચનોથી જાણવામાં આવેલો ઉત્સવ ફાલ્ગુન પૂર્ણિમાને દિવસેજ કરવો. ફાલ્ગુન શુક્લ ચતુર્દશી-માંજ ઉ. ફા. આવે તો તે દિવસેજ ઉત્સવ કરવો તથા ફાલ્ગુન શુક્લ ચતુર્દશી અને પૂર્ણિમાના બન્ને દિવસે ઉ. ફા. આવે અથવા કેવળ ફાલ્ગુન પૂર્ણિમાનેજ દિવસે ઉ. ફાલ્ગુની આવે ત્યારે પૂર્ણિમાને દિવસે જ ઉત્સવ કરવો.

પરંતુ તેવી વ્યવસ્થા શ્રીપુરુષોત્તમજીના પ્રસ્તાનગ્રંથના તાત્પર્યનું અજ્ઞાનજ સૂચવે છે. જો કે તપસ્યપદમાં અધિકરણાર્થક સપ્તમી હોવા છતાં પણ તે અધિકારનો અન્વય તો રાકાપદમાંજ થવાથી ફાલ્ગુનાધિકરણક રાકાસામીપ્ય–ફાલ્ગુન શુક્લ ચતુર્દશીની ઉત્તરાફાલ્ગુની માફક ચૈત્રકૃષ્ણ પ્રતિપત્‌ની ઉત્તરા ફાલ્ગુનીમાં પણ પ્રાપ્ત થાય છે. તેનું વારણ સાક્ષાત્ બૃહસ્પતિ દેવગુરુ પણ કરી શકે તેમ નથી. તેમ ચૈત્રી કૃષ્ણ પ્રતિપત્ ઉત્તરા ફાલ્ગુનીમાં ઉત્સવ કરવો તે તો શાસ્ત્રવચનથી અબાધિત પણ થઇ શકતું નથી !

તપસ્યપદમાં અધિકરણાર્થ સપ્તમીનો અન્વય ઉત્તરાફાલ્ગુનીમાં હોવાથી ચૈત્રકૃષ્ણ પ્રતિપત્‌ની ઉ. ફ. નીમાં ફાલ્ગુન માસના અધિકરણનો બાધ આવવાથી ત્યાં ઉત્સવ કરવો તે વિષે કોઇ વચન પ્રાપ્ત થતું નથી એમ ન માનવું. કારણ કે ઉ. ફા. નક્ષત્રનો યોગ નિયત ન હોવાથી જ્યારે પૂર્ણિ-મામાં તે ન આવે ત્યારે રાકાપદની સમીપાર્થક સપ્તમીના અંગીકારરૂપી બીજથી બનાવેલી ઉત્સવની અકર્તવ્યાપત્તિ વ્યર્થ થઇ જાય છે !

તપસ્યપદમાં અધિકરણાર્થ સપ્તમીનું પ્રાધાન્ય હોવાથી તેનો અન્વય ઉ. ફા. માં કરતાં ફા. શુક્લ ચતુર્દશી અને પૂર્ણિમા બન્નેમાં પણ ઉ. ફા. નક્ષત્ર ન આવે અને ચૈત્રકૃષ્ણ પ્રતિપત્‌ના દિવસેજ ઉ. ફા. હોય ત્યારે સમીપાર્થક સપ્તમીનો અંગીકાર કરવા છતાં પણ નમોને ઉત્સવ ન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે ( અર્થાત્ ઉત્સવ થઇ શકશે નહીં ) એનું વારણ થઇ શકતું નથી !

તપસ્યપદમાં અધિકરણાર્થક સપ્તમીનો અન્વય રાકાપદમાં કરીએ તો ચૈત્રકૃષ્ણ પ્રતિપત્‌ની ઉ. ફા. માં તપસ્યાધિકરણક રાકાનું સામીપ્ય આવી જતાં તેજ દિવસે ત્યાં ઉત્સવ કરવા વિષે વચનથી પ્રતીતિ થઇ જવાથી ઉત્સવનું અકર્તવ્યત્વ ( ઉત્સવ ન કરવો તે ) રહેતું નથી અને સમીપાર્થક સપ્તમી માનવી છે તે સાર્થક પણ થઇ જાય છે.

તપસ્યપદમાં આધિકરણાર્થક સપ્તમીનો અન્વય ઉ. ફા. માં કરતાં ફા. શુ. ચતુર્દશી અને પૂર્ણિમાના દિવસે ઉ. ફા. ન આવે તો પણ ફાલ્ગુન પૂર્ણિમાના દિવસેજ પૂર્ણિમા કર્તવ્યત્વ બોધક વચનથી પ્રાપ્ત થતા ઉત્સવનો સંભવ હોવાથી અકર્તવ્ય (ઉત્સવ ન કરવો) નો પ્રસંગ નહીં આવે એમ નહિં કહેવું.

એમ માનવાથી પૂર્ણિમામાં ઉ. ફા. ન હોય ત્યારે બીજાં શાસ્ત્રવચનોથી ઉત્સવ થઇ શકતો હોવાથી ઉત્સવની અકર્તવ્યત્વાપત્તિ પ્રયુક્ત જે રાકાપદની સમીપાર્થક સપ્તમીનો સ્વીકાર કરેલો છે, તે નિરર્થક થઈ જવાની આપત્તિ પૂર્વકની માફકજ રહેશે! ચૈત્રકૃષ્ણ પ્રતિપતમાંજ ઉ. ફા. હોય તો પણ ઉ. ફા. રહિત ફાલ્ગુન પૂર્ણિમાના દિવસે ઉપરના વચનથી (તવસ્યે૦) પ્રાપ્ત ન થતો પણ ઉત્સવ અન્ય વચનથી પ્રાપ્ત થઇ જાય છે તેનો પરિહાર કોણ કરી શકે? એમ ન માનવું કારણ કે ફાલ્ગુન શુકલ ચતુર્દશીના દિવસેજ ઉ. ફા. આવે ત્યાર **"ફા. પૂર્ણિમામાંજ ઉત્સવ કરવો"** વિગેરે જણાવનારાં વચનોથી બોધિત ઉત્સવનો પૂર્ણિમામાં પરિહાર કરવાથી અમારૂં અને તમારૂં સમાધાન સમાનજ થઈ જાય છે (અર્થાત્ ફા. ચતુર્દશીયે ઉ. ફા. આવતાં તમો જે સમાધાન કરો છો તેજ સમાધાન ચૈત્રકૃષ્ણ પ્રતિપત્ના દિવસે તે આવતાં અમારૂં છે)!

પૂર્વના ઋષિયો સ્વતંત્ર હતા અને તેથી જ પૂર્ણિમામાં ઉત્સવ કરવા વિષે મળતાં વચનોથી નિશ્ચિત થયેલો ઉત્સવ ઉ. ફા. રહિત પૂર્ણિમાના દિવસે કરવામાં કંઇ પણ અડચણ આવતી નથી એમ માનવું. જો એમ માનશો તો અવ્યવસ્થાનો દોષ આવી જશે કારણ કે, ચતુર્દશી અને પૂર્ણિમા એમ બન્નેમાં ઉત્સવ કરવાનાં બોધક વચનો પ્રાપ્ત થાય છે. તે બન્ને વચનોમાંથી કયું માની ઉત્સવ સ્થિર કરવો? એમ નિશ્ચય થતો ન હોવાથી એકજ વર્ષમાં ફા. શુ. ચતુર્દશી અને પૂર્ણિમા બન્ને દિવસોમાં ઉત્સવ પ્રાપ્ત થઈ જાય છે તેનું નિવારણ થઈ શકે તેમ નથી. બે તિથિમાંથી એક તિથિને ઉત્સવ માટે મંજુર કરશો કોઈ નિયામકજ રહેશે નહીં. સાધારણ રીતે ચતુર્દશી અને પૂર્ણિમાના દિવસે ભિન્ન વચનોથી ઉત્સવનો બોધ થાય છે. તથાપિ 'તવસ્યે માસિ રાકાયાં' ઇત્યાદિ **બ્રાહ્મ અને સ્કંદ** પુરાણના વચનને ન ચાલતાં વ્યવસ્થાપક તરીકે માની લેવું ઘટે છે **"ત્યારે ઉત્તરાફાલ્ગુની આવે ત્યારેજ ઉત્સવ કરવો"** આવો અર્થ તવસ્યે૦ એ વચનના તાત્પર્ય રૂપે મળી આવવાથી ઉ. ફા. શૂન્ય ચતુર્દશી કે પૂર્ણિમાના દિવસે અન્ય વચનથી પ્રાપ્ત થતા ઉત્સવનું પણ નિયમન થઇ શકે છે.

અત્રે કોઈ શંકા કરે કે ફાલ્ગુન પૂર્ણિમાના દિવસે ઉ. ફા. આવે ત્યારે ઉત્સવ વચનપ્રાપ્ત શી રીતે થાય? કારણ કે પૂર્ણિમાના દિવસે ઉ. ફા. આવવાથી પૂર્ણિમાનું સામીપ્ય તો રહેતું નથી.

પણ તેમ નથી. રાકાપદમાં આવૃત્તિ (એકજ શબ્દનો જૂદી જૂદી રીતે અર્થ કરવો) કરવાથી એક વખત તો રાકા શબ્દમાં અધિકરણાર્થક સપ્તમીનો સ્વીકાર કરવાથી. આવૃત્તરાકાયામ્ એવી રીતે ઘટિત વચન વડે ફાલ્ગુનના અધિકરણવાળી જે રાકા, તેના અધિકરણવાળી જે ઉ, ફાલ્ગુની, તેમાં ઉત્સવ કરવો એમ બોધ થઇ શકે છે. તેમ માનવાથી ઉ, ફા. યુક્ત પૂર્ણિમા અને ઉ. ફા. યુક્ત ચતુર્દશીમાં તેમજ ઉ. ફા. યુક્ત ચૈત્ર કૃષ્ણ પ્રતિપત્ અને ચૈત્ર કૃષ્ણ દ્વિતીયાના દિવસે પણ દોલોત્સવ શાસ્ત્ર પ્રાપ્ત થઈ શકે છે. આવી રીતે મીમાંસા કરવાથી સિદ્ધાન્ત નિકળે છે.

તેથીજ શ્રીપુરુષોત્તમજી મહારાજે ઉત્સવપ્રતાનમાં, ઉપક્રમ કરતાંજ "પૂર્ણિમાના દિવસે અથવા તેની સમીપે ઉ. ફા. નક્ષત્રમાં ઉત્સવો કરવો" એમ પ્રતિજ્ઞાવાક્યની યોજના કરી છે. અને પ્રતિજ્ઞા રૂપે નક્કી કરેલા પૂર્ણિમા પદમાં અધિકરણાર્થક સપ્તમીનો અન્વય. ઉ. ફા. માંજ કરવાથી "પૂર્ણિમાના અધિકરણવાળા ઉ. ફા. નીમાં, અથવા પૂર્ણિમાની સમીપવર્તી ઉ. ફા. માં ઉત્સવ કરવો" આવી રીતે પ્રતિજ્ઞાવાક્યથી અર્થની પ્રતીતિ થાય છે.

ચતુર્દશી અને પૂર્ણિમા એમ બે દિવસમાંજ ઉત્સવ કરવો એવો અભિપ્રાય જો પ્રતાનકાર શ્રીપુરુષોત્તમજીનો હતે તો "पूर्णिमायां तत्समीपचतुर्दश्युत्तरफल्गुन्यां वा उत्सवः" "પૂર્ણિમાના દિવસે અથવા તેની સમીપ ચતુર્દશીના દિવસે ઉ. ફા. નક્ષત્રમાં ઉત્સવ કરવો" એમ સ્પષ્ટ કહતે.

પરંતુ તેમ ન કહેતાં પૂર્ણિમાના દિવસે પણ ઉત્તરાફાલ્ગુનીમાંજ ઉત્સવ શાસ્ત્રપ્રાપ્ત છે. એવા અભિપ્રાયથીજ **તત્સમીપે** શબ્દ અને **ઉત્તરફાલ્ગુન્યાં** એ શબ્દનો સમાસ કર્યો નથી તેમ થવાથી પૂર્ણિમાપદનો ઉ. ફા. ના અભિપ્રાયવાળો અન્વય ન થઈ શકે. "એટલા સારૂ નક્ષત્રનું પ્રાધાન્ય વિજયાદશમીના નિર્ણયમાં બતાવેલું છે." આવી રીતે પ્રતાનકારે કહ્યું છે. જો નક્ષત્ર રહિત તિથિમાં ઉત્સવ કરવા માટે શાસ્ત્રોનું અનુમોદન હોય તો नक्षत्रप्राधान्य० અને न च तिथ्याग्रहः कर्तव्यः એ પ્રતાનકારની ઉક્તિમાં અસંગતિ દોષ આવે. જેનું વારણ નજ થઈ શકે. અને તેજ કારણસર હોલી અને દોલોત્સવના મધ્યમાં જ્યારે એક દિવસ ખાલી આવે ત્યારે શ્રી...નો અધિક શૃંગાર ધરાવવાનો નિર્દેશ ગોસ્વામિકુલતિલક, પરમોદારચરિત, વિદ્વત્કેસરી શ્રીવિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઈજી) ના સમયથી પ્રચલિત, સેવા શૃંગારની પ્રણાલીના પ્રાચીન પુસ્તકોમાં સ્પષ્ટ કરેલ છે. જો કેવળ પૂર્ણિમાનોજ આગ્રહ રાખી ઉત્સવ કરવાનો પૂર્વાચાર્યોનો આગ્રહ હોય તો. હોલી અને દોલોત્સવના મધ્ય દિવસને સ્થાનજ ન મળવાથી સેવાપ્રણાલીમાં જણાવેલું વાક્ય વિષય વગરનું નિરર્થક થઈ જાય છે.

શાસ્ત્રને છોડી દઈને અધિક શૃંગાર કરવાનો પ્રચાર થયો હશે એમ તો કોઈ પણ રીતે ન કહી શકાય. સમગ્ર શાસ્ત્રોના પારંગત, શાસ્ત્રોક્ત કર્મોનું અનુષ્ઠાન કરનારા ધર્માચાર્યો. શાસ્ત્રની પરવા કર્યા સિવાય કંઈ આરંભ કરે તેમા તેઓને કોઈ પણ જાતનું કાર્ય નજ હોઈ શકે.

સર્વતંત્રસ્વતંત્ર વિદ્વત્કેસરી શ્રીગુસાંઈજી, શ્રીપુરુષોત્તમજી પ્રભૃતિ અનેક ધર્માચાર્યો શાસ્ત્રાનભિજ્ઞ હતા આવી અજ્ઞાનયુક્ત કલ્પના તો મનથી પણ થઈ શકે નહીં.

તેમજ શ્રીનાથદ્વારના પંડ્યાજી નૃસિંહલાલજી જ્યોતિઃશાસ્ત્રવિશારદને ત્યાં શ્રીગુસાંઈજી, શ્રીવિઠ્ઠલનાથજીના ખાસ શ્રીહસ્તથી લખેલ એક પત્ર તેમની સેવામાં બિરાજે છે. તે પત્ર શ્રીગુસાંઈજીએ પોતાના પુત્રો અને પૌત્રો પ્રત્યે સંવત ૧૬૪૦ ની સાલમાં લખેલો છે. ઉક્ત પત્રમાં શ્રી........ની સેવાના સંબંધમાં અત્યંત આવશ્યકીય સૂચના કરી છે. એ નજદીકના દોલોત્સવ વિષે જણાવ્યું છે કે—

"दोलोत्सवः उत्तराफल्गुनीनक्षत्रेऽरुणोदयसमये कार्यः" "દોલોત્સવ ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર આવે ત્યારે પ્રાતઃકાલે કરવો" વિગેરે સ્પષ્ટ જણાવ્યાથી શ્રીગુસાંઈજીએ પણ અન્ય નક્ષત્રમાં દોલોત્સવ કરવો અભિમત ન હતો. તે સ્પષ્ટ સમજી શકાય છે.

**(શંકા)**—અત્રે કોઈ શંકા કે જો આ ઉપરથી ચૈત્ર કૃષ્ણ પ્રતિપદના રોજ ઉ. ફા. નક્ષત્રમાં પણ ઉત્સવશાસ્ત્ર સંમત છે, તો ચૈત્ર કૃષ્ણ દ્વિતીયાને દિવસે ઉ. ફા. આવે ત્યારે તો પૂર્ણિમાનું સામીપ્ય ન આવવાથી તે દિવસે ઉત્સવ શાસ્ત્રસંમત શી રીતે માની શકાય?

**(સમાધાન)**—પરંતુ તેમ નથી. શાસ્ત્રમાં તો વ્યવહિત (એકાદ બે દિવસના વ્યવધાનવાળું) અવ્યવહિત (વ્યવધાન વગરનું) અને આધારજ આમ ત્રણ પ્રકારનું સામીપ્ય માનેલું છે. તે પ્રમાણે પૂર્ણિમાનું વ્યવહિત સામીપ્ય માનવાથી દ્વિતીયાને દિવસે પણ બાધ આવતો નથી. તેમજ **સમીપ** અને **અનંતરપદ** પર્યાયવાચી તો નથીજ. એટલા માટે કાશીની સમીપે પ્રયાગ નાથદ્વારની સમીપે કાંકરોલી, મુંબઈની સમીપે પૂના, ઇત્યાદિ શિષ્ટ પુરુષોએ યોજેલા પ્રયોગો યોગ્ય જણાય છે. નહીંતર કાશી અને પ્રયાગના મધ્યમાં અનેક ગામો આવી જતાં અવ્યવહિત સામીપ્ય

ન હોવાથી ઉપર જણાવેલા પ્રયોગોનો ઉચ્છેદજ થઈ જાય. સમીપ અને અનંતર પદને પર્યાય તરીકે માનીયે તો अस्तेः समीपेऽनन्तरेवा । એવી ભાષ્યકાર મહર્ષિ પતંજલિની ઉક્તિની સંગતિ થઇ શકતી નથી. તમારા મતમાં (વાદીના) સમીપ અને અનંતરપદને પર્યાય તરીકે માનવાથી अनन्तरे समीपे એમ જુદાં બે પદનું ઉચ્ચારણ વ્યર્થ થઈ જાય છે. (અત્રે વાદી બીજી એક કલ્પના રજુ કરે છે)

જે તત્પરપ પદમાં અધિકરણાર્થક સપ્તમીનો શાકાપદમાં અન્વય કરતાં તેમજ વ્યવહિત અને સાધારણ એમ ત્રણ પ્રકારના સામીપ્યનું ગ્રહણ કરીએ તો ફા. કૃષ્ણ દ્વિતીયા તૃતીયામાં પણ ઉ. ફા. હોય ત્યારે પણ દોલોત્સવ શાસ્ત્રાનુમોદિત થઇ શકે.

**(સમાધાન)**—પણ તેમ નથી. જ્યારે ફા. કૃષ્ણ દ્વિતીયામાં ઉ. ફા. હોય ત્યારે ફાલ્ગુન શુક્લ ચતુર્દશી કે પૂર્ણિમાના દિવસે પણ ઉ. ફા. આવી જવાથી ફાલ્ગુન શુક્લ ચતુર્દશીની ઉ. ફા. ની અપેક્ષાએ ફા. કૃષ્ણ દ્વિતીયા તૃતીયાની ઉ. ફાલ્ગુની તો. ફા. શુ. પૂર્ણિમાથી અત્યંત રદ થઇ જાય છે તેથી વ્યવધાન વગરની ઉ. ફાલ્ગુની અને બે ત્રણ દિવસના અલ્પ વ્યવધાન યુક્ત ઉ. ફા. એ બેમાંથી કોઇ એક ઉ. ફા. ની અપેક્ષાથી વીસ પચીસ દિવસના વ્યવધાનવાળી ઉ. ફા. (ફાલ્ગુન કૃષ્ણ પક્ષની) નું ગ્રહણ કરવામાં કોઇ પણ કારણ નથી. જેથી ફા. કૃષ્ણપક્ષની ઉ. ફા. માં પણ ઉત્સવ નજ થઇ શકે. (વાદીની શંકા)

ચૈત્ર કૃષ્ણ પ્રતિપત્ અને દ્વિતીયાના દિવસે ઉ. ફા. પ્રાપ્ત થતાં ઉત્સવ થતો ઉત્સવના સ્વીકારવામાં **દોલોત્સવ** ને જે ફાલ્ગુન માસના ઉત્સવ તરીકે માનવાનો વ્યવહાર છે તે નષ્ટ થઇ જાય છે.

**(સમાધાન)**—પણ તેમ નથી. ફલ્ગુની નક્ષત્રયુક્ત પૂર્ણિમાને ફાલ્ગુની કહેવાય છે અને તે ફાલ્ગુનીયુક્ત માસને **ફાલ્ગુન** પદનો વ્યવહાર થઈ શકે છે. તે સ્થળે ફલ્ગુની નક્ષત્ર રહિત પૂર્ણિમાવાળા માસમાં ફાલ્ગુનીનું સામીપ્ય માનીને જેવી રીતે ફાલ્ગુન માસનો વ્યવહાર થાય છે તેવી રીતે ચૈત્ર કૃષ્ણ પ્રતિપત અને દ્વિતીયામાં પણ ફાલ્ગુન પૂર્ણિમાનું સામીપ્ય લઇને તેને ફાલ્ગુનના ઉત્સવ તરીકે વ્યવહાર કરવામાં કોઇ પણ બાધક નથી.

આ ઉપરથી ચૈત્ર કૃષ્ણ પ્રતિપત અગર દ્વિતીયાના દિવસે ઉ. ફ. નક્ષત્ર આવતાં દોલોત્સવ શાસ્ત્રીય પ્રાચીન પરંપરાથી પ્રચલિત છે તેમજ સમગ્ર પુષ્ટિમાર્ગીય આચાર્યો તેમજ વિદ્વાનોથી અનુમોદિત છે. એ વિષયમાં કોઇ પણ બાધક નથી એમ સુધી વર્ગ સમજો.

કોઇપણ વિદ્વાન્ અદેખાઇનો ત્યાગ કરીને જો આ વ્યવસ્થાનું ખંડન કરશે તો તે ખંડન મને તાપકારક નથી બલ્કે થીમને હર્ષજ થશે.

## પ્રાર્થના શ્લોકો.

પુરો૦—વિવેકી સજ્જનો તેમજ અવિવેક દ્રષ્ટિવાળા પુરુષોની સમક્ષ પણ જટાશંકર શાસ્ત્રી પ્રાર્થના કરે છે.

સયુક્તિ૦—મેં શાસ્ત્રીય પ્રમાણ અને સદ્યુક્તિપુરઃસર આ દોલોત્સવ વિસ્તૃત વ્યવસ્થા લખી તેનું ખંડન બુદ્ધિમાન સુજ્ઞ પુરુષ કરશે તો તે ખંડનથી મારા અંતઃકરણને લેશ માત્ર પણ દુઃખ થશે નહીં.

સમ્પૂર્ણ૦—મારી આપેલી આ વ્યવસ્થાના સંપૂર્ણ તાત્પર્યને ન સમજનારા પુરુષો અથવા યથાર્થ સમજીને પણ અત્યંત ઇર્ષ્યા રાખનારા પુરુષો સયુક્તિ અને શાસ્ત્રીય વચનથી રહિત એવા કુત્સિત ખંડન કરવામાં નિરર્થક શ્રમ ઉઠાવી ખિન્ન ન થાય.

શ્રીવલ્લભાચાર્યચરણરજનો અભિલાષી વિદ્વાનોનો અનુચર,

**ભટ્ટ જટાશંકર શાસ્ત્રી.**

તેની હાજ નોંધ આપ સર્વે વૈષ્ણવ સમક્ષ વાંચી સંભળાવવા રજા લઉં છું. આ સંસ્થાના આ વાર્ષિક મહોત્સવને આશીર્વાદ આપનારા પત્રો ગો. શ્રી. અનિરૂદ્ધાચાર્યજી મહારાજ તથા ગો. શ્રી. વ્રજનાથલાલજી મહારાજશ્રીના મળ્યા છે. અમદાવાદથી શાસ્ત્રીજી વસંતરામભાઇ, પ. ભગવદીય લલ્લુભાઈ છગનલાલ દેસાઈ, તથા શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા, તથા હરજીવનદાસ ટ્રસ્ટ ફંડ, તથા અમૃતલાલ હરજીવનદાસ, તથા ઝવેરી મોહનલાલ મગનલાલ, તથા નડીયાદથી પ. ભ. જીવણદાસભાઈ, તથા પ. ભ. ત્રિભુવનદાસ પીતાંબરદાસ, તથા રાજકોટથી પ. ભ. વેલજીભાઈ નથુભાઇ, તથા મનુભાઈ બેચરભાઇ, તથા જામનગરથી મોહનલાલ લક્ષ્મીદાસ, તથા મુંબઇથી શ્રી પુષ્ટિમાર્ગીય "યુવક" પરિષદ તરફથી, તથા સ. ચુનીલાલ, પરીખ, તથા વઢવાણ શહેરથી પ. ભ. અમરશી નારણદાસ, તથા બાલાજી મોતી, તથા મૂળચંદ જેઠા, તથા નારણદાસ જીવાભાઇ, તથા પ. ભ. જેચંદ છગન. આ ઉપરાંત વઢવાણ શહેરનાં વૈષ્ણવો, તથા ઉત્સાહી યુવકો તરફથી આ સંસ્થાને ફરનીચર ઉપરાંત સારી રકમ મળી છે જેનો ટોટલ રૂ. ૮૦ જેટલો થાય છે. તે માટે અમે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. કલિકાલ મહાન કઠણ છે. ભલાભલાઓની બુદ્ધિઓ ભ્રમિત થઇ ગઇ છે. આવા સમયમાં પણ આપણા વૈષ્ણવ યુવાનો પોતાનાં સ્વધર્મમાં જેટલી શ્રદ્ધા રાખે છે તે પ્રભુકૃપાજ છે. ત્યાર બાદ રા. હરગોવિંદદાસે જણાવ્યું હતું કે, આજે આપણા ગામમાં મહાસભાની સ્થાપના થઇ હતી. જેને કાલે એક વર્ષ પૂર્ણ થયું છે. તેથી હું પરમકૃપાળુ પરમાત્મા પાસે યાચું છું કે આ સંસ્થા આવા ધાર્મિક, અનેક કાર્યો કરીને અનેક વર્ષો વ્યતીત કરે. શુદ્ધાદ્વૈત-ભક્તિ-માર્તંડનાં તંત્રી શાસ્ત્રીજી વસંતરામભાઇએ આ સંસ્થા સ્થાપવાનો જે નિર્ણય તથા ધારાધોરણ કરી આપ્યાં તેને માટે આ સંસ્થા તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. આ સંસ્થાને અવાર નવાર પત્રિકાઓદ્વારા ચેતન શક્તિ આપનાર શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદનાં મુંબઇ કાર્યકર્તાઓનો આભાર આ સંસ્થા માને છે. તથા આ સંસ્થાનાં મંત્રી તરીકે ભાઇશ્રી ગોપાલદાસે તન, મન, ધનથી જે આ સંસ્થાની સેવા બજાવી છે, તેને માટે તેઓનો આ સંસ્થા આભાર માને છે; તથા આ સંસ્થાનાં પુસ્તકાલયનું કામ ભાઈ ચતુરદાસ કરે છે તેનો પણ આ સંસ્થા આભાર માને છે. ત્યાર બાદ સભા નિકુંજનાયકના જયનાદ સાથે બરખાસ્ત થઈ હતી.

શ્રી ગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ સિદ્ધપુર—(ઉત્તર ગુજરાત) માં વડોદરા-રાજ્યનાં મે. સર સુબા સાહેબ મણિલાલભાઇ તથા મહેસાણા પ્રાંતના મે. નાયબ સુબા તથા મે. સિદ્ધપુર વહીવટદાર સાહેબ અને મહેસાણા પ્રાંતનાં પાટણ વિભાગના વિદ્યાધિકારી સાહેબ શ્રી. કાંતિલાલભાઇ વિગેરે સરકારી અમલદારોએ અહિં પધારી અહિંની વ્યવસ્થા જોઈ હાર્દિક સંતોષ જાહેર કર્યો છે, અને પંડિત શ્રી લક્ષ્મીલાલજી એ "જગદ્‌ગુરૂ શ્રીમદ્‌વલ્લભાચાર્યના રચેલાં" "શ્રીસુબોધિની" શ્રીમદ્‌ગાયત્રીભાષ્ય વિગેરે ગ્રન્થો ઉપર સુંદર પ્રવચન કર્યું હતું. અને આ વર્ષે અહિંથી શ્રી કાશીની વ્યાકરણ મધ્યમાની દ્વિતીય ખંડની પરીક્ષામાં બે વિદ્યાર્થીઓ, સાધારણ પ્રથમામાં પરીક્ષામાં એક વિદ્યાર્થી અને સાહિત્ય મધ્યમાના દ્વિતીય ખંડની પરીક્ષામા એક વિદ્યાર્થી એમ મળી કુલ ૪ વિદ્યાર્થીઓ બેઠા હતા, અને કલકત્તાની સાહિત્ય તીર્થની પરીક્ષામાં એક વિદ્યાર્થી, સાહિત્ય મધ્યમામાં એક વિદ્યાર્થી, સાહિત્ય પ્રથમામાં બે વિદ્યાર્થી, પુરાણ પ્રથમામાં એક વિદ્યાર્થી, પુરાણ મધ્યમમાં એક વિદ્યાર્થી તથા વ્યાકરણ પ્રથમામાં ૯ વિદ્યાર્થીઓ બેઠા હતા, તેમનું પરિણામ બહાર પડયું નથી, હવે જે વિદ્યાર્થીઓ કાશી અને કલકત્તાની પરીક્ષામાં બેઠાં નથી તેમની સંવત્ ૧૯૯૦ ના ફાગણ વદ ૧૩ અને ૧૪ ના દિને વાર્ષિક પરીક્ષા લેવાઇ છે. તેમાં સંસ્કૃત વિભાગમાં કુલ ૧૭ વિદ્યાર્થીઓ બેઠા હતા અને ૧૫ વિદ્યાર્થીઓ પાસ થયા છે. વેદ વિભાગમાં કુલ ૧૯ વિદ્યાર્થીઓ બેઠા હતા અને તે સર્વે પાસ થયા છે, વેદ વિભાગનાં પરીક્ષક તરીકે વેદ શાસ્ત્ર સંપન્ન શ્રી. બચુભાઇ ગણપતરામ વેદપાઠી નિમાયા હતા, અને સંસ્કૃત વિભાગના પરીક્ષક તરીકે સિદ્ધપુર હાઈસ્કુલના હેડ માસ્તર શ્રી મધુકુમાર શિવરામ દેસાઇ "એમ. એ" નીમાયા હતા આ આશ્રમમાં બ્રાહ્મણનાં બાલકોને કોઇ જાતની ફી લીધા વગર ભોજન, રહેવાનું સ્થાન વિગેરે આપવા સાથે વિદ્યા દાન અપાય છે, હમણાં અહિં ૫૨ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે, આ બ્રહ્મચર્યાશ્રમનાં નિભાવ માટે કોઇ જાતનું સ્થાયી ફંડ નથી, ફક્ત સદ્ગૃહસ્થોની ઉદાર મદદથી જ આનો નિભાવ થાય છે, માટે દાનવીર ગૃહસ્થો આ બ્રહ્મચર્યાશ્રમને પોતાના ઉદાર હાથથી દાન આપી પોષે અને અહિં પધારી હાથથી દાન આપી પોષે અને અહિંની વ્યવસ્થા જોઇ આનંદ મેળવે એવી અમારી પ્રાર્થના છે.

સૂચના—નવીન વિદ્યાર્થીઓને દાખલ થવા માટે ચૈત્ર સુદ ૧ થી બીજા વૈશાખ વદ ०)) સુધીનો સમય રાખેલો છે, તો જે વિદ્યાર્થીઓને આ બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ થઈ વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમના વાલીઓએ ત્યાં સુધીમાં અરજી કરવી અને સંસ્થાનો છપાયેલો રીપોર્ટ તથા નિયમાવલી મંગાવી વિશેષ હકીકતથી માહિતગાર થવું. ઉમાશંકર શર્મા.

## શ્રીવૈષ્ણવધર્મ વર્દ્ધિની સભા અને શ્રીવૈષ્ણવધર્મ વાચનાલય.

વૈષ્ણવ બંધુઓ !

ગોરાગામ આ કુલાબા જીલ્લાના માનગામ તાલુકામાં આવેલું વૈષ્ણવોની વસ્તીવાળું એક ગામ છે. અત્રે ઉપરની બન્ને સંસ્થાઓ આજે તેર વર્ષથી સમ્પ્રદાયની સેવા યથાશક્ય કરી રહેલ છે. હાલમાં દેશકાળની પરિસ્થિતિ એટલી બધી વિકટ ઉપસ્થિત થઇ છે કે સનાતન ધર્મ ઉપર ચોતરફથી આક્રમણો થઇ રહ્યા છે. તેમાં એ પુષ્ટિમાર્ગ-વૈષ્ણવ ધર્મને વધારે સહન કરવું પડે છે. આવા સમયે ધર્મરક્ષણ માટે દરેક ધર્માભિમાની મનુષ્યોએ સંગઠિત થઇ ધર્મ રક્ષણ માટે કટિબદ્ધ થવાની જરૂર છે. તે માટે ઉપર્યુક્ત બન્ને સંસ્થાઓ બનતું કાર્ય કરે છે. સંસ્થાઓનું ધ્યેય વૈષ્ણવોને પ્રારંભમાંજ સત્કર્તવ્યથી જાગ્રત કરી 'ધર્મો રક્ષતિ રક્ષિતઃ' એ સૂત્રાનુસાર ધર્મરક્ષણના સિદ્ધાન્તો અવારનવાર ઉત્સવ મહોત્સવે અને પ્રાસંગિક ) સભાઓ ભરી વ્યાખ્યાનાદિ દ્વારા સમજાવવામાં આવે છે.

### સંસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ.

જગદ્ગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યજીના મહાન સિદ્ધાન્તોનો વૈષ્ણવ સમાજમાં પ્રચાર કરવો અને તે માટે સામ્પ્રદાયિક સાહિત્યજીજ્ઞાસુઓને વાંચવા માટે સગવડ આપી તે દ્વારા સામ્પ્રદાયિક સિદ્ધાન્તાનુરાગી બનાવી વૈષ્ણવી જનતાને જાગૃત કરવી અને દેશકાલાનુસાર સામ્પ્રદાયિક સિદ્ધાન્તપ્રચારાર્થે ઉચિત ઉપાયોનો નિડરપણે અમલ કરવો.

બન્ને સંસ્થાઓનો માત્ર આ મુખ્યજ ઉદ્દેશ છે. કુલાબા જીલ્લામાં વૈષ્ણવોની માત્ર આ એકજ સંસ્થા છે. માટે ધર્માનુરાગી વૈષ્ણવ સદ્ગૃહસ્થોએ સંસ્થાને તન, મન, ધનથી યથા શક્ય મદદ કરી પોતાની ફરજ બજાવવા ચૂકવું નહિ. સંસ્થાઓ સ્વાર્થત્યાગમાં દિન પ્રતિદિન પોતાની પ્રગતિ કરી રહી છે. તે વૈષ્ણવી જનતાના સહકાર અને આર્થિક મદદને આભારી છે.

### સંસ્થા તરફથી એક નવી યોજના.

જે વૈષ્ણવો સંસ્થાને વાર્ષિક આઠ આનાથી વિશેષ ન્યોછાવર આપશે તેઓના નામથી ભગવદ્ મંડળીમાં 'જયશ્રીકૃષ્ણ' એક વર્ષ સુધી બોલાશે આ રીતે મદદ કરનારા વૈષ્ણવોના નામોનું રજીસ્ટર સ્વતંત્ર રાખેલ છે. આ યોજનાથી સંસ્થાને મદદ થશે અને ભગવદ્મંડળીમાં ભાગીદારી રહેશે.

શ્રીકૃષ્ણચન્દ્રના લાડીલા વૈષ્ણવો ! આ પત્રિકા વાંચી, વિચારી વંચાવી આ ધર્મોન્નતિના કાર્યમાં યથાશક્ય અવશ્ય મદદ કરી આભારી કરશોજી.

મુ. ગોરાગામ બન્દર
જીલ્લા કુલાબા
તાલુકા માણગામ

નિવેદક,
માનદ મન્ત્રીઓ.
શ્રી વૈષ્ણવ ધર્મવર્દ્ધિની સભા
અને
શ્રી વૈષ્ણવ ધર્મ વાચનાલય.

## વૈષ્ણવોંસે નિવેદન.

સર્વ વૈષ્ણવોંસે નિવેદન હૈ કિ:—

જતીપુરામેં જો પુસ્તકાલય ખોલી ગઇ હૈ ઉસકા મુખ્ય ઉદ્દેશ્ય સમ્પ્રદાયી ગ્રન્થોંકો ઇકઠ્ઠા કરકે સર્વ વૈષ્ણવોંકો પઢનેકે લિયે પ્રેમસે દેતે રહના—ઔર અન્ય પરોપકારી કાર્ય કરનેકે લિયે યથાશક્તિ પુસ્તકાલયકી તરફસે મદદ કરના—જૈસે વ્રજ ચૌરાસી કોસકી વન યાત્રામેં એકદેશ પુસ્તકાલયકા રહના ઉચિત ઔર આવશ્યકીય હૈ। ઔર ભી ઇસી તરહકે અનેકાનેક કાર્ય હૈં જો વૈષ્ણવોંકે હિતાર્થ હૈ ઇસ લિયે વૈષ્ણવોંકો ઇસ નવીન પુસ્તકાલયકો ઉન્નતિશાલી બનાનેકે લિયે હર પ્રકારસે મદદ કરની ચાહિયે હૈ.

## ઈનામોંકી ભરમાર.

(૧) ૧) એક રૂપયા સાલાના ભેજકર હરએક વૈષ્ણવકા પરમ ધર્મ હૈ કિ ઇસ પુસ્તકાલયકા મેમ્બર બનેં—ઉન મેમ્બરોંકે લિયે ૧૧ સખાઓંકી વાર્તાકી પુસ્તક જો અભી નઇ છપી હૈ। ઉસમેં અપને શ્રીઆચાર્યમહાપ્રભુજીકી ભી વાર્તા હૈ મુફત ભેજી જાયગી।

(૨) ૧ એક પંચાંગ ગુજરાતી યા હિન્દી કિસી ભાષાકા મંગાવે મુફત દેગે।

(૩) ૧ અર્ધા તોલા સુરમા જો બહુત અચ્છા ઔર ગુણકારી હૈ મુફત મિલેગા।

(૪) દિવાલી પર એક કેલેન્ડર ભેજા જાયગા.

### એક અ ક અવસર.

અધિક માસ જો વૈષ્ણવ મજમેં આવેં યા ઉનકે સગે સંબંધી આવે તો ઉનકે સાથ યથાશક્તિ પુસ્તક ભેજનેકી કૃપા કરેં।

શીઘ્રતા કરનેકી વજહસે લેખમેં બહુત કમી રહી હૈ તથા અક્ષર ભી અચ્છે નહીં લિખ સકે હૈં આગેકે સમયમેં ઇન સબ બાતોંકા યથાશક્તિ સુધાર હો જાયગા।

આપકા હિતેચ્છુ સુખિયા કૃષ્ણદાસજી.

---

## વિનતિ.

(લેખાવટીયા ભમર સાથે નહી બોલું માણારાજ—એ રાગ.)

શ્રીવલ્લભ વિઠ્ઠલને હું નમું મહારાજ, શ્રીગુરુદેવને લાગું પાય રે.
અમને શરણમાં રાખજો શ્રીગુસાંઇજી મહારાજ.
દૃઢ આશરો એક આપનો મહારાજ, નવ ઇચ્છીએ અન્ય સહાયરે—અમને.
પડતો બચાવો આ ભવમાંથી, બાંહ્ય ગ્રહ્યાની લાજ રે—અમને.
હતીત પતિત આપે ઉધાર્યા મહારાજ, એથી અધિક અધિક પરાણ રે—અમને.
એથી અધિક મમ દોષરે મહારાજ, પણ આપ કૃપાએ કંગાળ રે—અમને.
શ્રીવલ્લભના લાડીલા મહારાજ, બીરાજો પ્રયાગને તીર રે—અમને.

---

## શિક્ષા.

( રઘુપતિરાય હૃદેમાં રેજોરે—એ રાગ. )

સુણો પ્યારા આસમે શીખ સારી રે, ચાહો પ્રસન્ન કરવા ગિરધારી—સુણો૦
ભૂતળ પ્રગટયા શ્રીવિઠ્ઠલનાથ રે, સહુને કીધા છે વાલે સનાથ
બીરદ પાળ્યું છે દીનાનાથ—સુણો૦
વાલે પુષ્ટિમાર્ગ પ્રવૃત્ત કીધો રે, માયાવાદીને પડકાર કીધો રે
નિઃસાધનને આશ્રય દીધો—સુણો૦
નિજ દૈવી સંપત્તિને સંભાળો રે, દુષ્ટ સંગનું ડાચું બાળો રે
પ્રેમ નયને પ્રભુજી નીહાળો—સુણો૦
હેતે પ્રીતે હરિના ગુણ ગાઇએ રે, કપટ દંભથી દૂર થાઇએ રે
શ્રીના યુગલકમળમાં રહીએ—સુણો૦
એહુનાં દર્શને દુઃખ જાયે રે, એહુનાં સ્મરણથી સુખ થાય રે
પ્રાગદાસ બલિહારી જાય રે—સુણો૦

---

# आवश्यक-प्रार्थना

आप लोगों से यह बात अविदित नहीं है कि हिन्दू जाति का धार्मिक व नैतिक पतन प्रतिदिन होता देखने में आ रहा है। धर्म का मूल आधार संस्कृत विद्या है। इस विद्या के प्रचार बिना हिन्दू धर्म की रक्षा होना कठिन समझ कर, कोटास्थ प्रथमपीठाधिष्ठित श्रीमद्वल्लभाचार्यवंशभूषण गो० १०८ रणछोड़ जी महाराज ने, श्री विट्ठलनाथ पाठशाला नाम से प्रसिद्ध, एक संस्कृत विद्यालय स्थापित किया है। जिसके द्वारा काशी, कलकत्ता आदि संस्कृत यूनिवर्सिटीयों की प्रथमा से लेकर ऊंचे दर्जे की शास्त्री, तीर्थपरीक्षा तक छात्रवर्ग परीक्षाएँ देकर अच्छे विद्वान बनकर योग्य स्थानों पर नियुक्त भी हो चुके हैं, जिस का संक्षेपतः विवरण सन् ३१ की वार्षिक रिपोर्ट में स्फुट है। एवं भगवत्प्राप्ति साधन, भक्ति, व वेदान्त जैसे उत्तम शास्त्रों की उत्तमा तक बनारस में परीक्षाएँ देकर कई वेदान्त शास्त्री भी होगये हैं। इस पाठशाला का सालाना खर्च लगभग पाँच हजार का है। यह अब तक विदेस्थ धार्मिक धनिक लोगों की तथा मान्यवर परम धार्मिक श्री कोटा नरेश की २००) मासिक सहायता से चल रहा है। किन्तु वर्त्तमान में देश का व्यवसाय बिगड़ जाने से, तथा इस के मूल धन से जो मीलों के शेअर्स खरीदे थे उनके भाव गिर जाने के कारण २) रु० सैंकड़ा की जगह ॥) व ।≈) डिवीडन्ट मिलने से विदेश की सहायता व मुनाफे में कमी होजाने से आमद में अन्दाजन ९००) सालाना की कमी हो गई है—और कार्य बढ़ता जा रहा है। लोकोपकारार्थ-वैद्यक-ज्योतिष-कर्मकाण्ड आदि ग्रन्थों की पढ़ाई शुरू कर देने पर भी आमद कम होने से इन ग्रन्थों के अध्यापक अलग नियत नहीं किये हैं। इस लिये धार्मिक हिन्दू जनता से सानुरोध निवेदन है कि प्राचीन भारतीय मान मर्यादा व धर्म की रक्षा करने वाला संस्कृत विद्या की रक्षा के लिये सालाना एकमुश्त यथाशक्ति अवश्य सहायता प्रदान करें, तो इस पाठशाला का मूल दृढ़ होकर यह पाठशाला थोड़े ही समय में संस्कृत कॉलेज के रूप को धारण कर लेगा। अल्प सहायता देने वालों को भी यह अधिकार होगा कि इस के द्रव्य का असत्कार्य में व्यय होना देखें तो वे व्यवस्थापक-मण्डल को शीघ्र सूचित करें।

निवेदक-मंत्री

**वि० पाठशाला कोटा.**

---

" શ્રીજી "

(છપાય છે) **એક અમૂલ્ય સંગીત ગ્રંથ** (જલ્દી ગ્રાહક બનો)

# સંગીત કીર્તન પદ્ધતિ

**( નોટેશનની સરળમાં સરળ પદ્ધતિ સાથે )**

સંગીત એકદમ આગળ વધે છે. ઘણા ગ્રંથો છપાઈને બહાર પડી ગયા હશે, પણ આ ગ્રંથ એક અનોખી ભાત પાડશે. ગ્રંથમાં શું છે ? (૧) સંગીત એટલે શું ? (૨) કીર્તન સંગીત એટલે શું ? (૩) સંગીત વિદ્યા અને કળા (૪) રાગ કોને કહે છે (૫) રાગ સંખ્યા તથા રાગોત્પત્તિ (૬) રાગકુટુંબ ( રાગણી, રાગપુત્ર, રાગ પુત્રવધુ ) (૭) થાટની સમજણ (૮) નાદ અને શ્રુતિ (૯) સ્વર અને તેના પ્રકાર (૧૦) આરોહ અવરોહ (૧૧) સ્વ-સપ્તક (૧૨) વાદી, સંવાદી, વિવાદી અને અનુવાદી સ્વરોનું બંધારણ (૧૩) અંશ, ગ્રહ, ન્યાસ તથા જાતિ (૧૪) કીર્તનોમાં વપરાયેલા સંગીત શબ્દોના અર્થ (૧૫) સ્થાય, અંતરા, સંચારી અને આભોગ વિષે (૧૬) કાળ અને તાલ વિષે (૧૭) તાલની માત્રા, અંગ પ્રત્યંગ તથા જાતિ વિગેરે (૧૮) કીર્તન સંગીતોપયોગી તાલો ( માત્રા સાથે ) (૧૯) તાલના પખાવજ તથા તબલાના બોલ (૨૦) દ્રુપદ અને ધમાર (૨) કીર્તન સંગીતોપયોગી વાદ્યો વિષે માહીતિ (૨૨) કીર્તન સંગીત ગાયક વિષે (૨૩) કીર્તન સંગીત વિદ્યાર્થી પ્રત્યે (૨૪) લેખન-પદ્ધતિ અને ચિન્હો. મુખ્ય આ ચોવીસ વિષયો ઉપરાંત બીજી ઘણી બારીક સમજણ આપી છે. સંગીત કીર્તનો વિષે આટલી સમજ જો કોઇ પણ સંગીત-શોખીન ધરાવે તો પછી સંગીતની કાંઇ ઓરજ લ્હેજત તેને આવે.

માલકોષ, ભૈરવ, બિલાવલ, અલ્હૈયા, નટ બિલાવલ, આશાવરી, જોનપુરી, સારંગ બિંદ્રાવની સારંગ, પૂર્વી, ખમાજ, કાફી, હમીર, ઇમન, બિહાગ, વિગેરે રાગોનું સ્વરૂપ અને માહીતિ તથા ખાસ સુંદર ભાવવાળી કીર્તનો જુદા જુદાં તાલોમાં સરળમાં સરળ નોટેશનો સાથે પ્રગટ થશે. આ સિવાય કેટલાંક તદ્દન અપ્રસિદ્ધ કીર્તનો અને કીર્તન સૂચી (પ્રણાલી) રાખવામાં આવેલ છે.

પ્રાચીન શુદ્ધ સંગીત અષ્ટસખા આદિ મહાનુભાવિ કીર્તનકારોએ જાળવી રાખ્યું છે. આ માટે એક કરોડ વૈષ્ણવો ખચિતજ મગરૂરી લઇ શકે છે. તેનું ખરૂં રહસ્ય જાણવા માટે આ ગ્રંથ દરેક વૈષ્ણવ કુટુંબમાં હોવોજ જોઇએ. આજકાલના નાટકી તથા ગઝલ કવ્વાલીમાં આસક્ત થતા વર્ગે શુદ્ધ સંગીતનો દિવ્ય સ્વાદ લેવા માટે તૈયાર થવું જોઇએ.

અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૧-૧૦-૦ અને પાછળથી બે રૂપીઆ.

**( નામો જલ્દી નોંધાવો )**

(૧) ચંપકલાલ છબીલદાસ કીર્તનકારજી,
( નવજીવન ફાર્મસી, ગાંધીરોડ પાડાપોળ સામે ) અમદાવાદ.

(૨) મુખ્યાજી લાલાજી, શ્રીગોકુલનાથજીનું મંદિર
ઠે. ધનાસુતારની પોળમાં પટીપોળ, કાળુપુર-અમદાવાદ.

(૩) કીર્તનીયાજી છબીલદાસ મોરારજી,
શ્રીદ્વારકાનાથજીનું મંદિર-પાટણ.

(૪) શુદ્ધાદ્વૈત કાર્યાલય,
રાજામહેતાની પોળમાં સોદાગરની પોળ, અમદાવાદ.

નોંધ:—અગાઉથી ગ્રાહક થનારના નામ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે.



નિત્યલીલાસ્થ,
શ્રીનાથદ્વારાધીશ્વર શ્રીગોસ્વામિતિલકાયિત વિશ્વધર્માચાર્ય
**ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોવર્ધનલાલજી મહારાજ.**

પ્રાકટ્ય, સં. ૧૯૧૮
શ્રાવણ વદ ૧.

નિત્યલીલાપ્રવેશ, સં. ૧૯૮૯
આશ્વિન સુદ ૨.

॥ श्रीमद्वल्लभाधीश्वरा विजन्तान्तमाम् ॥

શ્રીમદખંડભૂમંડલાચાર્યચક્રચૂડામણિ—ભગવદ્વદનવૈશ્વાનર આચાર્યસમ્રાટ્—જગદ્ગુરુ—શ્રીમહાપ્રભુ—શ્રીમદ્વલ્લભાચાર્ય-ચરણસ્થાપિતમુખ્યપીઠાધીશ્વર—શ્રીનાથદ્વારાધીશ્વર શ્રીગોસ્વામિકુલતિલકાયિત આચાર્યવર્ય ગોસ્વામી શ્રી ૧૦૮

# શ્રીગોવર્ધનલાલજી મહારાજનું

# દિવ્ય ચરિત્ર.

## श्रीगुरुदेवने चरणे.

અખંડભૂમંડલાચાર્ય જગદ્ગુરુ શ્રીનાથદ્વારાધીશ્વર શ્રીતિલકાયિત ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોવર્ધનલાલજી મહારાજ મારા પ્રાતઃસ્મરણીય શ્રીગુરુદેવ થાય. એઓશ્રીનું સ્મરણ કરીને પવિત્ર થવા માટે આ નાની પત્રિકા પ્રકટ કરવા પ્રેરાયો છું.

સંવત ૧૯૬૨ ની સાલમાં મારા ગુરુદેવ અહીં ( અમદાવાદમાં ) પધાર્યા હતા તે વખતે અત્રેના મોટા મંદિરના અધીશ્વર ગોસ્વામી શ્રી ૬ શ્રી રણછોડલાલજી મહારાજશ્રીનો યજ્ઞોપવીત પ્રસ્તાવ ઘણી જ ધામધૂમથી થયો હતો. તે ચિરસ્મરણીય મંગલમય દિવસોમાં શ્રીગુરુદેવની ઘણી જ ધામધૂમથી પધરામણી થઈ અને મહાગુજરાતના એક લાખ વૈષ્ણવોએ આપશ્રીને સર્વાધિક સન્માન્યા. આપશ્રીનો મુકામ અત્રે અસારવામાં શ્રી આચાર્યજીની બેઠકમાં એક ભવ્ય તંબુમાં હતો. તે વખતે આપશ્રી અત્રે ઘણા દિવસ બિરાજ્યા હતા અને અનેક બડભાગી જીવોને આપશ્રીએ શ્રીગોવર્ધનનાથજી સાથે બ્રહ્મસંબંધ કરાવ્યો હતો. આ પામર જીવને પણ તેજ સમયે શ્રીગુરુદેવે પ્રભુસમક્ષ નિવેદન ગદ્ય મંત્રનું દાન કર્યું હતું. તે સમયે શ્રીગુરુદેવે જે કૃપા કરી, તે દિનપ્રતિદિન વધતી જ ગઇ. તે પછી તો શ્રીગુરુદેવે કેટલીએ વાર કૃપા કરીને ખેંચ્યો અને પ્રભુ શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં. ગુરુદેવની દયાળુતા અને નિરભિમાનિતાની તો વાત જ ન થાય. પિતા કરતાંએ વધારે વાત્સલ્યથી આપશ્રી સંભાળ લેતા અને તે વખતે ગરીબ તવંગરનો ભેદ પ્રકટ કરતા ન હતા.

શ્રીનાથજીની સેવા જ શ્રીવલ્લભકુલનું સર્વસ્વ હોય; પણ તેનાં પ્રત્યક્ષ દર્શન આપશ્રી સુંદર રીતે કરાવતા હતા. અન્નકૂટ, જન્માષ્ટમી, દોલોત્સવ જેવા મહાન્ ઉત્સવો ઉપર રાત્રિદિવસ આપશ્રી અખંડ સેવામાં તત્પર રહેતા અને અગાધ શ્રમ, ક્ષુધા, તૃષા, નિદ્રા વગેરેને ગણકારતા નહિ. આપશ્રીની સેવાનિષ્ઠાનો સાક્ષાત્કાર મને ઘણી વાર થયો છે.

શ્રીનાથદ્વારા ગામ તો આપશ્રીએ જ એક અદ્‌ભુત બનાવી દીધું. સારા મેવાડમાં એ આકર્ષક નગર લેખાઈ ગયું. શ્રીનાથદ્વારામાં બંધાયલી અનેક ભવ્ય ધર્મશાળાઓમાં 'કેશવભુવન' તથા 'ડાહ્યાભાઈ ભુવન' એ બે ધર્મશાળાઓ જ્યારે બંધાઈ ત્યારે તેની દેખરેખની સેવા આ સેવકને સોંપાઇ હતી. એ બે ધર્મશાળા ઉપરાંત બીજી ઘણી ધર્મશાળાઓ, લોકોપયોગી શાળાઓ, હોસ્પીટલો, પુલો, વગેરે આપશ્રીના અમલમાં જ થયા છે.

આપશ્રીએ ભારતવર્ષની પરિક્રમા કરી છે અને શ્રી બદ્રીનારાયણની વિકટ યાત્રા પણ કરી છે. તેમાંએ ચોરાશીકોશની વ્રજપરિક્રમા વખતે શ્રીગુરુદેવે જે આનંદનું દાન કર્યું છે તે કદી વિસરાય તેમ નથી. તે સમયે હજારો વૈષ્ણવો સાથે હતા. સૂર્યગ્રહણ વખતે આપશ્રી કુરુક્ષેત્ર પણ પધાર્યા હતા. આવા અનેક દેશાટનો કરીને લાખો જીવોને પ્રભુને શરણે લીધા હતા.

એક સમયે શ્રીગુરુદેવ જગન્નાથપુરી પધાર્યા. ત્યાં મહાપ્રસાદ અને જગદીશધામનું માહાત્મ્ય આપશ્રીએ અદ્‌ભુત રીતે પ્રકટ કર્યું હતું. બ્રહ્મસંબંધ દીક્ષાવાળા બધા વૈષ્ણવોએ જાતિભેદ રાખ્યા વિના આપશ્રીને શ્રીજગન્નાથજીનો સખડી મહાપ્રસાદ પીરસ્યો હતો, તે આપ શ્રી આરોગ્યા હતા. આ સમયે કાંઇ અદ્‌ભુત ઝાંખી થઇ હતી. ત્યાં શ્રીમહાપ્રભુજીની બેઠક ગુપ્ત થઈ ગઈ હતી તે આપશ્રીએ પ્રકટ કરીને સેવાનો પ્રબંધ કર્યો હતો. હિંદના બધા ભાગોમાં પધારીને આપશ્રીએ વૈષ્ણવ સૃષ્ટિને સનાથ કરી છે.

વળી શ્રીનાથદ્વારામાં દર વર્ષે ચૈત્ર સુદ ૩ ના રોજ ધનગોરની સ્વારી તથા દશહરાની સવારી એવા ઠાઠથી નીકળતી હતી કે દૂર દૂરથી જોવા માટે પ્રેક્ષક પ્રજાજનો નાથદ્વારામાં આવતા હતા. શ્રીગુરુદેવ સવારીમાં અશ્વ ઉપર કે હાથી ઉપર બિરાજમાન થતા, તે સમયનાં દર્શન હવે સ્વપ્નાં જેવાં થઇ ગયાં છે. આ બધું સ્મરણ કરતાં હૃદય ભરાઈ આવે છે. જન્મદિવસ ઉપરના ભવ્ય દરબારનાં દર્શન પણ અલૌકિક થતાં હતાં. છેલ્લા બનાવથી શ્રીગુરુદેવની વૃદ્ધ અવસ્થામાં હૃદયમાં આઘાત થયેલો, પણ શ્રીનાથજી શો ખેલ રચી રહ્યા છે તે જાણવાની શક્તિ ધરાવનાર આપશ્રીને એ લીલાવૈચિત્ર્ય આશ્ચર્યજનક ભાગ્યે જ લાગતું હશે.

શ્રી ગુરુદેવનાં નિત્યલીલાસ્થ દિવ્ય આનંદમય સ્વરૂપને કોટાનકોટિ દંડવત્ પ્રણામ કરતો હું છું આપશ્રીનો જન્મોજન્મ ઋણી સેવક—

**નરોત્તમદાસ ચુનીલાલ મહેતા.**

---

## कारमा युगना भणकारा.

વર્ષોથી સંભળાય છે! શ્રીવલ્લભકુલ, વિદ્વાનો, મહાન્ ભગવદીયોના મુખથી સેંકડો વાર સાંભળ્યું છે. કોઈ એ વાતનો ઇન્કાર કરતું નથી. અલબત્ત, એને દંતકથા ગણીને કોઇ કોઇને હસતા પણ અનુભવ્યા છે! પણ તે મારા જેવા જ કોઈક જ! એ પ્રસિદ્ધ દંતકથા તે સાડા ચારસો વર્ષ પછીના ભયાનક યુગના ભણકારાની છે. કેટલાકોને તેના આધારમાં પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થોના પુરાવા માગતા સાંભળ્યા છે. પણ મેં તો એ દુઃખજનક ભવિષ્ય આજથી ૭ વર્ષ ઉપર એક પ્રાચીન ગ્રંથમાં વાંચ્યું છે. એ પુસ્તક ૭ કલાક

સુધી વાંચ્યું. એટલા સમય સુધી તો ભવિષ્યની પરિસ્થિતિએ એટલું બધું મનને ઘેરી લીધું હતું કે, વર્તમાનદશાનો અંશ પણ તેમાં પ્રકાશ ફેંકવા અસમર્થ બન્યો હતો ! એ પુસ્તક સંપૂર્ણ વાંચ્યા પછી સરસ્વતીભંડારમાંથી (શ્રીકામવનમાંના) બહાર આવતાં એ વ્રજભાષાનો ગ્રન્થ અતિશયોક્તિ ભરેલો લાગ્યો અને આટલી ઝડપથી એ કારમા યુગના કાળાં વાદળોથી સંપ્રદાય ઘેરાઈ જશે એ તદ્દન અસંભવિત જેવું લાગ્યું, ઉલટું એમ ભાસ્યું કે સંપ્રદાય તો મહાપ્રગતિ કરી રહ્યો છે અને એક વેળાએ પહેલાંની જાહોજલાલીની ટોચ પર તે પહોંચશે ! પણ એક પામર માનવીના મનોરથોના પરપોટા વધારે વાર ટકી રહેલા કોનાથી નિહાળી શકાયા છે ? "બુઝાતા દીપકે" તુરતજ સંપ્રદાય તથા સંપ્રદાયની બહાર અચાનક એકવાર અદ્ભુત રોશની ફેંકી, એક વખતે પ્રાચીન પ્રતિષ્ઠાયુગની અનેરી ઝાંખી કરાવી. લાખો વૈષ્ણવ હૃદયોમાં આનંદનું અમીવર્ષણ થયું. પણ તુરત જ સં. ૧૯૮૮ ના કાળમુખા ગ્રીષ્મકાળે લાખો વૈષ્ણવ હૃદયોમાં દાવાનળની જ્વાળાઓ પ્રકટાવી દીધી અને ૭ વર્ષ પહેલાંનાં ૭ કલાક અનુભવેલા ભવિષ્યના ભણકારના દુંદુભિનાદ થવા લાગ્યા. ત્યાર પછી તો દિન પ્રતિદિન સંપ્રદાય એ શ્યામ વાદળોથી ઘેરાતો જ ચાલ્યો છે. તેમાં શ્રીતિલકાયિતનાં આસુરવ્યામોહે જે મહાન્ ઉલ્કાપાત કર્યો તેથી તો લાખો હૃદયો બેબાકળાં બન્યાં છે અને ભવિષ્યના ભયાનક નાદો હવે તદ્દન નજીક સંભળાતાં હૃદય ચચરી ઉઠે છે. આ સમયે પણ હૃદયની સ્થિરતા માટે એ મહાન જગદ્ગુરુ શ્રીવલ્લભાધીશ્વરના આદર્શો તથા એ આદર્શોને અમલમાં મૂકનાર હૃદયો છેક દોહ્યલાં થઈ ગયાં નથી. એનું અવલંબન કરીને નિત્યલીલાસ્થ શ્રીતિલકાયિતના ચરણારવિન્દમાં જીવશક્ય દંડવત્ પ્રણામ નિવેદન કરવાનું સાહસ કરું છું.

**પ્રથમદર્શન**—એ શમપ્રધાન સુમધુર સ્વરૂપનાં પ્રથમ દર્શન થયે એક પચ્ચીસી ઉપરનો સમય વીતી ગયો. એ પણ એક ચિરસ્મરણીય યુગ હતો. માનવસમૂહમાંથી સ્નેહ તદ્દન ઓસરી ગયો ન હતો. નેત્રોમાં અમી હતાં. હૃદયોમાંનો કોમલતાનો પાસ પણ છેક જ સૂકાયો ન હતો. અલૌકિક આનંદની પીછાન હતી. આનન્દોત્સવોમાં જનતાનાં મનો તરબોળ થવા તલપાપડ બનતાં હતાં. સંપ્રદાયમાં પણ એ પ્રસંગ સુવર્ણાક્ષરે કોતરાઈ ગયો છે. એ મહામંગળ અવસર તે રાજનગરમાં (અમદાવાદમાં) ચિરસ્મરણીય બનેલો યજ્ઞોપવીત પ્રસ્તાવ છે. એ પ્રસ્તાવ જે બડભાગીએ દૃષ્ટિગોચર કર્યો છે, તેની નેત્રતૃષા બીજા તેવા અનેક પ્રસ્તાવોથી કદી તૃપ્ત થઈ નથી; થશે કે કેમ તે તો પ્રભુ જાણે ! તિલકાયિતશ્રી પ્રસ્તાવનિમિત્તે તો ૭૧ વર્ષની વયમાં માત્ર રાજનગર, સુરત અને કામવનમાં જ પધાર્યાનું સ્મરણમાં છે. અન્ય પ્રસ્તાવોમાં તેઓશ્રીએ ભાગ લીધો છે, પણ અન્ય અસાધારણ નિમિત્તે તે તે સ્થળે પધાર્યા હોઈને તે તે પ્રસ્તાવોમાં પધાર્યા છે. અમદાવાદમાં આપશ્રી જ્યારે પધાર્યા, તે વખતનું સન્માનદશ્ય આલેખવા માટે તો મોટા મોટા કવિવરોની વાણી પણ થાકી જાય. સ્ટેશન પરના શણગારેલા ભવ્ય શામ્યાનામાં તેઓશ્રી સ્પેશ્યલ ટ્રેનમાંથી પધાર્યા અને ખુરસી ઉપર બિરાજ્યા તે મંગલ સમયે, મંગલ પ્રભાતે, સ્તવનના શ્લોકો ગાવાનું સૌભાગ્ય મને મળ્યું હતું. આ પ્રથમ દર્શન જાણે હમણાં જ થયું હોય તેવું યાદ છે. એક પચ્ચીસી ઉપરનો યુગ વીત્યો છતાં એ અંતર એ ઐતિહાસિક દશ્યને ભુલાવી શક્યું નથી. સમગ્ર શહેરનો શણગાર અનુપમ હતો. રીચીરોડ

અને બજારના જે ઠાઠમાઠ અને અલંકારો જોયા છે તેવા કદી દેખાયા નથી. ત્યારબાદ શેઠ શ્રીગોવિન્દભાઈ (શેઠ હરિવલ્લભ મૂળચંદવાળા) ના બંગલામાં થયેલાં વ્યાખ્યાનોની સભામાં અને બાલવયના શ્રીલાલબાવાના છટાદાર વ્યાખ્યાંનો પણ સ્મૃતિપથમાં છે.

ત્યાર પછી મુંબાઇમાં સં. ૧૯૬૯ માં આપશ્રીનાં દર્શન થયાં. ઘણે વર્ષે આપશ્રી મુંબાઇ પધારતા હોવાથી જે અસાધારણ સન્માન મુંબાઇની સમસ્ત હિન્દુ પ્રજાએ કર્યું, તે પણ ચિરસ્મરણીય બન્યું છે. સર નાઇટ વગેરે પદવીધારીઓ, ધનાઢ્યો, સરકારી અમલદારો અને જનસમૂહે જે આનંદોદધિ ઉલટાવેલો તે કદી ભૂલાય તેમ નથી. આજ પ્રમાણે ભારતવર્ષના જે જે સ્થલે આપશ્રી પધાર્યા છે ત્યાં ચિરસ્મરણીય સન્માનો થયાં છે. આપશ્રીના સ્વરૂપની આકર્ષકતાનો આ બાહ્ય પ્રત્યક્ષ પુરાવો છે. લાખો માનવબાલોના ભાગ્યવિધાતા સમા મહાન્ રાજાઓએ પોતાના મુકુટમાંના રત્નદીપોથી આપશ્રીના ચરણારવિંદોનાં નીરાજન કર્યાં હતાં.

પણ આપશ્રીના નિકટમાં તો હું ભગવદીય શેઠ રણછોડદાસ પેટલાદીની કૃપાથી આવ્યો. પ્રસંગે પ્રસંગે આપશ્રી જે વચનામૃત કરે, અનુભવોથી પૂર્ણ જે સલાહ આપે, સમયાનુસાર કર્તવ્યની જે રૂપરેખા બતાવે વગેરેથી, ભલભલા આપશ્રીમાં મુગ્ધ બની જતા. ભારતવર્ષના ધર્મપ્રકરણમાં શ્રીનાથદ્વારાનું અપૂર્વ સર્વાધિક ગૌરવ સાચવવાની તીવ્ર લાગણી આપશ્રીનાં પ્રકટ દર્શનની પળેપળમાં પ્રત્યક્ષ થતી હતી. મહાનમાં મહાન્ છતાં આપશ્રી એક સાધારણમાં સાધારણ વૈષ્ણવ કે એક નાના બાલક સાથેના વાર્તાલાપ વખતે સ્વગૌરવનો અંશ પણ દાખવતા નહિ. સાદાઈ તો આપશ્રીમાં નિઃસીમ હતી. ગંભીરતા અને મિતભાષિતા પર તો આપશ્રીના પ્રકટ દર્શન બંધ થતાની સાથે પડદો જ પડી ગયો. રાજનીતિજ્ઞતા, રાજકાર્યકુશલતા પણ આપશ્રીમાં અસાધારણ અનુભવી છે. જેના ઉદાહરણોમા ઉતરવાનું આ સ્થલ નથી. વ્યવહારદક્ષતાના તો પુરાવાઓ તો હજારો છે અને તે જ્વલંત પ્રત્યક્ષ સ્તંભ તરીકે કાયમના બની ગયા છે. શ્રીનાથદ્વારામાંનાં ભવ્ય આલીશાન મકાનો, ધર્મશાળાઓ, નદીપરનો મહાન્ પૂલ, મહાન્ ઉદ્યાનો, વિશાલ રાજમાર્ગો, તે ઉપરાંત સંસ્કૃત મહાવિદ્યાલય, અંગ્રેજીશાળો, ઔષધાલય આદિ અનેક લોકોપકારક સંસ્થાઓ વગેરે સર્વ આપશ્રીના સુમધુર સ્મરણ કરાવે છે અને કરાવશે. શ્રીકૃષ્ણ ભંડારની પ્રાચીન અને નવી શૈલીથી મિશ્રિત બનેલી વ્યવસ્થા, શ્રીની સેવાની વ્યવસ્થા, મહસુલ અને ન્યાયખાતાંઓની સુવ્યવસ્થા ખચિત જ આપશ્રીના અગાધ બુદ્ધિબલનાં ઉદાહરણો છે.

**લલિતકલાના મહાન્ રક્ષક**—ચિત્રકલાના રક્ષક તરીકે આપશ્રીની કીર્તિ અજોડ છે. શ્રીમદ્ભાગવતમાંની ભગવલ્લીલાના સુંદર અનેક અત્યાકર્ષક ચિત્રોના મહાન્ સંગ્રહની પાછળ સમય અને ધન સામું આપશ્રીએ કદી જોયું નથી. એવો ચિત્રસંગ્રહ ભારતવર્ષમાં કોઇ સ્થલે નથી. અષ્ટસખાનાં કીર્તનોના ભાવો આપશ્રીએ ઉત્તમોત્તમ ચિત્રકારોદ્વારા આલેખાવીને ચિત્રો તથા પીછવાઇઓ સિદ્ધ કરાવી છે. " આધો મુખ નીલાંબરસોં ઢાંપ્યો " વગેરે કીર્તનોના ભાવની પીછવાઇઓ અને " જીતત આયે ગેહ " વગેરે કીર્તનોના ભાવનાં ચિત્રો લાવણ્યમાં તથા મોહકતામાં અદ્વિતીય છે. આ ઉપરાંત આપશ્રીનાજ આશ્રયથી સદ્ગત ઘાસીરામજી જેવા અને અત્યારે પણ નામના મેળવી રહેલા શ્રીયુત ખુબીરામજી જેવા અનેક ચિત્રકારો ભારતપ્રસિદ્ધ થયા છે. સંગીતના તો આપશ્રી સમુદ્ર ગણાય. અનેક

રાગોની સૂક્ષ્મ પરીક્ષા આપશ્રીને હતી અને પોતે અતિસુંદર રીતે કીર્તનો ગાતા. કીર્તનોના ભાવો ત્યારે આપશ્રી કોઇવાર કહે ત્યારે શ્રોતાઓને તો "રંક મહાનિધિ પાઇ" જેવો આનંદ થતો હતો. આ ઉપરાંત અનેક લલિત કલાઓનું પોષણ કરીને તે સર્વનો વિનિયોગ પ્રભુસેવામાં આપશ્રી કરતા. સંગીતનો અચ્છો જાણકાર, પછી તે ગમે તે જાતનો હોય, પણ તેની લાયકાત મુજબ કદર આપશ્રી કરતા હતાં. આપશ્રીની સેવાનિષ્ઠા વિષે કાંઇપણ આલેખવા લેખિની અસમર્થ છે. "આપ સેવા કરી શીખવે શ્રીહરિ"નો સાક્ષાત્કાર થતો હતો એટલું જ બસ છે.

સાહિત્યોદ્ધાર—સદ્‌ગત તેલીવાલા તથા તેમના વિદ્વાન્ મિત્રો સંપ્રદાયનું જે મહા સાહિત્ય પ્રકટ કરી શકયા તે આપશ્રીની જ કૃપાથી; એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. ઉપરાંત શ્રીનાથદ્વારાના વિદ્યાવિભાગ પાસેથી પણ આપશ્રીએ સાહિત્યપ્રસિદ્ધિનું કાર્ય કરાવ્યું હતું. તેમજ બીજા પણ એ કાર્યમાં આગળ વધનાઓને યોગ્ય ઉત્તેજન આપશ્રી તરફથી મળતું હતું. સાંપ્રદાયિક તથા ઇતર વિદ્વાનોની કદર પણ આપશ્રી ઉદારતાથી કરતા એ વાત તો ભારતપ્રસિદ્ધ છે. હાલમાં શ્રીભાગવતના જે તરજુમાના મોટાં પુસ્તકો ફેલાયાં છે તે બધા માયાવાદના વિષથી મિશ્ર બનેલાં છે, તે વાત આપશ્રીને ખટકતી હતી અને તેથી તેનો સાંપ્રદાયિક અનુવાદ આપશ્રીએ કરાવ્યો અને થોડા જ સમયમાં તે પ્રકટ થશે. શાહી ફરમાનોનું આલ્બમ પ્રકટ કરીને આપશ્રીએ સાંપ્રદાયિક ઇતિહાસાભ્યાસીઓને મહાન્ ઉપકૃત બનાવ્યા છે.

હાસ્યરસિકતા—આપશ્રી પ્રસન્ન મુખારવિન્દે તેમજ મન્દ હાસ્યથી વૈષ્ણવોને મુગ્ધ બનાવતા. કોઈ કોઇવાર તો એવો હાસ્યારસ ફેલાવે કે, તે આબાદ યાદગાર બની જાય. આપશ્રી જ્યારે સં. ૧૯૮૭ માં મુંબાઇ પધાર્યા ત્યારે સ્ટેશન પરથી બારોબાર વૈષ્ણવોને ચરણસ્પર્શ આપવા માટે શેઠ કરસનદાસના ( શેઠ મૂળજી જેઠાવાળાના ) બાગમાં વિઠ્ઠલવાડીમાં પધાર્યા. તે વખતે મને પોતાના ચરણારવિન્દ પાસે બેસવાની આજ્ઞા થતાં ત્યાં બેઠો, પણ વૈષ્ણવોના સમૂહમાં વર્ષાઋતુના શ્રીયમુનાજીનો પ્રવાહ ઉમડયો હતો અને તેના તરંગો ( મોજાંઓ ) કીનારાની કેવી દશા કરે તે તો બધાય જાણે છે! બે કલાક સુધી મારા પર એ દુર્લભ ભીડ એક સરખી ધસી પડતી, પણ આપશ્રીના કૃપાબળથી હું તે સ્થાનમાંથી એક તસુ પણ ખસ્યો ન હતો. તેટલામાં એક વૃદ્ધ ડોસી માં ( લગભગ ૭૦ વર્ષથી વધુ વયનાં ) આવી પહોંચ્યાં! તે પણ ભીડમાં! મેં મારી શક્તિ અનુસાર ભીડમાંથી તેમને આગળ લઇ લીધાં! ડોસીમાએ ચરણસ્પર્શ કર્યા. પછી તેમણે આફુસ કેરીના બે ફળ હાથમાં લઇને ભેટ ધરવા માંડયા, મેં તે ફળ તેમનો હાથ પકડીને ચરણારવિન્દમાં ધરવાની મહેનત કરી પણ ડોસીમા તો ઉઝ્ઝી ઉઠયાં! તેમણે તો આપશ્રીની ગોદમાં એ બન્ને ફળ પધરાવી દીધાં! આ સમયે આપશ્રીને ખૂબ આનંદ આવ્યો અને મને આજ્ઞા કરી કેઃ—"ડોસી એમ સમજતી હશે કે મહારાજ ભૂખ્યા ભૂખ્યા આવ્યા છે તે આ ફળ અહીં જ બેઠા બેઠા ખાઇ લે તો ઠીક! એમ ધારીને તેણે અમારા હાથમાં આપવા યત્ન કર્યો!" આ વાક્યમાં રમુજ છે, ભાવ છે, વાત્સલ્ય છે, વૈષ્ણવ પ્રેમ છે.

દિનચર્યા—આપશ્રી નિયમસર બ્રાહ્મમુહૂર્તમાં તો જાગૃત થઇ જ જતા. દેહકૃત્ય કરીને વૈષ્ણવોને ચરણસ્પર્શ આપતા હતા. આ વખતનું દશ્ય અનેરૂં જ થતું! અનેક

ભાવપૂર્ણ ભગવદીયોનાં યૂથો તે વખતે સુંદર પદો ગાતાં પ્રધારે. આ દશ્ય યાદ કરીને અત્યારે હૃદય ફાટી જાય છે. દાવાનળની જ્વાલાએ સુકાવીને પત્થર જેવું કરી મુકેલું જીગર એકાદ અશ્રુબિંદુ પણ સારી શકતું નથી. " રોઉં મૈં કયા કિ અસ્ક ભી આતિશે ગમસે જલ ગયે." એમ એક ઉર્દૂ કવિ લખે છે. ( હું, શું રડું ? દુઃખ દાવાનળથી ( વિરહ—આગથી ) આંસુડાં પણ બળી ગયાં છે!) આ ચરણસ્પર્શ સમયે સમગ્ર સન્મુખ થયલા દરેક વૈષ્ણવને આપશ્રી અનેક રીતે પોષતા, ત્યારપછી આપશ્રી સ્નાન કરીને સેવામાં પધારતા. સેવાના અનવસરમાં વૈદિક કાર્ય પણ આટોપી લેતા: ત્યારપછી નિયમિત રીતે ભોજન કરીને, આરામ લઇને રાજકાજ જોતા. ત્યારપછી સાંજે પણ આરતી આદિ માટે સેવામાં પધારતા. રાત્રે શ્રીસુબોધિનીજી શ્રવણ કરતા. તે વખતે આપશ્રી શ્રીવાક્પતિવાક્ સુધારસથી સજલ નેત્ર થતા. કેટલીક વખત તો ગંદગદ થઇ જતા. તે પછી વૈષ્ણવસમૂહ વિખરાતાં કથાનાં રહસ્યો વિચારતા. પરમ ભગવદીય જદુનાથદાસજી તથા અન્ય વૈષ્ણવો રાત્રે હાજર થતા. તે વખતે આપશ્રી ભગવદ્વાર્તાની ચર્ચા કરતા. આ પ્રસંગ " તિહિં ઔસર જો હુતે તે મહાભાગ્યવાન. " જેવો અતિદુર્લભ હતો. આવ્યા ગયા મહાન વિરક્ત ભગવદીયો સાથે એકાંતમાં અલૌકિક ભગવદ્વાર્તાકથન આપશ્રી ઘણા જ રસથી કરતા.

વૈષ્ણવોના સૌભાગ્યસુખનો એ શીતળ સુધાકર દર્શન દેતો બંધ થતાં એ સુખ સ્મરણો પણ કોઇ કોઇવાર અંગારાની ગરજ સારે છે. પ્રાચીન પુસ્તકમાં ઉલ્લેખ છે કે, શ્રીનાથજી વ્રજમાં પધારશે. અત્યાર સુધીનું ભવિષ્ય અક્ષરે અક્ષર ખરૂં પડયું છે. શું શ્રીનાથજી આ પ્રકટ દેખાતાં સ્વરૂપે પધારશે ? કે પોતાના નિગૂઢ ભાવાત્મક રસાત્મક આધિદૈવિક સ્વરૂપે પધારશે ? શું સમજાય ? જીવબુદ્ધિ એ ભેદો કેમ ઉકેલી શકે ? પણ આવા બાહ્ય અને આંતર કલેશ દાવાનળમાં એ નિકુંજનાયક શું બિરાજી શકે ? હૃદય તથા સાંપ્રદાયિક પ્રણાલિકા, ભાવના અને ભાવુક અંતઃકરણ શ્રીનાથજી વ્રજમાં પધારી રહ્યા છે કે, પધાર્યા છે એ વાત માનવા તરફ ઝૂકે છે. હવે કલમ આગળ ચાલતી નથી. લખવા માટે શબ્દો મળતા નથી. હાથ ચાલે, પણ હૃદયયંત્રની ચાવી જ જ્યાં ગુમ થઇ, ત્યાં શું થાય ?

## मार्तण्ड अदृश्य थयो.

એક કરોડ વૈષ્ણવ સૃષ્ટિના હૃદયસમ્રાટ, પુષ્ટિમાર્ગાબ્જમાર્તંડ, ભક્તિમાર્ગના કેસરી, શ્રીનાથદ્વારાધીશ્વર શ્રીગોવર્ધનલાલજીપ્રભુચરણ ૭૧ વર્ષની વયોવૃદ્ધ ઉંમરે સીમલાના શીતળ ગિરિશૃંગોમાં નિત્યલીલાસ્થ થયા. એક કરોડ વૈષ્ણવહૃદયો કલ્પાંત કરી આંસુ સારી રહ્યાં છે! સં. ૧૯૮૯ ની આશ્વિન શુકલ દ્વિતીયા એટલે વૈષ્ણવોનાં સૌભાગ્ય પર કારી ઘા કરનાર કારમો દિવસ ! શું લખું ? લખતાં કલમ પણ સૌભાગ્યહીન દશામાં ચાલી શકતી નથી; સ્થૂળ શરીર કંપી ઉઠે છે ! પ્રિય વાચક ! આવા કરાલ કાલમાં સમર્થ આચાર્ય નિત્યલીલાસ્થ થતાં તને પણ કલ્પાંત થતું જ હશે ! જીવનસંસ્મરણોના અદ્ભુત પ્રસંગો દષ્ટિપથ થતાં એ વિયોગાત્મક સ્વરૂપનું આબેહુબ ભાન થતું હશે ! આપશ્રીનો વિયોગ અસહ્ય છે. શ્રીગોવર્ધનનાથજીની પાસે સહનશક્તિની પ્રાર્થના કરીને શાંત ચિત્તથી ભૂતળ ઉપર " सन्मनुप्याकृति " સ્વરૂપથી જે અદ્ભુત લીલાઓ આપશ્રીએ કરી, તેનું આલેખન કરી, તેનું મનન કરી, આપશ્રીનાં સુંદર ગૌરસ્વરૂપનું ધ્યાન કરી, નીચેનું ચરિત્ર આલેખીશ.

श्रीमद्वृन्दावनेन्दुप्रकटितरसिकानन्दसन्दोहरूप—
स्फूर्जद्रासादिलीलामृतजलधिभराक्रान्तसर्वोपि शश्वत् ॥
तस्यैवात्मानुभावप्रकटनहृदयस्याज्ञया प्रादुरासीद् ।
भूमौ यः सन्मनुष्याकृतिरतिकरुणस्तं प्रपद्ये हुताशम् ॥

**પ્રાદુર્ભાવ**—આપશ્રીનો પ્રાદુર્ભાવ સં. ૧૯૧૭ના શ્રાવણ વદી ૧ ને દિવસે નિત્યલીલાના જીવોને અમંદ આનંદનું સુખ આપવા "સન્મનુષ્યાકૃતિ" સ્વરૂપે ભૂતળ ઉપર પ્રાકટ્ય થયું, આપશ્રીના પિતૃચરણ ગોસ્વામી શ્રીગિરિધારીજી મહારાજશ્રીની રાજ્ય કારકીર્દિમાં અનેક જીવોની પરીક્ષાર્થે કસોટી થતી અને તે મહાન કસોટીમાંથી પસાર થઈ વૈષ્ણવ હૃદયો સંતપ્ત બનતાં, પણ શ્રીગોવર્ધનધરણ શ્રીનાથજીના દર્શનામૃતનું પાન કરી અમંદ આનંદનું સુખ પ્રાપ્ત કરતાં હતાં, પછી શ્રીગોવર્ધનધરણની એવીજ ઇચ્છા થઇ કે આ કલિયુગના જીવો ઉપર્યુક્ત કસોટી સહન કરી શકશે નહિ, તે જાણી પિતૃચરણ શ્રીગિરિધારીજી મહારાજને વ્રજવાસ કરાવ્યો; અને આપશ્રીને માત્ર ૧૩ વર્ષની નાની ઉમરમાં રાજ્યશાસન કાર્યભારની તેમજ દેવકાર્યભારની લગામ હાથમાં આવી. શ્રીમાન નાની ઉંમરના હોવાથી એડમીનીસ્ટ્રેશન નીમી તેની વ્યવસ્થા નીચે કાર્યભાર ચાલતો.

**વિદ્યાભ્યાસ અને વિદ્યાવિભાગસ્થાપના**—શ્રીમાન્ આચાર્યશ્રી ૧૩ વર્ષની ઉમરે સંસ્કૃતનું અધ્યયન કરતા હતા. એમના બાળવયમાં વિદ્યાના મધુર ફળો સંપાદન કરી, જ્ઞાનવૃદ્ધિ માટે મુંબઈના પ્રખ્યાત શીઘ્રકવિ, ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજી પાસેથી શાસ્ત્રી શ્યામજીભાઇ અને શાસ્ત્રી રવજીભાઇને બોલાવી તેમની પાસે સારો શાસ્ત્રાભ્યાસ આપશ્રીએ કર્યો હતો. શ્રીનાથદ્વારામાં પણ પોતે વિદ્યાવિભાગમાં એક સંસ્કૃત પાઠશાલા અને એક હિન્દી પાઠશાળા સ્થાપી, અને ખાસ વિદ્યાવિભાગ ખોલી દીધો. તેમાં અભ્યાસ કરવાની સુવ્યવસ્થા કરવાનું પ્રથમ માન આપશ્રીને જ છે. તે પછી કાંકરોલી વગેરે સ્થળોએ પણ વિદ્યાવિભાગો ખુલ્લા થયા છે. આ સંસ્થાની દેખરેખ માટે એક સમિતિ પણ સ્થપાઇ છે. તેમાં નિયમિત રીતે વાર્ષિક પરીક્ષા લેવાય છે; ને તેના પરિણામમાં ઉત્તીર્ણ થનારને પારિતોષિક તેમજ માનચિહ્નથી નવાજવામાં આવે છે. ઉપરાંત છાત્રવૃત્તિ પણ અપાય છે. નિજ (જેમાં શુદ્ધાદ્વૈત સંપ્રદાયના પુસ્તકોનો ભંડાર છે તે) પુસ્તકાલય અને સાર્વજનિક પુસ્તકાલયમાં પણ યથોચિત મહાન્ ગ્રંથસંગ્રહ કરવામાં આવ્યો છે.

**કલારસિકતા**—આપશ્રી કલાના રસિક એટલા બધા હતા કે મોતી મહેલમાં ભીંતિ ઉપર, કમરાના થાંભલા ઉપર શ્રીકૃષ્ણની અનેક ગૂઢ રહસ્ય ભરી લીલાનાં ચિત્રો ખાસ ચિતરાવેલાં છે. જેમાંના કેટલાક તો કળાની દૃષ્ટિએ ઘણાં જ ઉત્તમ પ્રકારનાં છે. આ કાર્યમાં એટલા પ્રવીણ હતા કે જાતી દેખરેખ નીચે કળાકૃતિઓ આલેખાતી. આ સંપ્રદાયમાં કળાકૃતિને મહત્ત્વનું સ્થાન છે. તેથી આપશ્રીએ ભારતની લલિત કળાઓનું સંરક્ષણ કરી કળાઓને જાળવી, "કવિતા,[1] સંગીત, ચિત્ર, વસ્ત્રાભૂષણો, શૃંગારવિધિ પુષ્પમંડળી ભોગ સામગ્રી ધૂપ, અત્તર, કુંકુમ કસ્તૂરી; સંસારસૌહવતી અનેકધા સોહાગ-વલ્લીઓનાં રસપુષ્પોને ભારતના આ મધ્યયુગમાં સંપ્રદાયે સંજીવનના જલ ન છાંટયાં 'હોત તો આર્યાવર્ત આજે આટલો સૌન્દર્ય સોહામણો હોત ખરો કે?

૧. વૈષ્ણવી ષોડશ ગ્રંથ-પ્રસ્તાવના કવિ ન્હાનાલાલભાઇ કૃત.

"આરાવલ્લીની પર્વતમાળાની ગુફાઓમાં મહારાણા પ્રતાપે આર્યકુલ રુધિરની પવિત્રતા જાળવી; એજ આરાવલ્લીની પર્વતમાળની છાયામાં મહારાણાજીના સદ્‌ગુરુઓએ આર્યાવર્તના ભક્ત હૃદયમાંની ભક્તિભાવનાને અને સૌન્દર્યભાવનાને રસભાવનાનાં પ્રત્યક્ષ દર્શન કરાવતી લલિત કલાઓને સજીવન રાખી. **વલ્લભકુલની ને વલ્લભસંપ્રદાયની** ઇતિહાસ.સેવાઓ, એમના જાહોજલાલીના જમાનામાં તો, જગતના કોઈ સંપ્રદાયથી ઓછી કે ઉતરતી નથી. ને મધ્યાન્હ પછી તો સૂર્યદેવનુંય તેજ એટલું ક્યાં તપે છે ?"

સાહિત્યના પ્રદેશમાં આપશ્રીએ સારો પ્રકાશ પાડ્યો છે. શ્રીમદ્‌ભાગવતના તેમજ શ્રીઠાકુરજીના વિવિધ લીલાઓના ચિત્રો કલાત્મક હોય ને મનમોહક આદર્શચિત્રોનો ભાવનાત્મક દૃષ્ટિએ પ્રત્યેક શ્લોકાનુસાર તેમજ કીર્તનાનુસાર મોટો સંગ્રહ લાખો રૂપીયાના ભોગે તૈયાર કરાવી આપની કળારસજ્ઞાનો આબેહૂબ પરિચય આપ્યો છે.

**રાજ્યનિપુણતા**—શ્રીનાથદ્વારાનો રાજ્યવહિવટ યોગ્ય વય થતાં હાથમાં લઈ, પ્રજાને પૂર્ણ સંતોષ થાય તેવા પ્રકારની યોજના પૂર્વક રાજ્યકાર્યભાર ચલાવી એક ધર્મન્યાયના ધર્મરાજવીનું દૃષ્ટાંત પુરૂં પાડ્યું હતું. લોકોના સુખાર્થે અનેક કાર્યો કર્યા છે. "કૃષ્ણભંડાર" એટલે રાજ્યદરબાર અને તેના અધિકારી તે મુખ્ય કારભારી–દીવાન જેવા છે. આપશ્રીના હસ્તક રાજ્યવ્યવસ્થા આવવાથી અધિકારી પદે અનુભવી, કુશળ અને ચતુર ગૃહસ્થની નીમણુક કરી હતી, અને આપશ્રી તથા વૈષ્ણવોનાં સર્વ કાર્ય અધિકારીજી સંપૂર્ણ રીતે કરતા હતા. તેમના કારભાર દરમ્યાન શ્રીનાથજીમાં સુવર્ણના હીંડોલા અને સુવર્ણનાં પારણાં થયાં હતાં.

પહેલાં જ્યારે માવલીથી શ્રીનાથદ્વારા જવું પડતું, ત્યારે ગાડામાં બેસીને જવાતું હતું. આ રસ્તો આશરે ૧૮ માઈલ લાંબો હતો; અને તે વખતે આ રસ્તો બહુજ ખરાબ ઉંચો નીચો ટીંબા, ટેકરાળ, ખાડા ખાબોચીયાથી ભરપૂર હતો. ગાડામાં પ્રવાસ કરનારાઓનું શરીર બહુ કુટાઈ જતું. વચમાં ઢોળાવ આવે તો ઉતરી પગે ચાલી જવું પડતું અને છેક સવારના બેઠેલા સાંજે કે રાત્રે શ્રીનાથદ્વારામાં થાક્યા પાક્યા વૈષ્ણવો દાખલ થતા. તે પછી આપશ્રીએ અને અધિકારીજી પરમ ભગવદીય ચરણદાસજીએ અથાગ પરિશ્રમ લઈ બહારગામના સુપ્રસિદ્ધ વૈષ્ણવો દ્વારા (શેઠ ચતુર્ભુજ શિવજીની આગેવાનીથી) એક મોટું સારૂં ફંડ એકઠું કરેલું, અને તેમાંથી હાલમાં સારી પાકી સડક બંધાવવામાં આવી છે. માવલીના સ્ટેશને ઘોડાના ટાંગા અને મોટરકાર મળી શકે એવી વ્યવસ્થા આપશ્રીની રાજ્ય અમલની કારકીર્દિમાં થઈ.શ્રીનાથજીના તાબામાં ૧૫૧ ગામ છે. જેમાંના બત્રીસ ગામ ઉદેપુરના મહારાણાજીએ આપેલા છે. અને બાકીનાં બીજાં ગામો સિંધ, ઉત્તર હિંદુસ્તાન, ગુજરાત, મારવાડ, મધ્ય દેશ અને કાઠીઆવાડના રાજા રાણાઓએ શ્રીનાથજીની સેવામાં ભેટ ધર્યાં છે. આ ગામો ઉપરાંત વાડીઓ છે, ને શ્રીનાથજીની સેવા માટે અસંખ્ય લાગાઓ દેશ દેશાંતરોમાંના વૈષ્ણવો આપે છે. આ રાજ્યને દિવાની ફોજદારી કામકાજ કરવાની સત્તા આપવામાં આવેલી છે. અને તેની અપીલનું કામ ઉદેપુર સાંભળવામાં આવે છે. આ ગામમાં આપશ્રીની આજ્ઞાથી એક નાની મ્યુનિસિપાલીટી સ્થપાઈ છે, જે આ ગામમાં ગંદકી ન થવા દેતાં ગલી કુંચીઓને સાફ કરાવે છે. એકં-

કરી પ્રજાને અનેક પ્રકારનું સુખ પોતાના રાજ્ય અમલમાં આપ્યું હતું. તે ઉપરાંત હાલ શ્રીનાથદ્વારાની રૂપજીવના, ભવ્ય મહેલો, વિશાળતમ ધર્મશાળાઓ, સરોવરો, આકર્ષક બગીચાઓ, મનોહર પુલ, નહેરો આદિ કાર્યો આપશ્રીનું કાયમ સ્મરણ કરાવી રહ્યાં છે.

સેવારસિકતા—શ્રીગોવર્દ્ધનનાથજીપ્રભુચરણનું સમ્પૂર્ણ આયુષ્ય સેવાકાર્ય, અને સંપ્રદાયની ઉન્નતિ યોજનામાં હતું, આપશ્રી સેવારસિક એટલા બધા હતા કે ૭૨ વર્ષની જૈફવયે, અને લૌકિક ઉપાધિ આવી પડયાં છતાં પણ શ્રીનાથજીની સેવા નથી ચુકયા! એજ આપશ્રીની સેવારસિકતા છે. આપશ્રી કલાના પોષક હતા તેથી આપ ગુજાર કરતા. ત્યારે શ્રીનાથજી કોઇ અદ્ભુત સ્વરૂપે દર્શન દેતા અને દીલ ખેંચી લેતા હતા. આપશ્રી ૭૬ અવસ્થા હોવા છતાં "બાલક" શબ્દનું સાર્થક્ય કરતા. શિયાળાની સખત ઠંડીમાં પણ રાત્રિના બે, ત્રણ વાગે ઉઠી ઠકકટની ઠંડીમાં સ્નાન કરીને સેવાકાર્ય કરતા. એજ "બાલક" શબ્દની વ્યાખ્યા, આજનો યુવાન ઠકકટની ઠંડીમાં પથારી નથી છોડી શકતો, પરંતુ એ જઈફવયના છતાં કડ્કડતા 'બાળક' રાતના એક બે વાગે જાગે એવું યુવાનને શરમાવે તેવું નથી? અનિરુદ્ધ અવસ્થામાં પણ હાથ ધ્રુજતાં છતાં યથાશક્તિ શ્રીની સેવા તો આપશ્રી કર્યા વિના રહેતા જ નહિ.

લખતર નરેશનો ભક્તિભાવ—સૌરાષ્ટ્રમાં પ્રજા અને રાજા વચ્ચેના પુત્રવાત્સલ્યના પ્રકટ દૃષ્ટાંતરૂપ શ્રીલખતરના મહારાણા પુષ્ટિમાર્ગના એક જ્યોતિર હતા. એક મયૂર-પિચ્છાકૃતિ ભાવનામય જડિત સુંદર કીમતી મુકુટ શ્રીનાથજી માટે મહારાણાજીએ સિદ્ધ કરાવ્યો હતો અને શીતકાલમાં તે હજુ પણ પ્રભુ ધરે છે. ઉત્તર અવસ્થામાં મહારાણાજી શ્રીકરણસિંહજી શ્રીનાથદ્વારા ગયા. શરીર અશક્ત તેમ અસ્વસ્થ હતું. છતાંએ એકપણ દર્શન ચૂકે શાના! બન્ને અનુયાગીનો મહારો લઇને પણ દર્શન નજ ચૂકે. અને ચરણ-સ્પર્શ પણ બન્ને સ્વરૂપોનાં ન છોડે. એક વખતે મહારાણાજીના પરિશ્રમનો વિચાર કરીને શ્રીતિલકાયિત મહારાજ ગાદી ઉપરથી નીચે પધાર્યા એટલે તો મહારાણાજીની આંખોમાંથી દડદડ આંસુ પડયા. મોઢેથી ગદ્ગદ્—કંઠે વિનંતિ કરી કે,—કૃપાનાથ! દાસપર આ બોજો નાખવો યોગ્ય નથી. મારે માટે આપશ્રી આટલો પરિશ્રમ શા માટે લો!" શ્રીતિલકાયિતમહારાજ આ સ્નેહની પરાકાષ્ઠાનો સાક્ષાત્કાર કરીને ઉત્તર આપે છે; **આમાં અમને કાંઇ શ્રમ નથી તમારા જેવા ભાવુક મહીપતિઓ હાલ કયાં છે?** છેવટે વિદાયગીરી લેતાં શ્રીતિલકાયિત મહારાજશ્રીને એટલી જ વિનંતિ કરી કે "**હાથ ઝાલ્યો છે, તે છોડશો નહિજ, બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો**" આવી રીતે આપશ્રી ઉપર લખતર નરેશ મહારાણાશ્રી કરણસિંહજીનો અપૂર્વ ભાવ હતો અને ત્યાંની મહોપકારક વ્યવસ્થા નિહાળીને શ્રીમાન મહારાણા શ્રીકરણસિંહજી શું કહે છે?

"મારા સૌભાગ્યમાં જન્માષ્ટમીના મહોત્સવ નિમિત્તે આમારું શ્રીનાથદ્વારા જવાનું થયું હતું. તેમજ પ્રભુમિલાપ અમારે પણ સહદું તીર્થમાં જવાનો અમારે પ્રસંગ આવેલો છે. તે દરમાં અમારા વસવાટ દરમ્યાન અમારા જોવામાં આવ્યું છે કે, **શ્રીનાથદ્વારાના ટીકાયત મહારાજ શ્રી ૧૦૮ શ્રી ગોવર્દ્ધનલાલજી ધર્મના સિદ્ધાન્તોનું ઉત્તમ જ્ઞાન ધરાવે છે, ધર્મની સ્થિતિનો અને પ્રગતિ મુખ્ય આધાર આચાર્યશ્રીઓનાં** સદ્વર્તન ઉપર રહે છે. શ્રીમદ્પ્રભુજીની આજ્ઞાનુસાર મહારાજશ્રી સેવામાં નિરંતર

પ્રવૃત્ત રહે છે. અને તેમની રહેણી કરણી અનુકરણીય છે. અધિકારી ચરણદાસજી શ્રીઠાકોરજીની નેક સામગ્રીનો વહીવટ અત્યંત પ્રશંસનીય રીતે ચલાવે છે. સ્વસ્થાનના તમામ ખાતાની વ્યવસ્થા ઉત્તમ છે, અને હિસાબ પદ્ધતિસર છે. શ્રીનાથદ્વારા શહેરના રસ્તા; મ્યુનીસિપલ બંદોબસ્ત, લોકોનું આરોગ્ય, વગેરે ઉત્તમ વ્યવસ્થા જોવામાં આવી.

વૈષ્ણવો પાસેથી સમાધાનનો સ્વીકાર કરવા સંબંધિ પ્રચલિત રીવાજમાં સુધારો થઈ સમાધાનીજી હરિવલ્લભદાસ તરફથી વૈષ્ણવોની ઇચ્છા મુજબ સમાધાન સ્વીકારવાનું ધોરણ દાખલ થયું છે. એકંદરે **આચાર્યશ્રીના સહવાસથી વૈષ્ણવોની ધર્મ ભક્તિ સુદૃઢ થાય છે.** આ જમાનામાં ધર્મની સંસ્થાઓ અને ધર્માચાર્યોપર વિરૂદ્ધ આક્ષેપ કરવાનો પ્રચાર વધી પડયો છે, જેથી આવી સુવ્યવસ્થાવાળી સંસ્થાઓ અને વિદ્વાન સદ્વર્તનશાળી ધર્માચાર્યો સંબંધી હકીકત પ્રસિદ્ધ થતી રહે તે ઇષ્ટ છે.

લખતર } કરણસિંહજી (મહારાણા સ્વ. લખતર, )
૫-૫-૧૯૧૯ } (કાઠીયાવાડ)

ઉપરના પ્રસિદ્ધ થયેલા અભિપ્રાય મુજબ આપશ્રીએ રાજ્યવ્યવસ્થાને સુવ્યવસ્થિત ચલાવી એક રાજનીતિનિપુણ કાર્ય કરી પ્રજામાં સુંદર છાપ પાડી હતી. આપ જાતે જ કાર્યભાર ચલાવી યોગ્ય ન્યાય આપતા, આવા કાર્યદક્ષ, વયોવૃદ્ધ પ્રજાપાલક નરેશ પ્રજાને રડતી કકળતી મુકી નિત્યલીલાસ્થંજે પધાર્યા. પ્રિય વાંચક! પ્રગટ દર્શન નહિ થવા બદલ હૃદય ચીરાઇ જાય છે. પણ વ્યર્થ ખેદ કરવો નહિ! કારણ કે આપશ્રી સ્થૂળ દૃષ્ટિએ અદ્દશ્ય થયા છે. પરંતુ આપ અલૌકિક દિવ્ય સ્વરૂપે સદા સર્વદા બિરાજમાન છે.

**ઉદારતા**—આપશ્રીની ઉદારતા અદ્દભુત હતી. તેના એક જ્વલંત દષ્ટાંતને આલેખવા પ્રયત્ન કરૂં છું. આપ ઉદારતાના મહાસાગર હતા "અતિગંભીર ઉદાર ઉદધિ પ્રભુ," એ સુરદાસજીના ભાવનાત્મક કીર્તનના અદ્દભુત ભાવનું જ્વલંત સ્વરૂપ નીચે લખું છું. એક વખતે રાધનપુર સ્ટેટના દિવાન સુધિની પદવીએ પહોંચેલા, સુપ્રસિદ્ધ "આનંદ" માસિકના લેખક, એક બાહોશ આખ્યાનકાર, પર્વત મહેતાના વંશજ પરમ ભગવદ્દભક્ત શ્રીવૈષ્ણવ અનંતપ્રસાદભાઈ વૃંદાવન જતાં એકવાર શ્રીનાથજી ગયા. ત્યાં ભગવાનની સંબંધમાં પોતાનાં રચેલાં કીર્તનો ગાવાની રુચિ થઇ. પરંતુ ગાયનકારોં (કીર્તનકારો) એ તે બાબતનો અટકાવ કર્યો, કારણ કે ત્યાં અષ્ટમખાના પદો સિવાય બીજાની કૃતિનાં પદો કદી ગાઈ શકાતાં નથી. થોડીવારે પ્રભુપ્રેરણાથી જ ત્યાંના તિલકાયિત શ્રીગુસાંઇજી મહારાજ (શ્રીગોવર્ધનલાલજી) એ પોતાના ગવૈયાઓને (કીર્તનીઆઓને) આજ્ઞા કરી કે તમે તે ભક્તરાજને ઇચ્છા મુજબ ભગવાન પાસે ગાન કરવા દો, અને તમે સૌ તેની સાથે અનુકૂળ રીતે સુવાદ્ય બજાવો. આ આજ્ઞા થવાથી પોતે ઘણા જ હર્ષપૂર્વક શ્રીનાથજી સમીપ ગાન કર્યું, ને શ્રીગુસાંઇજી મહારાજની ઇચ્છાનુસાર ત્યાં ઘણા દિવસ મુકામ કર્યો. આપની અસંખ્ય સખાવતોમાં મુખ્ય ભારતધર્મમહામંડળને પચીસહજાર રૂપીઆ, સાંપ્રદાયિક ગ્રંથ મુદ્રણ માટે પચીસ હજાર તથા સ્વજ્ઞાતિ માટે અઢી લાખ રૂપીઆ ફંડમાં આપ્યા હતા.

**લોર્ડ વીલીંગ્ડનને આશીર્વાદ**—જ્યારે લોર્ડ વિલીંગ્ડન મુંબઈના ગવર્નર હતા ત્યારે તેમના જન્મદિવસે મહાબળેશ્વર (પૂના)માં આપશ્રીને તેમની મુલાકાત થઈ હતી.

(શ્રીગોવર્ધનલાલાજી) . પોતાના શાસ્ત્રીઓ સદ્‌ગત શ્યામજીભાઈ તથા રવજીભાઈ અને મોટા રસાલા સાથે મહારાજશ્રી ઉત્તર હિંદુસ્તાનની યાત્રા કરવા માટે પધાર્યાં હતા. તે સમયે મહારાજશ્રીએ કાશીમાં વિદ્વાનોની સભા બોલાવી હતી; તેમાં પંડિતજી શ્રીગટ્ટુલાલદ્વારા કાશીના પ્રસિદ્ધ પંડિતોનો મહારાજશ્રીએ સારો સત્કાર કીધો હતો. સાહિત્યમાં કહ્યું છે કે **'विद्या ददाति विनयम्'** વિદ્યા વિનય આપે છે આનું દષ્ટાંત આપશ્રીમાં પ્રત્યક્ષ જોવામાં આવતું. મહારાજશ્રીને વિદ્યામાં અભિરુચિ કરાવનારા તથા સમયે સમયે વિદ્યાવૃદ્ધિના કામમાં આગળ પડનારા પંડિત ભટ્ટશ્રી ગટ્ટુલાલાજી હતા.

આપશ્રી સંવત્ ૧૯૫૫ માં મુંબઈમાં પધાર્યા હતા અને મુંબઈના વૈષ્ણવોની પ્રાર્થનાથી મહારાજશ્રીએ વૈષ્ણવોની સભા ભરી હતી; તેમાં વૈષ્ણવોને સારી રીતે ઉપદેશ કીધો હતો. પાછળથી તે ઉપદેશનાં અનેક પેમ્ફલેટો મફત વહેંચવામાં આવ્યાં હતાં. મુંબઈમાં આવીજ એક પધરામણી ઇ. સ. ૧૯૧૩ માં થઈ હતી. તે વખતે થયેલો સત્કાર એક સમ્રાટના આદરને ઝાંખો પાડતો હતો. તે વખતે સાંપ્રદાયિક ગ્રંથો છપાવવા માટે રૂા. ૨૫૦૦૦ ની મદદ આપી હતી. સં. ૧૯૮૧ માં મુંબઈમાં ૭ મી વૈષ્ણવ પરિષદના પ્રમુખસ્થાને આપશ્રી હતા. તેજ પ્રમાણે ઈ. સ. ૧૯૨૫ માં મુંબઈમાં મોટા મંદિરવાળા ગોસ્વામી કુલકૌસ્તુભ શ્રીગોકુળનાથજી મહારાજશ્રીએ શ્રીગોપીનાથજીના યજ્ઞોપવીત પ્રસંગે ,છપ્પનભોગનો ઉત્સવ કર્યો હતો ત્યારે શ્રીવલ્લભકુળના ઘણા બાળકો પધાર્યા હતા. તે વખતે આપશ્રી પણ પધાર્યા હતા. અને આપશ્રીના પ્રમુખપણા નીચે વૈષ્ણવપરિષદ ભરવામાં આવી હતી. તે વખતે પ્રમુખસ્થાને આપશ્રીનું અદ્‌ભુત છટા દર્શાવતું, સાંપ્રદાયિક વિકટ પ્રશ્નોની ગુંચ ઉકેલતું, સિદ્ધાન્તોથી ભરપૂર, પ્રમાણભૂત, સુંદર ભાષા શૈલીયુક્ત, વ્યાખ્યાન શ્રોતાજનોને મનરંજન કરતું હતું.

આપશ્રી અમદાવાદમાં શ્રીમાન્ બાવાસાહેબના યજ્ઞોપવીતપ્રસંગે પધાર્યા હતા ત્યારે અમદાવાદની વૈષ્ણવ પ્રજાએ કોઈ પણ આચાર્યશ્રીને સન્માન નહિ આપ્યું હોય તેવું અદ્‌ભુત અસાધારણ સન્માન આપી આપને શહેરમાં પધરાવ્યા હતા, આ સન્માન અમદાવાદમાં પહેલુંજ હતું. માત્ર કહેવાનું કારણ એ કે આપશ્રી અદ્‌ભુત પ્રભાવશાળી હતા. આપશ્રીના પ્રભાવમાત્રથી ભલભલા મહાત થતા હતા.

**સાહિત્યપ્રિયતા:**—આપશ્રીની સાહિત્યપ્રિયતા એટલી બધી હતી કે વિદ્યાવિભાગ દ્વારા સારા સારાં ઉત્તમોત્તમ પુસ્તકો બહાર પાડ્યાં. તેમજ શ્રીસુબોધિનીજી જેવા સંપ્રદાયના અમૂલ્ય ગ્રંથોનું સદ્‌ગત શ્રીતેલીવાળા દ્વારા હજારો રૂપીઆનો ભોગ આપી એક ઐતિહાસિક પ્રકાશન કરીને સંપ્રદાય ઉપર મહાન્ ઉપકાર કર્યો. શ્રીસુબોધિનીજી જેવા પવિત્ર ગ્રંથના દર્શન કરવા પણ દુર્લભ હતાં, તે આપશ્રીએ ભગીરથ પ્રયત્ને સુબોધનીજીના દર્શનામૃતનો અદ્‌ભુત લ્હાવો આપી દૈવી જીવોની જ્ઞાનપિપાસા મટાડવા પ્રયત્ન કર્યો. જે કામ સાડા ચારસો વર્ષમાં નથી કર્યું તેવું ઐતિહાસિક કામ સાહિત્યમાર્તંડસ્વરૂપે આપેજ કર્યું. દિલ્હીશ્વર મોગલ સમ્રાટોએ જે ઐતિહાસિક ફરમાનો આપેલા તેનું ભાષાંતર ન્યાયમૂર્તિ દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (હાઈકોર્ટ જડજ) પાસે કરાવી સંપ્રદાયના ઇતિહાસમાં અદ્‌ભુત સ્થાન પ્રાપ્ત કરતું સુંદર આલ્બમ પ્રકટ કરાવી જગતના ઇતિહાસમાં પુષ્ટિમાર્ગનું સ્થાન કેવા પ્રકારનું છે તે આપશ્રીએ આલ્બમદ્વારા પ્રકાશિત કરાવ્યું. આપશ્રીને વિદ્યાની

એટલી બધી ધગશ કે ચિ. લાલજીભાઈ શ્રીદામોદરલાલજી મહારાજશ્રીને સારું શિક્ષણ આપી, કેળવણી આપી, સુબોધિનીજીના પારંગત બનાવ્યા, અને સાહિત્યપ્રિય બનાવ્યા એ આપશ્રીની સાહિત્ય ઉપરની પ્રીતિના દેખાડી આપે છે ! હમણાં હમણાં પણ સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વદ્રત્ન શાસ્ત્રીજી કલ્યાણજીભાઈ મારફત શ્રીમદ્‌ભાગવતનો સુંદર અનુવાદ શ્રીસુબોધિનીજીના આધારે કરાવી આપશ્રીએ સારો પ્રબંધ કરી આપેલો, પણ ખેદની વાત છે કે હજી નિર્ણયસાગર પ્રેસમાં છપાઈને બહાર પાડતાં આપશ્રી નિત્યલીલાસ્થાન પ્રત્યે પધાર્યા. અત્યારે મળતાં ભાગવતો શ્રીધરીની ટીકાનુસાર હોવાથી સંપ્રદાયના સિદ્ધાંતો બરાબર સમજી ન શકાય, તે માટે સંપ્રદાયના સિદ્ધાન્તો સમજવા માટે સુંદર અનુવાદયુક્ત તથા રા. રા. શ્રીધીરજલાલભાઈ સાકળીયા કે જેઓ સંપ્રદાયના એક મર્મજ્ઞ અને સુપ્રસિદ્ધ વિદ્વાન્ તેલીવાળાની મિત્ર મંડળીમાં હોઈને તેમની કસાયલી કલમયુક્ત સંપ્રદાયના સિદ્ધાન્તોથી ભરપૂર ઐતિહાસિક પ્રસ્તાવના સાથે હાલ થોડા વખતમાંજ નિર્ણયસાગર પ્રેસતરફથી બહાર પડશે. તે આપશ્રીની ઉદારતાપૂર્ણ અદ્‌ભુત પ્રેરણાશક્તિજ છે, અમદાવાદની પ્રસિદ્ધ, પુરુષ કવિયોમાં વૈષ્ણવત્વનો સંચાર કરનાર, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાનુભાવને હસ્તથી આપશ્રીએ પોષણ કર્યું છે. તેમજ સાંપ્રદાયિક પાઠશાળા, પુસ્તક પ્રકાશન ખાતામાં વગેરેમાં આપશ્રીએ સંપ્રદાયની ઉન્નતિમાં અઢળક પૈસાની મદદ આપી છે.

**૭૦મા વર્ષનો પ્રાકટ્યમહોત્સવ**—સં. ૧૯૮૭ ગઈ શ્રાવણ વદિ ૧ નો આપનો પ્રાકટ્યોત્સવ, ૭૦ મું વર્ષ બેસતું, તે મહામંગલ પ્રસંગે મહોત્સવપૂર્વ વગેરે કરીને આપશ્રી નવનીતપ્રિયાજીના મંદિરમાં પધાર્યા, આર્તિ ઉતારી, દંડવત્ કરીને પછી એકાએક ભાવી ઘટના શું થશે ? તે વિચારમાં પડી ગયા. આપશ્રીની આંખમાંથી અશ્રુપાત થયો. ભાવી ઘટનાનું બધુંય જાણતા હતા, તેજ બનવા પામ્યું છે, તેમાં લેશમાત્ર નવું બનવા નથી પામ્યું, એ વસ્તુ લૌકિક દષ્ટિએ ભલે નિંદનીય હોય પણ એક વખતે પરમ ઉપકારક નિવડશે. સમુદ્રમંથન કરતાં ઝેર નીકળ્યું, તેનું પાન કરનાર કોઈ ન નીકળ્યો, પણ ભગવાન શંકર કે જે એક પરમ વૈષ્ણવ હોઈને પારકાની પીડ ટાળવા માટે વિષપાન કર્યું તે વખતે તેના વિષે પણ વાતો કરનારા હતો. પણ પ્રભુ જે કરે છે તે સારા માટે. તેવીજ રીતે ભાવી ઘટનાનું બનવા પામ્યું છે. આપશ્રીને ભાવી ઘટનાની પહેલેથીજ ખબર શું પડી નહિ હોય ?

**સ્વજ્ઞાતિના સભાપતિ**—આપશ્રી જુના વિચારના છતાં, નવી વિનજનક યોજના આદર પણ કરતા હતા. આપશ્રીની જ્ઞાતિનું નામ વેલનાટીયબ્રાહ્મણ જ્ઞાતિ છે. આપશ્રીએ જ્ઞાતિનું એક સંગઠન કર્યું અને "શ્રીશુદ્ધાદ્વૈત વૈષ્ણવ વેલનાટીય મહાસભા" નામની એક સંસ્થા સ્થાપી. આ સંસ્થા દ્વારા જ્ઞાતિના અનેક સવાલોની ગુંચ ઉકેલી અને વિદ્યાપ્રચાર કર્યો. આપશ્રીએ જ્ઞાતિના ફંડમાં અઢી લાખ રૂપીઆની ભારઝોળી રકમ આપી હતી. જણી શ્રીપ્રભુને પરમતત્ત્વ ન માનનાર, સ્વસ્વધર્મોને ન માનનાર અને દ્રવ્ય લઈ વિના લૌકિક વૈદિક ત્યાગ કરનાર તથા પગારદાર દીક્ષા લેનાર કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ન ગણાય તેઓ સમસ્ત શ્રીવલ્લભકુલ તરફથી ઐતિહાસિક નિર્ણય આપીને હંમેશના એક ભારે વાદ-વિવાદને શાંત કરી નાંખ્યો.

**પુષ્ટિમાર્ગાબ્જમાર્તંડનાં અદર્શન**—પુષ્ટિમાર્ગાબ્જમાર્તંડ શ્રીગોવર્ધનલાલજી મહારાજ રાજ્યપ્રકરણી સંબંધે સીમલા સમ્રાટના પ્રતિનિધિને મળવા પધારેલા, પિતૃકાર્ય કરવા માટે ન્હાયા પછી ઉઘાડા શરીરે બીરાજેલા, તે દિવસે વરસાદ બહુ પડેલો, અને એ ઠંડા પ્રદેશમાં ટાઢ (ઠંડી) નું બહુ જોર હોય છે તેથી આપશ્રીને શરદી લાગી, તે તેમાંથી શારદજ્વર થયો અને એજ દિનમાં એ મહાન્ પુષ્ટિમાર્ગાબ્જમાર્તંડ સીમલાના ગિરિશૃંગોમાં એક કરોડ હૃદયોને રડતાં મુકી અસ્ત થયો.

સં. ૧૯૮૯ ના આશ્વિન સુદ બીજના પ્રસિદ્ધ નવવિલાસના દ્વિતીય વિલાસે શ્યામા (શ્રીસ્વામિનીજી) એ લલિતા સખી સાથે શ્રીપૂર્ણપુરુષોત્તમ ભગવાન રસરસિકેન્દ્ર નિકુંજનાયક, ગોલોકવિહારી, શ્રીગોવર્દ્ધનોદ્ધરણ શ્રીનાથજી પ્રભુના દ્વિતીય વિલાસ ખેલવાની સમસ્યા કરી અને એ અવર્ણનીય લીલારસાનંદનો અનુભવ કર્યો તેવા દિવસે ગોલોક એવા નિત્યલીલાસ્થળમાં બિરાજમાન થયા. "બુઝાતા દીપક" ને ફરીથી પ્રકટાવવા અને સુપ્રતિષ્ઠિત ધામની જ્વલંત કારકીર્દિને અખંડિત રાખવા આપે મહાન્ પ્રયાસ કર્યો. પણ શ્રીગોવર્દ્ધનનાથજીની શી ઇચ્છા હશે ? જગતનો એવો અબાધિત નિયમ છે કે કારણ વગર કાર્ય થવું મુશ્કેલ છે, વળી આપશ્રીએ નર-દેહ ધારણ કરેલો હોવાથી લૌકિક દૃષ્ટિએ લીલાવૈચિત્ર્ય દેખાડવુંજ જોઇએ, માટે વરુણદેવને માન આપી શીત પ્રદેશમાં આપશ્રી સાક્ષાત્ અગ્નિસ્વરૂપ હોવાથી સ્વયં શીતઅગ્નિનો અંગીકાર કરી ભૂતળ ઉપરથી અદૃશ્ય થયા. કરોડ વૈષ્ણવ હૃદયો ઉપર જાણે વીજળી પડી હોય તેવું મહાદુઃખ સર્વત્ર પ્રસરી ગયું.

**અશ્રુપાત**—આજે વૈષ્ણવી કરોડ સંખ્યાની સૃષ્ટિ અશ્રુપાત કરી રહેલી છે, શ્રીનાથદ્વારાની રાંકડી પ્રજા પણ અશ્રુપાત કરી રહી છે. મુંબઈ, કલકત્તા, મદ્રાસ, સિંધ અમદાવાદ, સુરત, ભરૂચ, વગેરે ઠેકાણે સભાઓ દ્વારા આપશ્રી ઉપરનો અવર્ણનીય પ્રેમ દેખાડયો છે, આપશ્રી નિત્યલીલાસ્થ થતાં આ સંપ્રદાયને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. વધારે લખતાં હૃદય કંપી ઉઠે છે, જડ એવી કલમ પણ હવે ચાલી શકતી નથી.

**અમૃતલાલ હરજીવનદાસ પારેખ.**

# महान् साहित्योद्धारक.

[ ગોસ્વામીશ્રી તિલકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીના લીલાવિસ્તાર અન્વયે ભરવામાં આવેલી શોકસભામાં પ્રો. જેઠાલાલ ગો. શાહ M. A. એ કરેલું ભાષણ. ]

વૈષ્ણવ બંધુઓ અને બ્હેનો, આજે મારી વાણી મૂક બની ગઈ છે. મારા હૃદયમાં જે શોક લાગણીઓ ઉભરાઇ રહી છે તેને પ્રકટ કરવાને માટે મારી પાસે યોગ્ય શબ્દો નથી. વળી સાચી લાગણી કદી પણ શબ્દોથી પ્રકટ કરાતીજ નથી. તિલકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીનાં દર્શન કરવાના ત્રણ પ્રસંગો મને પ્રાપ્ત થયા હતા. એક આજથી દશ વર્ષ ઉપર, જ્યારે હું શ્રીનાથદ્વારા ગયેલો ત્યારે તે પ્રથમ પ્રસંગ હતો. પછી મુંબઇમાં સાપ્તમ વૈષ્ણવ પરિષદના પ્રમુખ તરીકે જ્યારે પોતે મુંબાઈ પધાર્યા ત્યારે અને ત્રીજી વખત પણ મુંબઇમાંજ. આ ત્રણે પ્રસંગોએ તેમના મુખારવિંદના દર્શનથી મારા હૃદય ઉપર અનેરીજ છાપ પડેલી. જ્યારે જ્યારે તેમના મુખ પ્રતિ મેં દૃષ્ટિપાત કરેલો ત્યારે ત્યારે

મને કંઇક અલૌકિક તેજ ત્યાં વિકસી રહેલું લાગેલું. તેમની મુખાકૃતિ ગંભીરતાથી અને પ્રસન્નતાના તેજથી દેદીપ્યમાન લાગતી હતી. સંપ્રદાયમાં તિલકાયતના પદને શોભાવે તેવા સર્વે ગુણો તેમનામાં હતા. નાથદ્વારામાં શ્રીનાથજીના મંદિરનું જે શાંતિમય અલૌકિક વાતાવરણ છે તે એમને લીધે છે. તેઓશ્રીએ પોતાની હયાતિમાં નાથદ્વારામાં ઘણા સુધારા કરીને યાત્રાળુઓનો પ્રેમ સંપાદન કર્યો હતો. કેવલ સાંપ્રદાયિકજ નહિ પણ અન્ય યાત્રાળુઓ જે માત્ર કુતૂહલતાની ખાતર નાથદ્વારામાં જતા તેઓ પણ અહિંનો વહિવટ તથા શ્રીનાથજીના મંદિરનું અલૌકિક વાતાવરણ જોઇને ખરેખર ચકિતજ થતા. પર્વતથી ઘેરાયેલા અને ખાડા ટેકરાવાળા તીર્થધામને તેમણે અલ્પ સમયમાં નંદનવન જેવું રળીયામણું બનાવી દીધું. હવે નાથદ્વારાની યાત્રા કરવા જનારને કોઇપણ પ્રકારની મુશ્કેલી નડતી નથી. પાકી સડકોના રસ્તા, તથા વાહનોની સુલભતા તથા નિયમિતતા તેમજ અનેક ધર્મશાળાઓની પૂરતી સગવડોને લીધે હવે પ્રતિવર્ષ હજારો યાત્રીઓ વૈષ્ણવોના આ પરમ ધામમાં જાય છે, અને પ્રભુનાં દર્શન કરીને પોતાની જાતને ધન્ય માને છે. આ બધો પ્રતાપ શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીનો છે. વળી વિદ્યાવિભાગ ખોલીને સંસ્કૃત વિદ્યાના તથા સાંપ્રદાયિક સાહિત્યના રક્ષણને માટે પણ તેઓશ્રીએ ઘણું કર્યું છે. જેમ શ્રીનાથજી પ્રભુની સેવાને માટે તેમના ભંડારને તેમણે ખુલ્લો રાખેલો, તેમ સાંપ્રદાયિક સાહિત્ય માટે પણ ખુલ્લો રાખેલો. અત્યારે આપણા સંપ્રદાયનું સંસ્કૃત સાહિત્ય પુષ્કળ બહાર પડ્યું છે. તે કાર્યમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીની મદદનો ફાળો મોટો છે. શ્રીસુબોધિનીના મુદ્રણ માટે તેમના પ્રયત્નો સર્વેને જાણીતા છે. પ્રથમ સ્કંધ, દ્વિતીય સ્કંધ, તૃતીય સ્કંધ અને દશમ સ્કંધના પાછળના ભાગોનું મુદ્રણ તેમની અસાધારણ મદદને લીધેજ છે. સદ્ગત તેલીવાળાને આ કામમાં ઉત્તેજન આપનાર તેઓશ્રી જ હતા. તેઓશ્રીએ જો ધનની મદદ ન કરી હોત તો સંપ્રદાયના સાહિત્યની શું દશા થાત તેનો વિચાર જ કરવો રહ્યો! વળી ગુજરાતી ભાષામાં ભાગવતનું ભાષાન્તર છપાવવાને ગુજરાતી પ્રેસને રૂ. ૧૫૦૦૦) હજાર આપવાની તેમણે પ્રતિજ્ઞા દર્શાવેલી. પણ તે યોજના સફળ થઇ શકી નહિ. હવે તે શ્રીભાગવત નિર્ણયસાગર તરફથી બહાર પડશે. વળી એક વખતે સંસ્કૃત ભાષાની યુનીવરસીટી ખોલવાને માટે રૂપીઆ એક લાખની ઉદાર રકમ તેમના પુત્ર શ્રી દામોદરલાલજી દ્વારા આપવા તેઓશ્રીએ જાહેર કરેલ. તેઓશ્રીના પગલે જો સંપ્રદાયના બીજા મહારાજશ્રીઓ ચાલે તો અત્યારે પણું જ સાહિત્ય આપણે વૈષ્ણવ જનતાને આપી શકીએ. સાહિત્ય સિવાય વૈષ્ણવ જનતાનો ઉદ્ધાર નથી. જ્યાં સુધી શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા શ્રીમદ્ વિઠ્ઠલનાથજી, શ્રીગોકુલેશ, શ્રીપુરુષોત્તમજી, શ્રીહરિરાયજી વગેરે સત્ આચાર્યોના ગ્રંથો વૈષ્ણવો વાંચશે નહિ ત્યાં સુધી મૂળ સિદ્ધાન્તોથી તેઓ વંચિત જ રહેશે. સંપ્રદાયમાં અત્યારે મૂળ શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાંતોનું ઘણું જ અજ્ઞાન છે. તે અજ્ઞાન ભેદવાને મૂળ ગ્રંથો વધારે પ્રમાણમાં વંચાવા જોઇએ. તેને માટે ગ્રંથો જુદી જુદી શૈલીમાં, જુદી જુદી ભાષાઓમાં પ્રકટ થવા જોઇએ. શ્રીતિલકાયતશ્રીની એ મહેચ્છા હતી.

આ ઉપરાંત તેઓશ્રી અનેક સાંપ્રદાયિક સંસ્થાઓને આર્થિક સહાય પણ આપતા હતા. અને આચાર્ય તરીકે વૈષ્ણવો તરફનું પોતાનું કર્તવ્ય શું છે તે બરાબર સમજતા હતા. અત્યારે સંપ્રદાયને તેમની ઘણી જ જરૂર હતી. તેઓશ્રીના લીલાવિસ્તારથી સંપ્રદાયના

સાહિત્યની સરિતાનું વહન ધીમું પડી ગયું છે. આજે આ વાડી ઉજ્જડ જેવી દેખાય છે. દિશાઓ અંધકારથી ઘેરાયલી હોય તેવી લાગે છે. રસ્તો ભૂલેલા વટેમાર્ગુ જેવી વૈષ્ણવ સમાજની સ્થિતિ થઇ છે. માર્ગદર્શક વટેમાર્ગુને માર્ગ દેખાડીને અન્તરિક્ષમા અલોપ થાય છે. અને ગભરૂ વટેમાર્ગુ દિશાનાં અંધકાર, અને આકાશના શ્યામ વાદળો અને દૂરના સાગરનાં તોફાનોના ભયાનક અવાજથી ગભરાય છે. અને પ્રત્યેક ક્ષણુ ક્ષણુ હૃદયના નિઃશ્વાસપૂર્વક ઉચ્ચારે છે. 'હે પ્રભો ! શ્રીગોવર્ધનધર, ઘણા સમયથી વૈષ્ણવ સમાજ **तमसो मा ज्योतिर्गमय** નો ઉચ્ચાર કરતો હતો. અને જ્યોતિઃ-પન્થે દોરનાર કુશળ નાયક તેના ભાગ્યમા મળ્યો. તે નાયકે પોતાના પ્રેમથી અમને નવડાવીને, આજે અન્ય પ્રદેશમાં પ્રયાણુ કર્યું છે. હવે અમારી શી ગતિ થશે ? હવે અમને જ્યોતિઃના દર્શન કોણુ કરાવશે ?' શું અમારા ભાગ્યમાં અન્ય કુશળ નાયક મળશે ?

વન વનનાં અન્ધારાં વામશે,
હો ! આવશે એવાં કો આભના તેજ;
હો ! સન્તજી ! એવાં કો દેવનાં તેજ.

એ સમય પ્રભુ લાવે ત્યારે ખરૂ. અત્યારે તો કવિના શબ્દોમાં વૈષ્ણવ સમાજની સ્થિતિ નીચે પ્રમાણે છેઃ

ભવસાગરમાં ડોલે હો ! માનવનાવ,
જો પૂર ઘૂમે,
તોફાન ઝઝૂમે.
કાલના તરંગે હો ! કરે આવજાવ, માનવનાવ
મહાસાગરમા ડોલે હો ! માનવનાવ.

અને તેથીજ હૃદય દ્રવે છે, અને પોકારે છે કે—

" નયણા મ્હારા નીતરે,
કોઈ લ્યો નયણાની ધાર. "

વૈષ્ણવ સમાજના નયણાની ધાર-વહી રહી છે. પ્રભુ સિવાય કોઈ એને આશ્વાસન આપી શકે એમ નથી.

---

## आपश्रीनां वचनामृतो.

[ વૈષ્ણવપરિષદ્‌ના સપ્તમ અધિવેશનના સભાપતિ તરીકે સં. ૧૯૮૧ માં માધવ બાગમા પહેલા દિવસે આપેલા યાદગાર ભાષણમાંથી ]

**આચાર્યચરણના પ્રાકટ્યનો સમય**—એ સમય અતિ ભયંકર હતો. દુષ્ટ યવનોના અન્યાયપૂર્ણ અત્યાચારોથી આખોયે સંસાર હચમચી ગયો હતો. વાતવાતમાં તલવારથી કામ લેવામા આવતું હતું. હિંદુ જનતા માટે શાન્તિપૂર્વક જીવનનિર્વાહ કરવાનું કામ પણ કઠિન થઈ ગયું હતુ. મોટાં મોટા તીર્થસ્થાનો ઉપર યવનોના આક્રમણો થઈ રહ્યા હતા, મંદિરો તોડી તોડીને તેના કાટ કામથી મજીદો બનાવવામાં આવતી હતી. તાત્પર્ય

એ કે આખાયે દેશમાં કેવળ સર્વત્ર અશાંતિ હતી. દેશની દુર્દશા થઈ રહી હતી; એ એ ઝઘડાઓને લીધે સઘળા માર્ગ નષ્ટ થઈ ગયા હતા. અને જીવનનિર્વાહનું સાધન એક માત્ર પાખંડ હતું. એ સ્થિતિનું ચિત્ર આચાર્યચરણે પોતેજ કૃષ્ણાશ્રય ગ્રંથમાં વર્ણવ્યું છે. એ આચાર્યચરણના શબ્દોમાં આપણે સાંભળીએ:—

અર્થાત્ એ સમયે સઘળા માર્ગ—જ્ઞાન, કર્મ, ભક્તિ નષ્ટ થઈ ચુક્યા છે. એ કાળમાં ખલલોક ધર્મેન્દ્ર બની રહ્યા છે. આ કલિયુગ પ્રવર્તી રહ્યો છે. જનતામાં પાખંડ વધી રહ્યો છે. આખા દેશ ઉપર મ્લેચ્છોનું આક્રમણ થઈ ગયું છે. અને તે એક માત્ર પાપનું સ્થાન બની ગયો છે. ગંગાદિક શ્રેષ્ઠ તીર્થો દુષ્ટોએ ઘેરી લીધાં છે. જ્યાં જુઓ ત્યાં દુષ્ટ અને દુષ્ટજ પ્રવર્ત્યો છે. તીર્થોનાં આધિદૈવિક સ્વરૂપ તિરોહિત થઈ ગયાં છે, જે કોઈ સત્પુરુષ છે તે પણ અહંકારથી વિમૂઢ થઈ રહ્યા છે, અને કેવળ લાભ તથા સન્માનને માટે પ્રયત્ન કરી રહ્યા છે. સઘળાં કર્મવ્રત આદિ અનેક વાદોને અંગે નષ્ટ થયાં છે. જો લોકોનો આ સમયે કોઈ પ્રયત્ન હોય તો કેવળ પાખંડમાંજ છે. ઇત્યાદિ.

જુઓ આ એક સમયની દેશકાલસ્થિતિનું કેટલું માર્મિક ચિત્ર છે! એ કેટલા વેદનાપૂર્ણ શબ્દ છે! એ ચિત્રને અહીં તમારી સામે કેવળ એ કારણેજ રાખ્યું નથી કે, તમે એ સમયની જનતાની સ્થિતિ સમજી બેસી રહો, પરંતુ એ કારણે તે રાખેલું છે કે જેથી તમે લોક એ સમજી શકો કે આચાર્યચરણે કેવા અશાંતિમય સમયમાં પોતાના ઉપદેશકાર્યનો પ્રારંભ કર્યો હતો, અને એ સમયમાં તેમણે કેટલી સફળતા મેળવી! તમે પોતે એ વિચારી શકશો કે, એ સમયે ડુબતી જતી નૌકામાં જનતાનો ભગવદ્‌વદનકમલાવતાર વિના બીજો કોણ આશ્રય થઈ શકે એમ હતું? એથીજ પ્રભુએ ભૂતલ ઉપર પધારવાનું કષ્ટ ઉઠાવ્યું અને જનતાને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની પ્રેમભક્તિનો ઉપદેશ દઈને શાન્તિનું સ્થાપન કીધું; એ રીતે જનતામાં ધાર્મિકતા ઉત્પન્ન કરી અને એમને હમેશને માટે ઉંડી ખાઈમાં પડતા બચાવી લીધા.

હવે એ વિચારવાનું રહે છે કે આચાર્યચરણે એ સમયે જનતાને કેવા માર્ગપથના પથિક બનાવી અને એ માર્ગ વાસ્તવમાં સર્વોત્તમ છે કે નહિ?

એ બાબત નિર્ણીત છે કે જ્ઞાન, કર્મ અને ભક્તિ એ સાધનોને શાસ્ત્રમાં જીવોના ઉદ્ધારના હેતુરૂપ બનાવાયાં છે.

ઠીક, તો પ્રથમ તમે કર્મની બાબતમાં આચાર્યચરણના વિચાર સાંભળો. આપશ્રી આજ્ઞા કરે છે કે જો કે કર્મ ભગવત્પ્રાપ્તિનું સાધન છે, છતાં પ્રથમ તો કર્મ યથાર્થ રૂપે સિદ્ધ થવુંજ કઠિન છે, કારણ કે જે ૭ વસ્તુઓ (દેશ, કાલ, કર્તા, મંત્ર, દ્રવ્ય અને ક્રિયા) વડે યજ્ઞાદિ ધર્મ સિદ્ધ થાય છે, એ સર્વ આ કલિયુગમાં દુર્લભ છે. તેથી આચાર્યચરણની આજ્ઞા છે કે:—

અર્થાત્ આ કલિયુગના સમયમાં સર્વ મનુષ્યો શાસ્ત્રવિરુદ્ધ આચરણ કરવામાં તત્પર છે, સ્વાધ્યાય (વેદાધ્યયન) આદિ કર્મોથી હીન છે આચારથી પરાઙ્મુખ છે, જો કોઈ આચાર તેઓ કરે તો પણ વિધિથી હીન કરે છે, તેમનાં મન વિક્ષિપ્ત બની રહ્યાં છે. વિચાર સ્થિર નથી, તેમજ ભ્રાન્તિવાળા થઈ ગયાં છે, જિહ્વા અને એવી રીતે ઉપસ્થને સંતુષ્ટ કરવાં એજ તેમનો મુખ્ય ઉદ્દેશ છે, તેઓ બાળો (સંસ્કારહીન)ની બરાબર બની

ગયા છે, કહો, તેઓનાં કર્મ કેમ સિદ્ધ થઈ શકે ? તેથી આ સિદ્ધ થાય છે કે આ સમયે કર્મની યથાવત સિદ્ધિ થાય છે કે? આ સમયે કર્મની યથાવત સિદ્ધિ થવી અત્યંત કઠિન છે, એટલુંજ નહિં પણ અસંભવિત છે.

તમે કહેશો કે વારૂ, એ સમજી લીધું કે, સમય દેશકાળને પ્રતિકૂળ હોવાના કારણે યજ્ઞાદિક કર્મ કરી શકાતાં નથી; વારૂ એ નહિ કરીએ; પણ જે કાંઈ વર્ણાશ્રમ ધર્મ છે એ તો કરતા રહીશું: બસ, અમારો મોક્ષ થઈ જશે; તો પછી શા માટે અમારે તમારા ભક્તિમાર્ગમાં સંમીલિત થઇ જવું ? વારૂં, આ વિષયમાં આચાર્યચરણ શું કહે છે તે પણ તમે સાંભળી લ્યો. આપ આજ્ઞા કરે છે કે,

અર્થાત્ **વર્ણાશ્રમવાળાઓનો જે મુખ્ય ધર્મ હતો,** એટલે કે બ્રાહ્મણોએ શિલોંચ્છવૃત્તિવી નિર્વાહ કરી સંધ્યા અગ્નિ હોત્રાદિક કર્મ કરવું, **એ તો નષ્ટ થઈ ચૂક્યો છે,** હવે જો પાખંડથી જનતાને છેતરવા માટે એવું કર્મ કોઈ કરે, તો તે કર્મ કાંઈ ધર્મ થઈ શકતો નથી, એથી એ કર્મ વડે મુક્તિ તો થઈ શકતી નથી; આ કારણે,

અર્થાત્ બુદ્ધિમાનોએ વિચારવું કે એ કર્મો સહુ આજકાલ પાખંડમૂલક છે અને દુઃખથી સિદ્ધ થાય તેવાં છે, **તેથી એ (કર્મ) માર્ગમાંથી આદર છોડી દેવો; અને જેનું નિશ્ચિત છે એવા ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવો.**

**તમે કહેશો એ કે પણ વેદપ્રતિપાદિત માર્ગ છે, એમાંથી આદર છોડવાને માટે આપ કેવો ઉપદેશ દો છો?** એથી એની વ્યાખ્યા કરતાં આચાર્યચરણ આજ્ઞા કરે કે " **परमादरो बहुषु न सम्भवति, अत एवैकस्मिन् कर्तव्यः** " અર્થાત્ અમારા કહેવાનો એ અભિપ્રાય નથી કે, એનો કશોએ આદર ન કરવામાં આવે, કિન્તુ સઘળા **માર્ગોમાં એકી સાથે આદર થઈ નથી શકતોજ. એ કારણે એક માર્ગમાં આદર રાખવો જોઈએ.** આ વાત હું એક ઉદાહરણથી સમજાવીશ. ધારો કે અહીંથી કલકત્તા જવાના ચાર માર્ગ છે; જો આપણે એ ચારે માર્ગે જવાનો પ્રયત્ન કરીએ, તો કહો કે કલકત્તા પહોચવાનું કઠિન થઇ જાય કે નહિ? એથી એક માત્ર ભક્તિમાર્ગમાં આદર રાખીને તેને અનુસાર વર્તવાને યત્ન કરવો જોઇએ, કારણ કે પોતે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ જ્યારે અર્જુન કેવળ કર્માદિકથી ભગવત્પ્રાપ્તિનું ન સમજ્યો, ત્યારે ભક્તિમાર્ગનો ઉપદેશ દીધો છે.

એટલે કે કર્મમાર્ગ દુરત્યય છે; તેનું વાસ્તવિક ફળ કોઇ સમજી શકતું નથી.

આથી સિદ્ધ થાય છે કે કર્મમાર્ગથી ફળ પ્રાપ્ત કરવું અત્યંત કઠિન છે, અને આ સમયમાં તો કર્મમાર્ગનાં સાધનોનો સર્વથા અભાવ છે, તેથી તે અસંભવ છે.

હવે રહ્યો જ્ઞાનમાર્ગ. એ જ્ઞાનનું ફળ દુઃખનો અભાવ છે. કારણ કે શ્રુતિમાં લખ્યું છે કે '**तमेव विदित्वाऽतिमृत्युमेति**' એટલે કે તેનું (બ્રહ્મનું) જ્ઞાન પ્રાપ્ત કરીને મૃત્યુ (અત્યન્ત દુઃખનું) અતિક્રમણ થાય છે. પરંતુ '**अनर्थोपशमं साक्षात्**' એ વાક્યમાં દુઃખનો સાક્ષાત નાશ માત્ર ભક્તિથીજ બતાવ્યો છે; તેથી એમ સિદ્ધ થાય છે કે, જ્ઞાન પરંપરાથી દુઃખનો નાશ કરે છે. સાક્ષાત નહિ; એટલે પછી સિદ્ધ થયું કે જ્ઞાનની અંદર પણ જ્યાં સુધી ભક્તિ ન હોય ત્યાં સુધી પૂર્ણ દુઃખાભાવ થઈ શકતો નથી.

અને તેમનો ઉદ્ધાર કર્યો. આજે ગુજરાત, કાઠિયાવાડ આદિ પ્રાન્તોમાં જે વૈષ્ણવ–સમાજ દેખાય છે તે કેવળ આપશ્રીના સર્વોદ્ધારપ્રયત્નનું ફળ છે. તેથી તેઓશ્રી સંબંધમા વિશેષ કહેવું, એ સૂર્યને દિવા વડે ઓળખાવવા જેવું છે.

તેમના પછી તેમના સાત પુત્રોએ અને વંશજોએ સંપ્રદાયનો વિસ્તાર ઉત્તરોત્તર વધાર્યો એમાં કશી શંકાઓ નથી. તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે શ્રીગુંસાઈજીના નિયમિત સેવાવિષયની ઉપજખર્ચમાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો છે. જો સંપ્રદાયની સ્થિતિ એટલાજ પરિધિમા રહી હોત અને તેથી અધિક ન વધી હોત તો સેવાવિષયક દ્રવ્યમાં આટલો વધારો ન થાત. તેથી સંદેહ વગર એમ કહી શકાશે કે, આચાર્યશ્રી પછી તેમના વંશજોએ સંપ્રદાયનો સારો વિસ્તાર કર્યો. આચાર્યશ્રીના વંશજોનો પ્રભાવ માત્ર વૈષ્ણવસમાજ ઉપર હતો, એટલુંજ નહિ, પણ દુર્દાન્ત યવનસમ્રાટો ઉપર પણ તેમનો તેવોજ પ્રભાવ હતો. આ વાત શ્રીગુસાઈજી અને તેમના વંશજોએ યવન બાદશાહો તરફથી જે ફરમાનો મેળવ્યાં છે–જેનાં અસલ તેમજ નકલ અમારી પાસે છે, તેથી સ્પષ્ટ સિદ્ધ થાય છે.

આ પ્રસંગે જણાવવું ઉચિત છે કે આચાર્યશ્રીએ સંપ્રદાય માટે જે સાહિત્યનિર્માણ કર્યું છે તે સંપ્રદાયનો અક્ષયભંડાર છે પણ તેમના વંશજો પણ એ વિષયમાં ઉદાસીન નહોતા રહ્યા. તેમણે પણ સામ્પ્રદાયિક સાહિત્યના સર્વ અંશોની પૂર્તિ કરવાનો યથાશક્તિ યત્ન કર્યો. શ્રીગુસાઈજી અનેક આપત્તિઓમાં રહેવા છતાં અને શ્રીગોવર્ધનધરણની સેવાને લીધે સમય ન મળવા છતાં સાહિત્યને સર્વાંગપૂર્ણ કરવામાં હમ્મેશા ધ્યાન આપતા. વિદ્વન્મણ્ડન જેવો વિદ્વત્તાપૂર્ણ દાર્શનિક ગ્રંથ, શૃંગારરસમંડન જેવું લલિત કાવ્ય, ટિપ્પણી જેવી વ્યાખ્યા, અણુભાષ્યનો એક ઘણો મોટો અંશ અને ભક્તિહેતુ, ભક્તિરસ, આદિ ભક્તિશાસ્ત્રના સિદ્ધાતગ્રંથ એમની પોતાની લેખિનીનું ફળ છે. આ પ્રમાણે તેમના અનેક નાના નાના ગ્રંથ પણ સાંપ્રદાયિક સાહત્યની શોભામાં વધારો કરે છે એ વાત જવા દો. જે સંપ્રદાયમા નવલક્ષ ગ્રંથકર્તા શ્રીપુરુષોત્તમજી, શ્રીહરિરાયજી અને 'શ્રીગોપેશ્વર' આદિ અનેક વિદ્વાન લેખકોનો ગ્રંથસમૂહ વિદ્યમાન છે તે સંબંધી કોણ કહી શકશે કે તેમની સાહિત્યસેવા તરફ ઉપેક્ષા હતી? જ્યારે આપણે 'રશ્મિ' ના અન્તમા શ્રીગોપેશ્વરજીના આ અક્ષરો "જ્યારે સેવા કરતા અવકાશ મળ્યો ત્યારે શ્રીગોપેશ્વરજીએ આ ગ્રન્થ પોતાને હાથે લખ્યો," જોવાય છે. ત્યારે કોણ કહી શકે તેમ છે કે તેમની સાહિત્યસેવામાં જરા પણ ત્રુટિ હતી? આ પ્રમાણે સતત પરિશ્રમ કરી અપાર ગ્રન્થો આપ્યા તે માટે આપણે તેમના સદા ઋણી છીએ.

આ સંપ્રદાયની પ્રાચીન અને મધ્યકાલીન સ્થિતિની વાત થઈ. હવે સંપ્રદાયની આધુનિક સ્થિતિ શી છે તે આપણે જોઇએ. એ બાજુથી આ બાજુ તરફ જોતાં યુગાન્તર જેવો ફેરફાર જણાય છે. આજે જોઇએ છીએ કે નથી આચાર્યના વંશજોમાં એ વિદ્યા અને એ યોગ્યતા; તેમજ નથી વૈષ્ણવોમાં તે અનુપમ ભાવ. શ્રીપુરુષોત્તમજી અને શ્રીહરિરાયજી જેવા ગોસ્વામિબાલકો જેમ નજરે નથી પડતા, તેમ દામોદરદાસજી અને પદ્મનાભદાસજી જેવા વૈષ્ણવો પણ નજરે પડતા નથી. આવી સ્થિતિ જોઇને દુઃખ થાય એ સ્વાભાવિક છે, પરંતુ તેટલાજ ઉપરથી સ્થિતિ સુધરી શકતી નથી. આ દુઃસ્થિતિનાં કાર-

પ્રાપ્ત થઈ શકે છે, તેનું શોધન કરવા યોગ્ય વ્યવસ્થા કરવી, અને એમ પ્રાચીન સાહિત્યની સાથે સાથે નવીન સાહિત્ય પણ નિર્માણ કરાવીને સાહિત્યમાં વધારો કરવાનો પણ આપણો ઉદ્દેશ હોવો જોઈએ. નવીન સાહિત્ય બે પ્રકારનું હોવું જોઇએ. (૧) ભાષાન્તર ૨. મૌલિક જે પ્રાચીન ગ્રંથો છે, તેનું સરળ અને સુબોધ ભાષાન્તર કરવું. અને એવીજ રીતે કોઈ પ્રકારનાં મૌલિક પુસ્તકો પણ લખાય જેવાં કે વૈષ્ણવ બાળકો અને બાલિકાઓને ભણવા માટે. આ સિવાય જે સાંપ્રદાયિક નિબંધ પણ સારો લખે, તેના પર યોગ્ય મહેનતાણું આપવાની પણ વ્યવસ્થા કરવી જોઇએ કે, જેથી લોકોમાં સુરુચિ ઉત્પન્ન થાય.

બીજા ઉપાય તરીકે એ કર્તવ્ય છે, કે ઠામઠામ સાંપ્રદાયિક પાઠશાળાઓ ખોલાય અને હાલની પદ્ધતિ પ્રમાણે તત્ત્વવિવેચનપૂર્વક સંપ્રદાયના ગ્રંથોનું અધ્યયન કરાવાય. આ પ્રમાણે એવી પાઠશાળાઓ પણ વધારે પ્રમાણમાં ખોલવી જોઇએ કે, જેમાં વૈષ્ણવોનાં નાની ઉમરનાં બાળકો અને બાલિકાઓને ધાર્મિક શિક્ષણનો યોગ્ય પ્રબંધ કરી શકાય. આજકાલ શરૂઆતથીજ પાશ્ચાત્ય શિક્ષણ અપાય છે, આથી જો બાળપણથી તેમના ધાર્મિક સંસ્કારો દૃઢ કરવામાં નહિ આવે, તો તેઓ બહિર્મુખ બની જવાના. આ પ્રસંગે એ કહેવું પણ અયોગ્ય નથી કે, આવી રીતે શ્રીગોસ્વામિબાળકોના બાળકો પણ તત્ત્વવિવેચન સાથે સાંપ્રદાયિક ગ્રંથોનું અધ્યયન કરે.

ત્રીજો ઉપાય પણ અત્યંત ઉપયોગી છે. આજકાલ લોકો કેવલ પ્રવૃત્તિમય જીવન ગુજારે છે, અને તેમને ધરકામના ઝગડામાંથી બહુજ ઓછી ફુરસદ મળે છે. એવાં સ્ત્રીપુરૂષોને પાઠશાળાઓથી યોગ્ય લાભ થઇ શકતો નથી. આથી તેવા લોકોને માટે સમયે સમયે સાંપ્રદાયિક ઉપદેશકોનો પ્રબંધ પોતે આચાર્યવર્ગે કરવો જોઇએ. અને આવી રીતે આ કાર્યને માટે યોગ્ય અને સુનંદા વિદ્વાનોની એક સમિતિ પણ રહે, કે જે જનતાને ઉપદેશ કરીને પોતાના ધર્મથી ભ્રષ્ટ ન થવા દે. જેવી રીતે પહેલાં કથાઓનો પ્રચાર હતો, એવીજ રીતનો કથાઓ સંભળાવવા બાબતનો બંદોબસ્ત કરવો જોઇએ, અને એ રીતે તેમની રુચિને જાગૃત કરવી જોઇએ પણ આ પ્રસંગે એ કહેવું, પણ ઉચિત છે કે, કથા કહેનારા માણસો સંસ્કારી અને બહુશ્રુત હોવા જોઇએ. જેઓ અલ્પજ્ઞ હોય તેઓ ખરાબ અશ્લીલ કહાણીઓ લોકોને કહી તેમની રુચિ બગાડી દે છે. આથી આ કાર્યને માટે પણ સુયોગ્ય વિદ્વાનોની આવશ્યકતા છે. સાથે સાથે સામયિક પત્ર પત્રિકાઓના પ્રકાશનની પણ આવશ્યકતા છે, કે તે સમયે સમયે સાંપ્રદાયિક સમાચાર તેમજ અનેક વિદ્વાનોના સુંદર લેખો વગેરેથી જનતાના ધર્મને હાનિ થતી અટકાવે. આ મારૂં સમગ્ર આચાર્યવર્ગ અને વૈષ્ણવવૃંદને ભારપૂર્વક કથન છે. મને વિશ્વાસ છે કે જો આપણે લોકો આ સાધનોનો સદુપયોગ કરીશું, તો પ્રભુ ગોવર્ધનધરણ જે નિઃસાધન જીવોના સાધન રૂપ છે, તે જરૂર આપણને મદદ કરશે, અને આપણા મનોરથ સફળ થશે.

# સાંપ્રદાયિક ગ્રંથો.

૧. શ્રીસર્વોત્તમસ્તોત્ર—અઢીસો પાનાં, અનેક ચિત્રો, એક એક નામપર એક એક કીર્તન, નામાવલિ ધોળ અને શ્રીગોકુલનાથજી તથા શ્રીરઘુનાથજી તથા શ્રીગોપેશ્વજીની સંસ્કૃત ટીકાઓનો સવિસ્તર અનુવાદ, છતાં મૂલ્ય અઢી આના, ટ. ખ. દોઢ આનો.

૨. પુષ્ટિમાર્ગનો ઇતિહાસ—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી તથા શ્રીવલ્લભકુલના અસરકારક ઇતિહાસો, મોગલ સમ્રાટોની બાદશાહી ફરમાનોના ફોટાઓ, આવા મોટા પુસ્તકનું નોછાવર માત્ર આઠ આના ટ. ખ. બે આના.

૩. શ્રીગોકુલેશજીનો માલાપ્રસંગ—શ્રીગુસાંઈજીના ચોથા લાલજીએ જહાંગીરના જુલ્મો સામે જે અહિંસક ધર્મયુદ્ધ વર્ષો સુધી ચલાવ્યું તેનું જ્વલન્તી ભાષામાં વર્ણન યુક્તિઓથી સમજાવેલું તિલકરહસ્ય, સચિત્ર પુસ્તક છતાં નોછાવર માત્ર દોઢ આનો.

૪. શ્રીપુરુષોત્તમજીનું ચરિત્ર—નવ લાખ શ્લોક લખનારા મહાન્ વિદ્વાન્ ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીનું ઐતિહાસિક ચરિત્ર તથા શિવ મોટા કે વિષ્ણુ એ વિષે કવિ શ્રીદયારામભાઇનો ગ્રંથ છે. વિષ્ણુદ્રોહીઓને તમાચો મારનાર આ ગ્રંથની નોછાવર માત્ર ચાર આના ટ. ખ. ૧ આનો.

૫. જ્વલંત મહાત્યાગ—પંચમપીઠાધીશ્વર શ્રીગોવિન્દપ્રભુએ જયપુર નરેશના જુલ્મો સામે ચલાવેલી લડતનો ઇતિહાસ વાંચી રડવું આવશે, ખુશી થશો, હસશો. સચિત્ર છતાં નોછાવર ચાર આના. ટ. ખ. ૦ાા આનો.

૬. વૈષ્ણવ નરેશો—હિન્દમાંના પુષ્ટિમાર્ગીય રાજા મહારાજાઓના અદ્ભુત વૃત્તાંતો, સચિત્ર, મૂલ્ય ત્રણ આના. ટ. ખ. ૦ાા આનો.

૭. આટલું તો કરજોજ—ટુંકામાં ટુંકો નિત્ય નિયમ ૩૦ ત્રીશ હજાર નકલો વેચાઈ ગઈ છે. નોછાવર એક આનો ટ. ખ. ૦ાા આનો.

૮. શ્રીદયારામવાણી—કવિશ્રી દયારામભાઈના સુંદર પદોનો મહાન્ સંગ્રહ પૃ૦ ૧૦૦ તથા ભક્તિપોષણ મૂ. બે આના ટ. ખ. ૧ આનો.

૯. ન્યાયમૂર્ત્તિનો ચુકાદો:—મુંબાઈના ન્યાયમૂર્તિ રાંગણેકરે ભગવદીય શેઠ ગ્રાગજી સૂરજીએ માંડેલા કેસમાં આપેલો અગત્યનો ચુકાદો વાંચીને સુધારકોની પોલ પારખી શકશો અને પુષ્ટિમાર્ગની જાહોજલાલી જોઈ શકશો. મૂલ્ય બે આના ટ. ખ. એક આનો.

૧૦. પંચાવન પાઠનો ગુટકો—પૃષ્ઠ ૨૫૬—નિત્ય નિયમના પંચાવન પાઠોનો આ ગુટકો ( જે પહેલાં ૪૨ પાઠનો હનો હતો તે ) મોટા અક્ષરમાં હમણાં ફરી છપાવ્યો છે. મૂલ્ય માત્ર ત્રણ આના.. ટ. ખ. એક આનો.

૧૧. શ્રીનટવરલાલના ધોળ—રાજનગરવાળા ચિ. ગો. શ્રીરણછોડલાલ બાવાસાહેબનાં નિત્યલીલાસ્થ અ. સૌ. વહુજીએ રચેલાં છે. મૂલ્ય બે આના ટ. ખ. અર્ધો આનો.

૧૨. ધોળપદસાગર—આરસો ધોળ, ૧૦ પાઠો, શ્રીવલ્લભાખ્યાન, અનેક નિત્યપદ વગેરે મળીને સાતસો પૃષ્ઠ મોટા અક્ષરો, ઉત્તમ કાગળો, સુંદર છપાઈ. મૂલ્ય રૂ. ૧—૦—૦ ટ. ખ. ૦—૪—૦.

## લેખાનુક્રમ.

શ્રાવણ-ભાદ્રપદ-સં. ૧૯૬૦.





ખુલાસો—આ માસિકના ગતાંકમાં દહેગામવાસી ભગવદીય છગનભાઇ પંથી તથા તેમના તરફ શુભ ભાવના ધરાવનાર વૈષ્ણવબંધુઓ સંબંધી જે લેખો લખાયા છે તે હકીકત અમોને કહેનાર માણસોએ પૂરતી તપાસ વિના કહેલી હતી તેવી ખાતરી થવાથી તે હકીકત પાછી ખેંચી લઇએ છીએ. એથી જો કોઇની પણ લાગણી દુ:ખાતી હોય તો અમે દીલગીર છીએ. હવેથી આ ચર્ચા બંધ કરી છે.

તંત્રી.

---

# કીર્તન-કુસુમાકર.

પ્રકટ થઇ ગયો. આવો ગ્રન્થ સંપ્રદાયમાં પ્રથમજ બહાર પડેલો હોવાથી એક હજાર પ્રતોમાંથી થોડીજ પ્રતો હવે બાકી રહી છે. સવા છસો પ્રતો તો મંદિરો તથા વિરક્ત વૈષ્ણવોને વિનામૂલ્યે અપાઇ છે. જેમની તેવી (વિનામૂલ્ય) ઇચ્છા હોય તેમણે આ સ્થળે (રા. રા. મોહનલાલ લલ્લુભાઈ શાહ, માસ્તર, બહારા પોળ, નડીઆદ) લખવું અને ખાતરી આપીને એક પ્રત મંગાવી લેવી. ટપાલ ખર્ચ સવાતેર આના થાય છે. ગ્રંથ નોછાવર આપીને લેનાર 'શુદ્ધાદ્વૈત'ના ગ્રાહક હોય તો અઢી રૂપીઆ અને બીજાના ત્રણ રૂપીઆ નોછાવરથી લઇ શકશે. ટપાલ ખર્ચ સવાતેર આના જુદું પડશે.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

વર્ષ ૯. | શ્રાવણ, ભાદ્રપદ. | ૧૯૬૦.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૫-૬. | શ્રાવણભાદ્ર૦ | ૪૫૬.

## प्राचीन कीर्तन,

राग सारंग ॥ जाको नाम शेष रटे शिव आदि सुर रटे मुनिगन नरनारी रटत न हटही ॥ देव ओ अदेववधू नागवधू नृपवधू रटतहे नाम छांडि पटके कपटही ॥१॥ कमला कमल मुख अमल रटत नाग सेश सावधान रहे पायन निकटही ॥ जाको सब रटे सो नागर तट जमुना के मुरलीमें राधे राधे नाम नित्य रटही ॥२॥ पद ॥ जाके लिये सिंधु मथ्यो करिके जु श्रम भारी ताकी छटा जगमे भई प्रकाशमान हे ॥ तनसुख त्यागे नर ताके काज तप करे देव औ अदेव चहे कृपा सरसानहे ॥ ब्रज विध जानो वैकुंठ रानी सरवोपरी नागर कहावों करो प्रभुना बखानहे ॥ एसो ये रमा सो ताके पायन पलोटे सो तो राधापद जावककी सेवामें सुजान हे ॥२॥

( एक सखी श्रीठाकुरजीको चोर मान हाथ पकर श्रीजसोदाजीकी पास न्यायके कहे हे )

राग सारंग ॥ देखो ब्रजरानी निज कर महीं लाई चोर भोर ही ते आई बडो ऊधम मचावे हे ॥ ऐके ग्वाल बाल संग आई घुस जाई घर मांखन लुटाई दधि माट ढरकावे हें ॥१॥ कहे कवि नाथ झुंझलाई उठि माइ बोली छलमें छको हे तोय शरम न आवे हें ॥ जोबनके जोरमें न सूझत हें तोय एरी देवरको हाथ गहि कान्हर बतावे हें ॥२॥

---

अखिलभूमण्डलाचार्यवर्यभगवद्वदनानलावतारवागधीशश्रीमद्वल्लभाचार्यवंशावतंस- गोस्वामिश्रीद्वारकेशदेशिकात्मजायुष्म " च्छ्रीमद्व्रजनाथ महोदयानां " [illegible]निशनितमहापनमवेश

### शुभ.

प्रतिगृहमयं सारं सारं जनोद्धरणक्षमः प्रतिजनमनः सिञ्चे[illegible]
हृदयगमनं हारं हारं ब्रजेशपदाम्बुजे व्यसनममलं यच्छंस्तु[illegible] । गुरुवल्लभः ॥१॥

बाहिर्मुख्यानिवारणं व्रजपतेः सर्वेशसम्भावनं जीवानां प्रमुदासमावनमथो लोकैषणावर्जनम् ॥
दैन्यं च प्रभुवल्लभं ह्युपदिशञ्छ्रीवल्लभाधीश्वरो जातोऽयं नु निजान्वये पुनरपीत्येतद्वचः सार्थकम् ॥२॥
"भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता" । प्रभुः श्रीवल्लभाचार्य इति श्रीविट्ठलेश्वरैः ॥३॥
यदुक्तं तस्य सार्थक्यं कारंकारं "व्रजाधिपः" । सत्पुत्रत्वं विशदयञ्जयत्याचार्यवंशजः ॥४॥ (युग्मकम्)
सुमनःपरागलेहे रक्तो मधुकरसृते न कोऽप्यपरः !

"व्रजनाथो"ऽद्भुत एष प्रकृतेः कार्यं न सार्थकं यस्मिन् ॥५॥
"परागो"ऽप्यपरागोऽयं मधुगन्धेन सर्वतः। जनालिकुलचेतांसि कुर्वन् स्वाभिमुखानिहि ॥६॥
श्रीवल्लभान्वये जातः सोऽयं सज्जनवल्लभः। "व्रजनाथ"श्चिरञ्जीयाद् व्रजनाथपदाश्रयः ॥७॥ (युग्मकम्)

—इत्याशास्ते वशंवदो—"गार्ग्यः"

---

श्रीमद्वल्लभकुलभूषण ચિરાયુષ્માન ગો. શ્રીદ શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજને

## अभिनन्दन.

અર્પનાર—'શ્રીપુષ્ટિમાર્ગીય-સિદ્ધાન્ત પ્રચાર સમિતિ' વીલેપાર્લે-મુંબઈ.

(છવ્વીસમાં વર્ષારંભે)

### "જીવન અમારા"

(ગઝલ કાન્હરો)

પ્યારા પ્રભુ વ્રજનાથજી છો, જીવન અમારા, શ્રીવિઠ્ઠલેશરાયજીના લાલજી છો, જીવન અમારા;
શ્રીદ્વારિકેશલાલજી ભ્રાત પ્રભુ છો, જીવન અમારા. ૧
અન્તર્યામી નામ મારૂં અન્તર દીપાવો; અન્તરના આધાર પ્રભુ છો, જીવન અમારા. ૨
પ્રકટ પરિશ્રમ આપ લઇને ભૂતલ પાઉ ધાર્યા; પ્રકટ અનુભવ આપે આપ્યો, જીવન અમારા. ૩
સાધન સાધ્ય ન માર્ગ આપણો, સાધન સહુ સૂનાં; નિઃસાધન જન હિત કર્યાં છે જીવન અમારા. ૪
શ્રીમદ્વલ્લભ વિઠ્ઠલ પ્રભુતણા ગ્રન્થો સમજાવી; પુષ્ટિ પ્રચાર કરો છો સત્વર જીવન અમારા. ૫
સમ્પ્રદાયની ઉન્નતિમાંહે અચાલત લહે લાગી; વાચસ્પતિ વ્રજનાથ પ્રભુ છો, જીવન અમારા. ૬
સાહિત્યને સંગીતજ કેરાં અતુલિત અભિલાષી; વિદ્યારસિક વ્રજનાથ પ્રભુ છો, જીવન અમારા. ૭
સ્મરણ આપનું શાન્તિઉત્પાદક, દર્શન દુઃખ હર્તા, શરણસ્થોનો પારજ બેડો જીવન અમારા. ૮
વદનચન્દ્રની કાન્તિ ઉપર શી દિવ્ય પ્રભા ઝળકે ? સીંચો છો સુધા સ્નેહની છો જીવન અમારા. ૯
ચરણકમલ મકરંદ મધુરૂં અનુદિન પાન કરૂં; ભરત ફરૂં ગુણ ગુંજનમાં છો, જીવન અમારા. ૧૦
નિજાનન્દનું દાન અનેરૂં નિજજનને આપો; કૃપાસિન્ધુ વ્રજનાથ પ્રભુ છો, જીવન અમારા. ૧૧

પરમ વન્દનીય,

પૂજ્યપાદ શ્રીવલ્લભકુલાવતંસ વિદ્યાનુરાગી ચિરાયુષ્માન ગોસ્વામી શ્રીદ **શ્રીવ્રજનાથલાલજી** મહોદયની પરમપવિત્ર સેવામાં.

શ્રીજસખંભાલીયા.

પ્રણમતીય ! આપશ્રીએ 'શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ'ની સ્થાપના કરી તે દ્વારા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને સાંપ્રદાયિક સિદ્ધાન્ત સમજાવવા 'શ્રીપુષ્ટિ સિદ્ધાન્ત પદ્યમાલા' નું આયોજન કરી વૈષ્ણવી સૃષ્ટિ પર મહાન્ અનુગ્રહ કર્યો છે તેનું સહૃદય સુસ્મરણ કરી આજના

આપશ્રીના છત્રીસમા વર્ષારંભના જન્મમંગલ દિવસે આપશ્રીના પાદપદ્મોમાં સદૈન્ય સાષ્ટાંગ દંડવત પ્રણામ સહ હૃદયાભિલાષા છે કે આપશ્રીએ પ્રથમ પચ્ચીસીમાં પુષ્ટિસૃષ્ટિપર જે અનુગ્રહ કર્યો છે તદનુસાર અને તેથી પણ અધિકાધિક અનુગ્રહ કરી વૈષ્ણવી જનતાને ધર્માંગ્રહી બનાવવા સદા સર્વદા ભૂતલ ઉપર વિરાજી વચનસુધાનું પાન કરાવતાં રહી કૃતકૃત્ય કરો. એજ સવિનય અભ્યર્થના.

વિલેપારલે-મુંબાઈ.
શ્રાવણ વદી ૧૦ સં. ૧૯૯૦
સોમવાર
તા. ૩ જી સપ્ટેમ્બર ૧૯૩૪

લી. આપના કૃપાકાંક્ષી,
દાસાનુદાસ સેવક
**નારાયણદાસ માધવજી**
માનદ મન્ત્રી
શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ.

**દશદિગન્તવિજયી, નવલક્ષશ્લોકાત્મકવેદાન્તસાહિત્યપ્રણેતા, શ્રીમદાચાર્યચરણની અનેકગૂઢોક્તિઓના સ્પષ્ટરહસ્યદર્શક**

# श्रीपुरुषोत्तमजी महाराज.*

## ૨૬૭ મી જયન્તી.

क्रीडन् श्रीवालकृष्णः परमकरुणया मन्मनः प्रेरयित्वा
भाष्यार्थं योऽतिगूढं प्रकटितमकरोत् सम्प्रदाये निवृत्ते ।
तं निलाकुण्ठपर्कि धृतनिखिलनिजाज्ञानसंसारहारम्
स्मृत्वा स्मृत्वोपकारं प्रमुदितमुदितः स्वप्रभुं सन्नमामि ॥

**દાન એકાદશીએ પ્રાકટ્યઃ—**

### અપૂર્વ દાન કરનાર શ્રીપુરુષોત્તમજી.

શ્રીપુરુષોત્તમજીનું પ્રાકટ્ય સંવત્ ૧૭૨૪ ના ભાદ્રપદ શુકલ એકાદશીના રોજ (દાન એકાદશીના રોજ) થયું છે. શ્રીકૃષ્ણ પ્રભુએ દાનનિમિત્તે ગોપબાલક સાથે જેમ અનેક પ્રકારની લીલા દ્વારા અનેક પ્રકારના ભાવનું દાન વ્રજભક્તોને કર્યું, તેમ પ્રકટ દર્શન આપી શ્રીકૃષ્ણચંદ્રની અનેક ગૂઢલીલાના દાન કરનાર શ્રીમહાપ્રભુજીએ પોતાનો લીલાક્ષીરસમુદ્ર શ્રીપુરુષોત્તમજીમાં પધરાવ્યો અને તે દુર્બોધ (નહિ સમજી શકાય) એવા સુબોધિનીના લીલાના રહસ્યને શ્રીપુરુષોત્તમજીએ વિસ્તારથી સમજાવ્યો. આ દાન શ્રીપુરુષોત્તમજીએ આપણને ન કર્યું હતે તો તે ગૂઢવાણી આ જીવોથી શી રીતે સમજાત? શ્રીમદ્ભાગવત પ્રભુની લીલાનું ગાન કરનાર કહેવાય. શ્રીસુબોધિનીજી શ્રીભાગવતના ગૂઢ રહસ્યને દર્શાવનાર કહેવાય. પરંતુ આ સુબોધિનીજીની દુર્બોધ વાણીને શ્રીપુરુષોત્તમજી જો સુબોધ બનાવી લીલાના રહસ્યને ન સમજાવે તો તે પ્રમેય અને ફળરૂપ લીલાને કેમ સમજાય? શ્રીગુસાંઈજી પછી આવું ઉત્તમ દાન કરનાર શ્રીપુરુષોત્તમજી વિના અન્ય કોઈ આચાર્ય થયા નથી. શ્રીહરિરાયજીએ નિબંધ તેમજ સુબોધિનીજીના ઉપર સવિસ્તૃત સંપૂર્ણ સાહિત્ય લખ્યું નથી પૃથક્ સ્વતંત્ર લેખો ઘણા લખ્યા છે.

---

*સુરતમાં મોટા મંદિરના શ્રીગોવિંદભુવનમાં આયુષ્માન્ ગો. શ્રીગોવિંદરાયજીના પ્રમુખપદે ઉજવાયેલા શ્રીપુરુષોત્તમોત્સવ પ્રસંગે થયેલું ભાષણ.

**શ્રીપુરુષોત્તમજી એટલે ? દશદિગન્ત વિજયી–ભારતના વિદ્વદાચાર્યસમ્રાટ્.**

શ્રીપુરુષોત્તમજી એટલે ભારતના સર્વ વિદ્વાનોમાં કેસરી, શ્રીપુરુષોત્તમ એટલે સમકાલીન બિરાજતા ૧૬૦ ગોસ્વામિબાલકોમાં અગ્રગણ્ય વિદ્વાન્ આચાર્ય, શ્રીપુરુષોત્તમજી એટલે વિપથે ચઢેલા વિતંડાવાદીઓને ઠેકાણે લાવી સન્માર્ગરક્ષણકર્તા, શ્રીપુરુષોત્તમજી એટલે ચારે વૈષ્ણવ સંપ્રદાયના દ્રોહીઓને પડકારી શુદ્ધાદ્વૈત સંપ્રદાયનું રક્ષણ કરનાર, શ્રીપુરુષોત્તમજી એટલે સર્વ સમ્પ્રદાયોના સાહિત્ય અને વેદ વેદાન્ત દર્શન ન્યાયશાસ્ત્રના અદ્વિતીય વિદ્વાન્, શ્રીપુરુષોત્તમજી એટલે ભારતમાં દિગ્વિજય કરી બ્રહ્મવાદના સામ્રાજ્યનો વિસ્તાર કરનાર વેદાન્તિસમ્રાટ્, શ્રીપુરુષોત્તમજી એટલે સંપ્રદાયને હજારો વર્ષનું આયુષ્ય અર્પનાર આચાર્ય, શ્રીપુરુષોત્તમજી એટલે શ્રીમહાપ્રભુજીને હૃદયમાં પધરાવી ગૂઢ લીલાના રહસ્યને સ્પષ્ટ સપ્રમાણ અનેક ભાવુક ભક્તોને સમજાવનાર, શ્રીપુરુષોત્તમજી એટલે શ્રીબાલકૃષ્ણલાલજીની સેવામાં પરમ આસક્ત થઇ સાક્ષાત્ શ્રીબાલકૃષ્ણલાલજીની ભક્તિનું દાન કરનાર, માર્ગરહસ્ય સમજાવનાર, એ શ્રીપુરુષોત્તમજીની આ ૨૬૭ મી જયંતિ છે.

**શ્રીમહાપ્રભુજીએ શ્રીપુરુષોત્તમજીમાં સર્વ અલૌકિક દિવ્ય પધરાવ્યું.**

એક વખતે સુરતમાં અપ્પયદીક્ષિત આવ્યા, તેમણે વૈષ્ણવાચાર્ય સાથે શાસ્ત્રાર્થનું કહેણ મોકલ્યું. શ્રીપુરુષોત્તમજી સાત વર્ષના બાળક હતા. શાસ્ત્રાર્થનું કહેણ આપનાં માતૃશ્રીએ ઉપાડી લીધું, શ્રીપુરુષોત્તમજીને શાસ્ત્રાર્થ માટે આજ્ઞા ફરમાવી. માતૃચરણની આજ્ઞા મસ્તક ઉપર ચઢાવી કટિબદ્ધ થયા, શ્રી ધ્રુવજી અને પ્રલ્હાદ જેવા બાળકોનું અને પરીક્ષિત જેવાનું ગર્ભમાં રક્ષણ કરનાર શ્રીબાલકૃષ્ણપ્રભુને શરણે ગયા, શ્રીબાલકૃષ્ણપ્રભુનું સાંનિધ્ય કરાવનાર શ્રીમહાપ્રભુજીને સાથે પધરાવ્યા, ભોંયરાની અંદર એકાન્તમાં શ્રીમહાપ્રભુજીને શ્રીસર્વોત્તમસ્તોત્રપાઠથી વારંવાર વિનવ્યા, શ્રીમહાપ્રભુજીએ શ્રીબાલકૃષ્ણલાલજીને આ ભાવપૂર્ણ વિનતિ સંભળાવી. શ્રીબાલકૃષ્ણલાલજી સાક્ષાત્ પ્રકટ થયા. સર્વ વિદ્યાનું દાન આ આચાર્યશ્રીને કર્યું. આ દાનથી શ્રીપુરુષોત્તમજીના આંતર ચક્ષુ ખુલ્યાં. સર્વ વિદ્યા પ્રકટ થઇ. શ્રીમહાપ્રભુજીએ તેનાથી પરિત્રાણાય સાધૂનામ્ ન્યાયે રાગદ્વેષવાળા વાદીનું યથાર્થ ખંડન કરી અપ્પય દીક્ષિતને હરાવ્યા. વૈષ્ણવજનની રક્ષા કરી, શ્રીમહાપ્રભુજીની કૃપા થયા પછી બાકી શું રહે?

શ્રીમહાપ્રભુજીએ શ્રીપુરુષોત્તમજીને શ્રીબાલકૃષ્ણલાલજીનો સાક્ષાત્કાર કરાવ્યો. પોતાની દુર્બોધ વાણીને સુબોધ કરી પરમ દૈન્યયુક્ત વૈષ્ણવ સૃષ્ટિને લીલામૃતનું પાન કરાવવાનું સામર્થ્ય આપ્યું, અને તે ભક્તને કોઇપણ કાળે અન્યથાભાષથી અજીર્ણ ન થાય એવી રીતે પ્રમાણના અનુપાન સાથે અમૃતનું પાન કરાવ્યું, આ શક્તિ શ્રીહરિરાયજીમાં અપ્રકટ હતી.

વંશઃ—
શ્રીમહાપ્રભુજી
શ્રીવિઠ્ઠલનાથજી
શ્રીબાલકૃષ્ણજી
શ્રીપીતામ્બરજી
શ્રીયદુપતિજી
શ્રીપીતામ્બરજી
શ્રીપુરુષોત્તમજી

આ બાજુમાં દર્શાવ્યા મુજબ શ્રીમહાપ્રભુજીથી સાતમી પેઢીએ શ્રીપુરુષોત્તમજી છે. આપના પિતાથી શ્રીપીતામ્બરજી પાસેથી અને શ્રીકૃષ્ણચંદ્રજી પાસેથી સાંપ્રદાયિક રહસ્ય મળ્યું, આપને બ્રહ્મસંબંધ કરાવનાર શ્રીકૃષ્ણચન્દ્રજી હતા. સુરતમાં શ્રીબાલકૃષ્ણલાલજીને કાંકરોલીથી પધરાવી લાવનાર (કાકા) શ્રીવ્રજરાયજીની કૃપાથીજ શ્રીપુરુષોત્તમજીને શ્રીબાલકૃષ્ણપ્રભુજીની સેવા પ્રાપ્ત થઇ એવું શ્રીપુરુષોત્તમજી પોતે વર્ણવે છે.

वन्दे श्रीव्रजराजमन्वयमणिं यत्रोचिपा मादृशो–
प्यासीन्मुर्गो कृपापात्रः प्रभुवरः श्रीबालकृष्णः स्वयम् ॥

અમારા વંશના મણિરૂપ શ્રીવ્રજરાયજીને હું દંડવત્ પ્રણામ કરૂં છું. કે જેમના પ્રભાવથી સહજ કૃપાલુ પરમ પ્રભુ શ્રીબાલકૃષ્ણ મારા માથે બિરાજે છે.

## આપનું અનુકરણ આજે થાય તો ? દીનચર્યા-વિદ્યાનુરાગ-અગાધ પ્રયાસ.

શ્રીપુરુષોત્તમજી સુરતમાં બિરાજ્યા અને ભારતમાં પર્યટન પણ બહુ કર્યું, ડુમસમાં આપ બિરાજતા હતા, તેના પુરાવા રૂપે અત્રે મોટામંદિરમાં આપના **શ્રીહસ્તે કોતરી** કાઢેલા ડુમસના વૃક્ષો તથા વિભાગનું ચિત્ર બિરાજે છે, સુરતમાં જે ઓવરામાં શ્રીમહાપ્રભુજીએ શ્રીબાલકૃષ્ણજીનો સાક્ષાત્કાર કરાવ્યો તે ભોમઈ રસ્તા ઉપર આવેલા સીડી પ્રેસવાળા ગો. શ્રી ૬ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીની માલકીના મકાનમાં મોજુદ છે. બાલકૃષ્ણલાલજીની સેવાના અનવસરમાં શ્રીપુરુષોત્તમજી અનેક વિદ્વાનોના વચમાં બેસી ગ્રંથલેખન કરતા, પરદેશમાં પોતાની સાથે અનેક ગાડાં પુસ્તક રાખતા. શ્રીપુરુષોત્તમજી જેવા આચાર્યને સમયની ઉપયોગિતાનો વિચાર હતો, તેનું અનુકરણ આપણે કરવું જોઇએ. જ્યારે રેલ્વે વિગેરે મુસાફરીનાં સાધનો ન હતાં, ત્યારે ગાડાં અથવા પાલખી વગેરે વાહનોથી જવું પડતું, મ્યાનામાં એક ગામથી બીજે ગામ જતાં ઘણો જ સમય લાગી જતો હતો. આ સમયની સાર્થકતા કરવાને મ્યાનામાં પણ વધુ બોજો ન થાય તે માટે ઘણાજ સૂક્ષ્મ અક્ષરથી ગ્રંથો ઉતરાવી મ્યાનામાં રાખતા, અને તેનું પઠન મ્યાનામાં ચાલતું હતું. આમ એક ક્ષણભર પણ વ્યર્થ જવા નહિ દેતા. આપની પાસે નવેક લેખકો રહેતા, અને જુદા જુદા ત્રણ ચાર ગ્રંથો સાથે લખવાની રીતી હોવાથી વાદગ્રન્થો અને ટીકાગ્રન્થોની પરસ્પર પંક્તિઓ અથવા સૂચનાઓ મળી આવે છે. પોતે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીની તથા શ્રીગોકુલનાથજીની વાણીને તુરત પરખી લેતા હતા. તેઓએ ભાષ્યમાં શ્રીગુસાંઈજીની વાણી (અન્તનો દોઢ અધ્યાય) આવતાં સૂચના કરી, તેમજ શ્રીભાગવતનિબંધમાં શ્રીગુસાંઈજીની વાણી આવતાં ( एतदन्तं श्रीमदाचार्यकृता व्याख्या। एतदग्रे प्रभुचरणीया ) [ સ્કં० ४ અ० १ ] આરંભથી )આવતાં સૂચના કરી, શ્રીયમુનાષ્ટક ટીકામાં શ્રીગોકુલનાથજીની વાણી [ સાતમા શ્લોકના આરંભથી ] આવતાં સૂચના કરી. તેમજ શ્રીસુબોધિનીજીમાં મધ્યે આવતી પંક્તિઓમાં પણ સૂચના કરી છે. ઉત્તરાસુરચતુ શ્લોકીમાં પહેલા ત્રણ શ્લોકો પર શ્રીગુસાંઈજીની ટીકા છે અને ચોથા ઉપર શ્રીમહાપ્રભુજીની છે. વિગેરે અનેક સૂચના કરી છે. આપશ્રીને ત્રણ વહુજી થયાં હતાં, શ્રીરાણી વહુજી, શ્રીચંદ્રાવલીવહુજી અને પદ્માવતીવહુજી એમ ત્રણ વહુજી થયાં હતાં. શ્રીપુરુષોત્તમજીને બે પુત્રો શ્રીયદુપતિજી અને શ્રીદામોદરજી અને હરિપ્રિયા બેટીજી પણ હતાં, પરંતુ બન્ને નિત્યલીલામાં પધારવાથી દ્વિતીય ગૃહના શ્રીગોસ્વામિબાલકને ગોદમાં લીધા, અને હાલમાં શ્રીગોસ્વામિકુલભૂષણ શ્રીવ્રજરત્નલાલજી બિરાજે છે. આપે ૧૭૮૧માં બીજા આષાઢ સુદી ૧૦ના રોજ બક્ષીસપત્ર કરીને પોતાના શ્રીબાલકૃષ્ણજી શ્રીવ્રજેશ્વરજી તથા બીજા ઠાકોરજી તથા હવેલી વિગેરે માલમિલકત શ્રીમુરલીધરજીના પુત્ર શ્રીપુરુષોત્તમજીને સોંપ્યા.

શ્રીપુરુષોત્તમજીના ચિત્રજી ઉપર હું આપનું ધ્યાન ખેંચું છું. જુઓ આપના હસ્તમાં જ્ઞાનમુદ્રા, તીવ્ર શુકનાસિકા, અને સિંહકટિ વિગેરે ઉદાત્ત નાયકનાં લક્ષણ, સૂક્ષ્મસૂચિકાગ્ર બુદ્ધિ અને વાદી પ્રત્યે કેસરીપણું સૂચવી આપે છે. આપ આજાનબાહુ હતા, આપશ્રીને હાલમાં ચાલતા અન્ય દેશોના વેશો અને ભાષાઓ ગમતી ન હતી, સ્વદેશની ભાષા અને વેશ બહુ પ્રિય હતા, એવું નીચેની પંક્તિથી માલુમ પડશે.

" एतेन मूर्खा अनापद्यपि म्लेच्छादिवेशभाषादिकं रोचन्ते स्वीकुर्वन्ति च तेऽपि तथेति बोधितम् । "

શ્રીગુસાંઇજી શ્રીવિઠ્ઠલનાથજીના જ્યેષ્ઠભાઇ શ્રીગોપીનાથજીનું મંગલાચરણ પ્રાયઃ કોઇ ગ્રન્થમાં જોવામાં આવતું નથી. પરન્તુ ગ્રન્થારંભમાં શ્રીપુરુષોત્તમજી પોતાના ભાષ્યપ્રકાશમાં શ્રીગોપીનાથજીને નમન કરે છે. અને શ્રીપુરુષોત્તમજીના ઘરમાં એટલે સુરતમાં શ્રીબાલકૃષ્ણલાલજીને ત્યાં શ્રીગોપીનાથજીનો ઉત્સવ જન્માષ્ટમીવત્ મોટા ઉત્સવરૂપે મનાય છે. એવો શ્રીગોપીનાથજીનો ઉત્સવ સમ્પ્રદાય અન્યત્ર ભાગ્યેજ મનાતો હશે.

## વાદવિવાદમાં પ્રતિવાદિકેસરી હતા—

આપને અપ્પય દીક્ષિત સાથે વાદવિવાદ થયો, તેમને જીત્યા, તેમના સામા વાદગ્રન્થો પ્રદસ્ત વાદ વિગેરે લખી તેમના પ્રત્યેક ગ્રન્થોનું ખંડન પણ કર્યું. સુરતમાં ભાસ્કરરાય શાક્ત પંડિત જોડે શાસ્ત્રાર્થ થયો, અને તેમને પણ પરાસ્ત કર્યા. શ્રીપુરુષોત્તમજીને વેણીભટ્ટ નામના બ્રાહ્મણ વિદ્વાન્ સાથે શાસ્ત્રાર્થ થયેલો કે જે પ્રથમ શ્રીપુરુષોત્તમજી પાસે ભણતા હતા અને પાછળથી ગુરની સાથે શાસ્ત્રાર્થ માટે ટેક બાંધી હતી, પરંતુ શ્રીપુરુષોત્તમજીના અગાધ તેજ આગળ વેણુ જેવાં જંતુઓનું શું જોર ચાલી શકે? અંતે પરાસ્ત થઇને પુનઃ આપનું જ શિષ્યપણું વેણીભટ્ટે સ્વીકાર્યું. વેણીભટ્ટ વેદના ભાષ્યકાર મહીધરના વંશના હતા, નાના સુના પંડિત ન હતા, પરંતુ તર્કશાસ્ત્ર અને પૂર્વોત્તરમીમાંસાના અદ્વિતીયવેત્તા હતા. વેણીભટ્ટનું બીજ વૈષ્ણવ હતું. તેથી શ્રીપુરુષોત્તમજીને પોતે દીક્ષાગુરુ તરીકે સ્વીકાર્યા હતા.

## હસ્તાક્ષર

મને શ્રીપુરુષોત્તમજીના હસ્તાક્ષરના દર્શન કરવાનો લાભ અનેક વખતે મળેલો છે, અને તે હસ્તાક્ષરની સહી અને મરોડ પણ દિવ્ય જ છે. વેપારીના ચોપડા લાખો રૂપીઆની કિમ્મતના હોય તો પણ શાહીની ચીકણાઇથી ચોંટી જાય છે, પરંતુ આપશ્રીના ગ્રન્થોની રક્તતામિશ્રિત શ્યામ રંગથી બનાવેલી શાહી અદ્યાવધિ સતેજ અને ચોંટયા વગરની દેખાઇ આવે છે.

## બેઠકો કયાં છે?

શ્રીપુરુષોત્તમજીની બેઠકો ભલે આધિભૌતિક દૃષ્ટિથી દૃષ્ટિએ ન આવતી હોય, પરંતુ જ્યાં જ્યાં શ્રીપુરુષોત્તમજીના ભાષ્યના પ્રકાશો, ભાગવત નિબંધ ઉપરના આવરણભંગો, ષોડશ ગ્રન્થની ટીકાઓ, સુબોધિનીજીના પ્રકાશો, ભક્તિહેતુ અને ન્યાસાદેશ વિગેરે ઉપરની વિવૃતિઓ, ઉપનિષદની ટીકાઓ, પ્રસ્થાનરત્નાકર જેવા પ્રતિવાદિભયંકર ગ્રંથોને જ્યારે જોઇએ છીએ, અને પ્રસ્થાનરત્નાકર જેવા સ્વતંત્ર ગ્રંથોની ગુંથણી ઉકેલીએ છીએ, ત્યારે આખા ભારતના વાતાવરણમાં અત્યારે શ્રીપુરુષોત્તમજી વિના અન્ય કંઈ દૃષ્ટિગોચર થતું નથી. તેથી આપશ્રીની બેઠક કરોડો વૈષ્ણવ હૃદયોમાં સિદ્ધ થયેલી છે.

## આપના ઋણમાંથી મુક્ત થવાને ત્રણ ઉપાય છે. સુરતીઓનું કર્તવ્ય—

શ્રીપુરુષોત્તમજીનું ધ્યાન અને ઉપકારની વૃષ્ટિ વિશેષતઃ સુરત ઉપર હતી, અને છે. જેને પરિણામે આજ શ્રીબાલકૃષ્ણ જેવા નિધિ અને વિદ્વાન આચાર્ય શ્રીવ્રજરત્નલાલજી મહારાજ સુરતને કૃતાર્થ કરી રહ્યા છે, શ્રીપુરુષોત્તમજીનું એક ઉત્તમ સુશોભિત ચિત્રજી પધરાવી એક સ્મરણીય બેઠક સુરતમાં પ્રકટ કરવી, કારણ કે આપશ્રી સુરતમાં પ્રકટ બિરાજતા હતા. શ્રીપુરુષોત્તમજીની સેવાથી જ તેમની કૃપાદૃષ્ટિ થાય એમ સેવામાર્ગીય જીવ કબુલ કર્યા સિવાય ન રહે, સેવામાર્ગીય જીવને તો શ્રીપુરુષોત્તમજી સદાસર્વદા શ્રીબાલકૃષ્ણલાલજીની સન્નિધિમાં બિરાજતા દૃશ્યમાન થાય છે, તેથી આપના કરેલા અનહદ ઉપકારના બદલામાં સેવામાર્ગીય જીવ શ્રીપુરુષોત્તમજીની સેવામાં નાહી, ભોગ ધરી ચરણસ્પર્શ કરી દંડવતપ્રણામ કરે તો આધિદૈવિકરીતિ સ્વીકારી ગણાય.

૬. શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થો ઉપર જે ટીકાઓ હોય તે પ્રકટ કરવી. અને બાકી ઉપર સંસ્કૃત ટીકાઓ કરવી કરાવવી, અથવા ગુજરાતી હિન્દી-અનુવાદ કરાવવો.

૭. "વાદાવલી" ઉત્સવ પ્રતાન જેવા અશુદ્ધ છપાયેલ ગ્રંથોનું પુનઃ મુદ્રણ કરાવવું અને અવતાર-વાદાવલીમાં બાકી રહેલો ભાગ પૂર્ણ કરવો તેમજ અદ્યાપિ આપના અમુદ્રિત રહેલા ગ્રન્થો છપાવવા પ્રબંધ કરવો.

૮. શ્રીપુરુષોત્તમજી ઉપરના શુદ્ધ ભાવ તરીકે પ્રતિવર્ષ શ્રીપુરુષોત્તમજીની જયંતી મનાય એવો પ્રબંધ કરવો. જેથી ઉપરના કાર્યોમાં ઉત્સાહ અને ગતિ આવતી રહે.

૯. સમ્પ્રદાયની પાઠશાલામાં જેમાં સંસ્કૃત અધ્યાપન થાય છે તેમાં શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોનો અભ્યાસક્રમ યોજવો.

૧૦. કાશી, કલકત્તા વિગેરેની પરીક્ષાઓમાં સામ્પ્રદાયિક ગ્રંથો દાખલ કરાવવા જેથી આપોઆપ શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોનો અભ્યાસ કરવાની ફરજ પડે.

શાસ્ત્રી ચીમનલાલ.

---

## શ્રીકૃષ્ણાશ્રય

[ અનુવાદકઃ—પ્રેમચંદ ગો. કંસારા, સુલતાનપુર. ]

બધા માર્ગો થયા નાશ, ખલ ધર્મો કલિયુગે; લોકે પાખંડ ફેલાયે કૃષ્ણ એજ મારી ગતિ. (૧)
મ્લેચ્છે વીંટાયલા દેશો, એક પાપી ધામ થયા; સત્પીડે વ્યગ્ર લોકો યે, કૃષ્ણ એજ મારી ગતિ. (૨)
ગંગાદિ શ્રેષ્ઠ તીર્થોય, દુષ્ટથી વીંટાઇ ગયાઃ આધિદૈવ તિરોહિતે, કૃષ્ણ એજ મારી ગતિ. (૩)
સાધુ મૂઢ અહંકારે, પાપીનેય અનુસરે; લાભપૂજાર્થ પ્રયત્ને, કૃષ્ણ એજ મારી ગતિ. (૪)
મન્ત્રો નષ્ટ થયો યોગી, અવ્રતીના અજ્ઞાનથી; છુપાયે અર્થને દેવ, કૃષ્ણ એજ મારી ગતિ. (૫)
નાનાવાદે થયા નાશ, સર્વકર્મ વ્રતાદઓ; પ્રયત્ને એક પાખંડ, કૃષ્ણ એજ મારી ગતિ. (૬)
અજામિલાદિના દોષો બાળ્યા, રક્ષા અનુભવે; સૌ માહાત્મ્ય બતાવ્યું તે, કૃષ્ણ એજ મારી ગતિ. (૭)
દેવો બધાય પ્રાકૃત, બૃહત, ગણિનાનન્દ છે; પૂર્ણાનન્દ પ્રભુ તેથી, કૃષ્ણ એજ મારી ગતિ. (૮)
વિવેક ધૈર્ય ભકત્યાદિ, રહિતની વિશેષથી; પાપ આસક્ત દીનની, કૃષ્ણ એજ મારી ગતિ (૯)
સર્વ સામર્થ્યવાળા ને, સદા સૌ અર્થ આપતા; આશ્રિતના ઉદ્ધારક, કૃષ્ણને હું વિનતિ કરૂં. (૧૦)
આ 'કૃષ્ણાશ્રય' સ્તોત્રને, જે ભણે કૃષ્ણ સન્મુખે; થાય શરણ પ્રભુ તેનું, એ કહ્યું 'શ્રીમદ્વલ્લભે' (૧૧)

---

## પુષ્પાંજલિ.

**ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીપુરુષોત્તમલાલજી લાઠી પધાર્યા એ વખતે સભામાં પુરુષોત્તમ યુવક મંડળના મંત્રી ધૈર્યચંદ બુદ્ધે ગાયેલ કાવ્ય.**

ધર્મ દીસ ધરવા, પ્રભુ સ્મરવા, બે બેય ના હોય ચિદ રૂપોનાં કામ. ટેક

શ્રી પુરુષોત્તમ ભૂપે, યુગલ સ્વરૂપે, બાલ અનૂપે, તારે ભાવ કૂપે, ભક્તિ તણા ધૂપે, પૂર્ણ સ્વરૂપે-આપ પધાર્યા નાથ.—ધર્મ ૧.

નિજજન ઉદ્ધારવા, ધર્મ ફેલાવવા, વૈષ્ણવ પ્રફુલવા, પુલકિત હૈયાં કરવા, દિલ દુઃખ હરવા, વિજય વરવા આપ પધાર્યા નાથ—ધર્મ ૨.

પ્રભુરૂપ નીરખાતા, હૈયા હરખાતાં, પુનિત મન થાતાં, દુઃખ સહુ જતાં, પ્રેમ ઉભરાતાં, દુર્જન ગભરાતાં આપ પધાર્યા નાથ—ધર્મ ૩.

હૃદય પ્રફુલાવો, આનંદ બઢાવો, મંગલ ગાવો, ધર્મ ચિત્ત લાવો, પાપ હઠાવો, ધીરજ કહે પુષ્પે વધાવો આપ પધાર્યા નાથ—ધર્મ ૪.

# शुद्धाद्वैतनी दृष्टिए जगत्स्वरूप.

( પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. ગુજરાત મહિલા પાઠશાળા અમદાવાદ. )

**તત્ત્વજ્ઞાનની જુદી જુદી શાખાઓ.**

ભારતવર્ષના તત્ત્વજ્ઞાનની મુખ્ય શાખાઓમાં ભર્તૃપ્રપંચનો સમુચ્ચયવાદ, શંકરાચાર્યનો કેવલાદ્વૈત, રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત, વિજ્ઞાનભિક્ષુનો અવિભાગાદ્વૈત, શ્રીવલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈત, મધ્વનો દ્વૈત, ભાસ્કરાચાર્યનો ઔપાધિક દ્વૈતાદ્વૈત, અને નિંબાર્કાચાર્યનો સ્વાભાવિક દ્વૈતાદ્વૈત સુપ્રસિદ્ધ છે. આ નિબંધનું પ્રયોજન શ્રીવલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ જગત્સ્વરૂપને તપાસવાનું છે.

**શ્રીવલ્લભાચાર્યજી અને શુદ્ધાદ્વૈત.**

શ્રીવલ્લભાચાર્યજીનો જન્મ સંવત્ ૧૫૩૫ માં થયો હતો, અને તેમનો લીલા પ્રવેશ સંવત ૧૫૮૭ માં થયો. તેઓ એક સમર્થ ધાર્મિક સુધારક, અને ભક્તિમાર્ગના સ્થાપક હતા, તથા તત્ત્વજ્ઞાનના ઘણાજ ઉંડા અભ્યાસી હતા. તેમણે તત્ત્વજ્ઞાનના વિચારો સ્વતંત્ર ગ્રંથોદ્વારા તેમજ ભાષ્ય, ટીકાદ્વારા પ્રકટ કર્યા છે. શ્રીમદ્બ્રહ્મસૂત્ર ઉપરે તેમણે એક ઉત્તમ કોટિનું ભાષ્ય લખ્યું છે, જે *અણુભાષ્યના નામથી ઓળખાય છે. શ્રીમદ્ભાગવત ઉપરનાં સુબોધિની નામની ટીકામાં પણ તેમણે પોતાના શુદ્ધાદ્વૈતીય સિદ્ધાન્તો વિસ્તારથી ચર્ચ્યા છે, તથા તત્ત્વદીપનિબંધ નામના સ્વતંત્ર ગ્રંથમાં આ વિષયને ઘણી સારી રીતે સ્ફુટ કર્યો છે. આ તમામમાં પોતે પૂર્વના તત્ત્વજ્ઞાનીઓના મતથી જુદા પડીને પોતાના અભ્યાસ અને મનનથી નિશ્ચિત થયેલા શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ તત્ત્વજ્ઞાનને ચર્ચે છે. પોતે અદ્વૈતવાદી છે, પણ શંકરાચાર્યની માફક તેમનો અદ્વૈત મત નથી, તેમ રામાનુજનાથી પણ જુદો છે. શંકરાચાર્યનો અદ્વૈત 'કેવલ' છે, અને રામાનુજનો 'વિશિષ્ટ' છે, પણ શ્રીવલ્લભાચાર્ય શુદ્ધ અદ્વૈતનેજ સ્વીકારે છે. આપણે આ શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ જગતના સ્વરૂપને જોવાનું છે.

**'બ્રહ્મસૂત્ર' અને જગત્**

શ્રીવલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈતમત ઔપનિષદ શ્રુતિઓ અને બ્રહ્મસૂત્રોમાંથીજ ખેંચતાણ કર્યા સિવાય તારવવામાં આવ્યો છે. સૂત્રકારે સાંખ્યવાદ, પરિણામવાદ, વિવર્તવાદ, બૌદ્ધોના શૂન્યવાદ તથા વિજ્ઞાનવાદ તથા સ્યાદ્વાદનું ખણ્ડન કરીને, પછીથી પોતાના સિદ્ધાંતનું મણ્ડન કર્યું છે. સૂત્રકારના મતે જગત્ એ બ્રહ્મનું કાર્ય છે. બ્રહ્મસૂત્રના જન્માદ્યધિકરણના जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् નામના સૂત્રમાં આ સિદ્ધાન્તને વિશદ કર્યો છે. પ્રથમ अथातो ब्रह्मजिज्ञासा નામના આની પહેલાંના સૂત્રમાં બ્રહ્મવિચારની પ્રતિજ્ઞા સૂત્રકાર કરે છે, અને તે

---

* શ્રીવલ્લભાચાર્યજીનું અણુભાષ્ય ૨૬ અધ્યાયો સુધી છે, બાકીનું તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ સમાપ્ત કર્યું છે. બૃહદ્ભાષ્ય નામની અન્ય ટીકા પણ તેમણે લખેલી એવી સાંપ્રદાયિક માન્યતા છે, તે વિષે અણુભાષ્ય ભા. ૧ ના મારાં ભાષાન્તરની પ્રસ્તાવના જુઓ.

બ્રહ્મ કેવું એવી કોઇને આકાંક્ષા થાય તો આ સૂત્રમાં સ્વરૂપ લક્ષણ નહિ આપતાં પોતે કાર્યદ્વારા બ્રહ્મનું લક્ષણ આપે છે. અર્થાત બ્રહ્મનું ઓળખાણ તેના કાર્ય ઉપરથી કરાવે છે. કોઈ પૂછે કે કલાઇવ કોણ? તો 'પ્લાસીની લડાઇમાં જીતનાર' એવા એના કાર્યથી ઓળખાણ આપવામાં આવે તેવી રીતે અહિંઆં સૂત્રકારજ બ્રહ્મનું ઓળખાણ કરાવે છે, બીજી રીતે બ્રહ્મનું ઓળખાણ શકય જણાતું નથી. તો બ્રહ્મનું કાર્ય શું? આનો ઉત્તર અહિંઆંજ સૂત્રકાર આપણને આપે છે કે 'જગત્'. અહિઆં સૂત્રમાં जन्माद्यस्य શબ્દો છે. આનો વિગ્રહ બે રીતે થઇ શકે. (૧) जन्म आद्यस्य (૨) जन्मादि अस्यः પ્રથમ પ્રમાણે આદ્ય એટલે પ્રથમ ઉત્પન્ન થયેલું તત્ત્વ–પૃથ્વી, અપ્, તેજ, વાયુ, અને આકાશ, એમાંથી સૃજન સમયે પ્રથમ આકાશ ઉત્પન્ન થયું. એટલે એ અર્થમાં પણ લેવાય અગર બીજા વિગ્રહ પ્રમાણે अस्य એટલે આ દૃશ્યમાન પ્રપંચ અગર જગત્, અને તેના જન્માદિ અર્થાત્, ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવી ત્રણ સ્થિતિઓ અગર જન્મ, સત્તા, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને નાશ એ છભાવ વિકારો યતઃ એટલે જેમાંથી ઉત્પન્ન થાય છે તેનું નામ બ્રહ્મ. અર્થાત્ કોઇ પણ અર્થ લેતાં, સૂત્રકારનો એટલો આશય સમજાય છે કે તેમના મતે જગત્ એ બ્રહ્મનું કાર્ય છે. એટલે જગત્ના કર્ત્તા એ બ્રહ્મજ છે. આ સિદ્ધાન્ત બીજા અધ્યાયમાં તેમણે વિસ્તારથી સમજાવ્યો છે, અને શ્રીવલ્લભાચાર્યજી એ સિદ્ધાન્તેજ સ્વીકારે છે.

અહિંઆં મુખ્ય વિચારવાના પ્રશ્નો આ છે. આ જગત્ જે આપણે જોઇએ છીએ તે શું છે? અને તેની ઉત્પત્તિ શી રીતે થઇ? જ્યાં સુધી આપણે બીજા પ્રશ્નનો ઉત્તર બરાબર સમજી શકીએ નહિ ત્યાં સુધી પ્રથમ પ્રશ્ન આપણે સમજી નહિ શકીએ માટે આપણે પ્રથમ બીજા પ્રશ્નનો ઉત્તર શોધીએ.

**કારણવિચાર**

જગતની ઉત્પત્તિ શી રીતે થઇ? આ જગતને આપણે નજરે જોઇએ છીએ, એટલે જગતનું અસ્તિત્વ તો છેજ પણ તે શી રીતે અસ્તિત્વમાં આવ્યું? તેનું કારણ શું હશે? કોઇ પણ વસ્તુને આપણે કાર્ય રૂપે જોઇએ છીએ ત્યારે તેના કારણને આપણે શોધવું પડે છે. તે કારણ કાં તો કર્તા તરીકે, તેના બનાવનાર તરીકે હોય અગર તેના મૂળ પદાર્થ રૂપે હોય. એરીસ્ટોટલ કારણને ચાર સ્વરૂપે જુએ છે. (૧) જે પદાર્થમાંથી અમુક વસ્તુ બનેલી હોય તે. જેમને મૃત્તિકામાંથી ઘડો ઉત્પન્ન થાય, અગર સુવર્ણમાંથી કંકણ. અહિંઆં મૃત્તિકા એ ઘડાનું અને સુવર્ણ કંકણનું કારણ છે. આવા કારણને એરીસ્ટોટલ Material cause કહે છે. (૨) જે નિયમ પ્રમાણે મૂળ વસ્તુ અમુક આકારમાં દેખા દે અગર વિકાર પામે તેને formal કારણ કહે છે. જેની સહાયથી અમુક કાર્ય કારણમાંથી ઉત્પન્ન થાય તે. જેમ કુંભકાર અગર ચક્ર વગેરેની મદદથી ઘટ પદાર્થ ઉત્પન્ન થાય તે. Efficenti cause. (૫) કાર્યની

અન્તિમ અવસ્થા જેને final cause કહે છે. નૈયાયિકો આ ચાર કારણોને બદલે ફક્ત સમવાયી, અસમવાયી, અને નિમિત્ત એમ ત્રણ કારણો ગણાવે છે, અને કોઇ પણ કાર્યનો વિચાર કરે છે. પણ બ્રહ્મસૂત્રકાર માત્ર બેજ કારણો લે છે. સમવાયી અને નિમિત્ત. સમવાયીનું બીજું નામ ઉપાદાન પણ ગણાવે છે. આ બે કારણોની દૃષ્ટિએ જગતનો વિચાર કરતાં સૂત્રકાર કહે છે કે તેનું સમવાયી કારણ મૃત્તિકા તે તેના નિમિત્ત કારણ કુંભકારથી ભિન્ન છે, પણ જગતનું ઉભયકારણત્વ બ્રહ્મમાં છે. બ્રહ્મમાંથી જગત પ્રકટ થયું છે, અને બ્રહ્મજ તેને પ્રકટ કરનાર છે. ઉત્પત્તિ પહેલાં જગત્ બ્રહ્મમાં અવ્યક્ત હતું, અને બ્રહ્મ પોતાની ઇચ્છા માત્રથી તેને વ્યક્ત કરે છે.

**બ્રહ્મની કારણતા**

બ્રહ્મના સત્, ચિત્ અને આનંદ એ ત્રણ ધર્મોમાંથી, ચિત્ અને આનંદનું તિરોધાન કરીને બ્રહ્મ સત્ રૂપે પ્રકટ થાય એટલે તે જગત્ સંજ્ઞાથી ઓળખાય, જ્યારે ફક્ત આનંદનું તિરોધાન થયું એટલે 'ચિત્' જીવ રૂપે જણાયા. આ આવિર્ભાવ અને તિરોભાવ એ બ્રહ્મની શક્તિઓ છે. બ્રહ્મની ઇચ્છા થતાં અમુક ધર્મનું તિરોધાન કરીને, અમુક રૂપે પ્રકટ થાય છે. જગત્ એટલે બ્રહ્મનો સત્--ધર્મ. એટલે તે બ્રહ્મથી ભિન્ન નહિ. આમ હોવાથી જગત્ એ અસત્ય નહિ, પણ સત્ય બ્રહ્મની કૃતિ હોવાથી કોઈ તેનો લય પણ કરી શકતું નથી. બ્રહ્મની ઇચ્છા થતાં બ્રહ્મ તેને પોતામાં અન્તર્ગત કરે છે. જેમ કરોળીઆને ઇચ્છા થતાં સ્વમુખમાંથી લાળ કાઢીને જાળ બનાવે છે, અને તેમાં યથેચ્છ વિહાર કરે છે, અને પછી તે જાળને પોતે જાતેજ પોતામાં સમાવી દે છે, તેમ બ્રહ્મ પણ પોતે પોતાની રમણ કરવાની ઇચ્છા થતાં જગતનો પોતામાંથી વિસ્તાર કરે છે, અને પછી પોતામાં તેને અન્તર્ગત કરે છે. ઉત્પત્તિ પહેલાં જગત્ બ્રહ્મમાં હતું, અને લય પછી તે બ્રહ્મ રૂપજ છે. આદિ, મધ્ય અને અન્તિમ અવસ્થામાં તે બ્રહ્મરૂપેજ છે. ખરી રીતે બ્રહ્મની ઉત્પત્તિ નથી, પણ આવિર્ભાવ છે, તેનો નાશ નથી પણ તિરોભાવ છે,.... અર્થાત્ દરેક રીતે જગતનું કારણ બ્રહ્મજ છે. તે આથી જગત્ શશશૃંગ કે ખપુષ્પ જેવું નથી, પણ સાચું છે.

**સૂત્રકારનો સત્કાર્યવાદ.**

શ્રીવલ્લભાચાર્યજીના મતે સૂત્રકાર સત્કાર્યવાદી છે. મૃત્તિકામાંથી ઘટ ઉત્પન્ન થાય છે તેનું કારણ ઘટ મૃત્તિકામાં છે એમ એ માને છે. नासतो विद्यते भावः नाभावो विद्यते सतः એ વાક્યાનુસાર અસત્‌માંથી સત્ થાયજ નહિ, તેમ સત્કાર્યમાંથી અસત્કાર્ય ઉત્પન્ન થાયજ નહિ. સાંખ્યવાદી પણ સત્કાર્યવાદી છે. તે પણ સત્ખ્યાતિને માને છે. પણ તે જગતના કારણ તરીકે બ્રહ્મને નહિ પણ પ્રકૃતિને જણાવે છે, એટલો એ બન્ને વચ્ચે ભેદ છે. સાંખ્યવાદી જગતની ઉત્પત્તિ 'સત્'માંથીજ છે એમ જણાવવાને માટે નીચેનાં કારણ આપે છે.

(૧) કાર્ય ઉત્પત્તિ પહેલાં પણ હતુંજ, કારણ જે જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે મૂળમાં હોય તોજ ઉત્પન્ન થાય, ન હોય તો ન થાય.

**સાંખ્યનો સત્કાર્ય-વાદ.**

માટીમાંથી ઘડો થઇ શકે છે. અગર દુધમાંથી ઘૃત મેળવી શકાય છે, અને બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે કારણ કે તે મૂળમાં છેજ. રેતીમાંથી તેલ નીકળી શકતું નથી કારણ કે તે ત્યાં નથી. (૨) કાર્ય ઉત્પન્ન કરવાની ઇચ્છા કરનાર માણસ યોગ્ય ઉપાદાનનું ગ્રહણ કરે છે. જેને તેલ જોઇએ છે તે તલ લે છે, અને દહિં જોઇતું હોય તો તે દુધ લે છે. તેથી પણ ઉત્પત્તિ પહેલાં કારણમાં કાર્ય હોય છેજ. (૩) (સર્વ કાર્યનો સર્વત્ર સંભવ નથી. સુવર્ણ રજતમાંથી ઉત્પન્ન થતું નથી. (૪) જે જે કાર્ય કરવાને શક્તિમાન્ હોય તે તે જ કાર્ય કરે છે. ઘટ રચવામાં કુલાલ શક્તિમાન્ છે અને તે જાણે છે કે માટીમાંથી જ બનાવી શકાશે, માટે તે માટીને લે છે અને તેમાંથી ઘટ બનાવે છે. (૫) કારણ અને કાર્યનાં લક્ષણ તપાસતાં પણ કાર્ય કારણમાં છે એવી આપણી ખાત્રી થાય છે. કારણ કે કારણના જે ધર્મો છે તે કાર્યમાં ઉતરે છે. યવના બીજમાંથી યવ જ થાય છે, વ્રીહિ થતા નથી, અને વ્રીહિમાંથી વ્રીહિજ થાય, યવ નહિ. અર્થાત્ જેવું કારણનું લક્ષણ તેવુંજ કાર્યનું લક્ષણ હોય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કાર્ય કારણમાં હતું, અને તેજ પ્રકટ થાય છે, ઉત્પત્તિ પહેલાં તે અપ્રકટ–અવ્યક્ત હતું માટે શ્રુતિમાં તેને 'અસત્' કહ્યું છે. 'અસત્'નો અર્થ 'અવ્યક્ત' સતનો અભાવ નહિ.* આ રીતે સાંખ્યવાદી સત્ખ્યાતિને જણાવે છે. પણ જગત્‌ની ઉત્પત્તિને તે પ્રકૃતિમાંથી માને છે, તેથી સૂત્રકારને તેનું ખંડન કરવું પડયું છે. સાંખ્યવાદી કઠ. ૧–૩–૧૦ અને ૧૧ તથા

**સાંખ્યમતનો પરિહાર.**

ઉપર પોતાના સાંખ્યવાદની જે મોટી ઈમારત રચે છે તે સૂત્રકારના મતે ખોટું છે. ઉપરની શ્રુતિઓમાં સાંખ્યનાં ૨૫ તત્ત્વો ગણાવ્યાં નથી. શ્વે. ઉ. માં 'અજા' શબ્દ છે, તે વિષે બૃ. સૂ. ૧–૪–૨ માં સૂત્રકાર કહે છે કે તે પ્રકૃતિના અર્થમાં નથી પણ 'જ્યોતિ'ના અર્થમાં છે. તેમ બૃ. ૪–૪–૨૩ માં 'पञ्च पञ्चजनाः' શબ્દો સાંખ્યના ૨૫ તત્ત્વોને જણાવતા નથી પણ પાંચ ઇંદ્રિયોની વૃત્તિઓ અર્થાત પ્રાણાદિના અર્થ છે. સાંખ્યવાદી કહે છે તે. ૨–૧, છાં. ૬–૨–૩, મું. ૫–૧–૩ અને બૃ. ૧–૨–૫ માં પ્રકૃતિને જગતની કર્તી જણાવી છે. પણ શ્રીવલ્લભાચાર્ય કહે છે કે સૂત્રકારના મતે આ ખોટું છે. ત્યાં બ્રહ્મનુંજ કર્તૃત્વ કહ્યું છે. 'પ્રકૃતિ' શબ્દ બ્રહ્મના અર્થમાં છે. તૈ. ૨–૬ માં પ્રકૃતિને કામના છે એમ કહ્યું છે, તે જડ પ્રકૃતિમાં હોઇ શકે નહિ, બ્રહ્મમાંજ હોઇ શકે. સાંખ્યવાદી દલીલો કરે છે કે જગત્ જડ હોવાથી ચેતન બ્રહ્મ તેનું કારણ હોઈ શકે નહિ. (૨) બ્રહ્મ જો જગતનું કારણ હોય તો પછી

* असदकरणादुपादानग्रहणात्सर्वसम्भवाभावात् । शक्तस्य शक्यकरणाभावाच्च सत्कार्यम् ॥

જગતના લય કાળે, જગત્ બ્રહ્મમાં પ્રવેશતાં જગતના અશુદ્ધિ વગેરે દોષ તેમાં પ્રવેશશે. આ બન્ને આક્ષેપોનાં ઉત્તર સૂત્રકાર આપીને પ્રકૃતિની કારણતાને નિર્મૂળ કરે છે.

**નૈયાયિકોનો અસત્કાર્યવાદ તથા આરંભવાદ અગર પરમાણુવાદ.**

વૈશેષિકો અગર નૈયાયિકો અસત્કાર્યવાદી છે. તેઓ માને છે કે કાર્ય નવુંજ ઉત્પન્ન થાય છે. ઉત્પત્તિ પહેલાં તે નહોતું. આ મત આરંભવાદથી પણ ઓળખાય છે. તેઓ જગતનો આરંભ પરમાણુઓથી માને છે. તેઓ એમ કહે છે કે પૃથ્વી, જલ, જલ, તેજ, વાયુ આ ચાર તત્ત્વોના અપ્રત્યક્ષ પરમાણુ જ્યારે ઇશ્વરકૃતિથી પરસ્પર મળી વ્યણુક વગેરેનો આરંભ કરે છે ત્યારે સૃષ્ટિનો આરંભ થાય છે. અને જ્યારે ઇશ્વર તે પરમાણુઓમાં ઉલટી ક્રિયા કરે છે ત્યારે સર્વ પરમાણુઓ એક બીજાથી જુદાં થઈ આકાશમાં રહે છે, ત્યારે તેનો પ્રલય થાય છે. આ લોકો પરમાણુ, આકાશ, કાલાદિક, આત્મા અને મનને નિત્ય માને છે. પરમાણુ એ જગતનું ઉપાદાન કારણ પણ ઇશ્વર એ નિમિત્ત કારણ છે.

**પરમાણુવાદનો નિરાસ.**

સૂત્રકાર અસત્કાર્યવાદનું ખણ્ડન અધ્યાય ૨ જાના પાદ ૧ માં કરે છે. આ અસત્કાર્યવાદીઓ પોતાના સિદ્ધાન્તના સમર્થનમાં છાં. ૬–૧૧ ની વાચારંભણ શ્રુતિનો આધાર આપે છે પણ સૂત્રકાર કહે છે કે તે શ્રુતિનો આશય કાર્યનું મિથ્યાત્વ નહિ પણ કારણ અને કાર્યની અનન્યતા જણાવવાનો છે. બ્ર. સૂ. ૨–૧–૧૫ માં ઘટનું દૃષ્ટાન્ત આપીને સૂત્રકાર કહે છે કે ઘટાદિ વિદ્યમાન હોય તોજ તેની ઉપલબ્ધિ હોય છે, અવિદ્યમાનની નહિ. જગતની ઉપલબ્ધિ થાય છે માટે તેનું અસ્તિત્વ છે. અર્થાત્ કાર્ય અસત નથી. છાં. ૬–૨–૧માં જણાવ્યા પ્રમાણે જગતનું અસ્તિત્વ ત્રણે કાલમાં છે. યુક્તિથી પણ જગત અસત્ નથી. તૈ. ૨–૭ માં સતને બદલે આત્માનો પ્રયોગ કર્યો છે અને જગતને તેમાથી ઉત્પન્ન થયેલું જણાવ્યું છે. આથી પણ અસત્ નથી. આ પ્રમાણે અસત્કાર્યવાદનું ખણ્ડન કરવામાં આવ્યું છે. પછીથી 'પરમાણુવાદ'નો નિરાસ કરતાં નીચેની દલીલો રજુ કરે છે. (૧) પરમાણુઓના સંયોગથી સૃષ્ટિનો આરંભ થઇ શકે નહિ કારણકે પરમાણુઓમાં પ્રદેશ નહિ હોવાથી તેનો સંયોગજ થઇ શકતો નથી. (૨) આરંભવાદમાં પરમાણુ નિત્ય છે. જો તેમ હોય તો સૃષ્ટિનો કદી લય થાયજ નહિ. જગત્ હમેશાં કાયમજ રહે. (૩) પરમાણુવાદીઓ પરમાણુને રૂપવાળા કહે છે. જો એમ માનીએ તો પછી પરમાણુઓને આપણે અનિત્ય માનવાં પડે. (૪) પરમાણુને ઉપાદાન જો માનીએ તો પછી કાલ, જીવ, આકાશ, દિક્ વગેરેનું બીજું કોઇ પણ ઉપાદાન ઉપલબ્ધ થશે નહિ. (૫) જો ઇશ્વરને નિમિત્ત કારણ માનીએ તો વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષથી તે મુક્ત રહી શકશે નહિ.

**વિવર્તવાદનું ખંડન.**

વિવર્તવાદી જગતને વિવર્ત–ભ્રમ રૂપ માને છે. અનાદિ માયાના સંબંધથી નિર્ગુણ નિરાકાર બ્રહ્મ જગત રૂપે દેખાય છે. જગત્ રૂપે દેખાવું તે ભ્રમ છે. વસ્તુતઃ જગત્ નથી, જે છે તે બ્રહ્મ છે. છીપમાં જેમ ચાંદીની ભ્રાન્તિ થાય અગર દોરીમાં સર્પનો ભ્રમ થાય એવી રીતે જગદ્રૂપ એ એક ભ્રમ છે. વિવર્તવાદી માયાવાદીના નામથી પણ ઓળખાય છે. તેમનામાં અધ્યારોપ, પ્રતિબિંબવાદ અને આભાસવાદ એવા પણ ભેદો છે. અધ્યારોપવાદી એમ કહે છે કે બ્રહ્મ વસ્તુતઃ નિર્ગુણ નિરાકાર છે, પણ તેનામાં જગત્કર્તૃત્વનો આરોપ કરવામાં આવ્યો છે. પણ જ્યારે ખરૂં જ્ઞાન થાય છે ત્યારે ખરી વસ્તુ સમજાય છે. પ્રતિબિંબવાદી કહે છે કે જેમ દર્પણમાં કોઇ વસ્તુનું પ્રતિબિંબ પડે તેમ નિર્વિશેષ બ્રહ્મનું અવિદ્યામાં પ્રતિબિંબ પડવાથી જગત્પ્રતીતિ થાય છે. આ ઉભયવાદનું ખણ્ડન ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્યે કરેલું છે તેમજ તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ વિદ્વન્મંડન ગ્રંથમાં આપ્યું છે. પ્રતિબિંબવાદનુ ખંડન કરવામાં નીચેની દલીલો આપી છે—(૧) પ્રતિબિંબ આકારવાળા પદાર્થનુંજ હોઇ શકે, પણ માયાવાદીના મતે બ્રહ્મ નિરાકાર છે તેથી તેનું પ્રતિબિંબ હોઈ શકેજ નહિ. (૨) દર્પણ શુદ્ધ હોય તોજ પ્રતિબિંબ પડી શકે. અહિંઆં અવિદ્યા દર્પણને સ્થાને છે. તે મલિન હોવાથી પ્રતિબિંબ સંભવતું નથી. આ બે કારણોથી પ્રતિબિંબવાદ યોગ્ય નથી. માયાવાદની ત્રીજી શાખા આભાસવાદની છે. તે એમ કહે છે કે બ્રહ્મમાં અવિદ્યાને લીધે આભાસ થતાં જગત્ દેખાય છે. આનું ખંડન નીચેના મુદ્દાઓ અનુસાર કરવામાં આવે છે

(૧) જગત્કર્તૃત્વ આભાસજ હોય તો તે આભાસ કોને ? બ્રહ્મને કે જીવને ? બ્રહ્મને તો તે હોય શકે નહિ. કારણ કે બ્રહ્મમાં ભ્રમ સંભળાવતોજ નથી. જીવને પણ નથી. જીવને જગત્કર્તૃત્વ સાથે સંબંધ નથી. (૨) અવિદ્યાથી આભાસ છે એમ કહી શકાય નહિ. એમ કહેવા જતાં બ્રહ્મ અને અને અવિદ્યા એમ બે જુદા જુદા તત્ત્વો લેવાં પડે એમ કરવા જતાં દ્વૈતાપત્તિ થાય. (૩) જો કદાચ એમ કહેવામાં આવે કે અવિદ્યા એ અભાવ પદાર્થ છે, તથા અનાદિ સાન્ત છે માટે દ્વૈતાપત્તિનો સંભવ નથી, તો જણાવવાનું કે તે દલીલ યુક્ત નથી કારણ કે વિવર્તવાદી માયાને ભાવરૂપ પદાર્થ માને છે. (૪) વિવર્ત થવામાં રજ્જુસર્પ અને શુક્તિરજતનું દષ્ટાંત આપવું તે પણ યોગ્ય નથી, કારણ કે રજ્જુ તથા સર્પ ઉભય સાકાર છે અને બ્રહ્મ અહિંઆં નિરાકાર છે. વળી ત્યાં રજ્જુ અને સર્પનો આકાર સરખો છે, એટલે સમાનાકાર પદાર્થોની પરસ્પરમાં ભ્રાંતિ સંભવિત છે. પણ અહિંઆં તેમ નથી. કારણ કે અહિંઆં એક બાજુએ નિરાકાર, નિર્ધર્મક, નિષ્ક્રિય બ્રહ્મ છે, બીજી બાજુએ જગત્ એ સાકાર, અને સક્રિય છે. સમાનાકારમાંજ ભ્રાન્તિ સંભવે. વિરુદ્ધાકારમાં નહિ. એમ હોય તો પછી આકાશમાં પણ હાથી ઘોડા વગેરેની ભ્રાન્તિ સંભવે. (૫) ભ્રાન્તિનો એક બીજો એ નિયમ છે કે જેની ભ્રાન્તિ થાય છે

તેને પૂર્વે જોયેલો હોવો જોઇએ જેને પ્રથમ જોયેલો ન હોય તેની ભ્રાન્તિ કદી પણ થતી નથી. રજ્જુ, સર્પ, શુક્તિ-રજત વગેરે દૃષ્ટાન્તોમાં સર્પ તથા રજત બંને પહેલાં જોયેલાં હોય છે અને તેથી વાસનાથી પેદા થયેલા સંસ્કારથી રજ્જુમાં પહેલાં જોયેલા સર્પની તથા શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય છે. બ્રહ્મમાં જગતની ભ્રાન્તિ થાય છે એમ જો કહીએ તો, સત્ય જગતને પૂર્વે જોયેલું હોવું જોઇએ. અને જો આ બાબતને સ્વીકારવામાં આવે તો વિવર્તવાદનો નાશજ થાય. સૂત્રકાર આ પછી બૌદ્ધોના શૂન્યવાદ અને વિજ્ઞાનવાદ તેમજ સ્યાદ્વાદનું પણ ખણ્ડન કરે છે, અને પોતાના બ્રહ્મવાદને સ્થાપે છે. આ બ્રહ્મવાદને શ્રીવલ્લભાચાર્ય શુદ્ધાદ્વૈત કહે છે. કારણ કે અહિંઆં ચિત્, અચિત્ અને બ્રહ્મનું જે અદ્વૈત છે તે શુદ્ધજ છે. ચિત્ અને અચિત્ એ ઉભય પરમાત્માના અંશો હોવાથી તેમની વચ્ચે અદ્વૈત છે. ઘટપટાદિ પદાર્થો એ શુદ્ધ બ્રહ્મજ છે. एकोऽहं बहु स्याम् એ વાક્યાનુસાર બ્રહ્મની બહુ રૂપે થવાની ઇચ્છા થતાં અનેક પદાર્થો રૂપે પોતે અભિવ્યક્ત થયા. એટલે ઘટપટાદિમાં જે નાના પ્રતીતિ દેખાય છે તે વાસ્તવિકીજ છે, અસત્યા નથી. જગત્ એ ભગવાનનું કાર્ય છે તેને માયા સાથે કશો સંબંધ નથી. માટે અહિંઆં જે અદ્વૈત છે તે શુદ્ધ છે. માયાના સંબંધ રહિત છે.

**શ્રીવલ્લભાચાર્યજીના મતે અવિકૃતપરિણામવાદ અને જગતની સત્યતા.**

જગત્ એ બ્રહ્મનું કાર્ય છે અર્થાત્ બ્રહ્મરૂપનુ પરિણામ-ફેરફાર છે. પરિણામના બે પ્રકારો હોય છે. એક પ્રકારનું પરિણામ એવું હોય છે કે તે મૂળરૂપથી એટલું બધું જુદું પલટાઇ જાય છે કે તે અસલ રૂપમાં આવી શકે નહિ. આને વિકારભાવવાળું અગર વિકૃતપરિણામ કહે છે. જેમ દુધમાંથી ઘી થઇ શકે, પણ તે પાછું દુધ ન બની શકે. દુધમાંથી અનેક વિકૃતિઓ થતાં થતાં તેમાંથી ઘી થયું છે. દુધનું પ્રથમ દહિં થયું; તેમાંથી માખણ અને તેના સાર રૂપે ઘી થયું. આથી દુધનુંજ પરિણામ છે, પણ તે વિકારવાળું છે. બીજી જાતનું પરિણામ એવું છે કે મૂળરૂપમાં પાછું જઈ શકે. સોનામાંથી ગમે તે ઘરેણાં બનાવીએ, પણ તે બધાં પાછાં મૂળરૂપમાં જઇ શકે છે. આવી જાતના પરિણામને અવિકૃત પરિણામ કહે છે. સાંખ્યવાદી વિકૃત પરિણામવાદી છે. શુદ્ધાદ્વૈતીય અવિકૃત પરિણામવાદી છે. તેના મતે જગત્ એ બ્રહ્મનું અવિકૃત પરિણામ છે. આથી બ્રહ્મમાં કોઇપણ જાતની ન્યૂનતા આવતી નથી.

શ્રીવલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત વિષેના વિચારો તેમના અણુભાષ્ય તત્ત્વદીપનિબંધ ' 'પત્રાવલંબન ' ' ષોડશ ગ્રંથો ' અને ' સુબોધિની ' નામની ટીકામાં ચર્ચ્યો છે. તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ ' વિદ્વન્મંડન ' ગ્રંથ ખાસ એ માટેજ લખ્યો છે. ત્યારપછી શ્રીપુરુષોત્તમજીની 'પ્રકાશ' 'આવરણભંગ' ટીકાઓ યોગી ગોપેશ્વરજીની 'રશ્મિ' શ્રીગિરધરજીના 'વિવરણ' ટીકા તથા શુદ્ધાદ્વૈત' માર્તંડ ગ્રંથમાં આ વિષય બહુજ વિદ્વત્તાપૂર્વક અને તુલનાત્મક રીતે ચર્ચ્યો છે. અને છેલ્લામાં છેલ્લા

પં. ગટ્ટુલાલજી વિરચિત 'આસન્જન મારુતશક્તિ'માં પણ એ સિદ્ધાન્તનું છેલ્લામાં છેલ્લું ખણ્ડનમણ્ડન પૂર્વકનું સમર્થન કરવામાં આવ્યું છે. આ રીતે તે વિષયનું સંસ્કૃત સાહિત્ય છે.

**ગુજરાતી સાહિત્ય-માંથી શુદ્ધાદ્વૈત.**

ગુજરાતી સાહિત્યમાં-જૂના ગુજરાતી સાહિત્યમાં પણ તે વિચારોનો ઉલ્લેખ મળી આવે છે. જૂનું ગુજરાતી સાહિત્ય એટલે નરસિંહ મહેતાથી તે દયારામ સુધીનું તે બહુધા ધર્મપ્રધાન છે. તેમાં અખો કે શામળ વગેરે થોડા કવિઓને તથા જૈન કવિઓને બાદ કરીએ તો તમામ કવિઓ ભક્તકવિઓ છે. અને ભાગવત તથા અન્ય પુરાણોની પ્રબળ અસર તેમનાપર જોવામાં આવે છે. એટલે તેઓ એક રીતે ભક્તિસંપ્રદાયના કવિ છે. શ્રીવલ્લભાચાર્યનો ભક્તિસંપ્રદાય તો છે પણ તે પુષ્ટિમાર્ગના નામથી ઓળખાય છે. આ બધામાં ફક્ત પ્રસિદ્ધ કવિઓમાં દયારામ પુષ્ટિમાર્ગીય છે એટલે તે શુદ્ધાદ્વૈતના અનુયાયી છે. તેમના કાવ્યોમાં તો આખા ને આખા કાવ્યગ્રંથો શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તોથી પૂર્ણ છે. પણ નરસિંહ મહેતાનાં કાવ્યોમાં પણ એના ઉલ્લેખ છે. નરસિંહ મહેતા શ્રીવલ્લભાચાર્યની પૂર્વે કે પછી, અને શ્રીવલ્લભાચાર્યજીના ભક્તિમાર્ગમાં તે હતો કે નહિ તે વિવાદાસ્પદ પ્રશ્નની ચર્ચાને અહિંઆં સ્થાન નથી; છતાં એટલુંજ આપણે માટે બસ છે કે તેનાં નવિષયનાં પદોમાં શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તનો તેણે સ્પર્શ કર્યો છે. કેટલાક તેને યાવાદી કેવલાદ્વૈતવાદી કહે છે, તો કોઇ તેને દ્વૈતાદ્વૈતવાદી કહે છે પણ જેઓ પદોનો બરાબર બારીકાઇથી અભ્યાસ કરશે તો ચોક્કસ કહી શકશે કે તે શુદ્ધાદ્વૈતવાદીજ છે. અહિંઆં આપણે તેનું ઘણું પ્રસિદ્ધ થયેલું નીચેનું પદ ઉદાહરણ માટે લઇએ.

અખિલ બ્રહ્માણ્ડમાં, એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે,
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
**વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ નકી જીવ થયો એજ આશે.**
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોય
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે
ભણે નરસૈંયો એ, મન તણી શોધના પ્રીત કરૂં પ્રેમથી પ્રકટ થાશે.

બ્રહ્માણ્ડના કર્તા ભગવાન્ છે ને ભગવાન્જ અનેક રૂપે થયા છે એ શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તને અહિંઆં કવિ કાવ્યમાં રજુ કરે છે. પવન, પાણી, ભૂમિ, વૃક્ષ વગેરે તમામ પ્રભુજ છે. પોતેજ 'રસ લેવાને'-ક્રીડા કરવાને આ વિવિધ પદાર્થોવાળા જગતને રચ્યું તેમ પોતે શિવરૂપ--બ્રહ્મરૂપ હોઇને જીવ રૂપે થયા. બ્રહ્મ પોતેજ જગત અને જીવરૂપ હોવાથી જગત્ અને જીવ એ મિથ્યા નથી. જેમ કનક અને

કુંડલમાં ભેદ નથી, કારણ કે કુંડલ એ કનકનું અવિકૃત પરિણામ છે, તેમ બ્રહ્મ અને જગત્ વગેરે સર્વ પદાર્થોમાં ભેદ નથી. કનકમાંથી અમુક આકાર બનતાં નામ જુદું પડે, તેથી કનકને કોઇપણ બાધા આવતી નથી. તેજ પ્રમાણે અહિંઆં જગત્ અને જીવરૂપ થવા છતાં બ્રહ્મના બ્રહ્મત્વને બાધ આવતો નથી. તે અવિકૃતરૂપે છે.

નીચેના પદમાં પણ એજ વિચારને કવિ પ્રકટ કરે છેઃ

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં, અણુ અણુમાંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શીખવે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જીવ ને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા.

જાગીને એટલે જ્ઞાનપૂર્વક જો જગતનો વિચાર કરીએ, તો બ્રહ્મથી વ્યતિરિક્ત એવું જગતજ નથી. જેમ ઉંઘમાં માણસને અવનવા ભોગ દેખાય છે, તેમ અજ્ઞાનાવસ્થામાંજ મનુષ્યને આ બાબતમાં ભ્રમ થાય છે. પણ જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરતાં જગત્ મિથ્યા નથી, પણ સાચું છે. કારણ કે તે બ્રહ્મનું સર્જેલું છે અને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું છે. માટે તે બ્રહ્મરૂપ છે. બ્રહ્મથી જુદું જો તેને માનવામાં આવે તો જગત્ મિથ્યા છે; કારણ કે એવું જગત્ છેજ નહિ. જે કંઇ 'નામરૂપાત્મક' અહિંઆં જોવામાં આવે છે તે બધાં 'તદ્રૂપ' છે. બ્રહ્મનોજ તે બધો વિલાસ છે. બ્રહ્મે પોતાના રમણ માટે एकोहं बहु स्याम् । એ શ્રુતિ પ્રમાણે અનેક રૂપ થવાની ઇચ્છા કરી અને અનેકવિધ પદાર્થો સર્જ્યાં છે. સૃષ્ટિમાં જે ચૈતન્ય સ્ફુરી રહ્યું છે તે બ્રહ્મજ છે. બ્રહ્મ સિવાય કંઇપણ નથી. આ વિચારને કવિ 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એવા સુંદર શબ્દોથી જણાવે છે. વળી દૃષ્ટાંત આપે છે કે જેમ વૃક્ષનાં ફળ, ફુલ ડાળીઓ વગેરે તેનાથી ભિન્ન નથી. તેમ નામરૂપાત્મક પદાર્થો બ્રહ્મથી અલગ નથી. બ્રહ્મમાં છે અને બ્રહ્મરૂપ છે. જીવરૂપે કે સાકાર રૂપે બ્રહ્મ પોતેજ સ્વેચ્છાએ થયા છે. તેમણેજ પરપંચ રચીને અર્થાત્ ખૂબી કરીને, ચાલાકીથી ચૌદ ભુવનને રચ્યાં છે.

નરસિંહ મહેતાના તત્ત્વજ્ઞાનમાં શુદ્ધાદ્વૈતની અસર સંપૂર્ણ જોવામાં આવે છે.

પ્રીતમદાસ કવિએ તેના 'જ્ઞાનમાસ'ની અંદર પણ આ વિચારોને વધાવી લીધા છે. નીચેની પંક્તિઓ અહિંઆં ઉતારવામાં આવે છે.

ચૈતન્યસિન્ધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌ ઇશ્વર સૌને વિષે, જેમ મણિકામાં હીર.
એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ.

પિંડ એટલે જીવ અને બ્રહ્માંડ એટલે જગત એ બ્રહ્મને આધારે છે. બ્રહ્મે તેમને સર્જ્યાં છે, અને બ્રહ્મ તેમાં શોભી રહ્યું છે.

પટ તંતુ ન્યારો નહીં, જ્યમ હાટક ને હાર;
જડ ચેતન જગદીશમાં, તેજ પુંજ એક તાર.

જેમ વસ્ત્ર અને સૂતરના તાંતણા જુદા નથી. જેમ (હાટક) અને તેનો હાર એ જુદાં નથી તેમ જગદીશ (બ્રહ્મ) અને 'જડ ચેતન' એ જુદાં નથી. અર્થાત તંતુનુંજ વસ્ત્ર બને છે. સોનાનો હાર થાય છે, તેમ બ્રહ્મજ જડ અને ચૈતન્યરૂપે થયા છે. વસ્ત્રનું અને હારનું સમવાયી કારણ તંતુ અને સોનું છે. 'જડ ચેતન'નું સમવાયી કારણ બ્રહ્મ છે. બ્રહ્મે શા માટે કર્યું તો કવિ કહે છે, 'રમણ કરવા માટે'

રમવાને બાજી રચી, ધરી નવનવાં સ્વરૂપ.

નવનવાં સ્વરૂપને ધારણ કરીને આ બાજી રચી છે તે મિથ્યા નથી. બાળકો રમવાને માટે જુદા જુદા ખેલ કરે તે ખોટા નથી, સાચા છે. માત્ર બીજાને છેતરવાને માટે જો ખોટા વેશ લીધા હોય તોજ તે ખોટા છે. બ્રહ્મ તેવી રીતે બીજાને છેતરવાને માટે ખોટા વેષ 'જડ ચૈતન્ય' લીધા છે. અહીં તો પોતાના રમણ માટેજ આ બધું કર્યું છે એટલે બીજાને છેતરવાનો સંકલ્પજ ન હોય. માટે તે કહે છે—

હરિ હરિ સઘળે થૈ રહ્યું, થાવર જંગમ જાત.
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર.
જ્યાં ત્યાં ચેતન-બ્રહ્મના, ઉગતા અંકોર.

દયારામનો 'રસિકવલ્લભ ગ્રંથ' અખાની 'અખેગીતા' ના જેવો સળંગ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને સમજાવવાનેજ લખવામાં આવ્યો છે. એ ગ્રંથ ઘણો લાંબો છે, એટલે આપણે અહિંઆં તેમાંથી બધાં અવતરણો લેઇ શકીશું નહિ. માત્ર થોડીકજ લીટીઓ નીચે પ્રમાણે ઉતારીશું.

ભૌતિક આધ્યાત્મિકને આધિદૈવિક હરિ ત્રિરૂપ;
જ્યમ ગંગા વારિ તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ,
એ રૂપ ત્રણ સુર સરી વ્યવહાર જુદો જ્યમ;
જળ જગત તીર્થ અંતર ર્યામી દેવી પુરુષોત્તમ.

ર. વ. પદ ૩૬ મું, ૭–૮

હરિનું સ્વરૂપ અને ગંગાનું સ્વરૂપ સરખું છે. ગંગાનાં ત્રણ રૂપો છે એક જળ રૂપે, બીજું તીર્થ રૂપે અને ત્રીજું દેવી રૂપે. જળરૂપ તે એનું આધિભૌતિક રૂપ છે. આથી તે નદી તરીકે ઓળખાય છે. તીર્થ રૂપ એ એનું આધ્યાત્મિક રૂપ છે, અને 'દેવી' રૂપ આધિદૈવિક છે. તેમ ભગવાનનાં ત્રણ રૂપો છે. જગત એ આધિભૌતિક, અંતર્યામી અગર અક્ષર એ આધ્યાત્મિક અને પુરુષોત્તમ એ આધિદૈવિક રૂપ છે.

જગતને અસત્ય કહેનારને કવિ નીચે પ્રમાણે ઉત્તર આપે છે.

'થડ ડાળાં અળગાં નહિ કોયજી, પણ સિંચન તે થડને હોયજી
બ્રહ્મ સત્ય ને જગત્ અસત્યજી, એમ કહે કાણા વિણ મયજી'

જગત્ એ બ્રહ્મની કૃતિ છે અને બ્રહ્મરૂપ છે તે નીચેની પંક્તિઓમાં જણાવે છે.

(૧) વિશ્વ સકલ છે હરિનું રૂપજી
એક અંશે વ્યાપક મજભૂપજી
\+ \+ \+

(૨) હરિ જગત તમારે રૂપે, સહુ પ્રગટયું પુરુષોત્તમ ભૂપે
જગત જગજીવન કેરી એકી, મૂઢમતિ જાણે એમાં બેકી
સુજ્ઞ જાણે છે સાચે સાચું, હરિવર જગત્ રૂપે હું તો રાચું
સર્વના આત્મા પરમાત્મા પોતે, સ્થાવર જંગમ દીપ જયોતે
\+ \+ \+ પ્રા. કા. પૃ. ૯૪-૯૫
હે હરિ પંચભૂતે તમ વાસ, સર્વત્ર વસિયા હે અવિનાશ
જો હરિ થાય પંચભૂતનો નાશ, તો પણ આપ રહો અવિનાશ.
પ્રા. કા. મા. પૃ. ૯૪-૯૫

(૩) પોતેજ રચના રૂપ હરિ, જોય અનૂપ
ચિત્ત શુદ્ધથી નિરખતાં, ભાસે વિલાસ છે તદ્રૂપ

(૪) એકદા શ્રીમદ્ પુરુષોત્તમને, ઈચ્છા ઉપની એહવી;
વિસ્તાર જગમાં થાય જશનો, કૃતિ કરવી તેહવી,
એમ ધારી ભ્રુકુટિ ભંગથી, ઉપજાવી સૃષ્ટિ સાર:
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના, લોક દશને ચાર.
ર. વ. પદ ૨૫

'સારાવલિ' ગ્રંથમાં એ વિચારને વધારે કવિત્વમય ભાષામાં કહે છે:—

ગોપીમંડલ મધ્ય વિરાજે, હરિ નિશદિન કરે વિહાર
સ્મરણ કરતાં હૃદયે આવ્યો, કરવા સૃષ્ટિ વિસ્તાર
આપો આપે પ્રગટ કર્યો છે, હરિ પુરુષ અવતાર

**જગત્ અને સંસારનો ભેદ.** શંકરાચાર્ય જગત્‌ને અસત્ય માને છે. શ્રીવલ્લભાચાર્ય જગત્‌ને સત્ય કહે છે પણ સંસારને મિથ્યા કહે છે' જગત્ એ બ્રહ્મની કૃતિ, સંસાર જીવની અવિદ્યાથી થાય છે, જગત્ હમેશાં રહે છે, તેનો નાશ નથી. તેની ઉત્પત્તિ તે ખરેખર ઉત્પત્તિ નહિ, પણ બ્રહ્મની આવિર્ભાવ શક્તિનો આવિષ્કાર, તેનો નાશ તે ખરેખર નાશ નહિ પણ બ્રહ્મની તિરોધાન. શક્તિનું તિરોધાન શંકરાચાર્ય માયાદ્વારા જગત્‌ને ઉત્પન્ન થયેલું માને છે. શ્રીવલ્લભાચાર્ય એમ કહે છે કે બ્રહ્મની બે શક્તિઓ છે—

(૧) આવિર્ભાવશક્તિ અને (૨) તિરોભાવશક્તિ. આવિર્ભાવશક્તિથી બ્રહ્મને પ્રકટ કરે છે અને તિરોભાવ શક્તિથી તેનું તિરોધાન કરે છે. આથી જગત્ ઉત્પન્ન થતું નથી તેમ તેનો નાશ થતો નથી. તે નિત્ય છે; જ્યારે સંસારનો નાશ કરી શકાય છે. આ રીતે જગત્ અને સંસારનો ભેદ તે જણાવે છે.

હવે આપણે પશ્ચિમના તત્ત્વજ્ઞાન તરફ આ વિષય પૂરતો અલ્પદૃષ્ટિપાત કરીએ.

**પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓમાં જગતની સત્યતાના વિચારો.**

સોક્રેટીસ પહેલાં ગ્રીસમાં Thales, Anaximenes, અને Anaximandes થઈ ગયા. તેમણે જગત શી રીતે અને શામાંથી ઉત્પન્ન થયું તેનો વિચાર કર્યો છે. તેઓ Matter અને Mind નો ભેદ સ્પષ્ટ કરી શક્યા નથી. છતાં તેઓ Materialists નથી કારણ કે જડને પણ તેઓ 'ચેતન' વાળું માને છે. આથી તેઓ Hylozorsts કહી શકાય, અર્થાત્ તેમની દૃષ્ટિએ તમામ વસ્તુઓ જડપદાર્થની નહિ પણ ચેતનવન્તા પદાર્થની બનેલી કહી શકાય અને તેથીજ તેમને મન તે સત્ય હતી. ત્યારપછી ગ્રીસમાં બહુ દેવતા વાદનો ( Polytheism ) પ્રચાર થયો હતો, તેનો તથા Anthropomorphism નો નિષેધ કરવાને Xenophanes ( ૫૭૦–૪૮૦ ઇ. પૂર્વે ) એ એકેશ્વરનો વાદ ( Monisn ) ફેલાવ્યો પણ તેનો એકેશ્વરવાદ તે પ્રકૃતિવાદ ( Pantheism ) જ હતો. અર્થાત્ તે એ માનતો કે જગત્ એજ ઇશ્વર, અને ઇશ્વર એજ જગત્ ( The All is one and the one is God ) આ વિચારને Parmenides અને Zeno એ ટેકો આપ્યો હતો. 'જગત્ અસત્માંથી ઉત્પન્ન થાય નહિ તેમ લય થયા પછી તે અસત્માં ભળે નહિ. આથી જગતનું કારણ અસત નથી પણ સત્ છે. અર્થાત્ સત્માંથી તેની ઉત્પત્તિ તેમણે જણાવી છે, જે શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તનો મૂળ પાયો છે. સત્માંથી ગતિ થતાં જગત્ થાય છે ને તે મિથ્યા છે એમ જણાવીને પાછા માયાવાદ તે તરફ ઢળે છે. Heraclitus આ સંપ્રદાયની સામે પડયો અને વસ્તુની એકતાને બદલે તેણે નાનાત્વ તથા જગતનું પરિવર્તનશીલત્વ પ્રતિપાદન કર્યું. અને એ રીતે દ્વૈતવાદ Pluralism ને તેણે ફેલાવ્યો. Anaxagoras એ આ વિચારનું વધારે સમર્થન કર્યું.

Leuciphus અને Democrities અણુમાંથી જગતની ઉત્પત્તિ માનતા. આ અણુઓમાં ગતિ છે, તેથી એક બીજાની સાથે સંયોજાય છે અને વસ્તુ માત્ર નિર્માય છે. આમ સોક્રેટીઝ પહેલાં પહેલાં કોઇ મૂળભૂત તત્ત્વોને, તો કોઇ દેવતાઓને, તો કોઇ ઇશ્વરને તો કોઇ અણુને જગતનું કારણ માનતા.

સોક્રેટીઝે આ દુનિયાની દૃષ્ટિએ તત્ત્વજ્ઞાનનો વિચાર કર્યો અને તેણે 'નીતિમય' જીવન ઉપર વધારે ભાર મૂકયો. પ્લેટો અને એરીસ્ટોટલ પણ તેને પગલે ચાલ્યા. છતાં પ્લેટોએ તત્ત્વચિંતન કર્યું છે. તે માનતો કે પદાર્થો બદલાતા રહે છે એટલે તેમનાં સનાતન સત્યો આપણે જાણી શકતા નથી. આથી જ્ઞાનનો ખરો વિષય

જગતના પદાર્થો નથી પણ ઇન્દ્રિયોથી અગોચર (Supra-sensiba) અને અવિકારી unmetaba છે. અર્થાત્ આ જગતને તેણે મિથ્યા માન્યું. એરીસ્ટોટલે કહ્યું કે Matter અને Form જુદા નથી, પણ એક બીજામાં રહેલા છ. વસ્તુ અને આકાર જૂદા પાડી શકાય નહિ. જેમ બાવલાંમાં મૂળ વસ્તુ આરસપહાણ છે અને તેની બાહ્યાકૃતિ તે આકાર છે. તેમ મૂળ વસ્તુ Universal જે જગત્ રૂપી બાહ્યાકાર (Particular form) થી ઓળખાય છે. માટે જ, જગત્ અસત્ય કહેવાય નહિ. આ પ્રમાણે પોતે કહે છે. અને જો કે ઇશ્વરને તે માને છે. પણ ઇશ્વરને આ જગત્નો સ્રષ્ટા ગણતો નથી. છતાં જગતને તે સત્ય કહે છે. એરીસ્ટોટલના વિચારોની અસર પછીના તત્ત્વજ્ઞાનીઓ ઉપર કેટલોક સમય રહી. પણ તે એરીસ્ટોટલ અને પ્લેટોના વિચારના મિશ્રણ રૂપે હતી. Avicenna એ universal અને Particular ના સંબંધી ચર્ચા ઉપાડી. Schdasticsએ આનો વિરોધ કર્યો. તેમનામાં Nominalists અને Realists એવા બે ભેદો પડી ગયા. Nominalists તત્વજ્ઞાનીઓ Universalને નામ રૂપે અને Particularsને સત્ય માને છે, જ્યારે Realists પંડિતો Universalને સાચું માને છે અને Particularને નામનું કહે છે. અર્થાત્ આ ઉભય દ્વૈતાદ્વૈતવાદી છે. એક દ્વૈતને સત્ય માને છે, અદ્વૈતને અવાસ્તવિક માને છે, બીજા દ્વૈતને અવાસ્તવિક અને અદ્વૈતને વાસ્તવિક માને છે. ભારતવર્ષની નિંબાર્ક અને ભાસ્કરની તત્ત્વજ્ઞાનની શાખાઓને આ મળતી આવે છે.

ત્યાર પછીના મધ્ય કાળના તત્ત્વજ્ઞાનીઓને મૂકી દઇને આપણે ૧૭ મી સદીના તત્ત્વચિન્તકો તરફ વળીએ. તેમાં પ્રથમ Descartes થઇ ગયો તે જગત્ને સત્ય માને છે. અનુભવની દુનિઆ સાચી છે અને ઇશ્વરે તેને સર્જી છે. ઇશ્વરને તેણે સર્વોપરિ તત્ત્વ સ્વીકાર્યું એટલે તે Supernaturalist ગણાયો. Hobbes એ 'જડ' અને 'ગતિ' ને જ અન્તિમ સત્ય માને છે. તે ઇશ્વરને માનતો નથી. છતાં જગત્ને સત્ય માને છે. Spinoza પ્રકૃતિવાદ (Pantheism)ને માને છે. જગત્ એ ઇશ્વર છે, અને ઇશ્વર જગત્ છે. જગતથી પર ઇશ્વર નથી. તે રીતે પણ તેણે જગત્ને સત્ય તરીકે સ્વીકાર્યું. આ જગત્ની ઉત્પત્તિ માટે Supernaturalism વાદને માનવાની જરૂર નથી. કારણ કે Nature એ સ્થિત્યાત્મક નથી પણ ગત્યાત્મક છે. આથી સ્વયમેવ તેની energyમાં અનેક પ્રકારના પલટા થાય છે. પ્રત્યેક energy (શક્તિ) જગત્ રૂપી ઇશ્વરનો ધર્મ (attribute) છે. ઘટપટાદિ પદાર્થોની ઉત્પત્તિ તે આ attribute ના modes છે. એ બધા modes મિથ્યા નથી પણ સાચા છે. જ્યાં સુધી તે હોય છે ત્યાં સુધી તે real છે અને જ્યારે તે અદ્દશ્ય થાય છે ત્યારે પણ તે લય પામતા નથી. કારણ કે તેમાં પણ One Nature God રહે છે. ત્યાર પછી Leibnez થઈ ગયો. તેનું તત્ત્વચિન્તન monadism ના નામથી ઓળખાય છે. આત્માને તે monad કહે છે, ઇશ્વરને મોટામાં મોટું monad કહે-

છે. (Monad of monads) તે સંપૂર્ણ છે. તે જગતને અસત્ય માને છે પણ જીવાત્માઓને સત્ય માને છે. તેનું જીવતત્ત્વ વિષેનું ચિન્તન શ્રીવલ્લભાચાર્યજીના ચિન્તનને મળતું છે. એટલે 'જીવ વિષય' જેટલો તે શુદ્ધાદ્વૈતનો પક્ષપાતી છે. Lockeએ જ્ઞાન પરત્વે વિચાર કર્યો છે પણ તે ચોક્કસ તત્ત્વનો નિર્ણય કરી શકતો નથી. પછી અઢારમી સદીના આ વિચારોથી જુદી જાતના વિચારો રજુ થયા. Berkely નું તત્ત્વજ્ઞાન Idealistie Philosophy કહેવાય છે તે બાહ્ય પદાર્થને સ્વીકારતો નથી. તેને વિચાર રૂપે સ્વીકારે છે. એટલે જગત્ તેને મન અસત્ય જણાય છે. Kant એ transcendental philosophy થી પરમ તત્ત્વનેજ સત્ય માન્યું. સત્તરમી સદીના તત્વજ્ઞાનીઓ જગત્‌ને સત્ય કહે છે, ત્યારે આ અઢારમી સદીમાં જગત્ મિથ્યા મનાયું. આ સમયે 'જડવાદ' ઇશ્વર વિષેની માન્યતાને હલમલાવવા લાગ્યો. અઢારમી સદીમાં તેણે શરૂઆત કરી. તેણે અઢારમી સદીના તત્ત્વજ્ઞાનીઓ સાથે બાથ ભીડી અને તેમની ઇમારતને હલાવી મૂકી. તેમણે જગતને 'જડ' રૂપે કહ્યું. જડમાંથી તેની ઉત્પત્તિ જણાવી. ઇશ્વર કે પરમ તત્ત્વનું પ્રયોજન નથી તેમ તેમણે કહ્યું. કંઇક અંશે સાંખ્યના પ્રકૃતિ મતનોજ તેમણે આગ્રહ કર્યો. તે રીતે તેમણે જગત્‌ને સત્ય સ્વીકાર્યું. ઇશ્વર તત્ત્વને તેમણે ઉડાડી મૂક્યું. તેના પરિણામે ૧૯ મી સદીના તત્ત્વજ્ઞાનીઓને તે વિષે જૂદી રીતે વિચાર કરવાની જરૂર પડી. આથી Ficheએ કહ્યું કે જગત્ સત્ય છે, પણ તે જડનો આવિર્ભાવ નહિ, પણ તે તેનાથી પરતત્વ Absolute self માંથી પ્રકટ થયું. Schelling જગત્‌ને સત્યજ માનતો. જગત્‌નું સૌન્દર્ય તેજ તેના સત્યની સાબીતી આપે છે. જગત્ એ પરમ તત્વનો આવિર્ભાવ છે. (expression of the Absolute) આમ કહેવા છતાં મૂળ પરમ તત્ત્વ તે કેવળ જગત્ એ નથી તેમ જીવ એ નથી, પણ તેનાથી પર છે. જગત્ અને જીવ એ પરમાત્માનાં રૂપ છે. (The Absolute is neither mind nor matter though it expresses itself in both). Schelling એ શ્રીવલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત મતનેજ પ્રકટ કરે છે. Hegel જગત્ અને ચિત્ (જીવ) ને જે રૂપે છે તે રૂપે Absolute અને સત્ય માને છે. તે આ બન્નેને જૂદા માનતો નથી પણ એકજ માને છે. (Mind and matter are not two distinct realities but integral components of one process of self revelation of the Absolute.) શોપનહોર જગત્‌ને મિથ્યા માને છે. Nietzsche પણ તેને પગલે ચાલે છે, પણ જગત્‌ને સત્ય માનીને જીવનનો વ્યવહાર ચલાવવાનું કહે છે, આમ પશ્ચિમની અંદર પણ જગત્‌ને સત્ય માનનારા તત્ત્વજ્ઞાનીઓ તથા વૈજ્ઞાનિકો થઈ ગયા છે તેઓના મુખ્ય ભેદો નીચે પ્રમાણે મૂકી શકાય.

(૧) જગત્ એ 'જડ' (પ્રકૃતિ) માંથી ઉત્પન્ન થયું છે, જગત્‌થી પર બીજું તત્વ નથી. માટે જગતજ સાચું છે. (આને આપણે સાંખ્યનો સત્કાર્યવાદ કહીશું.)

પણ આપણે સાંખ્યવાદના ખંડનમાં જોયું કે એ વાદમાં મોટી ત્રુટી એ છે કે જડમાંથી જગતની ઉત્પત્તિ માને છે. તે સિદ્ધાન્ત બરાબર નથી. જુઓ સાંખ્ય મતના ખંડનનો વાદ.

(૨) જગત્ એ 'અણુ' માંથી ઉત્પન્ન થયું છે. માટે તે સત્ય છે. આ વૈશેષિક મતને કંઇક અંશે મળતો આવે છે. તેનું ખંડન પણ આપણે આગળ કરેલું છે.

(૩) જગતના બનાવનાર ઇશ્વર છે. આમાં બે મતો છે.

(क) ઇશ્વરે જગતને બનાવ્યું છે, પણ જગત્ મિથ્યા છે અને ઇશ્વર સત્ય વસ્તુ છે.

(ख) ઇશ્વરે જગતને બનાવ્યું છે, માટે જગત્ સત્ય છે.

આમાંથી શ્રીવલ્લભાચાર્યનો મત (ख) ને મળતો આવે છે.

(૪) જગત્ અને ઇશ્વર એક છે. માટે જગત્ સાચું છે. (Spinoza નો મત) આ મત પણ અધૂરો છે. જગત્ એ ઇશ્વર નહિ, પણ ઇશ્વરના અંશ રૂપ એજ સાચો સિદ્ધાન્ત છે. શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતમાં તેના ઉપર ખાસ ભાર મૂક્યો છે.

(૫) જગતને સત્ય માનનારાઓમાં મુખ્ય ઉપર જણાવેલા પ્રકારો પશ્ચિમના તત્વજ્ઞાનીઓમાં છે. એટલે તેઓ એક અગર બીજી રીતે પણ જગતને સત્ય માને છે. શ્રીવલ્લભાચાર્યનો સિદ્ધાન્ત કેટલો સંપૂર્ણ અને દ્રઢ છે તે ઉપરના વિચારોની સાથે તુલના કરવાથી સમજાશે.

धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि.

---

## ગોપી ઉરાહનો.

( લે. પરમ ભગવદીય વેલજીભાઇ નથુભાઇ :મીસ્રી. )

સુણો વ્રજ રાણી, વારે વારે શું કહીએ સુતને વારો ॥
નિત્ય ઉઠીને શા માટે રોકે છે ઘાટ અમારો ॥
મારા ગોરસની ગોળી ફોડી, ઉર મોતીની માળા તોડી,
બળ કરીને બાંય મરોડી. સુણો૦ ૧
મારે માથેથી મટુકી લીધી, મહી ઢોળીને ફોડી દીધી;
મારા મુખ ઉપર નિશાની કીધી. સુણો૦ ૨
મુખે કહેતાં લજ્જા આવે, પુછો સૌ સખીયું આગે છે;
એને ભેટે ભવ દુઃખ ભાગે છે. સુણો૦ ૩
એવી અકૃવા લોકોને જ ગમે, દુશ્મનની પેઠે શિદ દમે;
કોઇનું કહેવું શીદ ખમે. સુણો૦ ૪
એવું ઉલ ચતુરપણું નહી છાજે, કંસ સરખો શત્રુ સિર ગાજે,
એ નિર્લજ મનમાં નવ લાજે. સુણો૦ ૫
માધવના સ્વામી કરતુક કર્યાં, જે ચરિત્ર અમારે મન રહ્યાં;
જે નિગમ પુરાણે નવ લહ્યાં. સુણો૦ ૬

### શ્રીજશોદાજી.

તહને વારૂં છું છલ વિદ્યા છોડીને મંદિર રહેને
છે, ઘેર ઘણું દધિ ગોરસ મહી માખણ માગી લેને.
તું નિજ આગણીએ શે ન રમે, નિત્ય પરને ભુવને શીદ ભમે;
શામળીઆ સમજુ થઈ શીલ ગ્રહે. તને૦ ૧
તુને ગોપવધૂ સૌ ચોર કહે, તું ઉપાધિથી અળગો ન રહે;
ગરવાં લક્ષણ સૌને જ ગમે. તને૦ ૨
એહવાં વચન સુણી હરિ હસીયા, પ્રભુ પ્રેમે સ્નેહી ચતુર રસીયા;
માધવના સ્વામી મન વસીયા. તને૦ ૩

### પ્રભુ વચન.

હરિ વચન વદે, માતા જશોદા વાત કહું તે માનો;
તમો સમજો નહિ સ્વભાવ તેનો, તમથી છે છાનો.
તેના પ્રપંચનો પાર નહી, એ સાંભળવામાં સાર નહી;
વ્યાકુળને કરતાં વાર નહી. હરી૦ ૧
એનાં મંદિરમા માંકડલાં પેઠાં, દૂર થકી નજરે દીઠાં;
તે હાકલતાં થીઆં અંગ એઠાં. હરી૦ ૨
તે માટ મુકયાં મેં ઠેકાણે, તે દોષ દીયે છે અજાણે;
એ, ગમાર ગુણને નહી જાણે. હરી૦ ૩
પાંચ સાત મળાને આવી છે, તેણે તમને રીસ ચઢાવી છે;
અહીં આવી વાત બનાવી છે. હરી૦ ૪
માધવના સ્વામીની ચતુરાઈ, રિઝયાં જશોદાજી માઈ;
ચાલી ગોપી મનમા મુસકાઇ. હરી૦ ૫

### શ્રીજશોદાજી.

સુણો, ગોપવધૂ નિત્ય ઉઠીને શા ઓલાભણ લાવો છો;
સુત મારાને, શા માટે અર્મથો દોષ ચડાવો છો.
માખણની ન્યૂન કશી મારે તે શીદ આગણીએ આવે તોરે;
શું, સંભળાવો છો વ.રેં વારે સુણો૦ ૧
તમો ગ્વાલન જોબન મદમાતી, તમો દિસો છો તરવાર તાતી;
જાઓ, જુવતી જુવી સમ ખાતી. સુણો૦ ૨
મારો બાળક બોલી નવ જાણે, તે તમારો પાલવ શું તાણે;
તે પોઢયો છે હજુ પારણીએ. સુણો૦ ૩
સુત મારો સૌની આંખે ચઢયો, શું જાણીએ એનો દોષ પડયો;
દીઓ ગાળો મારે ઘેર પડયો. સુણો૦ ૪
માધવનો સ્વામી છે પ્યારો, ગોપીનાં ગોરસ પીનારો;
નવ રહે નજરોથી એ ન્યારો. સુણો૦ ૫

## ગોપી વચન.

વનરાવનમાં ક્યાં થકી આવ્યો દધીનો દાણી;
નંદલાલા વાતલડી વ્રજ મનની મેં જાણી.
તમો દીસો છો દીલના કાલા, દેખી અબળાને આવો ધાયા;
અમ ઉપર આવડી શી માયા. વનરાવનમાં૦ ૧
રોકો છો કેમ પરનારી, એ ટેવ તમારી નહી સારી;
પછે ભોગવવું પડશે ભારી. વનરાવનમાં૦ ૨
શું છે નિત્ય એવડલું સહીએ, અમો કંસરાયના લોક છીયે;
માધવના સ્વામી નમીને રહીએં. વનરાવનમાં૦ ૩

## પ્રેમસ્વરૂપ.

### ( લે. વે૦ શ્રી નથુ મીસ્રી. )

પ્રેમી જનનું જીવન પ્રેમજ, પ્રેમ તણો જ્યાં નિત્ય વ્યવહાર;
પ્રેમ રૂપ પ્રિયતમને પ્યારી પ્રેમે પ્રેમી રિઝવનાર ૧
સર્વ અંગોઅંગ પ્રેમ રૂપ જે, પ્રેમ કૃતિમાં સઘળે સંગ;
પ્રેમ હૃદયની પ્રેમ આરતી, ઝણુ ઝણુ વાગે આઠે અંગ. ૨
પ્રેમ પંથમાં પ્રેમે ભગતાં, થાયે પ્રેમી નેં આધીન;
પ્રેમને અર્પિ પ્રેમમગન થઈ પ્રેમ રોમાચે થાએ દિન. ૩
યુગલ સ્વ પે નવ નવ રંગે, પ્રેમ પ્રેમ સંગોગી થાએ જેહ;
પૂરણ પ્રેમે વિધુ યે નેમેં પ્રેમ પ્રેમી સંગ મહાલે એહ. ૪
પ્રેમનેમથી પ્રીત પ્રેમથી, પ્રેમ વિનાનું નવ આવે મન;
પ્રેમ પ્રમોદે પ્રેમ મિત્રતા પ્રેમ હાવ હેલા એ ધન્ય. ૫
પ્રેમ પંખીડું પ્રેમ પ્રિયતમનું, બેસે પ્રેમની ડાળે જઇ;
પ્રેમ પાનથી પરવશ પડતાં, દીન ભાવ વિચારે લહી. ૬
પ્રેમ પ્રવાહે પ્રેમ ઝીલતાં. ભજતાં ભાગ્ય વિચારી જોય;
ગૂઢ પ્રેમમય ગતિ પ્રેમની, પ્રેમ વિના નહી પહોંચે કોય. ૭
પ્રેમ રસેથી પ્રેમ વસેથી, ભોગ્યપણાનો નહી પણ ન્યાય;
ભોગ્ય ભોગતા, ભોગતા ભોગ્યજ, વસ્તુ પ્રેમ તે કહોજ જાય. ૮
પ્રેમની આશે પ્રેમીની પાસે, અવલંબન ઉપરને મધ્ય;
આથી શું અદકેરૂં કહેતાં, આગળ કારણ ધર્મે સદ્ય. ૯
પ્રેમ રતિની ગતિ પ્રેમમય, પ્રેમ રોમાંચે રહે ભરપુર
સર્વ સમયમાં પ્રેમીની પાસે પ્રેમ પ્રમોદે ચકનાચુર. ૧૦
રોમ રોમ પણ રસિક પ્રેમે, રોમ પુકારે રમવા સંગ;
પ્રેમ ગોપીના ભાવ ભેદથી, પ્રેમ પધારે સર્વે અંગ. ૧૧
પ્રેમ માર્ગની રીતે રસિયો, સર્વસ્વ અર્પે તેણી વાર;
ભોગ જોગને જોગ ભોગ્યતા, પ્રેમે પ્રીતમ પામે પાર. ૧૨
વાક પ્રેમનું કાર્ય નહીં પણ, કહેવાને નહિ અવર ઉપાય;
વાણીની હદ હદ પરમાણે, તો પણ મનડું કહેવા ધાય ૧૩
રસિક રસને રસિક સમજે, અવર ઇહાં નહી જાણો કાંય;
શ્રીદ્વારકેશની કૃપા બળેથી, મનુ વિચાર્યુ મનની માંય. ૧૪

# भावनामय दर्पण.

( લે. શ્રીયુત નરોત્તમ મોતીરામ શાસ્ત્રી. )

( અનુ. ગતાંકના પૃષ્ઠ ૧૪૨. )

યુવાન ઘોડેસ્વાર ઉભો થયો ત્યારે તેણે વિચાર્યું કે પોતે અવિનય કર્યો. ઝટપટ જોડા કાઢી તે આવ્યો. ત્યારે બધાને ઓળખાણ પડી કે તે પાસેના ગામનો વૈષ્ણવ સંસ્કારી યુવક મુકુન્દદાસ હતો. મુકુન્દને આજ કોર્ટમાં ખાસ કામ હતું તેથી સવારની કોર્ટ હોવાથી પોતાના ગામે નિયમ પ્રમાણે મંગલાના દર્શન કરી તે અહિંયા આવવા ધારતો હતો. આજના દર્શન તેને મન જીવન સર્વસ્વ જેવાં હતાં. તેના મન આટલી આતુરતા કેમ હશે તે તે અને શ્રીપ્રભુ બેજ જાણતા હતા.

મુકુન્દદાસની માનસ ચિંતા વધી. પ્રભુની શું ઇચ્છા હશે તે ન કળી શકયો. શું કરવું કયાં જવું વિગેરે કાંઈ સુઝયું નહિ. સવારનું પાણી પણ પીધું ન હતું છતાં તે પણ વિચાર ન આવ્યો. ભૂલો પડેલો મનુષ્ય રસ્તાની શોધમાં વધારે રખડે તેમ તેણે હવે કોર્ટમાં જવાનો વિચાર કર્યો. કોર્ટ બંધ હશે તેનો તેને ખ્યાલ હતો. આજુબાજુના પરિચિત માણસો તેને જયશ્રી કૃષ્ણ કહી પાસે આવ્યા. ઘોડો બીચારો મંત્રમુગ્ધ હોય તેમ ઉભોજ રહ્યો હતો. કોઇએ તે ખબર પણ કહી; તુરતજ બહાર નીકળી મુકુન્દદાસ જેવો કોર્ટને રસ્તે જવા જાય છે તેવામાંજ પ્રસાદ લેવા મુખ્ય સેવક આગ્રહ કરવા લાગ્યા. તેણે નમ્રતાપૂર્વક ના પાડી. અજાણ્યા તેને નાસ્તિક ધારવા લાગ્યા. ઘણાઓ એમ પણ બોલ્યા કે જોડા કાઢવાનું જેને ભાન નથી તેને વળી વૈષ્ણવ કોણ કહે ? પરિચિત વ્યક્તિઓ ઊહાપોહ કરવા લાગી. આ તો ભગવાન પ્રત્યે આસક્તિવાળો છે. અંગ્રેજી જાણતા છતાં જરા પણ તેની ગંધ નથી તેવો ચુસ્ત વૈષ્ણવ છે. આજ ઉતાવળથી ગભરાયો હશે. ઘણાને પૂછવાનું મન થયું. પણ એ પ્રશ્ન નિરર્થક લાગ્યો. એટલામાંજ વૃદ્ધ છતાં પણ તિલકથી ભવ્ય લલાટવાળા ત્યાં પાંચ વર્ષ રહેવાથી વૈષ્ણવ સૃષ્ટિના જાણીતા રજીસ્ટાર સાહેબ મણિભાઇ દર્શને આવ્યા. કોર્ટથી મોડા પરવારતાં દર્શન થઇ ગયાં જાણવા છતા સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા આવેલા હતા. આવતાંજ શ્રીમન્દિરના સિંહદ્વારે મુકુંદદાસને જોયો. વરુઅસલ્જ છતા લુંટાયલા પુરુષના સમાન ગુપ્તાકૃતિવાળાને તે જોતાંજ થાક ક્ષુધા તૃષા અને તેથી પણ વધારે દુઃખ અંતર્વેદનાથી હૃદય આ પૂર્વપરિચિત મુકુન્દદાસને તે જાણી ગયા.

ભાઈ, કયાંથી આવ્યો ? આમ કેમ ગભરાયેલો લાગે છે ? ચાલ ઘેર, અહીં દર્શન થઈ ગયાં; મોટાં બેન કદાચ ઘર આગળ પણ અનવસર કરી દેશે. આજે કોર્ટમાં મોડું થયું. હું પણ દર્શન વિના રહ્યો. મહાનુભાવ અને જેમના વૈષ્ણવત્વ અને ભક્તવાત્સલ્ય ટેકથી આજુબાજુની સૃષ્ટિ પણ પરિચિત હતી, જેને ઘણો વખત મુકુન્દદાસ મળ્યો હતો, તેમને જોઇ મુકુન્દદાસે અશ્વ ઉપરથી ઉતરી વસ્ત્ર અને ઉપાનહના ભાન વિના અંદર ગયો હતો માટે શરમાયો; મ્લાન વદને બોલ્યો—કાકા, જયશ્રી કૃષ્ણ. આજ કંઈ ભગવાન રૂઠયા લાગે છે. ઘેર પણ દર્શન ન થયાં. અહીં પણ નસીબ ફરી વળ્યું; આ અપશુકનથી મારું સર્વસ્વ જાય તેમ—અરે કાકા ! કોર્ટમાંથી મારે સ્ટેમ્પ લેવો છે. તે તો હું ભૂલ્યો મને જવા દો ! કાકાએ જવાબ આપ્યો..

મુકુન્દ ! તું આટલો સંસ્કારી કેળવાયલો છતાં આજ આટલો બેભાન કેમ બન્યો, આમ તારી સ્થિતિ કેમ થઇ ? આજ સવારના ટાઇમમાં અત્યારે કોર્ટમાંથી સ્ટેમ્પ કયાંથી લાવીશ.

એટલી શું અગત્ય છે? કોર્ટ બંધ થયા પછી બે તકરારી રજીસ્ટર હોવાથી તેમ કાલે રવિવાર હોવાથી હું અહીં કલાક વધુ રોકાયો. છતાં જગે તે રસ્તો કાઢત પણ સ્ટામ્પવેન્ડર ત્રણ માઇલ દૂર રહે છે તે ઘેર ગયો હશે. ચાલ ઘેર મહાપ્રસાદ લઇ શાન્ત થજે. પછી આપણે વાત કરીશું. બીજું કંઇ ન બોલતાં મુકુન્દદાસ તો વૃદ્ધ અને મુરબ્બી લોક અલોક બે રીતે માનનીય આ પુરુષ પાછળ અશ્વને દોરતો તેમને ત્યાં ગયો. સામાન ઉતારી વસ્ત્રો બદલી, નિશ્વાસ નાંખી બેઠો. નથી એ માગતો ન એને કોઇએ પાણી આપ્યું; મણિભાઇ કાકા પોતાનાં વસ્ત્રો બદલી બહાર આવ્યા. મુકુન્દદાસ ઘણા દિવસની આશા એકદમ ભગ્ન થઇ હોય તેમ નિસાસા નાખતો ઉભો હતો. હૃદય પીડિત હતું પણ તેનું કારણ નાનું તેથી તેની વિસાત કોઇને ન હતી. મોટું કોઈ સમજતું ન હતું ને તે કોઇને કહેતો ન હતો. એટલામાંજ ઉપરથી મોટી બ્હેન જે મણિભાઇથી પણ મોટાં અને મર્યાદિત હતાં, તેમની બૂમ પડી.

ભાઇ, કોણ આવ્યું છે એ; ચાલો તમે આજે ઘણાજ મોડા આવ્યા. થોડીવાર પ્રભુને પરિશ્રમ તમે દર્શન કરો એ લાલચથી આપો. છતાં કલાકથી હું બેસી રહી છું.

પ્રસાદ લઈ લ્યો. બીજું કોણ છે? તેમને સાથે લાવો, પોતનાં કરું છું.

મણિભાઇએ એકજ જવાબ આપ્યો. બ્હેન, હું અને ભાઈ મુકુન્દ બન્ને સ્નાન કરી તુરત આવીએ છીએ.

કોઇબા, મુકુન્દને ન ઓળખે એમ ન હતું. આ દુનીયાથી પર અને વિચારમગ્ન મુકુન્દે કાંઇ ન સાંભળ્યું. તે તો કાચની પુતળી પેઠે મંત્રમુગ્ધ થયેલો શુન્યપણે ઉભો જ હતો. શું કરવું તે વિચારમાં હતો.

'મુકુન્દ શું વિચાર કરે છે ચાલ નાહી લે. મોડું થાય છે.' આ વચને ચોંકયો. તેની સાન ઠેકાણે આવી. મુકુન્દ માટે ધર્મસંકટ આવ્યું. જો અંતર્ધ્યાન થવાની શક્તિ હોત તો તે તેમ કરત. તેમ આવેલ વૈષ્ણવ પ્રત્યે વાત્સલ્યભાવવાળા મણિભાઇકાકાને તે કાંઈ પણ કહી શકે તેમ ન હતું. કારણ પ્રસાદ લેવાની તે ના કહે તે મણિભાઇ માને તેમ ન હતું. ક્ષણવાર વિચાર કરી પુનઃ જ્યારે મણિભાઇએ કહ્યું. 'કેમ શું વિચારે છે? તને ભૂખ લાગી હશે. પ્રથમ તુંજ નાહી લે. જલદી કર.' એમ કહી કાકા પાસે આવ્યા; મુકુન્દની ગભરામણ જેલમાં પકડાતા કેદી જેવી હતી. તે નમ્રભાવે બોલ્યો." કાકા એક વિનંતિ કરું–"

'તું પ્રસાદ લીધા પછી બધુંજ કહેજે. જે કામ હશે તે કરીશું. મોટી બેન વૃદ્ધ છે, અકળાશે. પછી ભલે સૌ વિનંતિ સાથે કરજે.

'પણ હું આજ પ્રસાદ લઇ શકીશ નહિ.' મણિભાઇ પ્રથમથીજ અણધાર્યો નકામો વિલંબ થવાથી ચીડાયા હતા. તેમાં વળી સમૂળગો ઇન્કાર સાંભળી ઉપકારભરી દષ્ટિથી બોલ્યા, 'કેમ શું છે? શનિવારનું વ્રત કરે છે? અહિં તો મણિભાઇનું કાંઇ નથી. શ્રીઠાકોરજીનો મહાપ્રસાદ છે તેની અવગણના કરતાં તારી જીભ કેમ ઉપડે છે? વળી શું તને વૈષ્ણવ અચાનક આવેલો તે ભાગ્યને સમજવા છતાં હું એકલો પ્રસાદ લઉં? ચાલ ઝટ કર. ભણી ગણીને ઘેલો રહ્યો.'

શું બોલવું તે મુકુન્દને સુઝયું નહિ. હૃદય શી રીતે આ વૃદ્ધ વૈષ્ણવને બતાવે? ફરી બોલ્યો, 'મારા ઉપર આજ પ્રભુની અકૃપાજ છે. સવારથી અનેક ત્રાસ એકજ ઇચ્છા પાછળ વેઠયા છે
૪ તે પણ ફળીભૂત થાય એ સંભવ હવે નથી. કાકા, મારી વિજ્ઞપ્તિ સાંભળો. હું ગભરાયો છું; પછી નિશ્ચય આપની આજ્ઞાને વશ રહીશ. પણ મને ખાત્રી છે કે આપ મારા ટેકને અભિનંદન આપશોજ. મણિભાઇને કંઇક ઇચ્છા થઇ કે તે શું કહે છે તે સાંભળવું. કારણ આ શિક્ષિત

અને ભાવિક છોકરો અકારણ આમ મૂઢ બને તેમ નહોતું, પણ ઉપર બૂમ પડી. ભાઈ મને જવા દેતી નથી? મૂળ તો મહાપ્રસાદ શીતળજ હોય તે વિશેષ થાય છે. મને ભૂખ લાગી છે. હજુ બીજું કામ છે. તમને છોડી હું પ્રસાદ લઇ શકીશ નહિ! આ શબ્દોથી ફરી પા કલાક તેની વાત માટે મુદત પડી. મણિભાઈ રહેજ ચીડાઇ બોલ્યા. મુકુન્દ, આજ તુ ચક્રમ કેમ થઇ ગયો છું? તું સ્નાન કર. તિલક ચરણામૃત તો લે. પછી જોઈશું; મુકુન્દને એક કમુરાતે પણ કાકાના ત્રાસથી છુટવાનો વિચાર થયો. તુરત જલઘરામાં ગયો. સ્નાન કરી સ્તોત્ર પાઠ ભણતો ચરણામૃત લઇ તિલક કરી બેઠો. મોટી બેને પોતનાં કરી પરિવેષણ કરી દીધેલું હતું. દેવતાઓ જેને માટે ઝંખે છે તે મહાપ્રસાદ આજ મુકુન્દદાસની વાટ જોતા હતા. મણિભાઇ મનથી પણ વધારે ત્વરાથી સ્નાન ચરણામૃત લઇ આવ્યા. મુકુન્દની રામાયણ ફરી બાલકાણ્ડથી ઉકલી. તેણે નિશ્ચય કર્યો હતો કે મણિભાઇ મારા ટુકડા કરે તો પણ આજ પ્રસાદ લેવો નથી. શું મુખ લઇ પ્રસાદ લેવો? મણિભાઈ કાકા હવે ઉતાવળા થયા. 'મુકુન્દ પોતના પાસે બેસ, ચાલ ઝટ કર. હવે તો મારાથી પણ નહિ રહેવાતું, શરુ કર, એટલે હું પ્રસાદ લેવા માંડું'. પણ મુકુન્દને તો તેમાંનુ કાંઈ કરવું નહોતું. થોડી પળો પ્રતીક્ષામા વીતી. ડોસા હવે ખુબ અકળાયા. બોલ, શું તારી ઇચ્છા છે? ઝટ બોલ. તને ધમકાવવાનો પણ મને હક છે. મુકુન્દ નમ્ર ભાવે બોલ્યો. કાકા સવારે ઘેરથી મંદિર દોડતાં ગયો. મંગલા ન થયા. દોડતે ઘોડે ૧૦ માઇલ અહીં આવ્યો. અહીં શ્રીની રાજભોગની ઝાંખી ન થઇ. બે વર્ષથી એક દિન પણ એવો નથી ગયો કે મેં શ્રીના દર્શન વિના જળ પીધું હોય; પોતાની ખાસ અકળામણનું તે મંગલાચરણ ન કરી શક્યો. મણિભાઈ ક્ષણ વિચારમાં પડયા. સવારના તૃષાતુર આટલા મધ્યાન્હ સુધી પાણી વિના આટલા પરિશ્રમે આવનાર આ યુવક ઉપર ભાવ થયો. આવો ટેક અંગ્રેજી વિદ્યા સાથે જોઇ ભાવુક હૃદય હર્ષાયું. પણ અત્યારે સારાસાર વિચારનો સમય ન હતો. એક વૈષ્ણવ તૃષાતુર હોય તેને છોડી પ્રસાદ કેમ લેવાય. અને વૃદ્ધત્વનાં જર્જરિત બન્ને ખોળીયા ક્ષણવાર હવે ભૂખ સહે તેમ ન હતું. આગળ તર્કને માંડીવાળી તે બોલ્યા. 'દર્શન ન થયા તેથીજ તારો ટેક જાય છે માટે ના કહે છે ને? લે દર્શન કરાવું?' એમ કહી એક શ્રી ગોવર્ધનધરનું ચિત્રજી પધરાવી લાવ્યા. મુકુન્દના હાથમાં મુકી બોલ્યા. 'લે દર્શન ચરણસ્પર્શ કર પછી પ્રસાદ લે.' મુકુન્દની ભાવના આથી તૃપ્ત ન થઈ. તે બોલ્યો. 'પણ મને દર્શન થયા હોય એમ સંતોષ આથી નથી થતો.' તેનું સ્પષ્ટ કારણ સમજાવવા સમય ન હોવાથી તે ટુંકું બોલ્યો. હવે ડોસા પણ ધર્મસંકટમાં આવ્યા. રસ્તો ન સુઝયો એટલામાંજ રોજના ટેવાવલા મહાપ્રસાદ પછી દેહઆના હાથની બીડી લીધાથીજ જેને સંતોષ વળતો તેવા બે વૈષ્ણવો ત્યા આવ્યા. જયશ્રીકૃષ્ણ કહ્યા. કેમ આજે અવેર થઈ?

બંને વૈષ્ણવો નિત્યનિયમથી મણિભાઇને ત્યાં આવ્યા કરતા હતા. પ્રસાદી બીડી લઇ ભગવતસ્મરણ કરી જતા. આજે આટલી અવેર સુધી મહાપ્રસાદ લીધો નથી જાણી વિશેષકારણનું અનુમાન કરવા લાગ્યા.

પોતનાં ઉપર બેઠે વાર થઈ હતી. બે વૃદ્ધ ભાઇબહેન અને મુકુન્દદાસ ત્રણમાંથી કોઈએ ગ્રાસ ભર્યો નહોતો. મણિભાઇ આકળા સ્વભાવના હતા. છતાં આજની સહનશીલતાથી મોટી બેનને અજાયબ લાગી. હવે તેની છેલ્લી સીમા આવી લાગી હતી. આગન્તુક વૈષ્ણવો જેમ હંમેશ આવતા તેમ મણિભાઇનો બોલ આજ્ઞાગુરુણામવિચારણીયા એ ન્યાયે ઉપાડી લેતા. ઉકલ્યો હોય તેમ એકજ શબ્દ મણિભાઇ બોલ્યા. બોલ મુકુન્દ! મને રસ્તો સૂઝતો નથી. તું શી રીતે પ્રસાદ લે છે કે નહિ! મુકુન્દને પોતાનો ઇતિહાસ કહેવો હતો તે માટે આ સ્થાને-કાળ યોગ્ય ન હતાં. તેણે

કહ્યું હોત પણ અત્યારે આ બધાઓ વચ્ચે કહી શકે તેમ ન હતું, મણિભાઇ સાંભળી શકે તેવી ફુરસદ ન હતી. આથી થોડો પળ તે ન બોલ્યો. બસ હદ થઇ. મણિભાઈ શાંતિ દૂર કરી બોલ્યા. શ્યામદાસ, લલ્લુભાઈ આને આડો પાડી બળજબરીથી તેના મોઢામાં આટલું નંગ ભરી તેને પ્રસાદ લેવડાવો. મણિભાઈના વાક્યનો વ્યંગાર્થ હો કે લક્ષણાર્થ હો પણ આ તો બને શબ્દોનો અમલ કરવામાં ચતુર સૈનિક જેવા હતા. મુકુન્દ જવાબ આપે કે મણિભાઇ બીજીવાર બોલે તે પહેલાં તો વસ્ત્રો છતાં તે ભાનને પણ ખંખેરી નાખી બન્નેએ મુકુન્દને આડો પાડયો. એક બુન્દીનું નંગ લઈ આખું મોઢામાં બળાત્કારે પેસી મોઢું ફાડી અંદર ઉતરાવવા પ્રયાસ કરવા લાગ્યા. આવી રીતભાત પ્રસાદ લેવરાવવાની બીચારા નવા યુવક મુકુન્દદાસે જોઇ ન હતી એટલુંજ નહિ પણ કોઇ ગ્રંથમાં કે વાર્તામાં વાંચી કે સાંભળી ન હતી. તે લાચાર થયો જીવ ગભરાવા લાગ્યો. પણ બન્ને વીર વૈષ્ણવ આગળ નિર્બળ બન્યો. બોલવાનું પણ બંધ થયું. વૈષ્ણવોએ હાથ ઉઠાવ્યો. પછી કહ્યું. લે જળ, બીડીને પ્રસાદ લે. મુકુન્દ પ્રસાદ બહાર કાડે પણ થોડો ગયોજ. તેણે મુખમાં નાખેલું થોડું જળ પીધું. પ્રસાદ લીધો. વૈષ્ણવોને હાથ જોડયા. તેના જક્કીપણાંથી અકળાયેલા મણિભાઇએ તે તરફ દૃષ્ટિ ન કરતાં પ્રસાદ લેવો શરુ રાખ્યો. થોડો મહાપ્રસાદ ઉદરમાં ગયા બાદ જલ પીધા પછી મુકુન્દ ધીમે બોલ્યો, મને ક્ષમા કરો. આટલી કૃપા મણિભાઈકાકાની પણ હું જાણતો ન હતો. શ્યામદાસ વધારે સાંભળવા તયાર ન હતો.

તેણે નંગ બતાવી કહ્યું આ બધું લેવું પડશે. મુખ ઉપર આગળા મૂકી મુકુન્દ ના પાડે તે પહેલાં તો પ્રથમ માફક નંગ મુખમાં મૂકી ઉપર હાથ મૂક્યો. પૂર્વના ત્રાસના ભયે મુકુન્દ આખું બૂંદીનું નંગ ખાઇ ગયો.

મોટી સેનાનો વિજય કરી કોઇ સેનાપતિ રાજા પાસે હર્ષિત વદને ઉભો રહે અને પ્રશંસા માટે આતુર બને તેમ શ્યામદાસ પણ ભાઇ પાસે આવ્યો. પોતાના વિજય સમાચાર રસપૂર્વક વર્ણવ્યા. પ્રસાદ લઇ મણિભાઈ હાથ ધોતા હતા. બીડી વંટાઇ. મણિભાઇ જાતેજ સીધી રીતે ન માનવાથી થયેલી શિક્ષાથી પ્રસન્ન થતા અને તેના અપરાધથી સંકુચિત બનતા બીડી લઇ મુકુન્દ પાસે આવ્યા.

મુકુન્દદાસ ઘરની પીડાથી ઘવાયેલોજ હતો. દર્શન બંન્ને ગામમાં ન થયાં તેથી પોતાની ધારણા તુટી પડી. ઘા ઉપર મીઠું નંખાયું હોય તેમ વેદના સહી રહ્યો હતો. તેના ઉપર શ્યામદાસ મારફત શોક થયો છતાં પ્રભુ કરે સો મઝો કરે. વૈષ્ણવ ક્યહુ ચૂકી ન પરે. વિગેરે વાક્યો તેના હૃદયમાં વેદસૂત્ર જેવાં જડાયાં હતાં તેથી તેના ભાવુક હૃદયે ન દોષ દીધો શ્યામદાસને કે મણિભાઇને; માત્ર મહાપ્રસાદની અવગણનાથી આ શિક્ષા થઈ તેમ તે વિચારતો હતો; પણ ટેક ખાતર તે પણ ગુરુ નથી કર્યું અને વૈષ્ણવે આગ્રહથી બળાત્કારે મહાપ્રસાદ લેવરાવ્યો તે આપણાજ ભલા માટે છે. આ રીતે તેણે પોતાનું સમાધાન કર્યું.

મણિભાઇ બીડી લઇ પાસે આવ્યા લે મુકુન્દ બીડી. હાથ ધોયા. તંદ્રામાંથી જાગેલો હાથ ધોઇ આવ્યો બીડી લીધી–હવે પોતાની ઇચ્છાએ જલ પીધું. મણિભાઈ નિત્ય આવતા વૈષ્ણવોને ભગવત્સ્મરણ કરી વિદાય કર્યા. વસ્ત્રો બદલી મુકુન્દ સાથે એક ઓરડામાં બેઠા.

મુકુન્દ ઉછાંછળો યુવાન હોત તો મણિભાઇએ કરેલા અપમાનથી તુરતજ તે કાયમનો સંબંધ તોડી ચાલ્યો ગયો હોત. પણ પોતાના દોષ સર્વત્ર જુએ તેજ વૈષ્ણવતામાં આગળ વધે છે, તે વધારે વૃદ્ધ ને વધારે અનુભવી વૈષ્ણવ છે. આ મુકુન્દના હૃદયના સુવર્ણ લેપ હોવાથી તેને જરા પણ મણિભાઇ કાકા તરફ અભાવ ન આવ્યો.

મુકુન્દની વિચારમાળાને તોડતા મણિભાઈ બોલ્યા બોલ મુકુન્દ, તુ કેમ આવ્યો? તારી બુદ્ધિ વિચક્ષણ અને શરીર આજે વિલક્ષણ કેમ થઇ ગયા છે? હવે તુ વિસ્તારથી એ બધુ કહે. કાને કોર્ટમા રજા છે હવે મને તદ્દન ફુરસદ છે. તેમ તારે જે કામ હશે તે પૂર્ણ કરી દઇશ પ્રસાદના બળાત્કારથી માઠુ ન માનતો? આપણે વૈષ્ણવોને હઠાગ્રહ ન પાલવે' મુકુન્દદાસ પોતાનુ બ્યાન વર્ણવે તે પહેલા આપણે તેને ઓળખી લઇયે.

મુકુન્દદાસ વિજયનગર જે ગામ વસ્તીમા નાનુ છતા પ્રભુના વૈભવ અને વૈષ્ણવ વસ્તીથી રળીયામણુ હતુ, ત્યાના ગર્ભ શ્રીમત દ્વારકાદાસ શેઠનો નાનો પુત્ર હતો તેના મોટા ભાઇનુ નામ મનહરદાસ હતુ વચ્ચે બીજા બેમા એકનુ નામ વિઠ્ઠલદાસ અને બીજાનુ લાલદાસ હતુ દ્વારકાદાસ શેઠ પહેલા પરપગથી ગૃહસ્થ છતા પાછળથી ખોટ આવવાથી ઘસાઈ ગયા હતા તે થોડા વર્ષથી શ્રીહરિશરણ થયા હતા. ચારે ભાઇઓ પોતાના હિસ્સા પાડી અલગ થવા ધારતા હતા મુકુન્દદાસ તુરતનો ગ્રેજ્યુએટ થયેલો હતો ચારે ભાઇ પરણેલા હતા વચલા બે પુત્રવાળા હતા, મનહરદાસને સંતાન ન હતુ માત્ર સુંદર રૂપગુણવાળા દપતી પરસ્પર પ્રેમનું ભોજન થઇ લોકયાત્રાનુ સાફલ્ય માનતા હતા. જે દિવસે મુકુન્દ મણિભાઇને ત્યા આવ્યો તેના બે દિન અગાઉ ચારે ભાઇઓએ ભાગ વહેચી નાખ્યા હતા પણ જ્યારથી દામોદરદાસ હરસાનીનો પ્રસગ મુકુન્દદાસે વાચ્યો હતો ત્યારથી લૌકિક સપત્તિપરથી તેનુ મન ઉઠી ગયુ હતુ શરણસ્થ જીવને વળી ભાગ શા? સપત્તિ શી' વિગેરે વિચારે તે ભ્રાન્ત બની ગયો હતો પણ ભાગમા મિલ્કત પ્રમાણમા દેવુ હતુ સામાન્ય રાચ રચીલુ હતુ દ્વારકાદાસ શેઠ જ્યારે શ્રીમત હતા ત્યારે તેમણે કોઇ કારીગર પાસેથી રત્નોથી જડેલી આરસી ખરીદી હતી રાજકુટુંબને વાપરવા લાયક તે હતી પણ તે પ્રભુને અર્પણના વિચારથી કે કેમ પણ ઘણા વર્ષ થયા તે વપરાઇ નહોતી તેનુજ ખડન સીનમધ હતુ તે તેને સાચવતા. નુકશાની આવી છે સપત્તિ ઘટતા તે તાત્કાલિક અર્પણ કરવી કે વાપરવી એ વાત પણ શક્ય ન હતી ડોસા પ્રભુચરણમા ગયા. મિલ્કત વહેચતા વધારે લેવાનુ દેવુ હતુ એટલે મુકુન્દથી ખસાય તેમ ન હતુ વિઠ્ઠલદાસ લાલદાસ વેપારી હતા. તેમણે તોડ કાઢયો કે આ આરસી ઝવેરીને ત્યા વેચી દઇ તેની કીંમત આવે તેથી ઋણ ચુકવી બાકી આપણે વહેચી લેવુ મુકુન્દદાસે નમ્ર અભિપ્રાય આપ્યો ભાઇઓ પિતાજીની ઇચ્છા જો કે કહી ન હતી છતા આ શ્રીપ્રભુને ભેટ કરવાની હોય તેમ હુ જાણું છુ. આપણે ગૃહસ્થ હોત તો તેનો વિનિયોગ થયો હોત આપણે શ્રીપ્રભુના શરણસ્થ જીવો છીએ આપણા તન મન ધનથી ઇન્દ્રિય પ્રાણ શ્રીપ્રભુના છે. કદાચ આ આરસી પિતાજીએ નુકશાન આવતા પહેલા અર્પણ કરી હોત તો આપણે ઝખ મારી ઋણ અદા કરવુ પડતજ તો આપણે ભાવથી અર્પણ કરાયલી વસ્તુને ઘરમા રાખી પિતાજીના આત્માને દુખકર થઇ આપણા શરણસ્થ ધર્મને લજવીશુ માટે આ તો શ્રીપ્રભુને અર્પણજ કરો વળી સદ્ભાગ્યે આપણે ત્યા શ્રીનિધિ સ્વરૂપ બિરાજે છે વૈભવમા ખામી નથી માટેજ આ રત્નજડિત આરસીથી અલૌકિક શ્રીપ્રભુના વૈભવમા અનેરો વધારો થશે

આમ મુકુન્દે દરખાસ્ત મુકી પણ આ પ્રપચના કીડા એની ભાવના અને ભાવગુને માને તેમ ન હતા આરસી પ્રભુને અર્પી માથે દેવુ વધારવુ તેમને શક્ય અને રુચિકર ન લાગ્યુ તેમણે કહ્યુ, ત્યારે ભાઇ જે આ આરસી લે તે તમામ ઋણ માથે લે પછી ગમે તે રીતે નિવેડે તમો આરસી લઇ ઋણ લઈ લ્યો અમે છુટા છીએ આ વાત મુકુન્દને ગમી. હજારોનુ દેવુ કે જે આડા અવળા હાથ નાખ્યા સિવાય સીધી રીતની જીવનભરની કમાણીથી ખસે તેમ નહોતુ તેમ તેવી રીતે વ્યવહાર પ્રપંચથી ચલાવી છળ કપટથી જીવન ચલાવી દ્રવ્ય એકઠું કરે તેમ

મુકુન્દની શક્તિ અને હૃદય નહોતાં છતાં પ્રભુને ભરોસે તે તૈયાર થયો. પણ તેમાં મોટા ભાઈ મનહરદાસે વિઘ્ન નાંખ્યું.

મનહરદાસ હાયર પાસ થઇ મામલતદાર બન્યો હતો. પોતાનો પગાર વધવાની, આડા અવળા કેસ હાથમાં આવવાની અને મેજીસ્ટ્રેટનો પાવર મળે તેથી અઢળક દ્રવ્ય એકઠું કરવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી. સંતાન ન હતું પણ ગૃહિણી સુંદર અને શોખીન હતી; દ્રવ્ય ઘણું આવશે પણ રત્નની કીંમત નથી તેથી અત્યારે તે માત્ર થોડા હજારના ઋણમાં મળશે. પછીથી લાખોની મીલકતે નહિ મળે. શોધવા જતાં હાથ નહિ લાગે. વિગેરે વિચારે મનહરનું મન આરસીએ હરણ કર્યું હતું. એકાદ દિવસ ગૃહિણી માથુ ઓળતાં તેનો ઉપયોગ કરશે તો પૈસા ઉગી નીકળશે. બે–ચાર ગુન્હેગાર મામલતદારને હાથ લાગ્યા કે પૈસા વસુલ થશે. આમ તેણે પોતાની આશાના મણકા મૂક્યા.

મુકુન્દે પ્રભુની વસ્તુ પ્રભુને અર્પણ કરી, ભલે પછી વેચાઈ જવું તેમ કરી પિતાને પોતાને કૃતાર્થ કરવા પ્રયત્ન આદર્યો. એક પિતાના વીર્યથી એક માના ઉદરમાં જન્મેલા બે સંતાનોના વિચારમાં આકાશપાતાળનો ફરક હતો. આ દૃષ્ટાંત આજે પણ ક્યાં નથી જડતાં ?

બીજી મીલ્કત વેંહેચાઈ ગઇ હતી. બંન્ને વેપારી ભાઇઓએ તોડ કાઢ્યો કે દેવું લે તે આરસી લે. મુકુન્દ પ્રભુ માટે તે પણ જીવનભરના શ્રમભર્યા વ્યવસાયે, અને મનહર પત્ની માટે ગરીબોને કાયદાની સુંગાલમાં ફસાવી દ્રવ્ય નીચોવવાની ઇચ્છાએ તૈયાર થયા. છતાં બન્ને ભાઇઓ મુકુન્દને આપવા અચકાતા હતા. કારણ મોટાભાઇ અમલદાર હોવાથી ઋણવાળા તેની કબુલત બહાલ રાખે તેમ હતું. મુકુન્દ ધંધે જોડાયો પણ નહતો. તેને માટે તે પણ ગુંચવણ હતી. બન્ને વચ્ચે હરિફાઈ થઇ. પોતે વધે તો આરસી મળે. તે હેતુથી આજુબાજુના ભાન વિનાનો દ્રવ્યની આંટીઘુંટીમાં અંજાણ મુકુન્દ વધારે બોલી ગયો કે મને આરસી મળે તો તમામ ઋણ ઉપરાંત મારે રહેવાનું ઘર પણ ભાઇયો વચ્ચે આપીશ. મનહરથી આ અશક્ય હતું કારણ તેણે પોતાના ઘરને મામલતદાર થયા પછી ખૂબ સુધરાવી ગૃહસ્થને વસવાટલાયક બનાવ્યું હતું. વેપારી ભાઈઓને વખાર માટે સદીયાર ઘર જોઈતું હતું. મુકુન્દ પ્રભુને આરસી અર્પવાના ઉત્સાહમાં ઉમંગથી આપવા તૈયાર હતો. એટલે આરસી તેને આપવાનું ઠર્યું. તેના હર્ષનો પાર ન રહ્યો. ઋણ કેટલું હશે ? આપણી આવક શી ? શી રીતે સીધા ધંધે પહોંચશું. કંઈ પણ વિચાર તેણે ન કર્યો. તેને તો વારંવાર અશક્યે વા સુશક્યે વા સર્વથા શરણં હરિઃ એજ યાદ આવતું હતું. પ્રભુને આરસી અર્પાયે, સિંહાસન ઉપર ધરેલી તે જુએ. તેના બદલામાં પોતાના શરીરના ટુકડા થાય તે પણ તેને શક્ય હતું. કારણ કદાચ આવા વેવલા પણ તે ન કરત. તેની પવિત્રભવિષ્યા તેને અટકાવત. પણ પિતાનો મનોરથ એ વિચારથી બધુ તેને કર્તવ્ય લાગ્યું. જ્યારે ઘર અને દેવું અને તેના બદલામાં આરસી મુકુન્દને આપવી તેમ નિર્ણય થયો ત્યારે તે મનહરથી ન સહેવાયું. તેના હૃદયમાંથી આરસી જાય તેની સાથે તે માટે મેળવવાનાં નાણાંની કરેલી ગોઠવણ તે પણ જાણે સાથે કલ્પના જતાં પ્રત્યક્ષ જતાં રહેતાં હોય અને જાણે આરસી ને તેની કીંમત બન્ને એક સાથે ગુમાવતો હોય તેમ લાગ્યું. પોતાની પત્નીનું રોષભર્યું મુખ તેને દેખાયું. જાણે તે ઠપકો દેતી હોય કે "તમો આવા અમલદાર છતાં એવા નમાલા બન્યા કે મારા હાથમાં આવેલી આરસી મારો શોખ છતાં જવા દીધી એવી રત્નજડિત આરસી મારા પરમ સૌભાગ્ય ને વૈભવનું ચિન્હ હતુ. તે ભિખારી ગમાર દેરાણીને હાથ જશે. તમને શરમ નથી ?" આવા શબ્દો તેની કલ્પનાયે તેના કાનમાં સંભળાવ્યા. મમતાવાળા વેપારીઓ જેમ

હરિદાસ હતુ તે સબંધે સંબોધી મુકુન્દ બોલતો હતો. તેનો અમુલ્ય અને થોડો સમય એક વિલોહ્દત મિત્ર સાથે વાત કરી ગુમાવવો અનુચિત લાગ્યો. ડોસાને ઉદ્દેશીને બોલ્યો હરિદાસકાકા તમો પિતાજીના મિત્ર છો, વડીલ છો, મારા લહેણુદાર છો, મારી ઇચ્છા શ્રીપ્રભુના ઋણમા પિતાજી છે એમ હુ માનુ છુ તેમને તે ઋણમાથી બચાવી લેતા તે આ મસ્તક જાય તો પણ તેના ભોગે આરસી સ્વાધીન કરી શ્રીને અર્પી પુત્રધર્મ બજાવવાની છે. તમો મંદિર પ્રત્યે આસ્તિક ધર્મનિષ્ઠ છો મારા વડીલ કાકા છો, તેમ અમારા લ્હેણુ રોમા પાચ હજારથી ઉપરની રકમ તમારી છે. તમે તે મારા ખાતે કરી મને આ કાર્યમા મદદ કરો. ડોસા જવાબ આપે તે પહેલા પના શ્રેષ્ઠીએ નજીક આવ્યા. આ પીડા પહેલી ટાળવાનો ચતુર મુકુન્દે વિચાર કર્યો. હાથ પકડી બુરા લાગવા છતા ઉપનક વહાનથી મોટો મિત્ર હુ હમણા સાંસારિક વિટંબનામા છુ જેથી આપની સાથે યોગ્ય શિષ્ટાચાર નજ દેવાય તો એઅ૦મી માફ કરજો. આજની રાત પછી હું નવરો થઇશ. ટુકામા પતુ હવે પેના કૃદ્ધ હરિદાસ સાથે વાત કરી જવાબ મેળવે એટલામા શયનના દર્શન ખુલ્યા. ડોસાને જવાબ દેવો ગમતો પણ નહતો. તેમ જે ઉતાવળ મુકુન્દને હતી તે પેના ઉપરથી માળા હનાવતા પણ અ દરથી લક્ષ્મીના અનન્ય ઉપાસક લક્ષ્મણદાસ અથવા હરિદાસને ન હતી. તેમની તે મનો યથાનું નિરાકરણ કરવા પ્રભુએ કૃપા કરી તેમ તે સમજ્યા. પીડાથી છૂટતા હોય તેમ મુકુન્દ સામુ પણ જોતા પૂર્ણ ભાવના બતાવી શ્રાગાવર્ધનનાથજાકી જય જય માગ વાના જય નંદનાના શયન દર્શનની ઝાખી થઇ. હૃદયમા એવા ને એવા રહેજો એવી બુમો મારતા–પુરુષો ને સ્ત્રીઓને ધોટાથી દબાવતા આગળજ આ ના જોરથી ધાટા પાડી દર્શન કરવા લાગ્યા. કીર્તનકારો બેઇ શ્રી બાલકનો જન્મદિવસ હોવાથી દર્શન ખુલતા જય ધ્વનિ થયા બાદ કીર્તન શરૂ કરતા હતા. વચ્ચે ડોસાની જયધ્વનિએ શંખનાદ જેવુ કાર્ય કર્યું. ઘડીભર બધા થભી ગયા. આજ કઇ આ ડોસા આટલા તાનમા કેમ છે? એમ ઘણા આશ્ચર્ય રીતે તેમના સામુ જોવા લાગ્યા. ડોસા તાળીયો પાડતા પ્રભુની જય બોલાવતા આનંદમગ્ન હતા. તેમનો આનંદ ફક્ત શ્રી પ્રભુજ પરખતા હતા. તે પ્રભુના દર્શનનો નહતો. ભાન થોડા વખતમા મુદ્દત બહાર થતા રૂપીયા વસુલ થવાનો વખત આવ્યો હતો ને તેમાથી મુકુન્દની ઉઘરાત નહિ તો તે ભગનડો ક્યાથી આપશે, મનહરની કબુલત, લઇશુ તો એકનો અમલદાર છે તેને વહાના થઇશુ કોઇ દહાડે કામ કાઢશે. સબધના ડોળથી તેનુ કામ કર્યું ગણાશે. તેની ભલામણથી અહિં પણ મંદિરના કામોની સરળતા થશે અને અત્યારે તે આતુર છે તેથી પોતાનું જુનુ લ્હેણુ નવુ કરી વ્યાજના નવ ચાર ટકા લાણુની તંગીનું બાનુ બતાવી વધારે લેવાશે. આ તરંગમા ઝુલતા હરિદાસ કાકાથી જોરથી તાળીઓ પડાઇને જય બોલાવાઇ ગઈ ને તે દર્શન સમય ઉપનક વટમાળજ મનમા ઘડયા કરતા હતા. તે વિચારમા ચઢતા પોતાને મહાન સહાય મળી તેમ સવારના ડોસાના સ્નેહ પરિચયથી ભોળવાયેલો બીચારો મુકુન્દ માનવા લાગ્યો ને હરિદાસ કાકા નક્કી મદદ કરશે તેમ આશાવંત બન્યો. તે બીચારો શું જાણે કે હરિદાસ કાકા હૃદયમા લક્ષ્મીદાસ છે.

કીર્તનીયાએ હવે કીર્તન શરૂ કર્યું પ્રગટ વ્હે મારગ રાત દિખાઈ સર તાનના પરિચિત કીર્તનીયાઓએ બિહાગને મૂર્તિમંત જમાવ્યો. શ્રી પ્રભુને રઘુ નિંદના ઝોકા આવવા લાગ્યા હોય તેમ મુકુંદને ભાન થયુ. તેણે પોતાની માનમ કલ્પના કરી તેમ ધાર્યું શ્રીપ્રભુની આખ મીંચાય, ઉઘડે, બગાસા આવે, આવુ દર્શન કરતો મુકુન્દદાસ પોતે ઉઘતો હોય ને તેનો પ્રભુ પ્રતે અધ્યારોપ હોય તેમ અનુભવવા લાગ્યો. તેણે કીર્તન સાભળ્યુ ન સાભળ્યુ તે તો તે જાણે પણ

તે સ્તબ્ધ ઉભો હતો. તેના સામું જોઇ રહેલા તે થાક્યો હશે સમજવા લાગ્યા. ઉભો ઉભો ઉંધે છે બધામાં એજ જણ સ્થિર બન્યા હતા. મુકુન્દદાસ અને વૃદ્ધ હરિદાસ. ફેરફાર એટલોજ કે મુકુન્દદાસ શ્રીપ્રભુના નેત્ર પ્રત્યક્ષ નિહાળતો. હવે ઝટ શ્રીને પોઢાવે તો સારૂ તેમ ભાવતરંગમાં ઝોલાં ખાતો હતો. ત્યારે હરિદાસ " મુકુન્દીયાને તો કબુલ કરવામાં માલ નથી. ઠાકોરજીને ત્યાં આરસી આવે તેમાં આપણે ઘરના પાંચ હજારના ખાડામાં ઉતરીએ ને આ ભગતડાને ભરોસે પાંચ હજાર ધીરીયે, ધિક્કાર છે આપણી વાણિયા વિદ્યાને. માટે આ દાવાથી મનહરને સમજાવી તેનું કામ કરીયે છીયે તેમ જણાવી મનગમતો વ્યાજ વધારો કરી લખશું ને બીજાનું ભલે ઓછું રહે. આપણી વાત તે અને હું બે જાણીશુ. બીજાની પંચાતોમાં વ્યાજ ભલે ઓછું થાય–" આ માળા જપી રહ્યા હતા.

એટલામાં મુકુન્દદાસ જાગૃત થયો. કીર્તનકારોએ લે દર્પણ સન્મુખ ઠાડે વ્હે દેખ દેખ મુસકાઈ પ્રકટ વ્હે...એ તુક ઉપાડી. મુકુન્દદાસની છાતીમાં કારી ઘા લાગ્યો. પોતાનો પરિશ્રમ સરી જતો લાગ્યો. પોતાની આરસી સાંભળી શરીર ધ્રુજારી છૂટી, ગઈ રાત્રિની ઘટના તાજી થઇ. અત્યારે નિરાશાનો અનુભવ થયો હતો. છતાં હરિદાસ કાકા ધ્યાનમા મગ્ન હતા. તે તેના ધ્યાન બહાર નહતું. તેની એક દૃષ્ટિ તે તરફ પડી. તેના સરળ હૃદયે વિચાર કર્યો. હરિદાસ કાકા, શ્રી પ્રભુને મારી આરસી અર્પણ થાય તો કેવો આનંદ આવે એજ કલ્પના કરતા હશે. ને મને તેથી ચોક્કસ મદદ કરશેજ. અંતર્યામી શ્રી પ્રભુને નિદ્રામાં પણ હાસ્ય આવ્યું. મુકુન્દની સરળ વૃત્તિ જોઇનેજ ! ફરી કીર્તન.બીજા કીર્તનકારે ઝીલ્યું. લે દર્પણ સન્મુખ ઠાડે વ્હે...મુકુન્દદાસ. જો પોતાનું દર્પણજ પ્રભુને અર્પાયલું હોય ને આ કીર્તન શરૂ થાય તો" એ વિચારે મંત્રમુગ્ધ થયો. આંખો મીંચાઇ. કલ્પના, પોતાની આરસી પ્રભુને અર્પાયલી જોવા લાગી. નિરાશાએ આંખમાંથી તેજ ક્ષણે બે બુંદ અશ્રુ ખેરવ્યાં. આંખ ઉઘાડી અજાયબ થયો. "શ્રીમહાપ્રભુજી" શ્રીકૃષ્ણગઢનાં ચિત્ર સ્વરૂપ પરિચયથી ઓળખાતા. તેનીજ આરસી હાથમાં લઇ શ્રી પ્રભુ સામી ધરી રહ્યા હતા. મુકુન્દે ઓળખી. આનન્દમગ્ન બન્યો. સ્વપ્ન જાગૃતિ શેમાં છે તે ન સમજ્યો આંખો મીચીં ફરી ઉઘાડી ભોજન કર વિશ્રામ છિનક લે નિજ મંદિર ઝુલાઈ એ તુક ગવાતી હતી. પોતે દર્શન શું કર્યાં તે ભાન પ્રત્યક્ષ થયું. "પણ આ તો શયન સમય છે." એ વિચારી ફરી તે દર્શનની આતુરતાએ આંખ મીચીં ઉઘાડી. કીર્તન પૂર્ણ થયું. શ્રીપ્રભુ જોયા. આરસી શયન સમય નહતી. પોતાની કલ્પના લાગી પણ તે સ્વરૂપ તે આરસી જે તેણે ધારીને જોઈ હતી. ત્યાં ચોંટી ગયું. ટેરો આવ્યો. પાછી સ્મૃતિ જાગૃત થઇ તે હરિદાસ કાકાને મળ્યો. ડોસાને મનહરને મળવા વિદાય થવા ઇચ્છા હતી. આ ત્વરા મુકુન્દે ભાવિક ડોસાની પોતા માટે કલ્પી લીધી. પાસે આવ્યો "કાકા" વાત ટુંકી કરતાં હરિદાસ બોલ્યા. "ભાઇ હું બધું જાણું છું. મેં તારા કહ્યા વિના જાણ્યું છે. હું તેની તજવીજમાં છું બનતા પ્રયાસે હું મનહરને સમજાવીશ. ભગવાનને ભેટ થાય તેમાં કોણ ના કહે ? સેને હું તો તું કહેતો હોય તો તને આરસી મળે તો વ્યાજ કાઢી નાખું ને હજાર બે હજારની છૂટ મૂકી દઉં. નામના બે ત્રણ હજાર વગર વ્યાજે તારા ખાતે લખી દઉં." પણ પેલો ગોવિન્દદા પ્રભુદા એ ક્યાં સમજે તેમ છે. મનહરીયો પણ કઠણ છે. હું એકલો હોઉં તો આજે શયન સમયજ તું આરસી ભેટ કરી શક્યો હોત." મુકુન્દે ડોસાના ભાવની પ્રભુસેવાની, પોતા પ્રત્યેના વહાલની, કદર કરી. બધા લહેણુદાર આ હરિદાસ કાકા જેવા હોય તો કેવું સારું. નંદના ફંદ ગોવિંદ જાણે. એ ન્યાય બીચારો શિખ્યો

નહતો ખુબ વિશ્વાસ આપી ડોસા ગયા મુકુન્દને બીજો પ્રયાસ કરવાની જરૂર ન લાગી હરિદાસ સીધા મનહરને ત્યા ગયા મનહરદાસને પણ પોતાનું કામ પાર પાડવામા ને પત્નીનો શોખ પૂરવામા હરિદાસની જરૂરજ હતી મુકુન્દ હરિભક્તિપરાયણ કાકા માટેજ હરિસેવા માની પ્રયાસ કરે છે તે માનતો હતો મનહરે પોતાના સબધની લાગણીથી કાકા આવ્યા તેમ જાણ્યુ મકા પોતા માટે મથતા હતા આ લીલા સિવાય અતર્યામી કોણ જાણે?

મનહરે હરિદાસ દ્વારા કામ સાધવાનું ધાર્યું હરિદાસે દાવ ખેલ્યો "કઇ ફિકર નહિ મનહરભાઇ તમે અમનદાર છો પૈસાને ઉની આચ નથી મુકુન્દ ક્યારે કમાશે ને આપશે તેથી હમે તેમા નાકબુલ છીએ પણ તેને મારા તરફ ખોટુ લાગે તેવુ કરવાની જરૂર નથી. હુ ગોવિન્દદાસ પ્રભુદાસને સમજાવીશ તે મુકુન્દની તરફ લાગે છે તમારો ભરોસો છે, કઈ ચિંતા નથી પણ ભાઈ કઇક તમારે વ્યાજમા મને વધારો કરવો પડશે કારણ આપણો કૃષ્ણદાસ ધધે લાગ્યો નથી વિગેરે સમજાવટથી આ ડોસાને વશ કરવાનું મનહરને યોગ્ય લાગ્યુ કામ પૂર્ણ થયુ

રાત્રે ચાર ભાઇઓ, બધા લ્હેણદારો ભેગા થયા હરિદાસ કાકાને મુકુન્દે, મનહરે પોતપોતાનુ કામ સાધનાર તરીકે ગણ્યા ખાનગી રીતે હરિદાસના રૂપીઆ ચાર ટકા વધારે વ્યાજે ખાતે કરી આપ્યા હતા પ્રથમથીજ છતા તેની યુક્તિની ઉતાવળીઆ પ્રભુદાસ ઉઘાડા ઉંહ્યા હમારે કબુલ નથી મુકુન્દ ખાતે રૂપીયા રાખવા હમો ખુશી નથી ગોવિન્દદાસે હાજીહા કહી ભાઇઓ અનુકૂળ થયા મુકુન્દ નિરાશ થયો હરિદાસ મામુ જોયુ તે એકાન્તમા જઇ કહેવા લાગ્યા ભાઈ, પ્રભુની ઇચ્છા નહિ હોય ગોવિંદે ન માન્યુ હુ શુ કરૂં? એ તો બે હજાર છુટ મુકવાના કહ્યા મુકુન્દને હરિદાસ કાકાની અને મણિભાઇની એકજ વાત મળતી આવવાથી બેની ભાવના સમાનતા સમજાઇ, પોતાનુ વ્યાજ વધારે કબુલ કરવાથી પ્રભુદાસ ગોવિન્દદાસને હરિદાસે મન હરની અમનદારી પસા સબધી નિશ્ચિતપણુ વિગેરે સમજાવ્યા હતા બધુ કાર્ય પૂર્ણ થયુ આરસી મનહરે પોતાની કરી લીધી વેપારી ભાઇઓ લ્હેણની ગાળ ગઇ જાણી નિશ્ચિત થયા

મનહર તપશ્ચર્યાને અતે જેમ યોગી ઇષ્ટદેવના વરદાનથી ફુલે તેમ મનમા આનદ પામતો પત્ની પાસે રત્ન જડીત આરસી લઇ આવ્યો, જે દિવસે તમામ કારગતી પડી આરસી તેની થઈ ચૂકી હતી

પ્રભુ ને આચાર્યશ્રીની પરસ્પર નેત્રદૃષ્ટિ ઐક્ય કરવાની મુકુન્દની ભાવના આ લૌકિક આરસીમા મનહર દપતીના સુખ જોવામા પરિણમી ચાર દિવસ ગામમા ચર્ચા થઈ બધ પડી દ્વારકાદાસની નિન્દા બહુજ થઇ ભાવિક તેમની ભની દાનતની શકા ખાવા લાગ્યા વેપારી બે ભાઇઓ કામ થયુ એટલે લોકચર્ચામા બહેરા બની ગયા મનહર હર્ષાતો નોકરીએ ગયો પોતાની આશા ગઇ સર્વસ્વ ગયુ આરસી પ્રભુ માટેની લૌકિક વિષય માટે ઉપયુક્ત થઈ તે બધા ઘા સહન કરી શક્યુ મુકુન્દનું હૃદય પિતૃચરણની નિન્દા ન સહન કરી શકયુ દરરોજ મંદિરમા જાય ત્યા એકજ તુક ગાતો લે દર્પણ સન્મુખ ઠાડે વ્હૈ જે મનહર મૂર્તિનું ભાન ક્ષણભર થયુ હતું તે સ્વપ્ન કલ્પના કે જાગ્રત તેમા તે કાંઈ જાણતો નહતો તેનું ધ્યાન ધરતો ક્ષણમા આસુ પાડતો મુકુન્દ દિવસે દિવસે સુકાતો ગયો તેને સ્ત્રી, નાના બન્ને છોકરા હતા ના ઉપર પ્રેમ નહતો પોતાના હાથે પોતાની ઉચ્ચતમ ભાવના છેદાઇ એમ માનતો પ્રસગોપાત્ત મણિભાઇ કાકાના શબ્દો ને ક્ષણિક દર્શનનુ ભાન આ રોજ તેને વિશ્રાન્તિ સ્થાન હતા

બલાત્કારે સતીનું શિયળ નષ્ટભ્રષ્ટ થયા પછી તેના મનની જે સ્થિતિ હોય છે તે મુજબ મુકુન્દના મનની હતી આપ્ત જનોની તપાસ અને વૈદ્યકીય ઉપચારો છતા તેનું શરીર ક્ષીણ

થતું ચાલ્યું. તે બેભાન પ્રમાણેજ ફરવા લાગ્યો. જ્યારે કોઇ વખત એ દર્પણ...વાળી તુક ખુલી ગાતો ત્યારે લોકો તેનું મગજ ખસેલું માનવા લાગ્યા. આ રહસ્ય ફક્ત મણિભાઈ સમજતા હતા. ને તેની આ દશા જોઇ ને જડ ભગવદીયને રાજા આશકરણનું સ્મરણ થઇ આવતું. તેના પ્રત્યે પ્રભુની કૃપા માનતા.

એક વર્ષ વીતી ગયું પંણ મુકુન્દની પ્રકૃતિ દિનપ્રતિદિન બગડતી ચાલી. વહેમ અને આપ્તો શંકા ખાવા લાગ્યા. મનહરપ્રસાદ મનહરદાસ નામ બંધ કરી ઉપલું નામ રાખ્યું. મામલતદાર મટી ડેપ્યુટી કલેક્ટર થયા. લગ્નનું દ્રવ્ય બાર મહિનાની આશાએ લીધેલું ૭ મહિનામાં દાવ પત્તાં મળી આવ્યું. પણ શંકા ન પડે માટે ધીમે ધીમે આપ્યું હરિદાસકાકાને મહિનાનું પણ વ્યાજ મળે તે પહેલાં રૂપીયા રોકડા મળ્યા. બધા દાવ બરબાદ ગયા. વધારે વ્યાજ ચાખી ગયેલ ડોસાએ ઓછા વ્યાજે રૂપીયા ન આપ્યા. તુરતના પ્રખ્યાત થયેલ એક પેઢીવાળાને તે અને બીજા મળી આઠ હજાર તે વ્યાજે આપ્યા. થોડા પોતાની મોટી રકમ કરવા વ્યાજે આપ્યા. એક માસમાંજ નવા શરાફ તુટી જવાથી રૂપીઆ આઠે હજાર રૂપીયે અર્ધા આના લેખે નાદારી કોર્ટે ફેસલો કરેથી લેવાના રહ્યા. મનહરપ્રસાદે બાકીના ગોવિન્દદાસ પ્રભુદાસના રૂપીયા થોડા વ્યાજના હોવાથી વધારે દિન રાખ્યા. પોતાની ભૂલનું ભાન હરિદાસને થયું. મુકુંદનું આશાભર્યું મુખ યાદ આવ્યું તેનો વિશ્વાસ ન આવવાથી તેમજ પોતાના પાપેજ પ્રભુની આરસી ગઇ તે ફોકાસા પસ્તાયા. પણ વાત કહેવા જેવી ન હોવાથી તમાચા મારી મુખ લાલ રાખ્યું.

મનહરપ્રસાદ ડેપ્યુટી કલેક્ટર થયે બે માસ થયા કે તુરતજ એક ગૃહસ્થની જમીનના ફેસલામાં રૂપીયા પાંચ હજાર લીધેલા તે વાત પકડાઇ કોર્ટમાં કેસ ચાલ્યો અને પરિણામે ૭ માસની જેલજાત્રા કરી આવી કાયમ માટે નોકરીથી બાતલ થયા. મનહરપ્રસાદનું પ્રસાદનામ રદ ગયું. જેલમાં હતા દરમીયાન એકલાં સુંદર વહુને મુખ જોવું ન ગમ્યું સાથે આરસીને પણ ૭ માસની જેલ મળી. થોડા વખતમાં બળાયાનો ઉપદ્રવ ચાલ્યો. સુંદર માંદાં પડ્યા. મરવાની અણીમાંથી બચ્યાં. એક આંખ ગઇ. બીજીમાં ફુલ પડ્યું. મુખ બેરોજ બન્યું. જ્યારે મનહરદાસ જેલથી છુટી આવ્યાં તેજ દહાડે તે બારણે નીકળ્યાં.

એકમેકની મુખમુદ્રા પતિપત્નીને વિચિત્ર લાગી. કોઈ કોઇને ઠપકો દે તેમ નહતું. ઘરની વસ્તુ સંભાળતાં આરસી પણ બહાર નીકળી, તેનું તેજ પણ ક્ષીણ લાગતું હતું. બન્ને પતિપત્નિને બારમાસ પહેલની વાત યાદ આવી. આજ ફરી મુખ જોતાંજ અશ્રુ આરસીમાં પડ્યાં. નીચી મુંડી દીધી ફરી તેનું સાહસ કરવા જીવ ન ચાલ્યો.

મુકુન્દદાસની માંદગીએ ભયંકર રૂપ પકડ્યું તેના કહેવાથી રજા લઇ મણિભાઇ કાકાને ત્યાંજ રહેવા લાગ્યા. પળે પળે આ...રે...સી પ્રભુ...ધરી...ના. અરે રે...લે દર્પણ સન્મુખ વિગેરે શબ્દો નીકળતા. બધા સંબંધીજનો સનિપાતની ધારણા કરતા. વૈદની સલાહ તેજ હતી. ટુટક અક્ષરોનો મેળ અને અર્થ ફક્ત મણિભાઇ કાકા સમજતા, અશ્રુભરી આંખે જોઇ રહેતા. આશ્વાસન આપતા જયશ્રીકૃષ્ણ બોલાવતા.

એક દિવસ સવારે સૂર્યોદય સમયે બધાં આપ્તજન ઉઠી દેહકૃત્ય માટે જતાં હતાં. મણિભાઇ કાકા પાસે બેસી જે જે શ્રીવલ્લભ પ્રભુ વિઠ્ઠલેશ સાથે-ભૈરવમાં વૈષ્ણવની દેશી ઢબે ગાઇ રહ્યા હતા. મુકુન્દદાસ બેભાન હતો. ઓચીન્તો બોલી ઉઠ્યો. " રાજભોગ થયા. " બહાર નીકળવા તૈયારી કરતા બધા પાછાં વળ્યા. મણિભાઇ કાકાનું કીર્તન અધુરૂં રહ્યું. ધીમે સાદે પૂછ્યું ભાઇ ! મુકુન્દ શું છે ? જવાબ ન મળ્યો. ફરી લવરી શરૂ થઇ. ( જેને બીજા માણસ લવારી સમજતાં. ) અહો

શ્રીમહાપ્રભુજી પધાર્યા. આપણા ગોવર્ધનધરણની આરતી કરે છે. વાહ...પ્રભુ...હું આવ્યો, જુઓ પિતાજી આ રહ્યા. આરસી શ્રીમહાપ્રભુ ઠાકોરજીને દેખાડે છે. લે दर्पण सन्मुख ठाडे हैं...અરે પિતાજીનીજ આરસી. પ્રભુને અર્પણ થઈ ખરી! હાશ! પ્રભુ! પિતાજી! હું કૃતાર્થ થયો. મારી આશા ફળી. શ્રીવલ્લભદેવકી જય. આંખો ફરી. મણીભાઇ સામું જોઇ રહ્યા હતા. નીચે લઈ શ્રીજમુનાજળ મુખમાં રેડયું. શ્રીકૃષ્ણ શ્રીમહાપ્રભુ લે दर्पण...શ્રીના. પરમધામમાં પોતાની ભાવના સિદ્ધ કરવા માટે માનસી સેવામાં દેહનું બળીદાન દેતો આ વીર યુવક પહોંચ્યો. મણિભાઇ તેની સ્થિતિ જોઇ સ્તબ્ધ બન્યા. શબ્દેહને ગોમયપૂત ભૂમિમાં પધરાવ્યો. સંબંધીજનનો કકળાટ શરૂ થયો. એક બે અશ્રુ સારતા શ્રીમણિભાઇ ચોરાશી મહાનુભાવમાંના આ એકને તે અથવા તત્સદશ ગણતા બહાર નીકળ્યા. મુકુન્દદાસ માટે આખા ગામને શોક થયો. મિત્રો તેણે અંગ્રેજી કેળવણી લીધી છતાં તે વેવલો રહ્યો. તેમાં કંઈ સુધારો ન થયો જાણી તેનો તેની વિદ્યાનો શોક કરવા લાગ્યાં. તેજોહીન મનહર ને નેત્રહીન ભાભીએ પોતેજ તેની ભાવના કચરી હતી જાણી ખાલી શોક કર્યો. હરિદાસ કાકાની વાત પણ ધીમે ધીમે બહાર આવી. તેમનું મુખ લેવાયું. મુકુન્દને દગો કર્યો, પ્રભુને નુકશાન કર્યું તેથી તેમ લોક માનવા લાગ્યા. ત્યરે હરિદાસને આઠહજાર રૂપીયા, તેટલા વીછીનુ રૂપ લઇ વૃદ્ધાવસ્થામાં કાળજું ખાવા લાગ્યા.

મણિભાઈ કાકાએ પેન્શન લીધું. કર્તવ્યધર્મ સમજી મુકુન્દના બાળક પુત્રોને પત્નીને આશ્વાસન આપવા તે ગામમાંજ રહ્યા. તેમણે બાળક અને પોતાના પતિએ નાદાનીથી પોતાની દુર્દશા કરી અન્નવસ્ત્ર વિનાની કરી તેમ માનનારી મુકુન્દની પત્નીને પતિનું ચરિત્ર સમજતી કરી. બાળકોને નાનપણથીજ ભાવવાહી ને આચારશીલ બનાવ્યા. ડોસા તે બન્નેમાં મુકુન્દનુંજ અવલોકન કરતા. થોડા સમયમાં મુકુન્દના સસરા જે જાગીરદાર હતા, જમીન ધણી હતી. તેમનો એકનો એક પુત્ર મરણ પામ્યો. તે ડોસાએ પિત્રાઈના ડરથી શોકના અંતે પોતાના બંન્ને દોહિત્રને ને વારસ ઠરાવી વીલ કર્યું. મુકુન્દની પત્નીને શાન્તિ થઇ. માત્ર મુકુન્દ વિનાની. મણિભાઇ કાકા પ્રભુની લીલાનું ભાન કરતા. તેની લીલાને અને તે દયાળુની શરણસ્થ પ્રત્યેની કૃપા વિચારતા નિશ્ચિન્ત અને ભાવલીના બન્યા. अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते નો સાક્ષાત્કાર થયો. પ્રભુ વાક્ય પ્રત્યે દઢ શ્રદ્ધા તેમની મૂર્તિમંત બની.

મુકુન્દદાસનું સ્મરણ શિથિલ થયું. તેની પત્ની અને મણિભાઇ કાકા સિવાય તેને સઘળા ભૂલવા લાગ્યા. પાંચ વર્ષ વીતી ગયા. નાનો છોકરો સાતનો, મોટો નવ વર્ષનો હતો. બે વર્ષથી જાગીર મુકુન્દના સસરા ગુજરી જવાથી મુકુન્દને ઘેર આવતી. કોર્ટ કામમાં હોશીયાર વૃદ્ધ મણિભાઇ કાકાયે તેના લેખ દસ્તાવેજ મજબૂત કરી લીધા. હવે મુકુન્દના પુત્રો કાકાઓથી કંઇક આર્થિક સ્થિતિમા ઉતર્યા.

મનહરપ્રસાદ પોતાનાજ ગામમા અપમાનિત જીવન બહુ દિવસ રાખી શકયા નહિ. આખરે મરણ પામ્યા. સુન્દરને કોઈ પણ સંભાળે તેમ નહતું. બંન્ને દિયર વિઠ્ઠલદાસ લાલદાસે દગો કરી ચોપડા કબજે કર્યાં. પરિણામે અન્નના સાસા પડવા લાગ્યા.

તેને સંતાનમાં એકજ છોકરી હતી. ધીમે ધીમે તેણે મુકુન્દની પત્ની પાસે આવવા માંડયું. પગપેસારો કર્યો, સહજ સ્ત્રી સ્વભાવથી આગલી વાતો યાદ કરી. સદ્ગુણા ( મુકુન્દની પત્ની ) તેને ઘરમાં પેસવા દેત નહિ. પણ પ્રભુ પ્રત્યે શ્રીમણિભાઇના ઉપદેશથી ભાવવાળી થયેલી તેણે સુંદરને આશ્રય આપ્યો. અવારનવાર માદીકરી ત્યાંજ ખાતાં, પરિણામે કાયમ રહેવા લાગ્યાં. ગોવિન્દદાસ પ્રભુદાસે પોતાનાં નાણાં માટે તગાદો કર્યો. ઘર હરરાજીમાં લેવા ધમકી આપી. દીન

બનેલી સુંદરે દુઃખની કથની હવે સ્થિતિસંપન્ન થયેલી સદ્‌ગુણાને વર્ણવી. કારણ તેની પાસે હવે સાધન હતું. સદ્‌ગુણાએ આશ્વાસન આપ્યું. ગોવિન્દદાસ પ્રભુદાસને પોતાની પાસે બોલાવી નિકાલ કરવા કહ્યું. પૂરાં નાણાં માગ્યાં.

સમય મળતાં આ બધી બીના મણિભાઇ કાકાએ સદ્‌ગુણાને કહી. ઘર આપતાં ઋણ પતે તેમ નહતું. સુંદરને વળી તેજ વર્ષે પોતાની પુત્રી મેનાના લગ્ન કર્યા વિના ચાલે તેમ નહતું. તે પણ સાથે જણાવ્યું. તેને મુકુન્દ યાદ આવ્યો. આંખો ભીની થઈ. વૃદ્ધ કાકાથી શરમાઇ નીચું જોઇ રહી. ધીમેથી બોલી, કાકા એ માણસને લોકોએ સરળ વૃત્તિનો લાભ લઇ બહુ દુઃખ દીધું. હવે બધાને મારો આશ્રય લેવો પડે છે. અરે તે અત્યારે હોત તો મારા સમાન સુખી કોણ!

કાકાને એકાએક મુકુન્દ સાંભર્યો. બલાત્કારે વિધવાન કલેશ ભર્યાં આંસુ રોકી બોલ્યા. દીકરી! તે તો શ્રી પ્રભુના લીલા ધામમા આનંદે મહાલે છે. આ સુંદર બાળકો તને ટુંક સમયમાં તેનું વિસ્મરણ કરાવી દે તેવા છે.

મનહરની વિધવા સુંદર પાસે ફક્ત આશ્રયમા હીરા માણેકની આરસી હતી. મેનાના લગ્ન અને ઋણ માટે તે સિવાય છૂટકો નહતો. તેણે સદ્‌ગુણાને તે આપી. સદ્‌ગુણાએ મણિભાઇ કાકાને આપી. ડોસાને સદ્‌ગુણાને તે માટે મુકુન્દે પ્રાણ અર્પ્યો હતે તે વસ્તુ સમીપ જોઇ તેનું સ્મરણ કર્યું. પ્રભુની ઇચ્છા જેનાથી કળા શકાતી નથી તેમ સમાધાન થું. ડોસાએ સદ્‌ગુણાને સિદ્ધાન્ત સમજાવ્યો દીકરા આ આરસી આપણેજ લેવી. અને મુકુન્દની ઇચ્છા પૂર્ણ કરવી. સદ્‌ગુણા એજ વિચારતી હતી. મણિભાઈ બોલ્યા. જે તારા સસરાના દ્રવ્ય કરતાં તારા બાપુનુ દ્રવ્ય દૈવી હશે. આમાં તેનો વિનિયોગ હશે માટે આમ થયું. બંન્ને એકમત થયા.

સુંદર માત્ર ઋણ અને મેનાનાં લગ્ન ખર્ચ એટલામાંજ આરસી આપવા તૈયાર હતી. મણિભાઇએ તેમ ન કરતાં પાંચસો એકરની જમીન ગીરવી મૂકી વીસ હજારમાં આરસી ખરીદી. ઝવેરી પાસે રત્નોને બીજે કાચ વિગેરે નંખાવી બીજી આથી મોટી ભવ્ય આરસી બનાવી. ઋણ અને મેનાનાં લગ્ન થયા બાદ તે ખર્ચ બાદ કરતાં બાકીના નાણાંના બે ભાગ પાડયા. અર્ધાં નાણાં મેનાને કન્યાદાનમાં આપ્યાં, અર્ધા ધર્માર્થ યાત્રાર્થ સુંદરને સ્વાધીન કરી વ્યવસ્થા કરી.

લાલદાસ પ્રભુદાસે તણાયું ત્યાં સુધી તાણી જોયું. મુકુન્દનું ઘર ન મળ્યું તે માટે ચિન્તા કરતા તે બંન્નેને પોતાનાં ઘર વેચવા સમય આવ્યો. તે સદ્‌ગુણાને તે દ્વારા મણિભાઇને મળ્યા. તેમણે ઘર વેચાણ રાખી તેઓને નામની ભાડાચિઠ્ઠી કરી રહેવા આપ્યા. આખું કુટુંબ મુકુન્દનું ઓશીંગણ તેની સ્ત્રી દ્વારા બન્યું. જ્યારે તે આ લોકમાં નહતો.

આરસીનો આરસો બનાવી રત્નોને પહેલ પાડી નવા રૂપમાં તૈયાર કરાવ્યો હતો તે શ્રી ઠાકોરજીના પાટોત્સવને રોજ એટલે શ્રીવલ્લભદેવના જન્મોત્સવની સમીપમાં ચૈત્ર કૃષ્ણ ૧૦ ને રોજ જે દિવસે તે ગામમાં આચાર્યશ્રી પધાર્યા હતા તેજ સમયે આપશ્રીને સ્થિતિનું બ્યાન વર્ણવી બાલકો દ્વારા મણિભાઇએ લાલદાસ પ્રભુદાસની સમક્ષ ભેટ અર્દિના શ્રીનિધિ સ્વરૂપને કર્યો. મુકુન્દનું ચરિત્ર સાંભળી આપશ્રી (મહારાજશ્રી) ક્ષણભર મૌન રહ્યા. શ્રીમુખે આજ્ઞા કરી. श्रीमहाप्रभुके लाडिले एसे वैष्णव आजकल विरल है. मुकुन्दको श्रीपुरुषोत्तमने अपनी सेवामें नियुक्त कर दीयो. વૈષ્ણવોએ જોરથી શ્રીગોવર્ધનનાથકી જય. શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુકી જયની ધ્વનિથી મંદિર ગજાવી મૂકયું. આપશ્રીની પધરામણિ સદ્‌ગુણાયે કરી શક્તિ ઉપરાંત ભેટ ધરી. તે દિવસ આપશ્રીની મુકુન્દને ત્યાંજ તૃપ્તિ થઈ.

થોડા વર્ષ ઉપર દ્વારકાદાસ શેઠને નરકમા નાખનાર ને ભાવનાના દુષ્ટ બનાવનાર લોકોએ આજને આજ એમને તાર્યા અને પાછા મુકુન્દ દ્વારા સ્વર્ગમા અને પ્રભુના ધામમા મોકલી દીધા. બીબાજીને પતિ પ્રત્યે બેદરકાર સદ્ગુણાને પતિવ્રતા અને શાણી ગંભીર બનાવી દીધી અને તરંગી ધંધા વિનાના મુકુન્દને અલૌકિક બનાવી દીધો.

હરિદાસે આચાર્યશ્રી પાસે ગામમા આગેવાન હોવાથી શ્રીપાસે જવાની સરળતા હોવાથી એકાન્તમા કે જે સમયે મણિભાઇ ત્યા હતા, ત્યા જઈ પોતાની ભૂલ અને આઠહજારની શિક્ષા વર્ણવી પોતેજ કુટિલતાથી આગ્રસી પ્રભુને ત્યા ન આવવા દીધી તે કબૂલ કરી ક્ષમા માગી. આપશ્રીયે આજ્ઞા કરી. કાકા (માનથી આપશ્રી વૃદ્ધોને તે નામથી બોલવતા હતા) પશ્ચાત્તાપ એજ પ્રાયશ્ચિત્ત આ માર્ગમા છે. શરણસ્થના અપરાધ પ્રભુ જોતા નથી. નિજજનને ભૂલતા નથી. ડાસાએ મુકુન્દને યાદ કરી આપશ્રી પાસે આજ દિવસનુ વર્ણન કરી અશ્રુ ખેરવ્યા. આપશ્રીએ કહ્યુ ડોસા શાન્ત થાઓ પ્રભુ દયાળ છે. એટલામા શયન સમય હોવાથી આપશ્રી નિજ મન્દિરમા પધાર્યા

મણિભાઇ વિગેરે દર્શન માટે બહાર આવ્યા. બન્ને છોકરા મુકુન્દના મણિભાઇ પાસે હતા આજે સદ્ગુણા સુદર વિગેરે બધાજ દર્શને આવ્યા હતા લાલદાસ પ્રભુદાસ, શાન્તિલાલ (મનહરનો જમાઇ જે વૈષ્ણવ ભાવિક હતો) તમામ સાથે હતા ભીડ અપાર હતી. શ્રીનો ઉત્સવ ને શ્રી ગોસ્વામિબાળક પધાર્યા હતા, ટકોરા થયા, દર્શન ખુલ્યા. કીર્તનકારોએ કીર્તન શરૂ કર્યું. મારગ રીત દીસાઈ ઉપરાઉપરી તાલ લેવાયા. આપશ્રીયે શયનાર્તિ કરી. હાથ ધોઇ પાછા નિજ મન્દિરમા પધાર્યા મણિભાઇએ સદ્ગુણાએ અલૌકિક દર્શન કર્યા. મશ્કરીના લોકના ભયથી મનમા રાખ્યું. એકમેકના સામુ જોયું. આપશ્રી પણ તે બન્ને તરફ જોઈ રહ્યા હે દર્પણ सन्मुख ઠાકોરજી ગવાક્ષ રહ્યુ મણિભાઇ મુકુન્દને પ્રત્યક્ષ જોતા હોય તેમ આખો ફાડી સ્તબ્ધ બન્યા. હતા. સદ્ગુણાયે ભીની આખો ભાવ પ્રત્યક્ષ થવાના ભયે લુછી મહારાજશ્રીએ સામુ જોયું. નાનો બાબુ વલ્લભદાસ બોલી ઉઠયો દાદા, જુએ જુઓ કાકા શ્રી ઠાકોરજીને પખો કરે છે અને આપણા દર્પણ સામુ જોઇ હસે છે મણિભાઇએ હાથથી છોકરાનું મુખ દાબ્યું. આપશ્રીએ સૂચક દૃષ્ટિ કરીને કૃપામૃત વર્ષાવ્યું.

---

## श्रीकृष्ण प्राकटय.

[ અનુવાદક—પ્રેમલાલ ગો. કંસારા. સુલતાનપુર. ]

પછી બધા ગુણવાળો, કાળ પરમ શોભિતો, રોહિણી નક્ષત્ર ઉગ્યુ, શાન્તક્ષ ગ્રહ તારકો ૧
દિશા પ્રસન્ન આકાશે, નિર્મલ તારા ઉગિયા, મંગલ પૃથ્વીમા થયું, પુર, ગામે ખાણે વ્રજે. ૨
નદી નિર્મળ સલિલા, ધરામા કમળો ખીલ્યા, વનરાજિમા પુષ્પના ગુચ્છે અલિ કલ્લોલતા. ૩
પવિત્ર સુગંધી સ્પર્શે, સુખકારી વાયુ વહે, દ્વિજોના શાન્ત અગ્નિઓ, તે ત્યા પ્રજ્વલિત થયા ૪
દૈત્ય વિરોધિ સાધુના, મન આનંદિત થયા, સ્વર્ગમા દેવતાઓના, દુંદુભિઓ વાગી રહ્યા. ૫
કિન્નર ગંધર્વો ગાયે, ને સ્તવે સિદ્ધ ચારણો, અપ્સરાઓ, વિદ્યાધરો, આનંદથી નાચી રહ્યા. ૬
મુનિઓ ને દેવતાઓ હર્ષે પુષ્પ વૃષ્ટિ કરે; મેઘ સમુદ્ર નિકટે, મન્દમન્દ ગર્જી રહ્યા ૭
મધ્ય રાત્રે તમ મટયુ, જનાર્દન પ્રકટિયા, દેવકી દેવરૂપીમા વિષ્ણુ ગર્ભ હદે રહ્યા. ૮
પ્રકટયા જેમ પૂર્વમા, પૂર્ણ ચંદ્ર પેઠે હરિ ૮॥

# ગુજરાતીને જવાબ.

( નીચેનો જવાબ 'ગુજરાતી' પત્રના તંત્રીને મોકલેલો, પણ તેમણે પ્રકટ કર્યો નથી, તેથી અત્રે પ્રકટ કરીએ છીએ. )

રા. રા. શ્રીયુત નરવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.
" અધિપતિ સાહેબ "ગુજરાતી"

લી. ગોવિંદલાલ છોટાલાલ પારેખના ભગવત્સ્મરણ
વિ. વિ.

તા. ૨૪-૬-૩૪ ના ગુજરાતીના અંકમા આપનો અંગત ખુલાસો વાંચ્યો, તે સંબંધમાં નીચેની બાબતો ઉપર આપનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

૧. જેને આપ ભ્રમજનક લેખ માનો છો તે મુંબાઈ સમાચારમાં તા. ૨૬-૫-૩૪ ના અંકમાં પ્રકટ થયો, અને આપનો ખુલાસો ગુજરાતીમા છપાયો. ગુજરાતીના વાંચકોએ મારો લેખ વાંચ્યો નથી અને મુંબાઇ સમાચારના વાંચકો આપનો ખુલાસો વાંચી શકશે નહી તેથી મારો લેખ પ્રથમ ગુજરાતીમાં છાપી પછી આપનો ખુલાસો છાપ્યો હોત તો વ્યાજબી ગણાત અને મને તથા મારા લેખને વાંચકો ન્યાય આપી શકત. પણ તેમ થયું નથી તેથી મારો ખુલાસો આપના પત્રમાં પ્રસિદ્ધ કરશો.

૨. આપને મારો લેખ ભ્રમજનક લાગે છે તેવી રીતે મને આપનો ખુલાસો ભ્રમજનક લાગે છે.

૩. કનકાક્ષિકેકની સાબીતી આપની પાસે મનાવવા મારો હેતુ નથી. મારો હેતુ આપની બેવડી નીતિ સામે પોકાર ઉઠાવવાનો છે અને તે સાબીત કરવાનો આધાર ગુજરાતી પત્રની ફાઇલો ઉપરજ છે.

૪. સહનશીલ રહેવાનો ઉપદેશ આપતાં પહેલા આપે સહનશીલતા ગુમાવીને પૂર્વે વસંતરામ શાસ્ત્રી તથા લલ્લુભાઈ દેસાઇને આપે સંબોધેલા તે પ્રમાણે મને અંધશ્રદ્ધાળુનો ટાઇટલ આપ્યો છે તેથી જરાપણ સમતોલપણું ગુમાવ્યા વગર આપ તરફ એકપણ અપશબ્દ સંબોધ્યા વગર આપની બેવડી નીતિ સાબીત કરવા તૈયાર છું.

૫. સંપ્રદાયને આપ સંકુચિત દૃષ્ટિવાળો ગણો અને તમારી પણ વિશાળ દૃષ્ટિવાળા વૈદિક વૈષ્ણવ હોવાની માન્યતા સામે મારે કશું કહેવાનું નથી. આ વ્યક્તિગત માન્યતા છે અને તે માટે આપ સ્વતંત્ર છો, પરંતુ બીજાઓની સ્વતંત્રતાની મશ્કરી કરવા બીજાને હલકા ચીતરવા એક વર્તમાન પત્રના અધિપતિ તરીકે આપને અધિકાર નથી એવું હું માનું છું.

૬. વર્તમાનપત્રના અધિપતિ તરીકેનું આપનું એજ્યું અને વર્તમાન પત્રના પૃષ્ઠો એ ગ્રાહકોની જાહેર મિલ્કત ગણાય, તેના દ્વારા ગ્રાહકોને બેવડી નીતિ ભરી સામગ્રી પુરી પાડવામાં આવે તો તે ગ્રાહકો માટે વિઘાતક છે એમ હું માનું છું અને તેથી એક વૈષ્ણવ હોવા ઉપરાંત ગુજરાતી પત્રના ગ્રાહક અને વાંચક તરીકે આપની સામે આ મારી ફરીયાદ છે તેથી બન્ને બાજુ આપના પત્રમાં આવવી જોઇએ.

૭ શ્રીયુત જાનીજીનો ખુલાસો મુંબાઇ સમાચારમાં મેં વાંચ્યો છે તેથી બેવડી નીતિ બારેનો તેમના પ્રત્યેનો મારો શક ખોટો પડે છે. તે માત્ર મારૂં અનુમાન હતું, તો પણ અનુમાન ખોટું પડે છે અને તેથી હું મારી દીલગીરી જાહેર કરૂં છું તે બાબત મેં મુંબાઇ સમાચારમાં મોકલી છે પણ હજુ છપાઈ જણાતી નથી.

૮. ઇ. સ. ૧૯૦૮ થી હું ગુજરાતી પત્રનો ગ્રાહક છું. ગુજરાતી પત્ર માટે એક ગુજરાતી તરીકે મને માન છે અને તેથી એક સનાતની તરીકે વધુ માન છે તેમાં લેશ માત્ર પણ ઉણપ ન આવે તેટલા ખાતર મારી માન્યતા જાહેરમાં મુકું છું, મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે એ ન્યાયમાંથી હું અપવાદરૂપ હોઉં તેવું માનનારો નથી. તેથી મારી ભૂલ થતી હોય તો આપ બતાવશો.

૯. વિદ્વાન હોવાનો અથવા આપની સાથે વાદવિવાદ કરવાનો અથવા વિજય મેળવવાનો મારો દાવો નથી અથવા પ્રસિદ્ધિમાં આવી યશ ખાટવાનો પણ હેતુ નથી. હેતુ માત્ર એટલોજ છે કે આપના પત્રના વૈષ્ણવ વાંચકોના કુમળા મગજમાં અમિત પરિણામ ના આવે તેથી વૈષ્ણવોને વિનંતિના રૂપમાં મારો લેખ હતો.

૧૦. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં બીજા વાદીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ હરાવ્યાનો ઈશારો નથી એમ આપ લખો છો પરંતુ આપના પ્રેસમાંથી પ્રસિદ્ધ થયેલા શ્રીબૃહત્સ્તોત્રસરિત્સાગર ગ્રંથમાં નીચે પ્રમાણે છાપેલું છે તે જોશો.

**માયાવાદનિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્ ( શ્રીસર્વોત્તમસ્તોત્ર )**
**માયાવાદતમો નિરસ્ય, માયાવાદિકરીંદ્રદર્પદલને (સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત.)**

ઉપરનાં વચનો શ્રીગુસાંઇજી શ્રીવિઠ્ઠલનાથજીનાંજ છે. આપની માન્યતા વ્યક્તિગત અને સ્વતંત્ર છે. કનકાભિષેક માટે આપનું પ્રમાણપત્ર મેળવવાનો આગ્રહ નથી તેમ જરૂર પણ નથી.

(૧૧) હવે આપની બેવડી નીતિ માટે થોડા ઉતારા ગુજરાતી પત્રમાંથી લઉં છું.

(क) હું જાતે વૈદિક વૈષ્ણવ છું સાંપ્રદાયિક સંકુચિત દૃષ્ટિવાળો વૈષ્ણવ નથી.

પૃષ્ટ ૯૦૧ તા. ૨૪-૬-૩૪

હું પાકે ચુસ્ત વલ્લભી વૈષ્ણવ છું એમ ખાત્રી આપું છું.

પૃષ્ટ ૧૫૯૧ તા. ૫-૧૧-૧૯૩૩

નોંધ:-મને ચુસ્ત વલ્લભી વૈષ્ણવ તરીકે ઓળખાવીને અંધશ્રદ્ધાળુ તરીકે ગણ્યો છે એટલે ચુસ્ત વલ્લભી વૈષ્ણવ એટલે અંધશ્રદ્ધાળુ એવું પૃષ્ઠ ૯૦૧ તા. ૨૪-૬-૩૪ ના લેખથી આપ મનાવવા માગો છો.

(ख) શ્રીમદ્વલ્લભાચાર્યજીને જગદ્ગુરુ લખે કે લખાવે તેમાં મને શો વાંધો હોઇ શકે ઇત્યાદિ.

પૃષ્ઠ ૯૦૧ તા. ૨૪-૬-૩૪

શ્રી શંકરાચાર્યે બૌદ્ધાદિક નાસ્તિકોને હિંદમાંથી કાઢયા તેથી જગદ્ગુરુ કહેવાયા પરંતુ દેખાદેખી વલ્લભી વૈષ્ણવોએ પણ પોતાના ધર્મગુરુ શ્રીવલ્લભાચાર્યને જગદ્ગુરુની પદવી પધરાવી. વળી એ પણ જાણે ઓછું હોય તેમ તેઓએ જાણે શ્રીવલ્લભાચાર્યજી આફ્રિકા, અમેરિકા, અરબસ્તાન વિગેરે પ્રદેશમાં જઇ ત્યાંના ધર્માચાર્યોને જીતી આવ્યા હોય દિગ્વિજય કરી આવ્યા હોય તેમ "વિશ્વના તારણહાર" "શ્રીવિશુદ્ધવદનાનલાચાર્ય" "અખિલ ભૂમંડલાચાર્ય" "જગદ્ગુરુ મહાપ્રભુ" "વૈશ્વાનરવદનાવતાર" એવી એવી પદવીઓ આપવા લાગ્યા છે. હું પુછું છું કે તેઓ શું હાંસીપાત્ર થતા નથી !

પૃષ્ટ ૧૫૯૧ તા. ૫-૧૧-૧૯૩૩

નોંધ:-આ પ્રમાણેના લખાણને વાયડાઇ અને કાતડાઇ તરીકે જણાવેલું છે જ્યારે તા. ૨૩-૪-૩૩ ના ગુજરાતીના મુખપૃષ્ટ ટાઇટલ પેજ ઉપર નીચે પ્રમાણે લખાણ છે અને શ્રીવલ્લભાચાર્યજીનો શ્લોક છાપેલો છે.

"અખિલભૂમંડલાચાર્ય શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી"

(ગ) શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથો પ્રત્યે અમને માન છે અને તેમના પ્રત્યે પૂજ્યભાવ છે.

પૃષ્ઠ ૯૦૧ તા. ૨૪-૬-૩૪

નોંધ—ઉપરના વાક્યનો વિરોધ કરનારાં વાક્યો તા. ૨૮-૮-૩૨ ના અગ્ર લેખમાંથી લીધાં છે તે નીચે પ્રમાણે.

"એ એક જાણીતી વાત છે કે ગુજરાતમાં તજ ગુજરાતના માણસો પૂજાતા નથી. પર પ્રાન્તીય ધર્માચાર્યોએ આવી સંપ્રદાય વિગેરેના અડ્ડા જમાવેલા છે અને ગાદીઓ તથા પૂજાઓ મેળવી છે."

"પુષ્ટિ સંપ્રદાયના સંસ્થાપકો મૂળ દક્ષિણ દિશના તેલંગ બ્રાહ્મણો છે પણ તેઓની પ્રતિષ્ઠા કે મત પ્રચાર દક્ષિણ દેશના કોઈ પ્રાન્તમાં નથી પણ ગુજરાતમાં કર્મ ધર્મ સંયોગે તેઓના મતે એવી તો સજ્જડ જડ ઘાલી છે કે":—

"મહારાષ્ટ્રાદિ દેશોમાં આ સંપ્રદાય પ્રચાર ના પામ્યો તેમા મુખ્ય કારણ એ દેશમાં વિદ્વાનો વધારે અને અંધશ્રદ્ધાલુ ઓછા તે છે."

"માત્ર ગુજરાતમાં વિદ્વાનો અભાવ અને શ્રદ્ધાનો ભારે સદ્ભાવ હોવાથી શ્રીવલ્લભાચાર્યનો સ્થાપેલો પુષ્ટિમાર્ગ પગભર થઇ શક્યો."

"સંપ્રદાયના સ્થાપકોનો સંન્યાસમાર્ગિઓ તરફ પ્રબળ દ્વેષ હોવાના કારણે."

"આ સંપ્રદાયમાં મૂળથીજ જ્ઞાન વૈરાગ્ય અને સંન્યાસ તરફ બહુજ અણગમો છે અને ભક્તિ ભાવનાયુક્ત વાતો અને લખાણો પુષ્કળ છે. સહુ પુષ્ટિમાર્ગિઓ શ્રદ્ધાથી પરિપુષ્ટ હોઇને ભક્તિમાર્ગનું ઉંડું રહસ્ય બહુધા સમજવામાં નહી આવ્યાથી કેટલાક અનિવાર્ય દોષો આ સંપ્રદાયના પ્રવર્તકોમાં અને શિષ્યોમાં ઘુસી ગયા છે. ઇત્યાદિ.

સંપ્રદાયગ્રંથોમાં અને માસિક પત્રોમાં સામાન્ય બુદ્ધિ ગ્રહણ કરી શકે નહિ એવી અતિશયોક્તિ ભરેલી વાતો અને વાયડાઇ તેમજ ફાતડાઇ ભરેલા લેખો અંધશ્રદ્ધાથી છપાય છે એ તેમની રોગિષ્ઠ મનોદશાનું સૂચન છે.

(૧૨) ભગવદ્ભક્ત નરસિંહ મહેતા અને પુષ્ટિભક્તશિરોમણિ અષ્ટ સખાના કાવ્યોના સામ્યના વિષયમાં તારીખ ૨૪-૧૧-૩૩ ના રોજ વીલેપારલે સંસ્કૃત પાઠશાળાએ ઉજવેલી જયંતિ પ્રસંગે આપે આપેલા ભાષણમાં સ્પષ્ટ કહ્યું છે કેઃ—

આનુંજ અનુકરણ શ્રીપુષ્ટિમાર્ગના પ્રસિદ્ધ અષ્ટસખાની છાપવાળા કવિઓમાં સૂરદાસાદિ ચાર કવિઓ પાસેથી શ્રીવલ્લભાચાર્યે કદાચ કરાવ્યું હોય તો કંઇ કહી શકાય નહીં.

આ સામ્યમાં અનુકરણ કરાવ્યાની આપને ગંધ આવી તેના સમર્થનમાં આપના ખુલાસામાં લખો છો કે,

પશ્ચિમ હિંદમાં શ્રીદ્વારકાધીશ શ્રીરણછોડરાયના મંદિરમાં શ્રીવલ્લભસંપ્રદાયમાં આજે જેમ છે તેવી કોઇ એક સેવા પૂજાની પ્રથા પૂર્વે પણ ચાલુ હતી અને તે ઉપરથી શ્રીવલ્લભાચાર્યે સૂરદાસાદિ પાસેથી કીર્તનો કરાવ્યાં હોય તો નવાઈ નથી.

આનાથી ઉલટો લેખ તા. ૧૭-૬-૩૪ ના અંકમાં છે. મંદિરોમાં સેવા પ્રચાર શ્રીવલ્લભાચાર્ય, શ્રીગુસાંઇજી, શ્રીવિઠ્ઠલનાથજી ( સં. ૧૬૧૩ માં ) અને શ્રીરઘુનાથજીએ ( સં. ૧૬૩૭ ) માં ચાલુ કરાવેલ તે પ્રમાણે થાય છે.

×

સુરદાસાદિ મહાન્ ભક્તોનાં તેજસ્વી સૂર્યસમા અને ઊત્તમ ભાવવાહી કીર્તનોમાં અનુકરણને સ્થાનજ હોય શકે નહિ અને તે શ્રીવલ્લભાચાર્યજીએ કરાવ્યાં હશે એ શંકાને પણ સ્થાન મળતું નથી.

સમય સમય પરત્વેનાં સ્વાનુભવનાં ભાવવાહી કીર્તનો છે અને વળી તેની સંખ્યા કેટલીક ? તેનું માપ જાણ્યા વગર અનુકરણ કરાવ્યાની ભ્રમજનક કલ્પના કોઇ અજ્ઞાની માણસ પણ કરી શકે નહી એવું મારૂં માનવું છે.

આટલી વિગત પ્રસિદ્ધમાં મુકશો તો આભાર થશે.

આપના પ્રસિદ્ધ પત્રમાં આ હકીકતને સ્થાન આપવા જેટલી ઉદારતા આપ જરૂર બતાવશો એવી આશા છે. પૂર્વે લલ્લુભાઈ છગનલાલના પ્રસંગમાં બન્યું છે તેમ ગુજરાતીમાં આ હકીકતને સ્થાન આપવાની આપની મરજી ના હોય તો આ લેખ પાછો મોકલશો કે જેથી બીજાં પત્રોમાં આ હકીકત છપાવવાની સવડ થશે. અધિપતિ તરીકે રદ કરેલાં ચર્ચાપત્ર પાછાં મોકલવા કે સાચવવા આપ બંધાયલા નથી પરંતુ આ વિષયમાં માત્ર અપવાદ રાખશો અને આ મેટર પાછું મોકલશો. આવો કમનસીબ પ્રસંગ આવશે તો 'ગુજરાતી' ના વાંચકો મારી હકીકતથી અજાણ રહેશે. પ્રભુ આપને બુદ્ધિ આપે તેમ કરશો. લી.

ગોવિંદલાલ છોટાલાલ પારેખ.

---

## પ્રશ્નોત્તર.

### ગોસ્વામી મહારાજશ્રી ૧૦૮ બાવાશ્રી પુરુષોત્તમલાલજી શ્રીમથુરાજી તથા કોટાવાળા મહુધે પધારતાં મહુવાના ગાંધી અમૃતલાલ હરજીવનદાસ તરફથી પુછાયેલા પ્રશ્નો.

તા. ૧-૫-૩૪ મહુવા—( કાઠીયાવાડ. )

૧ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ધર્મની જે પ્રણાલિકા બાંધી તે પ્રમાણે તેમના વંશજો ચાલ્યા નહિ. અને તેનું પરિણામ એ આવ્યું કે આજે એ સંપ્રદાય અધોગતિને પામ્યો છે તે વાત આપશ્રી માનો છો ?

૮ ગુંસાઇના બાળકોએ ખાસ કરીને નીચેની નગ્ન સત્ય હકીકતો ઉપર વિચાર કરીને તેની સુધારણા કરવી ઘટે છે તેમ આપ માનો છો ? માનો છો તો અત્યાર સુધીમાં તે સંબંધે શું કર્યું છે ? અને હવે પછી આપ શું કરવા તૈયાર છો ?

ક શ્રીમદ્ આચાર્યજીએ પોતાનું જીવન તદ્દન સાદું અને સાધુતાથી ગાળ્યું છે તેમ આપ કબુલો છો ? આપશ્રીએએ તેમના પગલાને અનુસરી તદ્દન સાદું અને સાદુ જીવન ગાળવું જોઇએ તેને બદલે આજે તો ગુંસાઇ બાળકોને પૈસાની લોલુપતાનો પાર નથી. અમે પામર પ્રાણીઓ તો દુનિયાની લોલુપતામાં ફસાઈ રહ્યા છીએ તેમ તમે પણ ફસાઇ રહ્યા છો અને આજે ઇશ્વરને સાક્ષી રાખીને કોણ કહી શકે તેમ છે કે ફસાએલ નથી ? જેટલા પ્રમાણમાં આપણે ખર્ચાળ જીંદગી ગાળીએ તેટલા પ્રમાણમાં સત્યથી વેગળા એવા, સત્ય ધર્મથી વેગળા એવા સારા અને નરસા અનેક પ્રયત્નો પૈસા ઉત્પન્ન કરવા માટે આપણે કરવા જોઇએ એ નિર્વિવાદ વાત છે. જે બાળકો હીરની દોરીએ ઝુલ્યા, જેને પાણીની જગ્યાએ દૂધ આપનારા તૈયાર છે જેણે નાનપણથીજ દુન્યવી મોજશોખનો સ્વાદ ચાખ્યો અને લક્ષ્મી જેની પાસે હમેશની હાજરાહજુર રહી તે બાળકો યૌવન કાળે શું ન કરે ?

ख આપશ્રી બ્રહ્મ સંબંધી વાત કરો છો અને સમજાવો છો કે આપણે ઈશ્વર-સમર્પણ કરવું જોઈએ, આપણે કર્મ તો ઈશ્વરાર્થે કરવા જોઈએ, આપણે અહંભાવ કે મમતા છોડવી જોઈએ, પણ આપજ તે ક્યાં પાળો છો ! વાસના મર્યા વગર મમતા છુટે નહિ એમ કોઈ બુદ્ધિશાળી કહે નહિ. અત્યારે જે સ્થિતિમાં ગુંસાઈ બાળકોને ઉછેરવામા આવે છે અને ઉંમરે પહોંચ્યા પછી જે રીતનું જીવન જીવવામાં આવે છે તે રીતે તે મમતા મુકી શકે ? હા ! કરોડમાં એક વિદેહી હોઈ શકે ખરા ! પણ તેથી શું ?

ग આપ જો મમતા મૂકી નથી શકતા તો અમો પામર સંસારિઓ શું હિસાબમાં ! આપ આચાર્યજીએ કહેલી બ્રહ્મસંબંધની ઉચ્ચતા અનેક વખત કહો પરંતુ જ્યારે તે બ્રહ્મ સંબંધનો મંત્ર રૂા. ૧ા કે રૂા કે વધુ ઘટુ ફીજ લઈને ત્યારે તે બ્રહ્મસંબંધનો અર્થ શું ! એ બ્રહ્મસંબંધનો મંત્ર આપ જ્યારે ધાવણા બાળકોને પણ આપો ત્યારે ધર્મની પરાકાષ્ટા થઈ ! તેનાથી વધુ પતિતપણું શું હોઈ શકે ? આપ દ્રવ્યાર્થે ચરણસ્પર્શ નામનું સાધન ઉભું કરો, મરનારના સાથરા ઉપર આપના ચરણ ધરાવી સીધેસીધું મોક્ષનું દ્વાર ખુલ્લું થશે તેમ અંધ અનુયાયીઓને જણાવો, પધરામણી નામે પોતાની વહુજી, બેટીજીની મોટી ફીજ રાખી પૈસા ઉભા કરો, ગુરુ મંત્ર આપ્યા બદલ વર્ષો વર્ષનો કર ઉઘરાવો એ બધું આપની તરફ ભાવ ઉત્પન્ન કરે ? આચાર્ય પ્રભુજીએ આ પ્રમાણે પઈસા ભેગા કરેલા એમ તો આપ જરૂર નહિ કહો ! તો આવા આચરણ માટે શું આધાર છે ?

घ પુષ્ટિમાર્ગના પ્રણેતા શ્રીમદ્ આચાર્યજીમા પ્રભુનો અંશ હતો અથવા વિભૂતિ હતા તેમ ભલે માની લઈએ પરન્તુ આપ સર્વ બાળકો, બેટા બેટીજીઓ, વહુજીઓ પણ પ્રભુના અંશ છો તેમ આપ દાવો કરો છો ? જો કરતા હો તો આપનામાં અંશ છે તે વાત સાબીત કરવા તૈયાર છો ?

च ચરણસ્પર્શ એ શા માટે ? અને તે કરવા કરાવવાનો આપનો અધિકાર શું ? એ પ્રણાલિકાએ અનેક જીવમાં વિષ રેડયું છે અને તેના પાપોમાંથી પામર, અંધ અનુયાયીઓ કે ગુંસાઈ બાળકો બચ્યા નથી એ કબુલ કરવા આપ તૈયાર છો ? આપ અહંભાવને કારણે ન કબુલ કરો તો આપ આ સંભવિતતા કબુલ કરો છો ?

छ गुणाः पूजास्थानम् । એ ઉક્તિ સત્ય છે ? જો સત્ય છે તો ગુણજ પૂજવા લાયક છે અને અન્ય વસ્તુ પૂજવા લાયક નથી એમ આપ સ્વીકારો છો ? આપ આચાર્યશ્રીના બાળક છો માટે પૂજવા લાયક છો એમ આપનો દાવો છે ?

ज આપ જુદા જુદા કારણે અંદર અંદર લડો, કોર્ટ કરો, હજારો રૂપીયાની ખુવારી કરો, રોજનું ૨૫-૫૦ ખર્ચ રાખી ખર્ચાળ, જીવન ગુજારો, ટૂંકામાં સંસારી જીંદગી જીવો આપનામાં અમારા કરતાં વિશેષ શું ? આપનામાં આદર, માન ઉત્પન્ન થાય તેવું શું ?

ઠ "અમે કરીએ તે પ્રમાણે ન કરવું પરન્તુ અમે કહીએ તે પ્રમાણે કરવું" એ સુક્તિ અમો વૈષ્ણવોને આપ સંભળાવવા માગો છો, આ ગાંધી યુગમાં કહેનારના શબ્દોને તે આચરણમાં શું મૂકે છે તેની સાથે તોળીને તેની કીંમત અંકાય છે તે વાત આપથી અજાણી હોવા સંભવ નથી. હજારો ધર્મોપદેશ કરતાં આપનું એક આચરણ વધુ કીંમતી છે.

૪ આપશ્રી એમ ઉપદેશ કરો છો કે મુખ્યા, ભીતરીયા, જળઘરીયા, વગેરેએ પ્રામાણિકપણે સેવા કરવી, એ કહીને આપ ઇશ્વિરની કીંમત ઓછી આંકો છો તે આપને સમજાય છે ? તે પ્રભુસેવાર્થે રહ્યા નથી પણ પેટ સ્વાર્થે રહ્યા છે એ આપથી અજ્ઞાત છે ? આપ ત્રણ ચાર રૂપીયાનું વેતન આપી બાકી પ્રસાદ વેચી તેમનું કરી લેવા કહો છો, સીધી રીતે નહીં તો આડકતરી રીતે, પણ સત્ય બીના એ છે કે આપથી ના નહીં કહી શકાય ?

૫ પ્રભુ ભાવના ભૂખ્યા છે એમ આપ જરુર કહેવા તૈયાર છો પરંતુ આચરણમાં તો એક મંદિર બીજા મંદિર સાથે તુલના કરે છે કે શોભા વધુ કયાં છે ? વધુ પ્રસાદ કયાં વપરાય છે ? પરદેશી કપડાં અને પરદેશી વસ્તુથી પ્રભુને શણગારવાની બાહ્ય શોભા છે. વધુ પ્રસાદ ઉભા કરવા સારા નરસા પ્રયત્નો અને એ પ્રસાદ જે કરોડો મનુષ્યને એક ટંક ખાવાનું મળે છે તેવા દેશમાં કઇ રીતે સાર્થકતા પ્રાપ્ત કરાવે તે સમજાવશો ?

૬ આપ સંપ્રદાય કરતાં કાંઈ વિશેષ ભારત વર્ષની ઉન્નતિમાં પણ કાંઇક ફાળો આપવા ઇચ્છા દર્શાવી છે, તે ભાવને કૃતિમાં મૂકીને અમોને આપ દોરવા તૈયાર છો ? આપે ખાદીનો અંગીકાર કર્યો છે, આપના મંદિરમાં શુદ્ધ ખાદીના વાઘા વિગેરે વસ્ત્રો વાપરવા આપે ગોઠવણ કરી છે ?

૭ આપ રેશમ કેમ ઉત્પન્ન થાય છે તેનાથી અજ્ઞાત નહિજ હો ? રેશમનાં કપડામાં જેટલા તાંતણા છે, તેનાથી સહસ્રગણા જીવોનો તેમાં ધ્વંસ છે તે આપ જાણો છો ? આપ તેને ત્યાગી શુદ્ધ ખાદી અપનાવી ન શકો ?

(સહી)
લી૦ સેવક,—અમૃતલાલ હરજીવનદાસ ગાંધી.

# શ્રીમાન્ ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીપુરુષોત્તમલાલજીનો સદુપદેશ.

## મહુવામાં પૂછાયલા પ્રશ્નોના ઉત્તર.

૧ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ જે ધર્મની પ્રણાલિકા બાંધી છે તે પ્રમાણે તેમના વંશજો ચાલ્યાજ નથી એમ કહી શકાય નહિ. હા ! તેમાં ક્વચિત પ્રમાદ થયલો હશે. સંપ્રદાય અધોગતિને પ્રાપ્ત થયો નથી. સંપ્રદાયના સત્ય, ઉજ્જવલ અને સનાતન સિદ્ધાંતો આજે પણ અવિચલરૂપમાં બિરાજમાન છે અને રહેશે. કોઇ અનુયાયીના વિરુદ્ધ વર્તનથી સંપ્રદાયની તથા તેના શુદ્ધ સિદ્ધાન્તોની અધોગતિ થયેલી ગણાય નહિ.

૨ શ્રીઆચાર્યચરણે પોતાનું જીવન તદ્દન સાદું અને સાધુતાથી વ્યતીત કર્યું હતું એ વાત સૂર્યમાં પ્રકાશ છે તેના જેવી સ્પષ્ટ અને સત્ય છે. "તે વાતને અમે કબુલ કરીએ છીએ કે નહિ ?" આવો પ્રશ્નજ ન હોય. અમે વર્તમાન કાલમાં શ્રીમદાચાર્યચરણના જેવા ભગવત શક્તિસંપન્ન અને એ પ્રાતઃસ્મરણીય મહાપુરુષના જેવું સાદું અને આદર્શ જીવન ગાળીએ છીએ એવો મિથ્યા ગર્વ કરી શકતા નથી. અમો નિઃસંકોચપણે સ્વીકાર કરીએ છીએ કે અમારૂં જીવન જેટલું સાદું અને ભગવત્પરાયણ થઇ શકે તેટલું સારૂ અને તેને માટે અમારે પ્રયત્ન કરવા જોઇએ. દ્રવ્યની લોલુપતા એક વાત છે અને તેની આવશ્યકતા એ બીજી વાત છે. લોલુપતા વર્જ્ય છે. સ્વધર્મ સાચવી શકાય તેનાથી વધારે ખર્ચાળ જીંદગી ન રહેવી જોઇએ. પોતાની

વિલાસિતાને પોષવા માટે વધારે ખર્ચ રાખવો અને પછી તે રીતે દ્રવ્ય મેળવીને તેવા ખર્ચને ટકાવી રાખવો એ સંપ્રદાયના સિદ્ધાન્તથી સર્વથા વિરુદ્ધ છે અને અમારા આચાર્યશ્રીની આજ્ઞા પ્રમાણે અમારે લૌકિક ભોગ તો ત્યાજ્યજ છે. અમારા બાલકોને ન્હાની વયથીજ સ્વધર્મમાં રાખવા જોઇએ અને તેમનું જીવન પણ સાદું રાખવું જોઈએ. સાદા અને સાત્વિક જીવનમાંજ સુખ અને શાંતિ રહેલાં છે.

૩ અમે જે બ્રહ્મસંબંધની વાતો કરીએ છીએ અને સમજાવીએ છીએ, તે શાસ્ત્રની વાતો છે તેમાં અમો સ્વતંત્ર કંઈ પણ કહેતા નથી. અહંતા મમતાના ત્યાગ કર્યા વિના પ્રભુની પ્રાપ્તિ થતી નથી, એ અહંતા મમતાનો ત્યાગ અમારે પણ કરવો જોઇએ, લૌકિક વાસના ઘટવી જોઇએ, અમે જનક વિદેહી નથી, જીવન અને ત્યાં સુધી પ્રથમથીજ સાદુ અને સાત્વિક થવું જોઇએ.

૪ મમતાનો ત્યાગ એ પોતાના ઉદ્ધારની ઇચ્છા ધરાવનાર પ્રત્યેક માટે આવશ્યક છે. બ્રહ્મસંબંધની શ્રેષ્ઠતા, ઉપયોગિતા અને અમૂલ્યતા સ્પષ્ટ અને અખંડ છે. અમારે ત્યાં બ્રહ્મસંબંધ દીક્ષા લેવા બદલ કોઈ જાતની નિશ્ચિત ભેટ નથી. બ્રહ્મસંબંધ દીક્ષા શ્રીપ્રભુ પાસે એક શ્રીફળ માત્ર ધરીને પણ લઇ શકાય છે અને અમે તે પ્રમાણે સેંકડો વૈષ્ણવોને દીક્ષા આપેલી છે એ વાત પ્રસિદ્ધ છે, બ્રહ્મસંબંધ અમૂલ્ય છે. જ્યાં સુધી બાલક મંત્રનો ઉચ્ચાર કરી શકે નહિ ત્યાં સુધી અમો તે આપતા નથી. ચરણસ્પર્શના સંબંધમાં જે જણાવો છો તે અમારો પોતાનો વિષય હોઇને અમો કહીએ તેના કરતા શાસ્ત્રીજી ખુલાસો કરશે, પરન્તુ અમારા તરફથી અમો જણાવીશું કે ચરણસ્પર્શ કરાવવા માટે અમારી સ્વયં ઇચ્છા રહેતી નથી. સાથરા ઉપર ચરણ ધરવાનો બનાવ અમારા જીવનમા અમારા સ્મરણ પ્રમાણે આજ સુધી બન્યો નથી. વૈષ્ણવો શ્રદ્ધા અને પ્રસન્નતાથી પોતાના દ્રવ્યની શુદ્ધિ માટે પ્રભુ સેવા તથા અમારા અંગત વિદ્યાવિભાગ ધર્મપ્રચારાદિના ખર્ચ માટે કાંઇ ભેટ ધરે છે તે અમે લઇએ છીએ, કોઇ પાસેથી ફરજીયાત તથા કોઇનુ દિલ દુઃખાવી અમે દ્રવ્ય મેળવતા નથી અને એવી રીતે કોઈ આપે પણ નહિ. શ્રીઆચાર્યચરણની તુલના અમારાથી થઈ શકે નહિ.

૫ પુષ્ટિમાર્ગના પ્રણેતા શ્રીવલ્લભાચાર્યજીમાં તો શું પણ જીવમાત્રમાં પ્રભુનો અંશ છે. અમારી માન્યતા પ્રમાણે તો શ્રીવલ્લભાચાર્યજી શ્રીપ્રભુગોવર્દ્ધનોદ્ધરણના શ્રીમુખના આધિદૈવિક અગ્નિસ્વરૂપ ગણાય. શ્રીમહાપ્રભુજીના સમાન કે શ્રીપ્રભુના સમાન અમે છીએ એમ અમો પોતાને ન માનતાં, શ્રીપ્રભુના દાસ છીએ અને શ્રીમહાપ્રભુજીના વંશજ છીએ એમ માનીએ છીએ; અને આ કરતાં અધિક દાવો કદી રાખતા નથી. હા, પ્રભુનો અંશ અમારામાં નથી એવું તો અમારાથી કહી શકાય નહિ. પ્રમાણમાં પ્રત્યક્ષ તમારી સામે અમે બેઠેલા મોજુદ છીએ. પ્રભુના અંશ વિના તેમ બને નહિ.

૬ ચરણસ્પર્શના અધિકાર સંબંધમાં અમે કોઇને ચરણસ્પર્શ કરવાનો ઉપદેશ આપતા નથી, તમે તેના જે પાપો જણાવો છો તેવું કાંઈ અમને જણાતું નથી. ચરણસ્પર્શથી કોઇના જીવનમાં વિષ રેડાયાં હોય એવું અમારા જાણવામાં નથી.

૭ ગુણ એ પૂજાનું કારણ છે. શરીર અથવા અવસ્થા જોઇને પૂજા થતી નથી એ સત્યજ છે. અમે પૂજવા યોગ્ય છીએ એમ અમે કદીપણ કોઇને કહ્યું નથી. એ વિષયમાં વૈષ્ણવોને પૂછો. આચાર્યશ્રીના વંશજ છીએ માટે અમોને કોઈ પૂજે એવો દાવો અમારો નથી.

૮ અમો અંદરો અંદર લડીને કોરટમાં ગયા નથી અને બનતાં સુધી કોરટમાં ન જવું એવી અમારી માન્યતા છે. ખર્ચ બની શકે તેટલું ઓછું રખાય તેને માટે અમે પ્રયત્ન કરીએ છીએ. સંસારમાં છીએ ત્યાં સુધી બહારથી સંસારી જીવન રહેવાનું અને વિરક્ત થઇ જઇએ તો બીજી વાત છે. હા, સંસારના કાર્યો કરતા રહેવું અને આ કાર્યો ભગવાને મને સોંપેલ છે, અને ભગવાનની આજ્ઞાથી તથા ભગવાનને માટે ભગવાનની નિત્યસેવા પ્રેમથી થાય છે તેમાં આ બધું સહાયક છે તથા ઉપયોગી છે માટે હું કરૂં છું તેમાં મારૂં કાંઈ નથી એવી ભાવના હોવી જોઇએ, યથાસંભવ આ ભાવનાને વિશેષ પ્રમાણમાં કેળવવી જોઇએ. અમારામાં કાંઈ વિશેષ છે એવું અમે ક્યાં કહિએ છીએ ?

૯ "અમે કરીએ તેમ તમારે ન કરવું પરંતુ અમે કહીએ તેમ તમારે કરવું" આ પ્રમાણે અમે વૈષ્ણવોને કહેતા નથી. અમારી દરેક વાતનું અનુકરણ કોઇએ કરવું નહિ અને અમે શાસ્ત્રથી વિરુદ્ધ કદાપિ કોઇ વાત કહીએ તો તેને પણ કોઇએ માનવી નહિ; પરંતુ જે આચરણમાં તથા અમારા કહેવામાં પ્રભુ પરાયણતા તથા શાસ્ત્રીય સદાચાર હોય તેને અનુસરવું અને માનવું. જ્યોતિષ શાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર વગેરેમાં આ યુગનું નામ કલિયુગ જણાવેલું છે અને લોકો આ વાતને જાણે છે છતાં તમે તેને બદલે જુદો યુગ જણાવો છો તો તેમ હશે ! અમે જે કહીએ તેમાંથી જેટલું બને તેટલું આચરણમાં મૂકવા માટે અમારે પ્રયત્ન કરવો જોઇએ એ વાત સત્ય છે; પરંતુ આ યુગમાં યુગધર્મને અનુમોદન આપનારાઓ એ વાતનું પૂર્ણાંશમાં પાલન કરતા હોય એમ કમમાં કમ અમને તો જોવામાં આવતું નથી !

૧૦ મુખીયા, ભીતરીયા વગેરે સેવકોએ પ્રામાણિકપણે પ્રભુની સેવા કરવી જોઇએ એમ અમો કહીએ છીએ એમાં ઇશ્વરની કિમ્મત ઓછી આંકવાની વાત છે ? સેવકોના વેતન તથા તેમની આજીવિકા માટે અમો યોગ્ય વિચાર કરી રહ્યા છીએ અને અમોએ મંદિરોમાં શરૂઆત પણ કરી છે. આ પ્રશ્ન સંપ્રદાયનો સામુદાયિક હોઇ અમો એકલા આપી શકીએ નહિ, તેમ તેનું કાંઇ પરિણામ પણ આવી શકે નહિ.

૧૧ શ્રીપ્રભુ ભાવના ભૂખ્યા છે એ સર્વથા સત્ય છે અને આચરણમાં તેને ન મૂકે તે યોગ્ય ગણાય નહિ. સેવા કે વૈભવમાં સ્પર્ધા ન હોય પણ ભાવમાં એક બીજા કરતાં અધિક બની શ્રીપ્રભુને લાડ લડાવે અને પ્રભુએ આપેલી વસ્તુઓ પ્રભુને સમર્પણ કરે તો તેમાં કાંઇ અયોગ્ય નથી. પ્રભુને અંગીકાર થવાવાળા વસ્તુઓ શુદ્ધ જોઇએ. અત્યારે બીજા કેટલાક સ્થળોમાં વિદેશી ખાંડ વગેરે અપવિત્ર વસ્તુઓ ઉપયોગમાં આવે છે તેમ અમારા મંદિરોમાં ચાલતું નથી. વિદેશી વસ્તુઓના ત્યાગ સંબંધે તમે જે જણાવો છો તે બાબતમાં અમોને પ્રથમથીજ પ્રીતિ છે આ વિષયમાં અમો બનતું કરી રહ્યા છીએ. ભગવત્પ્રસાદી વસ્તુઓ આપણાંજ ભારતીય બન્ધુઓના ઉપયોગમાં આવે છે અને તેથી તે વસ્તુઓની સાર્થકતા થાય છે, શ્રીપ્રભુને આધક સામગ્રી ભાવ અને સગવડ પ્રમાણે કોઇ ભક્ત અંગીકાર કરાવે તો તેથી દેશને કાંઇ નુકશાન થતું હોય એવું અમો માનતા નથી. દેશને નુકસાન પહોંચાડનારી દરેક ક્રિયાઓ આપણા ભારતીય જીવનમાં જોવામાં આવે છે તેનો ત્યાગ કરવો જોઇએ.

૧૨ ભારતવર્ષની ઉન્નતિ માટે દરેક ભારતવાસીની ઇચ્છા સ્વાભાવિક હોયજ અને અમારી પણ તેવીજ ઇચ્છા હોય તેમાં નવાઈ જેવું નથી. તેને કૃતિમાં મૂકવા માટે અમે બનતો પ્રયત્ન કરીએ છીએ. ખાદી માટે અને બીજી સ્વદેશી વસ્તુઓ માટે અમોને પૂર્ણ માન છે અને અમારાથી બની શકે ત્યાં સુધી અમારા માટે તથા અમારા મંદિરો માટે ખાદી તથા સ્વદેશી

વસ્તુઓનો આગ્રહ ધરાવીએ છીએ. અમો પોતાને માટે વિદેશી વસ્ત્રો ખરીદતા નથી અને ખાદી તથા સ્વદેશી વસ્તુઓના પ્રચાર માટે ઉપદેશ પણ આપતા રહીએ છીએ.

૧૩ રેશમી વસ્ત્ર હિન્દુઓમાં પવિત્ર વસ્ત્ર તરીકે મૂળથીજ વપરાય છે અને તેની પવિત્રતા શાસ્ત્રીય પ્રમાણોથી તથા વિજ્ઞાનથી સિદ્ધ થએલ છે. અહિંસાને પરમ ધર્મ માનનારા હિન્દુઓ તથા જૈનોમાં પણ પરાપૂર્વથી તેનો ઉપયોગ થતો આવ્યો છે. અમારા માનવા પ્રમાણે માણસોએ રજોગુણ વૃત્તિને પોષવા માટે તેને ધારણ કરવાં એ યોગ્ય નથી, પરન્તુ પવિત્રતાની દૃષ્ટિએ જ્યાં જરૂર પડે ત્યાં તેનો ઉપયોગ કરવામાં અમોને કાંઈ બાધ જેવું જણાતું નથી અમે પોતે રેશમી વસ્ત્રનો ઉપયોગ પ્રાયઃ કરતા નથી તે તમે સ્પષ્ટ જોઈ શકો તેમ છો. (સંપૂર્ણ)

ફુટનોટ—સંપ્રદાયની સાહિત્યસેવા શ્રીવલ્લભકુલના બાલકોએ વંશપરંપરાગત કરી છે એટલી સાહિત્યસેવા જગતના કોઈ પણ કુળમાં થઇ નહિ હોય. એ સાક્ષરીકુલની સાહિત્યસેવા પૃથ્વીના પડ ઉપર અવર્ણનીય છે. " કવચિત પ્રમાદ " હોય તો વંશમાં ઉત્તરોત્તર વિદ્વાન આચાર્યશ્રીઓ ભગીરથ પ્રયત્નોથી સાહિત્યસેવા કરી શકે નહિ, હાલ પણ શ્રીઆચાર્યબાલકોમાં વિદ્વાન આચાર્યશ્રીઓ બિરાજે છે, જો હાલ પણ " પ્રમાદ " હોય તો પચાસ ટકા છેટલા વિદ્વાન આચાર્યશ્રીઓ સંપ્રદાયમાં હોત નહિ. " પ્રમાદ " માત્ર એટલો કે સંપ્રદાયના સિદ્ધાન્તોથી ભરપૂર સાહિત્યને મંદિરોના ખુણામાંથી કહાડી ટાઉન હોલ જેવા પબ્લીક સ્થાને નથી મુક્યું. એટલોજ પ્રમાદ વૈષ્ણવોનો છે. વિદ્વાન વર્ગે તો બનતું કર્યું છે. સદ્ગત ભગવદીય તેલીવાળાએ દધીચિ ઋષિ માફક સંપ્રદાયને જીંદગી અર્પણ કરી ૪૨ વર્ષની ઉંમરમાં સિદ્ધાન્તથી ભરપૂર ૪૨ ઉત્તમોત્તમ ગ્રંથ વૈષ્ણવ પ્રજાને આપ્યાં, પ્રોફેસર મગનલાલ ગ. શાસ્ત્રી એમ. એ. હજારો રૂપીયાની મીલકતને સાહિત્યપ્રચારમાં રોકી આત્મભોગ આપી સંપ્રદાયને પ્રકાશમાં લાવ્યા. સંપ્રદાયના મશહુર સૈનિક શાસ્ત્રી વસંતરામજીએ હજારોની આવકને જતી કરીને જીવસરોસટની સંપ્રદાય સેવા કરી સંપ્રદાયને અપૂર્વ સાહિત્ય અર્પ્યું અને સસ્તામાં સસ્તું સાહિત્ય આપવાની પહેલ કરી હોય તો " શુદ્ધાદ્વૈત " ના તંત્રી છે. હાલ તેનો તાજો દાખલો એજ કે " કીર્તનકુસુમાકર " જેવો અપ્રાપ્ય ગ્રંથ માત્ર પાણીના મૂલ્યે આપી સારી સેવા બજાવી છે. શ્રીયુત દીવાન સાહેબ પટવારીજીએ પણ સારો આત્મભોગ તેમજ દ્રવ્યભોગ આપી સારૂં સાહિત્ય બહાર પાડીને " મહારાજ લાઈબલ " કેસની સમીક્ષા લખી અપૂર્વ સાહિત્ય સેવા કરી છે. આમ એકંદરે વિદ્વાન વર્ગનો પ્રમાદ નથીજ ત્યારે પ્રમાદ કોનો ? કેટલાક વૈષ્ણવો તો માત્ર " શ્રીકૃષ્ણઃ શરણંમમ " જપવામાં પ્રતિશ્રી માને છે. એક વર્ગ એવો પણ છે કે હસ્તલિખિત પુસ્તકો સીવાય બીજું કશુંય વાંચી શકાય નહિ. આમ એકંદર વૈષ્ણવોમા પ્રમાદ મોટો છે.

શ્રીમાન ગોસ્વામિબાલકોમા પ્રમાદ છે, એવું કહેવું એ ભુલ ભરેલું છે. કોઈપણ પ્રમાદયુક્ત છેજ નહિ. અને હોય તો સર્વ બાલકોને લાગુ પડી શકે નહિ. વ્યક્તિગત હોય તો તેને માટે સંપ્રદાય ઉપર તેમજ સર્વ આચાર્યો ઉપર લખી શકાય નહિ. તે બાવા સાહેબના વિદ્વાન શાસ્ત્રીજીએ ભુલવું જોઈતું નથી.

મી. અમૃતલાલ હરજીવનદાસ ગાંધી વૈષ્ણવ પુત્ર છે. તેઓ પોતાના પ્રશ્નોમાં બ્રહ્મસંબંધ જેવા વિશ્વમાન્ય સિદ્ધાન્ત ઉપર ગલીચ હુમલો કરે છે. ત્યારે એક યુરોપીયન બંગાલ સીવીલ સર્વીસના એફ. એસ. ગ્રાઉઝ એમ. એ. " Mathura & District memoir " મથુરા જીલ્લાની વાત એ નામક ગ્રંથના ૧ લા ભાગમાં શ્રીવલ્લભી મત વિષે લખ્યું છે કે " સંપ્રદાયનો સિદ્ધાન્ત જાણવાને તેના ષોડશ ગ્રન્થો છે; ' વલ્લભાચાર્યે ' પોતાના આખા સિદ્ધાન્તનો પાયો "બ્રહ્મસંબંધ"

અથવા પરબ્રહ્મ સાથની એકતા પર રચ્યો છે. તેમના કહેવા મુજબ આ વસ્તુ ઇશ્વરે જાતે તેમને જણાવેલી અને શબ્દે શબ્દ જેમ તે ઉચ્ચારાઇ તેમ તેમણે લખી લીધી. આ ઇશ્વરપ્રેરિત વસ્તુનું નામ " સિદ્ધાન્તરહસ્ય " છે.

આવી રીતે મી. ગ્રાઉઝ કહે છે એમ નથી પણ તત્ત્વજ્ઞાનના અભ્યાસી જર્મન પ્રોફેસરો પ્રો. એફ. ઓ. શ્રાડર, પ્રો. એફ. ડબલ્યુ હાવર, પ્રો. ઇનડીસેઝ સેમીનર, પ્રો. ડી. એચ. વોન, જેવા પ્રખર તત્ત્વજ્ઞાનનિષ્ણાતો શ્રીમદ્વલ્લભાધીશ્વર મહાપ્રભુ પ્રત્યે પૂજ્યભાવ રાખી તેમના સિદ્ધાન્તોનો જર્મનીમાં પ્રચાર કરવા માટે મહત્ત્વાકાંક્ષા ધરાવે છે. ત્યારે આપણાજ વૈષ્ણવ બંધુ ભાઇ અમૃતલાલ હરજીવનદાસ ગાંધી તે સિદ્ધાન્તો જાણવા પ્રયાસ નહિ કરતા વિશ્વમાન્ય સિદ્ધાન્ત ઉપર પોતાનું વાક્ચાતુર્ય દર્શાવે છે. સમયની પણ બલિહારી છે.

## મહુવાના એક વૈષ્ણવનો જવાબ.

કાઠીયાવાડમાં મહુવા એ સુપ્રસિદ્ધ શહેર છે. એક વખતે ત્યાંના વૈષ્ણવોની જાહોજલાલી ઓર હતી, ચાલીશ વર્ષ પહેલાં શ્રીદ્વારિકાનાથ પ્રભુને નવા મંદિરમાં બિરાજાવવા માટે નગરશેઠ શ્રીયુત મોનદાસ ત્રંબકભાઇએ નવી હવેલી સિદ્ધ કરાવી, શ્રીદ્વારિકાનાથજીનું સ્વરૂપ શ્રીગુસાંઇજીના પંચમ કુમાર શ્રીરઘુનાથજીનું સેવ્ય છે, તે સ્વરૂપ એકસો વર્ષથી મહુવામાં બિરાજે છે. જુના મંદિરમાં બીરાજતા, પણ નગરશેઠની જલવંત કારકીર્દીમાં નવું મંદિર થયું, શ્રીમુંબઇથી ગોસ્વામી શ્રીનૃસિંહલાલજી તથા તેમના કુમાર વિદ્યાવિલાસી શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીને ભવ્ય સત્કાર કરી પધરાવી અને મહા સુદ ૮ ના રોજ બન્ને વલ્લભરાજકુમારોના શ્રીહસ્તથી શ્રીદ્વારકાનાથ-જીને સુખપાલમાં ભવ્ય ઠાઠમાઠથી પધરાવી ભવ્ય સ્વારી કાઢી, જેમાં ભાવનગર સ્ટેટ તરફથી દરબારી લવાજમા હાથી વગેરે દરબારી સાજ તેમજ અમલદારો અને બહાર ગામનો વૈષ્ણવ સમૂહ સામેલ હતો, સ્વારી શહેરમાં ફરી નવી હવેલીમાં આવી શ્રીદ્વારિકાનાથજી શ્રીઆચાર્ય-શ્રીઓના શ્રીહસ્તથી પધરાવ્યા.

આવો અપૂર્વ આનંદ શેઠ મોનદાસ ત્રંબકે આપી પોતાની વષ્ણવતાનો અચ્છો ખ્યાલ આપ્યો હતો. શેઠજી દીનતાનું સ્વરૂપ હતા. મહુવાની આજુબાજુ શ્રીગોસ્વામી બાળક પધાર્યા હોય કે તુરતજ પોતે વિનયયુક્ત વિનંતિ કરી મહુવામાં પધરાવી લાવતા, તેવાજ દીનતાથી ભરેલા શેઠ ચકુભાઇ લવજી આજ વૈષ્ણવોની અપૂર્વ સેવા બજાવી રહ્યા છે. વયોવૃદ્ધ ઉમર હોવા છતાં દરરોજ શ્રીદ્વારિકાનાથજીના દર્શનમાં તેમજ વ્રજવાસી વૈષ્ણવોની સેવામાં તત્પર રહે છે અને શેઠ મોનદાસ ત્રંબકના પુત્ર શેઠ હરિલાલ મોનદાસ આદર્શ સેવાભાવી છે. તેઓ પોતાના પિતાશ્રીના પગલે ચાલી શ્રીદ્વારિકાનાથજીનો વહીવટ સંભાળપૂર્વક કરે છે. શ્રીગોસ્વામિબાલક પ્રત્યે પૂજ્યભાવ રાખી સંપ્રદાય સેવા કરે છે. થોડા ટાઇમ પહેલા સુખીયાજી ઉપર તે દ્વેષી ટોળી તરફથી હુમલો થયેલો, ત્યારે શ્રીહરિલાલભાઇએ યોગ્ય બંદોબસ્ત કરાવી આપી, હુમલો થતો અટકાવ્યો હતો, વ્રજવાસી તેમજ અન્ય વૈષ્ણવ બંધુઓ પ્રત્યે પ્રેમભાવથી વર્તન કરે છે. સ્વામી લક્ષ્મીનારાયણજી ઉપર જ્યારે ગલીચ હુમલો થયો હતો ત્યારે પણ પોતાથી બનતું કરી ખરા વૈષ્ણવ તરીકેનું કર્તવ્ય બજાવ્યું હતું.

શ્રીમાન્ વિદ્યાસુધાકર ચિ. ગો. શ્રીપુરુષોત્તમલાલ બાવા ( શ્રીમથુરાજીવાળા ) સંપ્રદાયના વિક્ષેપકારક સિદ્ધાન્તોનો પ્રચાર કરવા અર્થેજ કાઠીયાવાડમાં પર્યટન કરતા કરતા શ્રીજાફરા-બાદ પધારેલા, ત્યાંની વૈષ્ણવ તેમજ સનાતની પ્રજા તરફથી અપૂર્વ સન્માન મળ્યું, ત્યાર બાદ આપશ્રી મહુવા પધારેલા. આપશ્રી વિદ્યાવિલાસી સંપ્રદાયના મહાન્ પ્રચારક હોવાથી જાહેરમાં

વ્યાખ્યાનો કરવાનો ક્રમ રાખેલો, તેમાં એક ગાંધીજીના કહેવાતા ચુસ્ત અનુયાયી તે મી. ગાંધી આવ્યા. પુષ્ટિ સંપ્રદાયની ભવ્ય જાહોજલાલી, અને તેમાં એક શ્રીવલ્લભરાજકુમારના સંપ્રદાય ઉપર પ્રકાશો ફેંકતા સિદ્ધાન્તયુક્ત વચનામૃતોથી, અને વૈષ્ણવ સમૂહનો ઉત્સાહ જોઈ અમૃતલાલ દર-જીવનદાસ ગાંધીના તેજોદ્વેષી ચશ્માની લાઈટથી સહન થઈ શક્યું નહિ. લાગલાજ સભામાં અસભ્યતાનું પ્રદર્શન કરતા પ્રશ્નો કે જે કેવળ દ્વેષયુક્ત અંગત આક્ષેપરૂપ હતા તે પૂછવામાં આવ્યા. અમૃતલાલ ગાંધી સંપ્રદાયના સિદ્ધાન્તોથી લાખો ગાઉ દૂર છે. સંપ્રદાયનું અપૂર્વ સાહિત્ય આજ વીસ વર્ષથી પ્રોફેસર મગનલાલ ગ. શાસ્ત્રી, તેલીવાળા તથા સંપ્રદાયના મશહૂર સૈનિક તરીકે સુપ્રસિદ્ધ શાસ્ત્રી વસંતરામ, તથા રા. રા. પટવારીજી સાહેબ તથા પ્રોફેસર શાહ દ્વારા ઘણું સાહિત્ય બહાર પડ્યું છે છતાં તે ભાઈ સિદ્ધાન્તથી કેટલા અનભિજ્ઞ છે તે જાણી મને તાજુબી થાય છે, કારણ કે સંપ્રદાયના સિદ્ધાન્તો જાણ્યા સિવાય પ્રશ્નો શી રીતે પુછી શકાય? પણ તે પ્રશ્નોમાં સંપ્રદાયસ્થાપક તેમજ શ્રીગોસ્વામિબાલકો ઉપર ગર્ભિત આક્ષેપ સમાયેલ હોય છે તેનો જવાબ નહિ આપવો એજ સજ્જનનું કાર્ય હોય. પણ શ્રીમાનનું ધ્યેય સંપ્રદાયના વિશ્વોપકારક સિદ્ધાન્તોનો દિવ્ય સંદેશ પાડવાનું હોવાથી સંપ્રદાયના સિદ્ધાન્તયુક્ત, નમ્ર સચોટ સહેલી ભાષા શૈલીમાં "પ્રત્યુત્તર" રૂપ ઉપદેશ આપ્યો, તેથી જાહેરમાં છાપ સારી પડી.

મી. અમૃતલાલ ગાંધી ભાષણો કરવામાં તેમજ પ્રશ્નો પુછવામાં બહાદુર છે. તેવુંજ હદમાં રહીને કાર્ય કરે તો પ્રશંસાપાત્ર ગણાય. પાંચ વર્ષ પહેલાં શ્રી. અમૃતલાલ દ. શેઠ વિલાયત દેશી પ્રજાનો પોકાર સંભળાવવા દેશી પ્રજા તરફથી પ્રતિનિધિ તરીકે જતા હોવાથી દેશી પ્રજાની સહિઓ લેવાઈ રહી હતી તેવામાં દરબાર સાહેબ અને પટ્ટણી સાહેબની સ્વારીનો મુકામ મહુવામાં થયેલો, મનજી નથુભાઈ હાઈસ્કુલમાં સભા મળી, તેમાં મહારાજા સાહેબ તેમજ શ્રીપટ્ટણીજીનું મનનીય ભાષણ થયું પણ તે વખતે મી અમૃતલાલ ગાંધી કુદી પડવા તૈયારી કરી, બોલવા ઉભા થયા, શ્રી. પટ્ટણી સાહેબે બેસી જવાનો હુકમ ફરમાવતાં મી. ગાંધીને વીલે મ્હોઢે બેસી જવું પડેલું. હવે હું મી. અમૃતલાલભાઈને કહું છું કે આપે પ્રશ્નો પુછવામાં બહાદુરી બતાવી, ગાંધીયુગની ડાહી ડાહી વાતો કરવા દેશોન્નતિ માટે બહાર પડવા આચાર્યશ્રીને જણાવ્યું, તેમજ પ્રણાલિકા ભંગ કરવાનું વગેરે વગેરે જણાવ્યું પણ તે પરોપદેશે પાંડિત્યમ્ દર્શાવ્યું. કારણ કે દેશોન્નતિ કરનાર બકભક્તોને ગાંધીયુગની ડાહી વાતો કરી સ્વરાજ્યની ચળવળને તેમજ દેશને અધોગતિના ગર્તમાં જતા અટકાવવા મહેનત • કરવી હતી. અમારો અમર સચ્ચારિત્ર્યનો વિજયધ્વજ ફરકાવતો પુષ્ટિ સંપ્રદાય અધોગતિને નથી પામ્યો પણ આ વિશમી સદીના ગાંધીજીના વિષયાંધ ૬૦ ચેલકાઓએ અમેરીકન શિષ્યા નીલા નાગીણીદેવીનો ઉદ્ધાર કરી, હીંદની પવિત્ર ભૂમિની સ્વરાજ્ય વેદી ઉપર ચારિત્ર્યની નીતિનું બલિદાન આપી એ સાઠે બદમાશો, તેની સંસ્થાઓ, અને તેના પાપે આ પવિત્ર ભારતવર્ષ અધોગતિના ગર્ત તરફ ભયાનક દુર્દશા યુક્ત થઈ મંદ ગતિથી પ્રયાણ કરી રહેલ છે. તો અમેરીકન નીલા નાગણની સાથે વ્યભિચાર તથા સૌંદર્યપાન કરનાર ૬૦ બદમાશોની નામાવલી બહાર પાડવામાં ગાંધીજી કેમ સંતાકુકડી રમે છે! શું તેવા સાઠ બદમાશોના હાથનો કબજો લેવા કેમ ગાંધીજીને પ્રશ્નો પુછવામાં નથી આવતા? દેશોદ્ધારના બહાને નીલા નાગીણીદેવી સાથે પાશવલીલા ચલાવી કામોદ્ધાર (!) કરનાર સાઠ નેતાઓએ કેટલો દેશોદ્ધાર કર્યો? એ કોઈ બતાવશો? આધુનિક કાર્યકરોની ફેંચબૉલીશ (અ) નીતિ માટે કેમ આંખ મીંચામણા થાય છે? અરે! પ્રભાત ફેરીના બહાને ઉચ્છૃંખલ છોકરાઓએ કુમારિકાઓના કૌમાર્યવ્રત ભંગ કરી શીયળ ભ્રષ્ટ કરેલ છે. તેવા બદમાશોને કેમ કોઈ પુછવા હિમ્મતે બહાદુર બનતું નથી! કે જ્યાં પોચું હોય ત્યાંજ આંગળી ઘલાય.

અમારા ગુરુદેવના પિતાના ચરણસ્પર્શ કરીયે, પ્રભુ તરીકે અગર પ્રભુના અંશ તરીકે તેમને માનીએ તેમાં અંધશ્રદ્ધા શેની? ગાંધીજીને ચિત્રમાં ગરુડ ઉપર ચડાવાય, પાંચ રતલ પથ્થર ઉપાડવાની જેનામાં તાકાત નથી તો પણ તેમના બદમાશ અનુયાયીઓથી ગોવર્ધન ઉપડાવવા ધૃષ્ટતા કરાવાય, વાંકે ટાંગે ઉભા રાખી "મોહન બંસરી" બજાવેના અંધશ્રદ્ધાના ફેંચપોલીશ પાઠ ભજવાય, ગાંધીજીની પધરામણી થતાં તેમનાં અંધ અનુયાયી ઘેલા, પ્રેમઘેલા ગાંધી ભક્તો અને ભક્તાણીઓ અથડા અથડીમાં મરી પડી ચરણસ્પર્શ કરે, એ પ્રણાલિકાથી ગાંધીના ધોળી ટાપીવાળા અનુયાયીઓના જીવનમાં શું વિષ નથી રેડાયું? બાકી સહવાસથી વિષયવાસનાયુક્ત બની વ્યભિચારના પાપોમાંથી પામર અંધ અનુયાયીઓ કે દેશના નેતાઓ બચ્યા નથી. જેનો દાખલો નીલાનાગણીદેવીના ગોરાંગ સ્પર્શ રૂપે હાલ તાજેજ આપ્યો છે. ત્યાં પ્રશ્ન પુછનાર ભાઈશ્રીના તેજેદ્વેષી ચશ્માની લાઈટ સમુદ્રના કે ઘરના કયાં ખુણામાં છુપાઇ છે? શ્રીયુત ગાંધીજીના ભત્રીજા છગનભાઈએ સાબરમતી આશ્રમમાં દશ હજાર રૂપીયાનો ગોટાળો કરેલો તે વખતે પ્રશ્નોત્તરી કરનાર બહાદુર કયાં સંતાઇ રહ્યા હતા! હજુ પણ સચ્ચારિત્ર્ય, નીતિની આદર્શ વેદી ઉપર દંભ નાટક ભજવનારા ધોળી ટોપીવાળા અંધ અનુયાયીઓ સ્વરાજને નામે દોઢ ડહાપણ વાપરી પૈસા ઉભા કરી પોતાનાં પાપી પેટ ભરે છે. પ્રભુસંબંધ જેવા આદર્શ સિદ્ધાન્ત સામે કમર કસનારને હું પુછીશ કે સ્વરાજના સિદ્ધાન્તને દેશ સમક્ષ રજુ કરી કરોડો રૂપીયા ભેગા કરવામાં શું નથી આવ્યા? સ્વરાજના બારણાં ઉઘાડી આપવાનો અંધ ઇજારો રાખનાર ગાંધીજીએ બાર વર્ષની લાંબી કારકીર્દીમાં કેટલાં સ્વપ્ના સેવરાવ્યાં? સ્વરાજ્યના દર્શન કરવા શું પામ્યા છો? ત્યારે શું આ સ્વરાજ્ય ફંડને નામે ચોકખો દગાફટકાથી ભરપૂર મુસદ્દીગીરી બતાવતો વેપાર શું નથી? અને તે પૈસાથી શું દરિદ્ર રીટાઠી દીધું? મી. અમૃતલાલ ગાંધી ગાંધીજીને પ્રશ્ન પુછવાની હિમતે બહાદુરી દેખાડી પુછશે કે મી. દેવીદાસને કેમ કોઇ દેડની છોકરી સાથે ન પરણાવ્યા? શું પારકાને જતી કરવાનો અપટુડેટ ધંધો તો નથી? શા માટે આવા દંભો ચલાવી લેવાય છે? તેના સામે બંડ ઉઠાવનાર માયનો પુત કેમ કુંભકર્ણની નિંદ્રામાંથી જાગતો નથી, માટે સજ્જન અને ડાહ્યા પુરુષે પગ તળે બળતા પ્રશ્નોને તપાસી "परोपदेशे पांडित्यं" બતલાવા નીકળવું જોઇએ. પછી પુષ્ટિ સંપ્રદાયના અજર અને અમર કીર્તિશાલી સિદ્ધાન્ત દુર્ગના રક્ષક શ્રીવલ્લભરાજકુમારને પ્રશ્નો પુછવામાં ડહાપણ વાપરવા તૈયાર થવું જોઇએ. જ્યાં સુધી પગ તળે સળગતા પ્રશ્નો ધુંધવાઇ રહ્યા હોય, તે ટાઇમે બીજા પ્રશ્નોની વ્હારે દોડી જવું એ સાહિત્યના શાસ્ત્રીય સિદ્ધાન્તની રણભૂમિ ઉપરથી હીમતથી પાછા હઠવામાં બહાદુરી બતાવે છે અને અંતે હાસ્યાસ્પદના વિડંબન ગર્તમાં ગબડી પડે છે. લી. સાહિત્યોપાસક વૈશ્વાનરદાસ–મહુવાવાળા.

---

## સાંપ્રદાયિક ગ્રંથો કયાંથી મેળવશો?

શ્રીમદ્બ્રહ્મભાષ્ય રશ્મિ અને શ્રી સુબોધિની (સંપૂર્ણ) મળશે.

અવિશ્વાસી બનકર સમય ન ચૂકના.

खास पुष्टिमार्गीय वैष्णवों के लिये—खुश खबरी—अत्यंत खुशखबरी

# अविश्वासी बनकर समय न चूकना.

प्यारे वैष्णव वृन्द ! अब आपको न अन्याश्रय करनेकी जरूरत है न दुख पावेकी आवश्यका है हमको बहुत दिनोंसे शौक था कि कोई ऐसा वैष्णव मिलेजोसहज ही में चमत्कारी मार्ग दिखादे । जिससे पुष्टिमार्गीय वैष्णवों को अन्याश्रय से तथा दुखमे छुडाकर सुख पहुचावें । यह हमारि बहुत दिनसे लालसा थी

लेकिन—जिन खोजा तित पाँइयां गहरे पानी पैठ

इस उपरोक्त कहावत के अनुसार हम अपने कार्य में तल्लीन रहते । भगवत् इच्छासे स्वप्नमें एक भगवत् भक्त के दर्शन हुवे—वे सिद्ध पुरुष ज्ञात हेते थे। उनका चित्र हृदयमें अंकित हो गया और बडे बेगसे उनके दर्शन पानेकी अभिलाषा उत्पन्न हुई अल्प समयमें दर्शन प्राप्त हुए और इच्छित सिद्धियां उनके द्वारा स्वतःसिद्ध हो गई परन्तु इस क्रिया के निमित्त हमेस दो वचन भी निम्न लिखित लिये गये ।

(१) हमारा नाम प्रकाशित न करना ।

(२) इस क्रियासे जो धन प्राप्त हो उसका आधा ½ परोपकार वैष्णव सेवार्य में लगाना और परोपकार का प्रायः ध्यान रखना ।

उन भगवदीयने ५१ यंत्र कठिन परिश्रम के साथ अपने सामने सिद्ध कराये थे जिनमें से कुछ उनके सामने ही बिक चुके हैं । अगर आपको आवश्यका हो तो शीघ्र पत्र डालनेकी कोशीश करना क्योंकि यंत्र बिक जाने के कारण आपको फिर काफी दिन राह देखनी पडेगी मैं उन नोटिस छापने वाले मनुष्यों में से नहीं हूं जिनका कि आधार केवल जूटी सची नोटिस छाप कर पैसा कमाता ही है । हमारी इच्छा निश्चयात्मक रूपसे परोपकार करते हुए पैसा पैदा करके यथेष्ट कार्यक्रम चलानेकी है । हम इन्द्र वज्र तथा कठिन कराल काल से भी नहीं डरते हैं । लेकिन भक्तों के अपराध से बहुत डरते हैं । हम प्रतिज्ञा रूपसे कहते है कि हमारी इच्छा कभी किसी को धोखा देनेकी तथा ठगने की नहीं है हमारी मानासिक इच्छा मनुष्य जन्म पाकर भगवद्भक्तों की सेवा तथा परोपकार करने की है ।

हाथ कंगन को दर्पन की क्या जरूरत हैं ! परीक्षा करो—फायदा न होने पर दाम वापिस आप सब तरहसे ठग—चुके हो और निराश हो चुके हो निःसंकोच होकर इस " वैष्णव हितचिंतक कार्यालय " से काम निकाल कर परीक्षा कीजिये कि आपको कितना सुख मिलता है आपसे किसी प्रकार का धोखा न होगा प्रत्यक्ष में चमत्कार दिखाई देगा ।

हमने ये यंत्र खास पुष्टिमार्गीय वैष्णवों के लिये बडे परिश्रम से तैय्यार किये है क्योंकि अन्य पुरुषों को और २ कार्यालय खुले हुए है । लेकिन मेरी समझमें अन्याश्रय से बचाने

बचाने के लिये और कार्य सफल करनेके लिये कोई कार्यालय नहीं था। लेकिन अब वह चिन्ता नहीं है। निःसंकोच होकर इस कार्यालयको अपना दुख लिखकर यंत्र मंगाइये और दुखसे छुटकारा पाकर सुखका भाजन बनिये। यंत्रो में जो अन्याश्रय साबित करेगा उसको १००) इनाम में दिया जायगा। और यंत्र से लाभ साबित न होने पर बिला उज्र रुपे वापिस कर देंगे। यन्त्रों में गुण और कीमत निम्न लिखित है। जिस दुःख के लिये यंत्र मंगाया जायगा वह उसी दुख पर काम देगा।

(१) मुकदमा में जीत पाना (२) रोजगार में वृद्धि (३) कठिन रोगों की निवृत्ति (४) नोंकरी की इच्छा वालें को नोंकरी मिलना (५) शादी की इच्छा वालेंकी शादी होना (६) संतान की इच्छा वाले को संतान पैदा होना (७) घरके क्लेशकी निवृत्ति (८) सेवामें जिसका मन न लगता हो मन लगे इनके सिवाय कोई और कष्ट होयतो पत्र आने पर तय हो जाता है। (९) परीक्षामें पास होनां इन यत्रोंका गुण देखते हुये १००) कीमत रखना की थोडा है। परन्तु हालमें प्रचारार्थ चमत्कार दिखाने के लिये बहुत मामूली दाम रक्खे हैं। लेकिन १ महावाद कीमत बढादी जायगी न. १ से ४ तक की कीमत २१) रु. है नं ५ से ७ तक की ५१) रु. है नं. ८ की कीमत २१ रु. है।

हम हरएक के पत्रों को गुप्त रखते है जिस काम को यंत्र मंगाना हो उसका खुलासा और सच्चा हाल लिखने से उसी प्रमाण यंत्र भेजा जाता है। और यंत्र जिस आदमी को मंगाना हो उसका नाम लिखना जरूरी है। और वह उसी को लाभ कारी होगा।

मुकदमे का यंत्र सच्चे मुकदमे जितायेगा।

जो वैष्णव यत्र नहीं मगाना चाहते उनका काम अनुष्ठान द्वारा शर्तिया करते हैं।

पत्र द्वारा ५ प्रश्न तय किये जासकते हैं। और आधा रुपया पहिले भेजना पडेगा कार्य न होने पर रुपया वा[illegible] जायगा। इसके सिवाय जन्मपत्र–वर्षफल–प्रश्न हस्त रेखा का कार्य ठीक २ किया जाता है। वर्षफल नं. १ का १) न. २ का २) जन्मपत्र नं. १ का ५) रु. नं. २ का १०) रु. प्रश्नका ०।।) और ५) प्रश्नोंका १।) रु. लिया जाता हैं।

पहिले यंत्र तथा जन्मपत्रके कुल रुपये भेजनसे डाक खर्च मुआफ। हमारे सब प्रकारकी दवा मिलती है कठिन रोगोंका इलाज शर्तिया ठेकेदारीके रूपसे करतें है।

जवाब के लिये जवाबी कार्ड भेजनेकी आवश्यक्ता हैं।

निवेदक—पं. गिरिधारीलाल यमनुदासजी.
वैष्णव हितचिंतक कार्यालय–जतीपुरा.
पोष्ट गोवर्द्धन, जिला मथुरा.

# લેખાનુક્રમ.

આશ્વિન, કાર્તિક-સં. ૧૯૯૦-૯૧.



---

## શ્રીસુબોધિનીજી.

( થોડાજ વખતમાં બહાર પડશે. )

### ( શ્રીસુબોધિનીજી તામસ સાધન પ્રકરણનું ભાષાન્તર. )

( શ્રીભાગવત દશમ સ્કન્ધ પૂર્વાર્ધ અ. ૧૯ થી ૨૫ )

રોયલ ૮ પેજી સાઇઝ આશરે પૃષ્ઠ ૩૫૦-૪૦૦ ગ્લેઝડ કાગળ.

( ભાષાંતર કર્તા—સુપ્રસિદ્ધ વિદ્વાન્ શ્રીયુત ધીરજલાલ વ્રજદાસ માંકડીયા, B. A. LL B એડવોકેટ, મુંબઈ. )

( પ્રકાશકઃ—ભાવિક વૈષ્ણવોના સંયુક્ત સહકાર સહિત ચુનીલાલ પરીખ, ઓ. સે શ્રીવૈષ્ણવ સેવા મંડલ, ૪૭૮, ઠાકુરદ્વાર, મુંબઈ નં. ૪ )

આ ગ્રંથમાં શું શું મેળવશો—કલિયુગમાં ભક્તિપ્રધાન નિઃસાધન જીવોના ઉદ્ધારક શ્રીમદ્ભાગવતનો દશમ સ્કન્ધ પૂર્વાર્ધ અ ૧૯ થી ૨૫ના મૂલશ્લોક સંસ્કૃતમાં તેનું સરળ ગુજરાતી ભાષાંતર અને શ્રીમહાપ્રભુજીકૃત શ્રીસુબોધિનીજી ટીકાનું અને શ્રીમત્‌પ્રભુચરણકૃત શ્રીટિપ્પણીજીનું સરળ ભાષાન્તર આ ઉપરાંત પ્રકટ નહિ થયેલા સંસ્કૃત ગ્રંથ શ્રીલાલુભટ્ટજીકૃત યોજના અને શ્રીવલ્લભજીકૃત એ બે ગ્રન્થોનું પણ ભાષાન્તર.

આથી ભાગવતનો પ્રકરણાર્થ, અધ્યાયાર્થ, શ્લોકાર્થ અને પદાર્થ યથાર્થ રીતે સમજી શકાશે.

આ સેવાકાર્ય લોન લઈનેજ ( કોઈપણ ફંડ અગર કોઈની યાચના સિવાય ) શરૂ કરેલ છે. કારણ શુભેચ્છકો તરફથી મોટા ભાગની નકલો ( અન્ડર રાઈટ કરવા ) ખરીદી સેવા ઈચ્છા દર્શાવવામાં આવી છે છતા સર્વ વૈષ્ણવને લાભ મળે તે માટે છુટક ઓર્ડરો નોંધવામાં આવશે.

**નોંછાવરઃ—પ્રથમથી ગ્રાહક થનાર પાસે રૂા. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.**

પ્રકટ થયા પછી રૂા. ૨-૮-૦ પોસ્ટેજ જુદું,

ઓર્ડર ફોર્મ ભરી એડવાન્સ, પોસ્ટેજ સ્ટેમ્પથી અગર મનીઓર્ડરથી આપ રકમ આપે મેસર્સ ચુનીલાલ એન્ડ કાં. ઠે. ૪૭૮ ઠાકુરદ્વાર, મુંબઈ.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥
વર્ષ ૯. | અંક ૬-૯.
# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.
આશ્વિન, કાર્તિક. ૧૯૯૦-૯૧. | શ્રીવલ્લભાબ્દ ૪૫૬.

## एक अने अजोड.

( લે. શ્રીયુત રણછોડલાલ કે. પારેખ, કડી. )

આજે મહોત્સવ છે રાજસૂયયજ્ઞનો,
અને પધાર્યા છે દેશદેશના રાજવીઓ;
મહાબુદ્ધિશાળી એવા પધાર્યા છે,
શ્રીકૃષ્ણનું ચિંતન કરતા મુનિ નારદ.

**ભીષ્મ—**હે ! ભારતરાજ !
યથા યોગ્ય પૂજા કરો
આ પધારેલા રાજવીઓની
આચાર્યને ઋત્વિજને
સંબંધીને ને સ્નાતકને
મિત્રને તથા રાજાને
અર્ધ્ય પૂજા યોગ્ય માન્યા છે
મહાનુભાવ શાસ્ત્રકારોએ
વર્ષ પછી પુનઃ પધારતાની
કરવી ઘટે છે અર્ધ્ય પૂજા
ત્યારે ઘણા વખતે પધારેલાની
તો અર્ધ્યપૂજા કરવીજ ઘટેને ?
એક એકની કરો અર્ધ્યપૂજા
ને શ્રેષ્ઠ અને સમર્થને
પ્રથમ અર્ધ્ય આપો રાજવી

**યુધિષ્ઠિર—**હે કુરુનંદન ! હે પિતામહ !
ફરમાવશો ને મને
પ્રથમ અર્ધ્યને યોગ્ય છે કોણ ?
અહીંઆં બીરાજેલામાં
એયે જણાવવું પડશે રાજન્ !

**ભીષ્મ—**તેમ બળ અને પરાક્રમથી
પ્રકાશતા તેજસ્વીઓમાં
પ્રકાશે છે ઝળહળિત પ્રભાકરશા
અને આહ્‌લાદિત થાય છે
વાયુ વિનાનાં સ્થાન વાયુથી
તેમ પ્રકાશિત ને આહ્‌લાદિત
કર્યું છે આપણું સભાસ્થાન
આપો પ્રથમ અર્ધ્યપૂજા
એ દેવકીનંદન શ્રીકૃષ્ણચંદ્રને

( પિતામહની આજ્ઞાથી પ્રતાપી સહદેવે શ્રીકૃષ્ણને વિધિપૂર્વક ઉત્તમ અર્ધ્ય આપ્યો અને શ્રીકૃષ્ણે વિધિપૂર્વક ગ્રહણ કર્યો. વાસુદેવની તે પૂજાને સહન ન કરી શકવાથી શિશુપાળ ભીષ્મને તથા ધર્મરાજને ઠપકો આપી શ્રીકૃષ્ણ પર આક્ષેપ કરવા લાગ્યો. ) ...

શિશુપાળ–હે ! કુરુવંશોત્પન્ન રાજા !
આ સભામાં બેઠેલા છે
મહાત્મા રાજાઓ ત્યાં
યોગ્ય નથી રાજપૂજનને માટે
રાજાઓની માફક આ વૃષ્ણિપુત્ર
પોતાની ઈચ્છાથી કરેલી
આ કૃષ્ણ પૂજા યોગ્ય નથી
મહાત્મા પાંડવોના આચરણને
તમે બાળકો ન જાણી શકો
ધર્મની સૂક્ષ્મતાને
અને અલ્પ દૃષ્ટિવાળા આ ભીષ્મની એ
હવે ચાલી ગઈ છે સ્મરણ શક્તિ
શ્રીકૃષ્ણને સારૂ મનાવવા
અધર્મયુક્ત આચરનારને
સજ્જનોએ ગણશે અપમાનપાત્ર
નહિ જે રાજા તે રાજાઓની વચ્ચે
શી રીતે ગણાય પૂજનને પાત્ર ?
અને તમે જો પૂજતા હો વૃદ્ધ ને તો
વસુદેવની હયાતિમાં ને
દ્રુપદના બેઠે ન ઘટે પૂજા કૃષ્ણની
જો આચાર્ય તરીકે પૂજતા હો તો
હાજર છે દ્રોણાચાર્ય ત્યાં ન
ઘટે પૂજા કૃષ્ણની
જો ઋત્વિજ માનતા હો તો
બેઠા છે અહીં વૃદ્ધ દ્વૈપાયન વ્યાસ
માનતા હો કો પુરુષ શ્રેષ્ઠને
તો બેઠા છે અહીં
સ્વચ્છંદ મૃત્યુવાળુ
શાન્તનુપુત્ર ભીષ્મપિતામહ
જો માનતા હો કુશળ શાસ્ત્રને
તો હાજર છે દ્રોણાચાર્યના પુત્ર
વીર અશ્વત્થામા છતાંએ
શા માટે પૂજો છો કૃષ્ણને ?
અતિ શ્રેષ્ઠ રાજેન્દ્ર દુર્યોધન
અને ભરત વંશીઓના આચાર્ય
આચાર્ય દ્રુમ અને વિજયલક્ષ્મી
ભીષ્મક એ બધાને મૂકી
શા કારણે પૂજ્યા કૃષ્ણને ?
વળી રુકમી એકલવ્ય અને
મદ્રાધિપ શલ્ય અને
મહાબળ વડે પ્રશંસનીય કર્ણને
તજી કેમ પૂજ્યા કૃષ્ણને ?
એ મધુસૂદન કૃષ્ણ
નથી ઋત્વિજ નથી આચાર્ય
કે નથી રાજા પછી તેને શા૨
લગાડવાનેજ કર્યું છે જે આ કાર્ય !
જો પૂજવાતા મધુસૂદનને
તો અપમાન કરવા બોલાવ્યા —
આ બધા રાજવીઓને ?
બીકથી લોભથી કે શાન્તવનથી
કર નથી આપતા અમે યુધિષ્ઠિરને
પણ આપીએ છીએ ધર્મમાં પ્રવૃત્ત
ચક્રવર્તી થવા ઈચ્છતા જાણીને
છતાંએ, નથી સન્માનતા અમે
અને છત્ર ચામરાદિ રાજચિન્હ !
કૃષ્ણને જો પૂછો આ રાજસભાને
અપમાન એ કર્યું છે અમારૂં
અકસ્માતજ યશ ફેલાયો છે કે
ધર્માત્મા છે યુધિષ્ઠિર
ધર્મભ્રષ્ટની અર્ઘ્ય પૂજા કરે
કયો ધર્માત્મા ?
અન્યાયથી હણ્યા હતા પૂર્વ
રાજા કંસ અને મહાત્મા જરાસંધને
અર્ઘ્ય નિવેદન કરીને
દર્શાવ્યુ છે દીનપણું યુધિષ્ઠિરે
( શ્રીકૃષ્ણ તરફ ફરી )
અને બ્હીી ગયા હોય એ કુંતીના પુત્રો
તો હે માધવ ! ત્હારે તો [illegible]

કે હું નથી એ પૂજનને યોગ્ય
શા માટે સ્વીકારી સંમત થઇને
એ પ્રથમ અર્ધ્ય પૂજા
નિર્જન સ્થાનમાં હવિષ્યાન્ન
ખાઈ કૂતરો માને છે પોતાને સદ્દભાગી
તેમ તું એ માને છે ને માધવ ?
આ અપમાન નથી રાજેન્દ્રોનું
પણ વ્યંઢળને લગ્ન કરવાને
અંધને રૂપ દર્શાવવા સમ
તારેજ છે અપમાન
ઓ મધુસૂદન ! તું ખોટી રીતે
પૂજાયો રાજાઓની પેઠે
રાજા યુધિષ્ઠિર અને ભીષ્મ
અને વસુદેવનો પુત્ર આ કૃષ્ણ
જોઇ લીધું
ઠીક ઠીકજ છે એ બધુ મંડલ !

( શિશુપાળ ઉચ્ચાસનથી ઉઠ્યો, ને રાજાઓની સાથે સભામાંથી ચાલી નિકળ્યો. )

( તેને જતો જોઇ યુધિષ્ઠિર તેની પાછળ દોડ્યા અને શાન્ત વદન કરી મધુર વચને કહેવા લાગ્યા. )

યુધિષ્ઠિર–હે મહીપાળ ! યોગ્ય નથી,
તેં કહ્યાં તે આ વચનો;
કઠોરતા પ્રકટી છે ને થયો છે;
એથી તો મહા અધર્મ
કદી એ નજ ઘટે કે નથી જાણતા
પરમ ધર્મને શાન્તનુપુત્ર ભીષ્મ
તારાથીએ ઘણા વૃદ્ધ રાજવીઓ
યોગ્ય ગણે છે શ્રીકૃષ્ણની પૂજાને
અને ગણવી જોઇએ તારેએ પણ
તું નથી જાણતો ચેદિરાજ
તેવી રીતે તત્ત્વથી જાણે છે
ભીષ્મ શ્રીકૃષ્ણચંદ્રને

ભીષ્મ—નથી એ સાંત્વનને યોગ્ય
જે પૂજાને યોગ્ય નથી ગણતો.
શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણની
યુદ્ધમાં ક્ષત્રિયોને જીતીને
છોડી મૂકનારજ ગણાય છે
ગુરુ અને શ્રેષ્ઠ ક્ષત્રિય
યુદ્ધમાં અજીત એવો
ક્ષત્રિય નથી આ સભામાં

( એ અચ્યુત અમારા પૂજ્યતમ એમ નહિ પણ ત્રિલોક પૂજ્ય છે. )

એ શ્રીકૃષ્ણચંદ્ર
ઓ ચેદીરાજ ! નથી પૂજતા
અમે સંબંધથી કે ઇચ્છાથી
કે ઉપકારથી જનાર્દનને
પરંતુ શૌર્ય યશ અને વિજયને
જાણીને સજ્જનોથી પૂજાયેલા
પૂજીએ છે શ્રીકૃષ્ણને
સભામાં વિરાજેલા સર્વની
અમે તો કરી છે પરીક્ષા અને
ગુણો છે વૃદ્ધોને પૂજનીય
એવા શ્રીહરિનેજ
માન્યા છે પૂજ્યતમ
જ્ઞાની પૂજાય બ્રાહ્મણોમાં
શૌર્યવાન ક્ષત્રિયોમાં
ધનધાન્ય વાળો વૈશ્યોમાં
અને જન્મથી મોટો શૂદ્રોમાં
સાંગોપાંગ વેદાંત
અને અપૂર્વ બળ આથી
છે કોઇ શ્રેષ્ઠ મનુષ્યોમાં
બતાવશો શ્રીકૃષ્ણ વિના ?
દાન, દક્ષતા, શાસ્ત્ર ને શૌર્ય
લજ્જા, કીર્તિ ને ઉત્તમ બુદ્ધિ
નમ્રતા, લક્ષ્મી અને ધૈર્ય
સંતોષ અને પુષ્ટિ સર્વ

વસ્યાં છે શ્રીકૃષ્ણમાં
તેથીજ જ્ઞાનસંપન્ન આચાર્ય
પિતા, ગુરુ, અર્ધ્યને પાત્ર
અને અર્ચન યોગ્ય એવા
શ્રીકૃષ્ણનુંજ કર્યું છે અર્ચન
અને તે માટે રાખવી ઘટે છે
સર્વેએ ક્ષમા
વળી ઇંદ્રિયાધિપતિ
ઋત્વિજ, ગુરુ, વિવાહ યોગ્ય વર
સ્નાતક નૃપતિ અને પ્રિય
આ સર્વ રૂપ એવા પૂજ્યા છે
અચ્યુત શ્રીકૃષ્ણને
પંચ તત્ત્વ અને ચતુર્વિધ પ્રાણી
ગ્રહો, નક્ષત્રો અને દિશાઓ
વેદોમાં અને છંદોમાં
મુખ્ય અગ્નિહોત્ર અને ગાયત્રી
આદિત્ય, ચંદ્ર અને મેરુ જેવી
જગતની મુખ્ય ગતિઓ
અને દેવો એ સર્વમાં
મુખ્ય છે ભગવાન કેશવ
નથી જાણતો શ્રીકૃષ્ણના સ્વરૂપને
મૂઢ એવો શિશુપાળ
બુદ્ધિમાન ખોળે અને જાણે
ઉત્કૃષ્ટ ધર્મને
નથી જાણતો એ ધર્મ સ્વરૂપ
આ ચેદિરાજ
વૃદ્ધ, બાળકો અને મહાત્માઓ
કોણ નથી પૂજ્ય માનતું
અને પૂજતું શ્રીકૃષ્ણચંદ્રને ?
અને જો અયોગ્ય માનતો
હોય તો ઇચ્છિત પ્રયત્નો
ભલે કરે શિશુપાળ

(ભીષ્મ એટલું કહી વિરામ્યા પછી સહદેવ અર્થયુક્ત વચન કહે છે.)

સહદેવ—અમાપ પરાક્રમી અને
હણ્યો છે કેશી દૈત્ય જેણે
એવા પૂજ્યા અમે શ્રીકૃષ્ણને
જે સહન ન કરી શકે
તેના સામે હું તૈયાર છું
યુદ્ધ કરવા
અવશ્ય તે ગણાશે વધને યોગ્ય

(રાજાઓના મધ્યમાં સહદેવે પોતાનો પગ દેખાડયો ત્યારે તેના મસ્તક ઉપર પુષ્પ વૃષ્ટિ થઇ અને આકાશવાણી થઈ.)

અને પછી—
ભૂત અને ભવિષ્યના જ્ઞાતા
સંશયને નિવૃત્ત કરનારા
અત્યંત સ્પષ્ટ વાણીથી
વદતા હવા મુનિ નારદ

નારદ—કદી ન બોલવું તેમની સાથે
અને જાણવા જીવતાં છતાં મુવેલા
એ મનુષ્યોને કે જે પૂજે નહિ
કમળ પત્રના જેવાં
નેત્ર વાળા શ્રીકૃષ્ણચંદ્રને

# वैष्णवतानो आदर्श.

## પ્રકરણ પહેલું. નંદનંદનકે પ્યારે !

શ્રીવિઠ્ઠલપુર નાનું ગામ છતાં સારાએ સૌરાષ્ટ્રનું દિવ્ય માણેક જેવું ભૂષણ છે. ગામમાં ભિન્ન ભિન્ન નાતોમાં વહેંચાયલી હિન્દુ–જાતિની વસ્તી મોટા પ્રમાણમાં હશે, પણ વિશ્વધર્મ પુષ્ટિમાર્ગ રૂપ રાજમાર્ગે એ વસ્તીને અભિન્ન જેવી બનાવી દીધી હતી. જગદ્‌ગુરુ શ્રીવલ્લભાધીશ્વરના વિશ્વ-વ્યાપક મહાન્ આદર્શોથી પોતાના જીવનપથને ઉજ્જ્વલ બનાવવા માટે આ નાનીશી નગરીએ કેટલીએ અનુકરણીય પ્રવૃત્તિ આદરી હતી. આજે આ નગરીમાં પુષ્ટિમાર્ગમાં સુવિખ્યાત ભગવદીય મુકુંદદાસ પધારવાના હતા. એ કારણે આ નગરીના વૈષ્ણવોમાં આજે સવારથી ઉત્સાહના પૂર ઉભરાયાં હતાં. મહાનુભાવી મુકુંદદાસના દર્શન માટે અને તેમના સ્વાગત માટે કેટલીએ અવનવી તૈયારી કરવામાં આવી હતી. ધ્વજાપતાકા તોરણોથી વૈષ્ણવ ગૃહો શણગારવામાં આવ્યાં હતાં. રસ્તા પર પણ આસોપાલવના તોરણો ઠેર ઠેર જોવામાં આવતાં હતાં. આ નગરી સ્ટેશનથી ઘણી દૂર હતી, તેમજ ભગવદીય મુકુંદદાસ રેલ્વેમાં મુસાફરી કરતા નહતા, તેથી ગામની સીમથી પણ ઘણે દૂર સુધી વૈષ્ણવો રાજમાર્ગ રોકી રહ્યા હતા. ઝાંઝ પખાવજ વગેરેથી અષ્ટસખાઓએ ગાયેલા ભગવદ્‌ગુણોનું ગાન કરતા જંગલમાં પણ મંગલ કરતા હતા. કેટલાંક વૈષ્ણવ બહેનો પણ મંગલકલશ લઇને ભગવદીયનાં સન્માન કરવા માટે શુદ્ધ ભાવે ઉપસ્થિત થયાં હતાં. અલૌકિક સમાજ રૂપ દિવ્ય સૂત્રથી ગુંથેલી રંગબેરંગી સુગંધમય દિવ્ય વનમાળા હોયને શું એવી ભાવના થતી હતી. એટલામાં કોઇ કૌતુકદષ્ટિએ અને કોઇ ભાવદષ્ટિએ ઘણે દૂર સુધી સામા દોડી ગયલા ગ્વાલ બાલો દોડતા આવ્યા અને સામૈયું કરનારા વડીલ ભગવદીયોને વધાઇ આપી કે વૈષ્ણવરાજ પધાર્યા છે! સમાજ બધો સુવ્યવસ્થિત થઇ ગયો. એક તરફ બહેનો પણ મંગલકલશ લઇને "ચાલોને રસભર્યાં સુંદરી" એ ગીત ગાવાં લાગ્યાં બીજી બાજુ વૈષ્ણવો પણ ઝાંઝ મૃદંગ સારંગી સાથે ગાવા લાગ્યા કે:—

"આયે મેરે નંદનંદનકે પ્યારે. માલા તિલક મનોહર બાનો ત્રિભુવનકે ઉજીઆરે. હૃદય-કમલકે મધ્ય બિરાજત શ્રીવ્રજરાજ દુલારે, પ્રેમ સહિત બસત ઉર મોહન નેકહુ ટરત ન ટારે. કહા જાનું જો પુન્ય ઉદય ભયો મેરે ઘર જુ પધારે, પરમાનંદ કરત નોછાવર વાર વાર તન વારે."

તાલ સ્વર સાથે ઉચ્ચ સ્વરમાં કીર્તનની ધૂન જામી ગઇ. જેમ જેમ કીર્તન ગાતા જાય છે તેમ તેમ મુકુંદદાસજી નજીક આવતા જાય છે. પ્રભુચરણારવિંદરૂપ તિલક તેમના ભવ્ય લલાટને શોભાવી રહ્યું છે. માથે કસુંબી રંગના હાડની પાગ બાંધી છે. એક હાથમાં ઝાંપીજીને પધરાવ્યાં છે. બીજા હાથમાં વૃદ્ધાવસ્થામાં ટેકા રૂપ એક લાકડી રાખી છે. ધોતી તથા બંડી અને ધાબળાથી દેહ ઢાંકી દીધો છે. તેમની સાથે એક બીજા વૈષ્ણવ પણ ચાલતા આવે છે. તેમણે કેટલોક સેવોપયોગી પરિકર ઉપાડી લીધો છે. બન્નેના મુખમાંથી અષ્ટાક્ષરનું ઉચ્ચારણ થઇ રહ્યું છે. બીજા પ્રેક્ષકો તો માત્ર તેમના હોઠ હાલતા જુએ છે, તેમના મુખમાંથી અહર્નિંશ નીકળતાં ભગવન્નામને સાંભળવા ભાગ્યશાળી થતા નથી. મુકુંદદાસજી છેકજ નજીકમાં આવતાં "શ્રીવલ્લભાધીશ્વરકી જય" "અષ્ટ સખાકી જય" "ચોરાશી બસોબાવન વૈષ્ણવકી જય" "શ્રીવલ્લભીય સૃષ્ટિકી જય" આદિ મંગલધ્વનિ થવા લાગ્યા. ભગવદીય પરના વહાલથી વિહ્વલ થયલા વૈષ્ણવોએ મુકુંદદાસજીના હાથમાંથી ઝાંપીજી પધરાવી લીધા અને તેમની સાથેના વૈષ્ણવના હાથમાંથી પણ સેવોપયોગી પરિકર લઇ લીધો. દિવ્ય પ્રેમના પૂર ઉમટ્યાં. વૈષ્ણવ સમાજ

કુંદદાસજીને વીંટાઇ વળ્યો. પરસ્પર ભગવત્સ્મરણ કરીને બધાય ભેટી રહ્યા. કેટલાક ભાવપૂર્ણ ભગવદીયો જ્યારે મુકુંદદાસને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે ત્યારે તેઓ પણ વારંવાર સમાજને સાષ્ટાંગ પ્રણામ કરે છે. એ દિવ્ય સ્થલ આ વખતે વગડાને બદલે વૃન્દાવન બની ગયું હતું. તેની રેણુએ રેણુમાં, પરમાણુએ પરમાણુમાં દિવ્ય પ્રેમના અંશો અભિન્ન થઇ ગયા હતા. એટલામા નીચેનું પદ ગવાયું:—

"વારીં તન મન વલ્લભીવન પર, મેરે તનકો કરૂં બિછોના સીસ ધરોં ઇનકે ચરનન તર. ભાવભરી દેખૂં મેરી અખિયન મંડલ મધ્ય બિરાજત ગિરિધર, વે તો મેરે પ્રાનજીવન ધન દાન દિયે હે શ્રીવલ્લભવર...પુષ્ટિમાર્ગ પ્રગટ કરવેકો પ્રગટે શ્રીવિઠ્ઠલ દ્વિજવપુત્તર. દાસ રસિક બલૈયા લે વલ્લભીવનકી ચરનરજ અનુસર."

આ પદ ઉચ્ચ સ્વરથી ગવાય છે. સર્વ વૈષ્ણવ સમાજ પ્રેમ મગ્ન થઇને તે ઝીલે છે. કોઇ કોઇ તો આવેશમા દેહાનુસંધાન વિસરી જઇને નૃત્ય પણ કરવા લાગે છે. ખચીતજ કવિશ્રી દયારામભાઈ કહે છે કે **"ગમ્ય ન પડે અવરને પુષ્ટિ સૃષ્ટિનું જીવન"** તેના જેવી વાત છે. આ દિવ્યતાની ઝાખી અન્યને નજ થાય.

થોડી વારમા સામૈયું ગોઠવવામા આવ્યું. સહુથી આગળ શરણાઇવાળાને રાખવામાં આવ્યા. ત્યાર બાદ બાલમંડળી ગોઠવાઇ ગઇ અને નીચેની ગઝલ ગાવા લાગી —

ભક્તિકા ડંકા ભારતમેં બજવાયા શ્રીમહાપ્રભુજીને,
પુષ્ટિકા ઝંડા આલમમેં ફહરાયા શ્રીમહાપ્રભુજીને.

ભૂતલમેં કલિયુગ આય બસા, અરુ ઘોર તિમિરઘન છાય રહા,
કર નષ્ટ નિમિર ભક્તિ-દીપક પ્રગટાયા શ્રીમહાપ્રભુજીને.

છોટી વયમેં સહ સંકટકો ભારતભરમેં પરિભ્રમણ કિયા,
આલમકો અપના ઉગ્ર તેજ દિખલાયા શ્રીમહાપ્રભુજીને.

ગ્યારહ બરસોમેં વેદ ઔર શાસ્ત્રોંકા વિદ્યાભ્યાસ કિયા,
દુનીયાકે સબ પંડિતગનકો ચમકાયા શ્રીમહાપ્રભુજીને,

વિદ્યાનગરીમેં દેશ દેશકે વિપ્ર વિબુધવર આય રહે,
સબ અપને જોર બતાનેમેં મિથ્યા કલશોર મચાય રહે.

વહાં જાકર માયાવાદ તિમિરકો બ્રહ્મવાદસે નષ્ટ કિયા,
વિજય ધ્વજ ધર્મ સનાતનકા વિકસાયા શ્રીમહાપ્રભુજીને.

દીક્ષા દેકર દૈવી જનકો શરણાગતિકા ઉપદેશ કિયા,
અદ્વૈત શુદ્ધ સિદ્ધાંત સરસ સિખલાયા શ્રીમહાપ્રભુજીને.

ઉપર મુજબ બાલ મંડળી અહમહમિકાથી એકમેકથી ઉચ્ચ સ્વર કાઢીને ગઝલ ગાઇ રહી હતી. ભક્તમાહાત્મ્યના પદો વૈષ્ણવો તો કયારનાએ ગાઈ રહ્યા હતા. મધ્યમાં મુકુંદદાસજી પણ પદો ગાતા તથા ઝીલતા હતા. તે પછી મંગલ કલશવાળાં બહેનો ગાતાં ગાતાં ગોઠવાવા લાગ્યાં. અત્યાર સુધીની પ્રેમમગ્ન દશામાં મુકુન્દદાસજીને આ વસ્તુસ્થિતિની કાંઇ ખબર પડી નહતી. તેઓ તો વૈષ્ણવ સમાજનાં દર્શન કરીને આજે કોઈ અનેરા આનંદનો આસ્વાદ લઇ રહ્યા હતા.

મહાન્ શ્રીવલ્લભીય સમાજના દર્શનનો તો આનંદ શો વર્ણવાય ? આ વિચારમાં તનની દશાનું પણ તેમને ભાન નહતું. એ તો ગદ્દગદ કંઠે, અશ્રુપૂર્ણ નયને વૈષ્ણવોને ભેટતા અને સર્વની ચરણરજને માથે ચડાવતા. જ્યારે સામૈયું ગોઠવાયું અને બહેનોને મંગલ કલશ લઇને ગોઠવાતી નીહાળી ત્યારે તેમની આંખોએ આ રચના શા નિમિત્તથી થાય છે તે જાણવાને પ્રેર્યાં. એકદમ તેઓ થંભી ગયા અને સમાજના મુખ્ય અગ્રેસર ભગવાનદાસભાઇને પૂછવા લાગ્યા કેઃ—" ભાઈ ! આજે આવો રૂડો સમાજ કેમ એકઠો મળ્યો છે ? આ કીર્તન, આ હોંચહમચી, આ મંગલ કલશ; આ બધી રચના શા કારણે થાય છે ? આજે શું મનોરથ છે ? કોઈ શ્રીગોસ્વામિબાલકનો મહોત્સવ છે કે જન્મદિન છે ? આટલી ધામધૂમ કરવાનું કારણ શું ?

ભગવાનદાસ ઉપરનો સવાલ સાંભળીને એક વખત તો કાંઈ ખંચાયા, પણ પછી કહેવા લાગ્યા કે, બાપા ! " અમારાથી શું બને છે ? અમે શું કરી શકવાના છીએ ? આપના જેવા મહાનુભાવનું સ્વાગત અમારાથી શું થઇ શકે ? ફૂલ નહિ તો ફૂલની પાંખડી આપના જેવા માની લે, એજ અમારાં ભાગ્ય ! બાકી આવા જમાનામાં જૂના સમય પ્રમાણે સ્વાગત કે આદરાતિથ્ય હવે બને તેવી આશા નથી. "

ઉપરનો જવાબ સાંભળીને મુકુંદદાસ માથા ઉપર જેમ અચાનક વીજળી પડે તેમ એબાકળા બની ગયા. એમનાં સુકુમાર હૃદય ઉપર જાણે વજ્રપ્રહાર થયો હોય તેમ લાગ્યું. ક્ષણ વાર તો તેઓ થંભી ગયા, પણ ઘાયલ થયલા હૃદયમાં બલ એકત્ર કરીને કહેવા લાગ્યા કેઃ " ત્યારે આ બધો ઠાઠ શું મારે માટે છે ? જે સામૈયું ગામમાં કે મંદરમાં જ્યારે પ્રભુ પધારે, શ્રીઅગ્નિકુલ પધારે, ત્યારેજ થયિ-તે સામૈયું મારા જેવા દોષમાં ડૂબેલા પામર જીવ.માટે આજે થાય છે ? આ સમાજ, આ મંગલ કલશ કયાં શોભે ? કઈ વખતે શોભે તે શું તમે જાણતા નથી ? મારા જેવા તુચ્છ જીવ માટે આવા ઠાઠ માઠ મચાવશો ત્યારે પ્રભુ તથા અગ્નિકુલ માટે શું કરશો ? તેમાંએ વળી મંગલકલશ શા ? તેનું સ્વરૂપ સમજો છો ? આ તો સાક્ષાત્ વ્રજસીમંતિની શ્રીગોપીજનો છે, તે મારી સામે આવે ? પ્રભુ ! પ્રભુ !! આ હું શું જોઉં છું ? મારો આપે શું વિચાર કર્યો છે ? આ કાચા ઘડાની આવી આકરી અગ્નિપરીક્ષા થાય ? ( ગદ્ગદ્ કંઠ થતાં ડબડબાયલાં નેત્રે મંગલકલશ લઇને પધારેલાં બહેનોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને, તેમની ચરણરજ માથે ચડાવીને એ મહાનુભાવ બોલ્યા કેઃ— ) " બહેનો ! આ જીવનો તમે શો વિચાર કર્યો છે ? તમારાં સુકોમળ હૃદયોમાં આવી ભાવનાઓ કોણે ભરી ? તમે વૈષ્ણવ છો. મારા જેવા પર તમારે દયા કરવી જોઇએ. આ તો તમે મને નિર્દયતાથી ગોળી માર મારી રહ્યાં છો ! મંગલકલશ પધરાવીને આવેલાં શ્રીગોપીજનોના ભાવથી ભાવિત બ્હેનો ! મારા પર હવે કાંઇક તો દયા કરો ! કૃપા કરીને આ સામૈયાંને મોખરે આપ સર્વ વ્રજસીમંતિનીઓ પધારો. અમે બધા તમારી પાછળ તમારા ગુણગાન ગાતા આવીશું. આ તો હદ થઇ ગઇ. કયાં પ્રભુ ? કયાં શ્રીઅગ્નિકુલ ? કયાં આ તુચ્છ જીવ ? "

મુકુંદદાસની આ દશા જોઇને બધો સમાજ વિચારમાં પડી ગયો. ભગવદીયોના ગુણગાનનો આનંદ પણ એકદમ તિરોહિત થઈ ગયો અને ઝાંઝ, મૃદંગ, સારંગીના સ્વરો બંધ થઈ ગયા. ઘડીભર એકદમ શાંતિ પ્રસરી ગઈ. હવે શું કરવું તે સુઝ્યું નહિ. બધાએ ભગવાનદાસ સામે જોયું, કારણ કે ભગવાનદાસના સત્સંગથીજ આવી ભાવના બધાના હૃદયમાં ઉદ્દ્ભવી હતી. ભગવાનદાસની પણ હીંમત તો ચાલી નહિ કે, સિદ્ધાંત મુજબ આ બધું થઇ રહ્યું છે એમ ખુલ્લી

રીતે કહીં દે. આખરે તેમણે કહ્યું કેઃ-" બાપા ! કૃપા કરો ! આ જામેલા રસમાં ભંગ ન પાડો. અમે પણ જીવ છીએ, દોષના ભરેલા છીએ. અમારો આટલો અપરાધ ક્ષમા કરો. ફરીને આવાં સામૈયાં કરતાં વિચાર કરીશું. આ વખતે તો આખા સમાજના પ્રફુલ્લ હૃદયોમાં ખેદ કે સંતાપજનક કારણો ઉત્પન્ન ના કરો. મારી આટલી વિનતિ સ્વીકાર્યા વિના નહિજ ચાલે."

મુકુંદદાસે કહ્યું—" પણ ભાઇ ! બધુંય ખરૂં હશે, પણ સંપ્રદાયના મૂલભૂત સિદ્ધાંતનો ભંગ મારી પાસે તમે શા માટે કરાવો છો તેની કાંઇ સમજ પડતી નથી. આજે તમે સામૈયું કર્યું. અને કાલે મારા જેવા કોઇને પ્રભુના નિજમંદિરમાં લઇ જઇને સિંહાસન પર પધરાવવાની ઘેલી ઘેલી વાતો કરશો તો શું તે વખતે હાજી હા થશે ? તમે થોડા વૈષ્ણવો મારી સામે આવ્યા હોત, ઝાંઝ મૃદંગ વિના, શરણાઇ વગેરે ઠાઠ વિના કેવળ ધોળ ગાતાં ગાતાં મને ગામમાં લઇ ગયા હોત, તો તમે સંપ્રદાયનો સિદ્ધાંત દીપાવ્યો હોત. આ તો લોકમાં હાંસી અને અલૌકિકમાં મહાન્ અપરાધ કરવાનાં પગલાં લીધાં છે. લૌકિકમાં આપણે સગાવહાલાને, મિત્ર આડતીઆઓને સ્વાગત કરવા સામે જઇએ છીએ, શું તે વખતે આવો ઠાઠ કરીએ છીએ ? નથી કરતા તો શું સ્નેહમાં ઉણપ આવે છે ? આપણો અલૌકિક નાતો છે–દિવ્ય સગાઇ છે. આપણા ગામો જુદાં, નાતો જુદી, પણ વૈષ્ણવતાના સૂતરના તાંતણે એક થયા છીએ. તેમાં સામૈયાના ઠાઠથી પરસ્પરનો સ્નેહ શું વધુ દીપવાનો હતો ! તેમાંએ લાભપૂજાર્થયત્ન થવું એ પુષ્ટિમાર્ગથી ભ્રષ્ટ થવાનો મહાન અપરાધ છે. મારૂં શુભ ઇચ્છતા હો તો આ સામૈયું રહેવા દો. ભલે મારા પ્રભુની ઝાંપી પધરાવી જાઓ અને સામૈયું ઘેર પહોંચ્યા પછી મને અહીં ખબર આપો, પછીથી અહીંથી હું ડગલું ભરીશ. આ મારી દૃઢ પ્રતિજ્ઞા છે–ટેક છે. આ સમાજનું શ્રેય પણ મારી સૂચનામાં સમાયલું છે. મારા ઉપર જ્યારે ઉન્નત ભાવના સ્થાપીને આવું સામૈયું કરીને સામા આવ્યા છો તો શું મારી આ નમ્ર વિનતિ તમે નહિ કબુલો ? પ્રભુ તમને સદ્બુદ્ધિ આપો !"

મુકુંદદાસના એક એક વાક્યે અજબ અસર કરી, અને કેટલાક ઉત્સાહી યુવક સંપ્રદાયાભ્યાસીઓએ તો એ સૂચના ઝીલી લીધી અને વડીલોને સમજાવવા લાગી ગયા. છતાં કેટલાક દુરાગ્રહી વૃદ્ધો પોતાનો કક્કો ખરો કરાવવા માટે મહેનત કરવા મંડ્યા.

( શું મુકુંદદાસ આ સામૈયું સ્વીકારશે ? શું વ્રજસીમંતિસીઓના મંગળકળશને પોતાના સામૈયામાં સ્થાન આપીને પોતે પ્રભુ કે શ્રીવલ્લભકુળ જેવો વર્તાવ કરશે ? આ ગુંચને ઉકેલવા માટે આવતા અંકની વાટ જોવી પડશે. )

---

# શ્રીસુબોધિનીજી.

( હાલમાં છપાય છે, તેનો નમુનો. )

સુ૦:—સ્ત્રીઓએ જોયલા ભગવાનનું વર્ણન કરે છે, નહિ તો તે ભગવત્ચરિત્ર ન થાય. સ્ત્રીઓની દૃષ્ટિ અભિસરણનું અંગ હોવાથી, તેનું વર્ણન કરવામાં બીજા સર્વ–જ્ઞાન વગેરેના પ્રકાર દૂર કરીને, ભગવાને જ પોતાનું સ્વરૂપ સ્ત્રીદર્શનને યોગ્ય કર્યું છે, એમ તેવા રૂપના પ્રકટ કરવાથી નિશ્ચય થાય છે, તે શ્યામમ્ એ શ્લોકથી કહે છે;—

श्यामं हिरण्यपरिधिं वनमाल्यबर्हधातुप्रवालनटवेषमनुव्रतांसे ।
विन्यस्तहस्तमितरेण धुनानमब्जं कर्णोत्पलालककपोलमुखाब्जहासम् ॥२२॥

શ્યામ, સુવર્ણના પરિધિવાળા, વનમાલા ધારણ કરનાર, મયૂરપિચ્છ, ધાતુઓ, પ્રવાલ વિગેરેથી નટવેશ જેમણે ધારણ કરેલો છે એવા, પોતાના અનુચરના ખભા ઉપર જેમણે એક હસ્ત ધર્યો છે, અને બીજા હસ્તથી જેઓ કમલને હલાવી રહ્યા છે એવા, કર્ણમાં રહેલા કમલના ઉપર રહેલા વાળ (કેશ), ગાલ અને મુખકમલ ઉપર જેમનું હાસ્ય પ્રસરી રહ્યું છે એવા (ભગવાનનાં) દર્શન તેમણે કર્યાં. ૨૨.

સુ૦—શ્યામમ્ પ્રથમ તો વર્ણ શ્યામ છે, એટલે શૃંગાર રસાત્મક છે. 'श्यामो भवति शृंगारः' ગૌર જો હોત તો રજોરૂપ જ થાત, અને તૈજસ એટલે રાતો થાત, શુક્લ જલની પ્રકૃતિ જેવો હોય છે અને અવ્યક્તરસવાળો હોય છે. અન્ન સર્વરસાત્મક અને ભોગ્ય હોય છે, કેવળ રસજનક નહિ થાય એમ શંકા થાય તો તેને માટે એ બેનો સંબન્ધ हिरण्यपरिधिम् અને वनमालिनम् એ બે પદોથી નિરૂપણ કરે છે. સુવર્ણમેખલાજ પરિધિરૂપ છે. અને કુણ્ડલ, મુકુટ અને કણ્ઠના આભરણો, પીતાંબર, કંકણ, અંગદ [ બાજુબંધ ] વિગેરે પણ પરિધિરૂપ સમજવા, આથી પરિધિસહિત રસમૂર્તિ શ્યામચન્દ્રનું નિરૂપણ કર્યું. વનમાલા જેણે ધારણ કરેલી છે એવા. સર્વપુષ્પવાળી તે શુભ્ર હોય છે. બીજા સર્વ રસ પણ તેમા હોય છે, તે જણાવવાને તેના ત્રણ સાધન બર્હ, ધાતુ અને પ્રવાલ એ શબ્દોથી કહ્યા. એ ત્રણેના એક બીજાની સાથેના સંબન્ધથી સર્વ રસ ઉત્પન્ન થાય છે. બર્હ એટલે મયૂરપિચ્છ, ચિત્રવિચિત્ર હોય છે. ધાતુઓ અનેક પ્રકારની શુભ્ર વિગેરે મિશ્રિત હોય છે. પ્રવાલ કાંઇક રાતાં હોય છે. આ સર્વ ધારણ કરેલાં હોવાથી નટવેશ જેનો છે એવા ભગવાન્ કહ્યા. કેવલરસ અને ધર્મિસહિત રસ એ બન્નેનું દાન કરવાને ભગવાન્ ઉપસ્થિત થયા છે. વળી સામગ્રીરૂપ લીલા પણ પોતેજ સિદ્ધ કરે છે તે જણાવવાને અનુવ્રતના ( અનુચરના ) ખભા ઉપર પોતાનો એક હસ્ત ધર્યો છે, અને બીજાથી કમલને હલાવે છે એમ કહ્યું. લીલાનું પ્રધાનપણું જણાવવાને પોતાનું પરવશપણું જણાવ્યું. સ્વાતંત્ર્ય હોય તોજ રસનું રક્ષણ થાય છે, માટે પોતાના સમાનધર્મવાળાના ખભા ઉપર હસ્ત મૂકીને બન્ને [ સંયોગ અને વિપ્રયોગ ] ને જણાવતા કમલરૂપ વિશ્વને ભ્રમણ કરાવે છે, એટલે સર્વ અન્યથા [ઉલટું] કરીશ એમ જણાવતા નિર્ભયપણું સંપાદન કરે છે, પણ જો ભક્ત ભગવાનને અનુરૂપ હોય તોજ, જો અણુમાત્ર પણ વિરુદ્ધ ભાવ હોય તો એમ કરતા નથી. આ રસનું પરિણામ ક્રિયામાં હોવાથી જ ક્રિયાશક્તિના મૂલરૂપ સ્કન્ધ [ખભો] વિષે ક્રિયારૂપ હસ્ત ધરેલો છે એમ નિરૂપણ કર્યું. બન્ને હસ્ત એક જ સ્થલે મુકેલા હોય તો રસ સિદ્ધ થાય નહિ, તેથી બીજા હસ્તથી જગતને હલાવતા એમ કહ્યું. કમલને હલાવવાથી તેમાંથી મકરન્દ ઝરે તેથી રસને માટેજ હલાવે એમ સૂચવ્યું. જ્ઞાન અને ક્રિયાનો, મર્યાદાનો, શાસ્ત્રોનો અંગોનો, ભક્તિનો એ સર્વેનો વિરોધ થશે એવી શંકા થાય તેનો પરિહાર કરવાને 'कर्णोत्पलालककपोलमुखाब्जहासम्' એ પદથી કહ્યું. એ

કર્ણને વિષે રહેલાં બે કમલ અને તેના પર રહેલા વાળ [ અલક ]. નાલને સ્થાને કર્ણ સમજવા. તેમને વિષે રહેલાં જે કમલ અને તેના પર રહેલા વાળ તે ભ્રમરરૂપ સમજવા. એટલે નાલસહિત કમલને વિષે રહેલા ભ્રમર અને બે ગાલપર અને મુખના ઉપર જેમનું હાસ્ય પ્રસરી રહ્યું છે એવા ભગવાનનું વર્ણન કર્યું. નાલસહિત કમલને વિષે રહેલા ભ્રમર ઉપર પણ હાસ્ય પ્રસરી રહ્યું છે. અને ગાલ અને મુખ ઉપર પણ પ્રસરી રહ્યું છે. કર્ણને કમલરૂપ સમજવું, અથવા ગાલ અને મુખને કમલરૂપ સમજવું. બે કર્ણમાં એક યોગરૂપ છે, અને એક સાંખ્યરૂપ છે. સાંખ્ય નિવૃત્તિશાસ્ત્રરૂપ છે. યોગ પ્રવૃત્તિશાસ્ત્રરૂપ છે. કમલ મર્યાદારૂપ છે, અલક એ શાસ્ત્ર અને વિદ્વત્તારૂપ છે. બે ગાલ ભક્તિનાં અંગ છે, મુખ ભક્તિરૂપ છે, એ સર્વે રસવાળાં છે. તેથી અબ્જ [કમલ] પદ વાપર્યું. અબ્જ એટલે રસમાંથી જન્મેલાં. એ સર્વને વિષે ભગવાનનું હાસ્ય પ્રસરેલું હોવાથી અને હાસ્ય મોહરૂપ હોવાથી એ સર્વને વ્યામોહ થયો. એમ સૂચવ્યું. આથી સર્વના વિરોધનો પરિહાર કર્યો.

ટિ:—ज्ञानक्रिययो: [ જ્ઞાન અને ક્રિયાનો વિગેરે ] થી શરૂ કરીને सर्वविरोध: परिहृतो भवति [સર્વના વિરોધનો પરિહાર થયો ] ત્યાં સુધી.

શંકા—આ શ્લોકમાં વર્ણન કર્યું એવું બન્ને રસરૂપ ભગવાનના સ્વરૂપનું પત્નીઓને યોગ્ય દર્શન થયું, તે છતાં તેઓ એકદમ પાછાં ગયાં એ સર્વથા બુદ્ધિવિરુદ્ધ લાગે છે. જ્ઞાનનું પરિણામ હમેશાં ક્રિયામાં આવવું જોઇએ, તો રસરૂપ ભગવાનનું જ્ઞાન છતાં રસભોગની ક્રિયા ન કરતાં તેઓ કેમ પાછાં ગયાં ? બર્હ, ધાતુ અને પ્રવાલ એના શ્રીસુબોધિનીજીમાં કેટલા અને સહિત રસદાનને માટે ઉપસ્થિત અને પરવશ તેથી બન્ને રસ જણાવનાર ક્રિયાવડે તેનેજ અનુરૂપ ભગવાનનું જ્ઞાન પણ જણાય છે, તેથી એકદમ પાછા જવું એ બન્ને રસથી વિરોધી લાગે છે, તેથીજ અહીં મર્યાદાવિરોધ કહ્યો, ભગવદ્દ્યાન વિગેરે વિરુદ્ધ થતાં સંભવતાં નથી. 'કૃષ્ણના ચરણકમલમાં રહેલા મધુને પાન કરનાર ત્યાગ કરેલા ઘરમાં ફરીથી જતો નથી.' વિગેરે જે ભાગવતશાસ્ત્રમાં કહ્યું છે, તેથી પણ આ પત્નીઓનું પાછું જવું એ વિરુદ્ધ લાગે છે, વળી રસશાસ્ત્રની રીતે પણ વિરુદ્ધ લાગે છે. અંગ એટલે ભગવાનના પ્રેમનું પહેલાં શ્રવણમનન વિગેરે કરેલું તે અને વિભાવ અનુભાવ વિગેરે જે ઉત્પન્ન થયેલા તે. એ સર્વે અંગોથી પત્નીઓનું પાછું જવું વિરુદ્ધ લાગે છે. ભગવાનની સંગતિ જેમને થઈ તે પત્નીઓ બીજા મનુષ્યને પતિ માનીને તેમનું ભજન કરે તો ભક્તિનો વિરોધ છે. આ સર્વ વિરોધનું સમાધાન હાસ્યરૂપી વ્યામોહથી કર્યું તેનો આશય નીચે પ્રમાણે છે. જો ઉપર કહી ગયા તે સર્વમાંથી એકની પણ સ્ફૂર્તિ થાત એટલે કર્ણ એટલે સાંખ્યયોગરૂપ જ્ઞાનક્રિયા, ઉત્પલ એટલે મર્યાદા, અલક એટલે શાસ્ત્રો વિગેરેમાંથી એકની પણ સ્ફૂર્તિ થાત તો તેનું પરિણામ સારું આવત, અને તેઓ ભગવત્સમીપ રહેત, પરન્તુ આ સર્વના મૂલરૂપને મોહરૂપી હાસ્યનો [ અથવા હાસ્યરૂપી મોહનો ] સંબન્ધ થવાથી એ સર્વમાંથી એકની પણ સ્ફૂર્તિ થઇ નહિ, અને તેથી તેમાંનાં એકનું પણ કાર્ય સિદ્ધ ન થવાથી તે પત્નીઓ પાછાં ગયાં.

અથવા ભગવાન્ બ્રહ્મરૂપ હોવાથી સર્વસમાન છે, અને તેમની જ્ઞાનશક્તિ પણ સર્વસમાન છે, તેથી તે વિકારને ઉત્પન્ન કરતી નથી અને મોહ તો વિકારને ઉત્પન્ન કરે છે, તેથી તેઓ પાછાં ગયાં. ભગવાનની ક્રિયાશક્તિ પણ યોગશાસ્ત્ર વિગેરેમાં નિરૂપણ કરેલી મનની સમાધિના હેતુરૂપ હોવાથી પણ તેઓ પાછાં ગયાં. બ્રાહ્મણીઓને વિષે આવો રસભાવ પ્રકટ કરવો એ મર્યાદા વિરુદ્ધ છે. શાસ્ત્રો તો પોતપોતાના અધિકારને અનુસાર ભગવદ્ભજન કરવું એમ કહે છે, એમ થાય તોજ શુભ ફલ થાય, અધિકારથી વિરુદ્ધ વર્તનમાં વિરુદ્ધ ફલ થાય, આ પત્નીઓને તો વિવાહિત પતિઓનું ભજન એ જ અધિકારને અનુરૂપ હોવાથી રસરીતે ભગવાનનું ભજન કરવું તે વિરુદ્ધ હતું. શાસ્ત્રમાં કહેલી રીતિએ ભજન કરવું તે ભજન ભક્તિનું અંગ ગણાય. તેનાથી વિપરીત રીતે ભજન કરવું એટલે શૃંગારના ભાવ ઉત્પન્ન થાય એવી રીતે ભજન કરવું, એ

અંગનો વિરોધ થાય. જારપણાથી અહીં ભજન કરત તે ભક્તિવિરોધી થાત. વ્યામોહ કરવાથી ભગવાને સર્વનું સમાધાન કર્યું તેનો આશય નીચે પ્રકારે છેઃ-લોકમાં જે કોઈ જે કોઈને જે કાર્યને માટે વ્યામોહ કરે છે, તે મોહ પામેલો મનુષ્ય મોહ પમાડનારાના કહ્યા પ્રમાણે કરે છે, અને પોતાને અનુકૂલ કાંઇ પણ કરી શકતો નથી, તેથી આ પત્નીઓને આમ મર્યાદાભાવથીજ ભજન કરાવવાનું તાત્પર્ય ભગવાને મોહથી સિદ્ધ કર્યું, અને પુષ્ટિમાર્ગીય રીતથી જે તેઓ કરવા જતાં હતાં, તેમાંથી તેમને દૂર કર્યાં, માટે કાંઇ પણ વિરોધ નથી. અથવા શરુઆતમાં બન્ને રસરૂપ ભગવાનનું સ્વરૂપ હોવા છતાં તેઓ પાછાં કેમ ગયાં? એ શંકા કરી હતી તેના સમાધાનને માટેજ सर्वव्यामोहात् વિગેરે કહે છે. સર્વ પત્નીઓનો અથવા સર્વાંશે તે પત્નીઓનો સર્વપ્રકારે વ્યામોહ ભગવાને કર્યો, તેથી ઉપર કહેલાં ભગવદીય જ્ઞાન, ક્રિયા, મર્યાદા, અંગ અને ભક્તિ વિગેરે કોઇનું પણ કાર્ય તેમને વિષે સિદ્ધ થયું નહિ, તેથી તેઓ ઘેર ગયાં. અહીં આ તાત્પર્ય છે, તેઓ ઘેર ગયાં એમ કહેવાથી ભગવદીય જ્ઞાન ક્રિયા વિગેરેનું કાર્ય સિદ્ધ ન થયું એ સ્પષ્ટજ છે, તો પછી કર્ણોત્પલ વિગેરે પદથી જ્ઞાન વિગેરે જે કહ્યાં તે નિરર્થક થઈ જાય, એ શંકાનું સમાધાન કરવાને તેનું પ્રયોજન કહેવુંજ જોઇએ. તે પ્રયોજન એ છે કે જે એક પત્નીનો મર્યાદાનો દેહ હતો તેનો ત્યાગ કરાવીને પુષ્ટિમાર્ગીય દેહ પ્રાપ્ત કરાવીને ભગવાન પોતાની પાસે લાવ્યા, તે પત્નીને માટે પ્રભુએ તેવા ધર્મો પ્રકટ કર્યા અને તેનું તે કાર્ય એટલે ભગવદ્રસ પ્રાપ્ત કરવાનું કાર્ય સિદ્ધ થયું, અને આ બીજી પત્નીઓને માટે કાંઇ ભગવાને પોતાના જ્ઞાનક્રિયા વિગેરે ધર્મો પ્રકટ નહિ કર્યા હતા, તેથી તેમનું કાર્ય સિદ્ધ થયું નહિ, એમ વિરોધનો પરિહાર થાય છે, માટે આ શ્લોકમાં ભગવાનના ધર્મોનું નિરૂપણ કરવા છતાં ભગવદ્દર્શનનું નિરૂપણ આ શ્લોકમાં ન કરતાં આગલા શ્લોકમાં કર્યું. પરન્તુ બન્નેએ ( એક મુખ્ય પત્નીએ અને બીજાં સર્વ પત્નીઓએ ) જોયલું સ્વરૂપ એકજ હતું, તેથી પૂર્વશ્લોકની સાથે આ શ્લોકની સંગતિ કહી. ભગવાનના ધર્મોની પ્રતીતિ થવા છતાં તે આ પત્નીઓના હૃદયમાં પ્રવેશ કરી શક્યા નહિ, તે ભગવાનના હાસ્યરૂપ વ્યામોહને લીધે. પૂર્વશ્લોકમાં જ્યાં ભગવાનનું દર્શન થયું એમ કહ્યું ત્યાં ધર્મોની પ્રતીતિ થઈ એમ કહ્યું નહિ. આ શ્લોકમાં ધર્મોની પ્રતીતિ થઈ છતાં તે ધર્મો હૃદયને વિષે પ્રવેશ કરી શક્યા નહિ એમ કહ્યું. એટલું આ બે શ્લોકમાં તારતમ્ય છે.

લે૦:—रजोरूप एव ( રજોરૂપજ થાત ) વિગેરે રસની ઉદ્દીપક સામગ્રી રજઃ પદથી કહેવામાં આવે છે, એમ ટિપ્પણીમાં પહેલાં કહેવાઇ ગયું છે, તેથી તે રસનો ઉદ્દીપક છે, રસરૂપ નથી, તેથી एव પદ મુક્યું છે. गौरः શૃંગારનો ઉદ્દીપક છે, અને શૃંગાર શ્યામ છે, તેથી ગૌર શૃંગારરૂપ નથી, પણ માત્ર ઉદ્દીપક છે એમ કહ્યું. तेजश्च (અને તૈજસ). શ્રુતિમાં તૈજસનો રાતો વર્ણ કહ્યો છે તેથી. केवलम् [ કેવલ ]. રસના પક્ષમાં ઉદ્દીપકરહિતપણું અને ગુપ્તરસરહિતપણું અન્યને રસજનક થતું નથી. केवलम् શબ્દપદથી નટવેષ કહ્યો માટે કેવલરસ સમજવો, પહેલાં પહેલાં ત્રણ વિશેષણથી બીજાના સંબંધવાળો શૃંગારરસ કહેવાથી તે ધર્મસહિત કહ્યો. सामग्रीरूपाम् સામગ્રીરૂપ. તેવી લીલા જોઇને રસ ઉદ્બોધમાં લીલાસામગ્રી. स्वातन्त्र्ये. રસ સ્વતંત્ર હોય તો તે રસ ગુપ્ત રક્ષિત થાય છે, उत्पलानाम् કમલ બ્રહ્માણ્ડરૂપ હોવાથી રૂપમર્યાદાના હેતુરૂપ હોવાથી.

યો૦:—वर्णः शृंगाररसात्मकः શૃંગારરસાત્મક છે, શૃંગાર શ્યામરૂપનો હોવાથી. गौरो रजोरूप एव स्यात् ગૌર જો હોત તો રજોરૂપ થાત. हिरण्यपरिधि પદથી કહેલા સુવર્ણમેખલા વિગેરે આભરણો ગૌર હોવાથી તેનું સ્વરૂપ કહ્યું. વનમાલાનું સ્વરૂપ કહે છે કે 'शुक्लो जलप्रकृतिकोऽद्भुतरसः'. સુવર્ણમેખલા વિગેરેરૂપ તૈજસ પદાર્થોવડે અને વનમાલારૂપ જલપ્રકૃતિવાળા પદા-

ધર્મસહિત શ્યામવર્ણવાળા ભગવાનનું સ્વરૂપ કહે છે કે 'अन्नमेव हि सर्वभोगात्मकम् भोग्यं च,' શ્રુતિમાં કહ્યું છે કે 'જે લાલરૂપ છે, તે તૈજસ અગ્નિનું રૂપ છે, જે સફેદરૂપ છે તે જલનું છે, જે કૃષ્ણ અથવા શ્યામ છે તે અન્નનું છે, ત્યાં અન્નની શ્યામતા નિરુપણ કરી છે. તે અન્ન શબ્દથી પૃથ્વી સમજાય છે, અને પૃથ્વીની અન્દર સર્વે રસો છે, અને તે સર્વેને ભોગ્ય છે, તેથી અહીં પણ શ્યામપણું કહેવાથી સર્વરસપણું અને સર્વભોગ્યપણું સિદ્ધ થયું, અને સ્વરૂપ શૃંગારરસાત્મક હોવાથી તેવા ભાવવાળી સ્ત્રીઓનેજ ભોગ્ય છે એમ ગૂઢાશય સમજવો. આથી પરિધિસહિત સહસ્રમૂર્તિ શ્યામચન્દ્ર [ કૃષ્ણચન્દ્ર ] નું નિરુપણ કર્યું. અનેન એટલે શ્યામ અને હિરણ્યપરિધિ એ બે વિશેષણવાળા સ્વરૂપને કહેવાથી. પરિધિસહિત એટલે પરિધિરૂપ સુવર્ણ-મેખલા, મુકુટ, કંઠના આભરણ, પીતાંબર, કંકણ, કડા વિગેરે સહિત. પરિધિ [ કુંડાળું ] સૂર્ય અને ચન્દ્રને બન્નેને હોવા છતાં શ્યામવર્ણ કહ્યો છે, અને શૃંગારરૂપતા કહી છે, તેથી અને શૃંગારરસની અંદર ચન્દ્રજ યોગ્ય હોવાથી ચન્દ્રજ સમજવો. સહસ્રમૂર્તિપણું સુવર્ણમેખલા વિગેરેના સ્વરૂપના વિચારથી કહ્યું. દ્વિતીયસ્કન્ધના સાતમા અધ્યાયમાં સુબોધિનીમાં કહ્યું છે કે "જે વરાહ વિગેરે અવતારો છે તે સર્વે ભગવાનના પ્રાદેશમાત્ર વિગેરે ધર્મોના અવતારરૂપ છે." મેખલા વામન અવતાર છે, પીતાંબર પૃથુ અવતાર છે વિગેરે. એ પ્રમાણે સર્વે આભરણો અવતારરૂપ હોય છે. એમ હોવાથી મેખલા વિગેરે વામન વિગેરે અવતારોની મૂર્તિરૂપ છે, તે સર્વે સહિત શ્રીકૃષ્ણચન્દ્ર એમ સિદ્ધ થયું. વળી સૂતનું વાક્ય છે કે 'હે દ્વિજ! હરિ જે સત્વનિધિ છે, તેના અસંખ્ય અવતારો છે, તેથી અવતારો અનન્ત છે એમ સિદ્ધ થાય છે, અને ભગવાનનાં આભરણ અનન્ત અવતારોની મૂર્તિરૂપ છે તેથી સહસ્રમૂર્તિસહિત એમ સિદ્ધ થયું.

केवलं रसं धर्मिसाहितमपि, કેવલરસ અને ધર્મિસહિતરસ વિગેરે વઈ પદથી નાટ્યને અનુસાર વેષ કહેવાથી કેવલરસ કહ્યો. કેવલરસ નાટ્યને વિષે પ્રસિદ્ધ છે, એમ વેણુગીતની સુબોધિનીજીમાં નિર્ધાર કરેલું છે. કેવલ શબ્દથી વિપ્રયોગ શૃંગારસ સમજવો. श्यामं हिरण्यपरिधिं वनमालि એ ત્રણ વિશેષણોથી ધર્મસહિત રસ કહ્યો, સધર્મસહિત તો સંયોગશૃંગારરસ સમજવો. કૃમકે વેણુ-ગીતનાં સુબોધિનીજીમાં કહ્યું છે કે 'સંભોગમા ધર્મસહિત શૃંગારરસ હોય છે.' कर्णयोः उत्पले चे अलकाः ઈત્યાદિ, નાલને સ્થાને બે કર્ણ સમજવા, તેમાં જે બે કમલો તેમાં અલક ભ્રમર-રૂપ સમજવા.

श्यामं हिरण्यपरिधिम् ઉપર સ્વતંત્ર વ્યાખ્યાન—

અનેન, એ પ્રમાણે નિરૂપણ કરવાથી, પરિધિરૂપે નિરૂપણ કરવાથી હાસ્ય વિગેરેથી આનન્દ-આપનાર છે, તેથી તેનું ચંદ્રરૂપપણું કહ્યું, સૂર્ય અને ચન્દ્રમા બન્નેને મંડલ હોય છે, તે મંડલને પરિધિ કહેવાથી [ ચન્દ્રનું સૂર્યથી ] વિલક્ષણપણું જણાવવાને श्यामम् એ પદ કહ્યું, આથી તે શૃંગારરસાત્મક છે એમ નિરૂપણ કર્યું. કારણ કે રસને જાણનારાઓ શૃંગારરસને શ્યામવર્ણનો વર્ણન કરે છે તેથીજ 'હે સખિ આ તો મૂર્તિમાન શૃંગાર છે' એમ જયદેવે પણ કહ્યું છે એની શ્યામતા સ્પષ્ટજ કહી છે. સર્વે પ્રકારના રસનું નિરૂપણ કરવાને માટે નટવેષ પદથી સૂચન થતું સ્વરૂપવૈચિત્ર્ય સહસ્રમૂર્તિ એ પદથી નિરૂપણ કરે છે. નટો વિવિધ પ્રકારના વેષોથી અને ભાવના પ્રદર્શનથી પ્રદર્શનથી સહસ્ર પ્રકારની મૂર્તિઓ (રૂપો) ધારણ કરે છે, અને સર્વ પ્રકારના રસનું નિરુપણ કરે છે, એવા વેષથી ભગવાનને વિષે પણ સર્વ પ્રકારના રસનું નિરૂપણ કરવાનું કહ્યું. આ પ્રમાણે હોવાથી આવા અખિલ રસના ઉદ્બોધ કરનાર સ્વરુપનાં દર્શનથી યજ્ઞપત્ની-ઓને પણ તેવોજ ભાવ ઉચિત હતો પરન્તુ ભગવાને તેમનો તે પ્રકારે અંગીકાર કરેલો નહિ હોવાથી તેમને ભગવાનની સાથે તેવો રસરૂપ સંબન્ધ થયો નહિ.

---

# अग्निना तणखा.

[ ક્યાં સુધી સહન થઇ શકે ? હૃદયાધિદેવ પરના ગલીચ હુમલા હવે ક્યાં સુધી જોતા રહેવા ? સહનશીલતાની પણ હદ હોય ખરી કે નહિ ? આખરે હુમલાખોરોના પિશાચપણાંનો પડદો અનાવરિત કરવોજ રહ્યો. શ્રીમદગ્નિકુંડમાંથી એ તણખા ઉડવા માંડયા છે. ને સુધારકોના ભયાનક ઓળાઓને ઉઘાડા પાડશે. પૂજ્યપાદ ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજ ( મુંબાઈવાળા ) ના નીચેના વ્યાખ્યાનોમાં જે તણખા ઉડી રહ્યા છે તે અત્રે પ્રકટ કર્યા છે. ]

( તા. ૨૯-૧-૩૪ ના રોજ મુંબાઇમાં ધોબીતલાવ પરના ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં મળેલી સભામાં ) પ્રમુખ ગોસ્વામી શ્રીગોકુળનાથજી મહારાજે જણાવ્યું કે અમોએ સેંકડો વાર અમારાં ભાષણો દ્વારા કહ્યું છે કે જે વિષય શાસ્ત્રીય છે તે વિષયને શાસ્ત્ર સાથે કશો પણ સંબંધ ન ધરાવનારા લોકોએ ચર્ચવો તે કેવળ મૂર્ખાઇ છે. અમને વધારે ખેદ તો એ વાત ઉપર છે કે શ્રીમદ્ વલ્લભાચાર્યસંપ્રદાય જેવા જે વિશુદ્ધ સંપ્રદાયના સેંકડો ગ્રંથો છપાઇ બહાર પડી ચુક્યા છે તેને વાંચ્યા કે જોયા વિના તે સંપ્રદાયને માટે "નીતિભ્રષ્ટ" અને "વ્યભિચારી" એવાં વિશેષણો એક પોતાને સુધારક માની બેઠેલા તરફથી થાય છે.

કહેવાતા સુધારકો જ્યારે ત્યારે આ સંપ્રદાય માટે આક્ષેપ કરી પોતાના બચાવમાં કહે છે કે અમો સંપ્રદાયનો સુધારો ચાહીએ છીએ. અમે તે સુધારાના ઇજારદારોને પુછીએ છીએ કે નીલા નાગીની પર રાક્ષસી અત્યાચાર ચલાવનાર સાક કોંગ્રેસમેનોના ઓપાળીં જહાર પાડી સુધારો શા માટે કરતા નથી !

કહેવાતા સત્યાગ્રહાશ્રમમાં બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીનો સ્વાંગ ધરી પ્રવર્તાવેલા દુરાચારોની વાતો જાહેરમાં કાં મુકવામાં આવતી નથી ? પીકેટીંગની આડમાં અનેક કુમારિકાઓ સ્વચ્છંદપણે દુરાચારિણી બન્યાની વાતો જનતાથી ક્યાં અજ્ઞાત છે ? પણ તેવે વખતે કહેવાતા સુધારકોની સુધારો કરવાની ધગશ કેમ ઠંડી પડી જાય છે ? મંદિરોને કુકડખાના કહી તેમાં અંત્યજોને જબરજસ્તીથી ઘુસેડી દેનારાઓની પોલ ખોલવામાં કેમ નથી આવતી ? આ કહેવાતા સુધારકોની બીજી એક વાત ઉપર અમોને હાસ્ય આવે છે અને તે એ છે કે જ્યારે કોઇ વિદ્વાન શાસ્ત્રી કે પંડિત સુધારકોને જવાબ આપે છે ત્યારે તેના ઉપર પેટભરા શબ્દ કહી ગલીચ હુમલા કરવામાં આવે છે. પરંતુ કયો સુધારક પોતાનું પેટ ભરવામાં પાછળ રહે છે ?

છેવટમાં આજે વિશેષ કાંઇ ન કહેતાં મી. તેરસી કે તેના જેવા વિચાર ધરાવતા તેના આખા મંડળને અમે પુનઃ આહ્વાન આપીએ છીએ કે મેદાનમાં બહાર આવો અને શ્રીમદ્ વલ્લભાચાર્ય સંપ્રદાયને નીતિભ્રષ્ટ તથા વ્યભિચારી સિદ્ધ કરો. બાકી કરસનદાસ મૂળજીનો જમાનો ક્યારનોયે વહી ગયો છે કે જે જમાનામાં સુધારકોએ વૈષ્ણવી જનતાની શાંતિનો દુરૂપયોગ કર્યો હતો. અત્યારે તો સુધારકોએ જરીપુરાણી નિર્મૂળ બાબતોનું પિષ્ટપેષણ કરવાને બદલે પોતે જે બોલે છે યા લખે છે તેને સિદ્ધ કરવાને તૈયાર થવું જોઇએ. અમારે તો કશું સિદ્ધ કરવાનું છેજ નહી, કારણ કે શ્રીમદ્વલ્લભાચાર્યજીના ગ્રંથો પ્રગટ થઇ ચુક્યા છે.

તા. ૫-૧૦-૩૪ ના રોજ નડિયાદમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ (મુંબાઇ પ્રાંતીય) ના પ્રમુખપદેથી)

**દ્વેષ નથી !**—અમને સનાતની લોકોને કોઇની સાથે દ્વેષ નથી. અમારા આરાધ્ય દેવ શ્રીકૃષ્ણને પણ કોઇની સાથે દ્વેષ નહતો. ભગવાને કહ્યું છે કે મારો ભક્ત કોઇનો દ્વેષ નથી કરતો પણ જેમ ભગવાને કંસ વગેરેનો નાશ કર્યો અને છતાં તેમનો મોક્ષ કર્યો તે બતાવે છે કે કંસને ભગવાન પ્રત્યે દ્વેષ હતો પરંતુ ભગવાનને નહિ. તેમ જે લોકો અમારા ધર્મની હાનિ કરે છે તેમનો અમે વિરોધ કરીએ છીએ તે તેમનો ઉદ્ધાર કરવા; એમનો દ્વેષ કરવા નહિ.

**જેવાની સાથે તેવા**—મુસલમાન ધર્મના વિરુદ્ધ કોઈ બોલે કે લખે તેનું ખુન કરવામાં આવે છે હમણાંજ એક એવો પ્રસંગ કરાંચીની કોર્ટમાં બન્યો પણ અમે હજી સુધી કોઇ કોંગ્રેસવાળાનું માથું નથી ફોડયું પણ હવે જ્યારે કોંગ્રેસવાળા અમારી સાથે કપટ વ્યવહાર કરી રહ્યા છે ત્યારે ધર્મને બચાવવાને, અમારો પણ ધર્મ છે કે તેમની સાથે એવો વ્યવહાર કરવો.

કોંગ્રેસવાળાઓ કહે છે અમે સુધારક છીએ. તેઓએ કહ્યું પડદા કાઢી નાખો. તે સિવાય તેઓ સ્ત્રીઓના મોં કેવી રીતે જોઇ શકે? હું સાચું કહું છું કે તેઓનું હૃદય દૂષિત છે. પછી તેઓએ સ્ત્રીઓને જાહેરમાં કરવા કાર્ય કરવા બોલાવી અને છતાં મંદિરમાં સ્ત્રીઓ દર્શન કરવા આવે છે ત્યારે બુમો મારે છે કે ત્યાં સ્ત્રી અને પુરુષો ભીચકાય છે. સુધારકો તેથી આગળ વધીને કુંવારી કન્યાઓને સ્ટેજ પર નચાવે છે, અને શરમની વાત છે કે આવી રીતે પોતાની છોકરીને નાચતી જોઇ બાપ વખાણ કરે છે. થોડા મહિના ઉપર એક ઉદયશંકર નામનો નાચનારો મુંબઇમાં આવ્યો હતો. તેને જોઇને મુંબઈની સ્ત્રીઓ પણ નાચતાં શીખી ગઈ.

**ખુનની નદીઓ વહેશે**—વલ્લભભાઈ પટેલ તેમનો ખેતીનો ધંધો છોડી ઉપદેશ કરવા નીકળી પડયા છે! અમને ઉપદેશ આપવાની તેમની શી લાયકાત છે? હું કહું છું કે જે દિવસે દુરાખ્યાત વિધવા વિવાહ, અને મંદિર પ્રવેશનું બોલ આવશે તે દિવસે ખુનની નદીઓ વહેશે. અમારા સનાતન ધર્મમાંથી સંખ્યા ઓછી થશે એનું અમને દુઃખ નથી પણ આર્ય લોકો કુમાર્ગે જાય છે તેનું અમને દુઃખ છે.

**દેવીદાસના લગ્નથી અંત્યજ પેદા થાય છે**—તમે જાણો છે કે રાજગોપાલાચાર્યે પોતાની દીકરીનું લગ્ન ગાંધીના પુત્ર સાથે કર્યું. હું કહું છું કે આવા લગ્નોમાંથી અંત્યજ ઉત્પન્ન થાય છે. પંજાબમાં એક મંડળ નીકળ્યું છે. જાતી પાતી તોડક મંડળ. એમ તો અમે કહીએ, સુધારક હૃદય તોડક મંડળ. પણ એથી શું? આર્યસમાજવાળા વર્ષો થયાં રોઇ રોઇને મરી ગયા, પણ કોઈના બાપની તાકાત નથી કે જાતીને તોડી શકે.

**કોંગ્રેસની લડત**—જ્યાં સુધી સરકાર મોજુદ છે ત્યાં સુધી તમે શું લડત લડવાના છો? જેલમાં જાય, મરેલા જેવા થઈ બહાર નીકળ્યા એનું નામ લડત! લડત તો એનું નામ કે જર્મનીના બાદશાહને એક માખીની માફક ચોળીને ફેંકી દીધો. આ લોકોની લડત તો અંદર અંદર ગળા કાપવાની છે. આપણે શાંત છીએ માટે તેઓ આપણને સતાવે છે.

**અમે પૈસા નહિ આપીએ**—આજ સુધી સનાતની લોકોએ પૈસા આપ્યા. હવે એક દમડી પણ મલવાની નથી. થોડા વખત ઉપર લીલા મુનશી અને સરોજીની નાયડુ ર બજારમાં ગયાં હતાં પણ કોઇએ એક કોડી પણ ન પરખાવી. અને લીલા મુનશીએ તો એક વખત પતિવ્રત ધર્મ ઉપર ભાષણ આપ્યું હતું! અમે મુંબઇના લોક તેમને જાણીએ છીએ.

**સરદારી કેમ મળી?**—ચાર માણસોએ ભેગા થઇને વલ્લભભાઇને સરદાર બનાવી દીધા. પણ એમની સરદારી તો લુંટાઇ ગઇ. બારડોલી આજે બેહાલ બની તેમના નામ પર રોઇ રહ્યું છે.

**ગાંધીજીને શરમ નથી**—શ્રીમાન વર્મામાં બેઠા બેઠા બોલી રહ્યા છે, હવે હું બહાર નહિ આવું. જાણે છે કે હવે તેમને કોઈ સાંભળનાર નથી. ગાંધીજીને શરમ પણ નથી. તેમણે કેટલી પ્રતિજ્ઞાઓ કરી અને કેટલી તોડી!

**નાદીરશાહ કરતાંયે વધુ જુલ્મ**—ગાંધીની હું તમને કેટલી વાતો કહું? તે પાયખાનામાં ગીતાપાઠ કરતા. અને કહેતા આના જેવું એક પવિત્ર સ્થાન નથી. તેમણે કહ્યું ગુલામ પ્રજા ઉત્પન્ન ન કરો અને તેમના છોકરાએ ગુલામ પ્રજા ઉત્પન્ન કરી. તેમણે પોતાના છોકરાને બ્રાહ્મણ કન્યા સાથે પરણાવ્યો. અને એક ઢેડ કન્યાને બ્રાહ્મણ સાથે પરણાવી. કોંગ્રેસવાળાના

કેટલાક જુલ્મો મેં પીકેટીંગ વખતે જાતે જોયા છે. હું કહું છું કે તેમના જુલમો નાદીરશાહ કરતાં પણ વધારે છે. આવા આવા જુલમો કરીનેજ તેઓ આજે પોતાના હાથે પોતાની સંસ્થાનો નાશ કરી રહ્યા છે. આજે તેઓ એક વોટને માટે ઠેર ઠેર ભીખ માગી રહ્યા છે.

**છાપાંવાળાને ચેલેન્જ**—વળી તેઓ ઢેડને મંદિરમાં ઘુસેડવા માંગે છે! અને ચાર મંદિરો ખોલ્યાં એટલે છાપામાં મોટા મોટા હેવાલ છપાઈ ગયા! હું કહું છું કે છાપાવાળા જેવા જુઠ્ઠા કોઇ નથી. કોઇ માણસ તેમના હાથમાં આવવો જોઇએ. પછી તેઓ તેના પર કલમ ચલાવવા તૈયાર થઈ જાય છે. તેઓ માને છે કે અમેજ બધું કર્તા હર્તા છીએ. હા, જરૂર તેમનો ડંખ એક મચ્છરની માફક ડંખ કરે છે, પણ ઝપાટો પડતાં મચ્છરની માફક તેઓ ચોળાઇ જશે એ નક્કી માનજો. હું કોઇપણ છાપાંને ચેલેન્જ કરું છું કે તેઓ જે લખે છે તે સાબીત કરી આપે.

**ગાંધી રહસ્યમય પુરુષ**—ગાંધી એક રહસ્યમય પુરુષ છે. જેલમાં ગયા છતાં તેના વજનમાં એક રતલનો પણ ઘટાડો નથી થતો. જેલમાંથી તેઓ મરજી મુજબ નિવેદનો બહાર પાડી શકે છે. તે જેલમાં જાય છે અને ઉપવાસ કરીને બહાર નીકળે છે. બનારસમાં સનાતનીઓએ તેમનો વિરોધ કર્યો ત્યારે સરકારી પોલીસે ખડે પગે તેમનું રક્ષણ કર્યું. હરિજન પ્રવાસ દરમ્યાન પણ પોલીસ હાજર ને હાજર. આ બધું સરકારને કરવાની શી જરૂર? પણ હું કહું છું કે ગાંધી એક ભેદી વ્યક્તિ છે. તેનાથી ચેતતા રહેવું.

પટવારીજીને અમે આગ્રહ કરીને ધારાસભા માટે ઉભા કર્યા હતા. પણ કાયદા પ્રમાણે તેઓ ઉભા નહિ થઇ શકે. કારણ કે તેઓ કાઠીયાવાડમા રહે છે. બ્રિટીશ રાજ્યમાં તેમનાં ઘર નથી એટલે તેઓ વોટર નથી માટે કેન્ડીડેટ ન બની શકે.

**ગાંધીજીની દયા આવે છે**—મને ગાંધીજીનો દ્વેષ નથી. પણ તેમનો નાશ થઈ રહ્યો છે. તેથી દયા આવે છે. અને તેમનો ઉદ્ધાર કરવાને માટે આ પ્રમાણે બોલવું પડે છે. મારે મારી વાણીથી ભગવત્સ્મરણ કરવું જોઇએ તેના બદલે આવા દુષ્ટોની કથામાં સમય વ્યતીત કર્યો તેટલા માટે મને દુઃખ થાય છે. અને ભગવાન્ કૃષ્ણને હું પ્રાર્થના કરૂં છું કે મને માફ કર.

## બીજો હેવાલ.

કોંગ્રેસ ધર્મ પર હુમલો કરી રહી છે. હજારો માણસોના માથાં ફોડાવીને તે અટકી નથી, પણ ઘણાઓને જેલમા મોકલ્યા છે. ઉપરાંત મંદિરપ્રવેશનો પ્રશ્ન હાથ ધરીને અહિંસાવાદી કોંગ્રેસીઆઓએ સનાતનીઓના માથાં ફોડ્યાં છે. સનાતની પ્રજા શાંત છે. ધર્મના બહાને તે કોઇના પર હુમલો કરવા માગતી નથી પણ જો કોઇ મારવા આવે તો માર સહન કરવાનો ધર્મ સનાતન ધર્મ નથી. "*આતતાયિનમાયાન્તં હન્યાદેવાવિચારયન્*" મારવા આવનારને જાનથી મારી નાંખવો એમ સનાતન ધર્મ કહે છે. તેથીજ કોંગ્રેસનું મૂળ ખોદી નાંખવાના વિકટ પ્રયાસો હવે કરવાના છે. કપટાચાર સામે કપટાચારજ હોય. સારા આચારો સામે સારા આચાર હોય. રાજનીતિ વેશ્યા જેવી છે. રાજનીતિના કેન્દ્રરૂપ ધારાસભાઓમાં પેસીને ધર્મનો ઘાત કરનારા સુધારકો સામે હવે એક પળભર પણ શુભ વિચાર ઉદ્ભવે નહિ.

**સુધારકોના પ્રયાસો**—પહેલાં તો આર્યસમાજદ્વારા મૂર્તિ ખંડન કરાવ્યું. વિધવા વિવાહ કરાવ્યા. તીર્થ પરની શ્રદ્ધાઓ ઉઠાડવાના ખૂબ પ્રયાસો થયા. પણ એ બધામાં તેઓ પાછા પડયા. મંદિરો વધ્યાં, મકર અને કુંભ મેળા વખતે લાખો હિંદુઓ ગંગા સ્નાન કે ત્રિવેણી સ્નાન કરે છે. આ જોઇને સુધારકો સળગી જાય છે. તેઓ છાતી કૂટી કૂટીને મરી ગયા, એ અપાર ધર્મવીરોની ભીડની નીચે ચગદાઇ ગયા, પણ શ્રદ્ધા ઘટી નથી.

સુધારાનું સ્વરૂપ તો જુઓ. સ્ત્રી સુધારા પર નજર કરો. પોતાની બ્હેન દીકરી નાટકોમાં નાચે, બીજા પુરુષો એક્ટરોને જાહેર ભેટે, તો પણ આ લોકો બેશરમ થઇને જોઇ રહે છે! તેમાં કળા માને છે! પોતાની સ્ત્રી કે દીકરી મેળાઓમાં મુસલમાનોના ધક્કા ખાય તો હરકત નહિ, પણ મંદિરમાં પ્રભુ દર્શન માટે મર્દ સાથે ભેળાય તો પોકરાણ કરી મૂકવી. આ સુધારાનું સ્વરૂપ છે. સનાતની પોતાની છોકરીને વેશ્યાની પેઠે નાચતી જોઇને બળીજ મરે. હમણાં ઉદયશંકરે નાચ કર્યો. મુંબઇની સ્ત્રીઓ હવે નાચતાં શીખવા લાગી છે. અત્રિ, ભારદ્વાજ, વસિષ્ઠ વગેરે મહર્ષિઓનાં લોહી જેમાં વહી રહ્યાં છે તે સનાતનીઓથી આ વસ્તુ કેમ સહી શકાય? હું નિંદા કરવા માંગતો નથી. મારૂં હૃદય દુઃખિત થાય છે, તેથી આવી કડવી વાણી વાપરવી પડે છે.

**વલ્લભભાઇને ચેતવણી**—હમણાં રાષ્ટ્રધ્વજ વંદન પર ભાષણ કરતાં વલ્લભભાઇ પટેલ મંદિરોની નિંદા કરે છે. હું કહું છું કે તમારૂં કામ ખેતી કરવાનું છે. મંદિરોની ભાવનામાં તમે શું સમજો? (અત્રે મી. પટેલના ભાષણના ફકરાનું સવિસ્તર ખંડન કર્યું હતું.)

તમે અંત્યજોને દુઃખી કર્યા છે. આ સવાલે લોહીની નદી વહેવડાવી છે અને વહેવડાવશો. રાજગોપાલ જેવા બ્રાહ્મણની છોકરી પોતે લીધી અને પોતાની ઢેડની દત્તક દીકરી બ્રાહ્મણને આપી. આ ક્યાંનો ન્યાય? હવે સનાતનીઓને કોઇના બાપની દરકાર નથી.

કોંગ્રેસ ભીખારણ બની છે. બધાય રાજીનામા આપી નીકળી જવા લાગ્યા છે. પ્રજાના કરોડો રૂપીઆ તેણે બરબાદ કર્યા છે. માથાં ફોડાવી, જેલમાં મોકલીને જવાનોને તેણે મુડદા બનાવ્યા છે. સ્વરાજ્ય તો જર્મનીએ લીધું, રશિયાએ લીધું, આ કોંગ્રેસ શું સ્વરાજ્ય લેવાની છે? દીવાથી પતંગીયાં શું લડવાનાં છે? અહીં તો પોતાના ભાઇઓના ગળાં કાપવાં છે. મુસલમાનોના માર ખાવા છે. મુસલમાનોના ધર્મના વિરુદ્ધ બોલનારાની જીભ ખેંચી કાઢવા શૌકતઅલી તૈયાર છે. મોતીલાલ નેહરૂની છોકરી મુસલમાન સાથે નાસી ગઇ હતી. સનાતનીઓને પૈસે પાખંડ કીધો. હવે સનાતનીઓ પૈસા નહિ આપે.

બારડોલીમાં રહીને સરદાર બનેલા સરદારને ક્યાં ખબર છે કે બારડોલીની શી હાલત છે? જમાન ચલાવીને જેલમાં ગયા વિના બીજું તમારાથી શું થવાનું છે?

શ્રીમાન (ગાંધીજી) વ માં ત્રિ જે છે. લોકોને પૈસે આશ્રમો સ્થાપ્યા. બ્રહ્મચારિણીઓ ગર્ભવતી થઇ; અપવાસ આદર્યા. પ્રેમપત્રો પકડાયાં. હજુ પણ હિમાલયમાં કોઇ જતું નથી, કે મરણાંત ઉપવાસ આદરતું નથી. ગાંધીજી તો પાયખાનાને પવિત્ર માનીને ત્યાં ગીતા ભણે છે. બીજાને ગુલામ સંતતિ પેદા કરવાની ના કહીને પોતાના છોકરા પાસે છોકરાં પેદા કરાવે છે!!

**જુઠ્ઠા છાપાવાળાઓ**—તેમના છાપાવાળાઓ જુઠ્ઠા છે. તેમના જેવું જુઠ્ઠું લખનારા જગતમાં કોઇ નથી. ટાઇમ્સ, મુંબાઇ સમાચાર, સાંજ વર્તમાન, વગેરે તેના નમૂના છે. એ જર્નાલિસ્ટો પોતાને વિધાતા સમજે છે, પણ તે તો મચ્છર જેવા છે. મચ્છર ચટકા ભરે છે, તેમ તેમના લખાણથી કાંઇક દુઃખ થાય છે, પણ એકજ હાથની થપાટ જ્યારે લાગશે ત્યારે એ મચ્છરોનો નાશ થઇ જશે.

ગાંધી રહસ્યમય માણસ છે. જેલમાંથી બહાર નીકળતાં થોડું પણ વજન ઘટતું નથી. આસિસ્ટન્ટ સુધીની સંખ્યાના સરકારી સીપાહી તેનું રક્ષણ કરે છે. જ્યાં જાય છે ત્યાં સરકાર તેની મદદમાં રહે છે. આવો રાજદ્રોહી કેદી દુનીયામાં કદી જોયો છે?

[ તા. ૧૫-૧૬ અકટોબર સને ૧૯૩૪ ના બન્ને દિવસે. ]

પાંચકુવા દરવાજા બહાર આવેલી ભાટીઆની વાડીમાં અત્રેના વૈષ્ણવો અને જુદી જુદી સનાતની સંસ્થાઓ તરફથી જાહેર સભાઓ બોલાવવામાં આવી હતી. વૈષ્ણવ સંપ્રદાયના લગભગ ઘણા આચાર્યશ્રીઓ અત્રે હોવાથી આ સભામાં જનતાની હાજરી ઘણી થાય તે સ્વાભાવિક છે, અને તે મુજબ શહેરના પ્રતિષ્ઠિત નાગરિકો શેઠ ચીમનલાલ ગિરધરલાલ, શેઠ બાલાભાઈ દામોદરદાસ, શેઠ ચીમનલાલ નગરી, શેઠ હરિદાસ અચરતલાલ, શેઠ પોપટલાલ નગરી, શેઠ સાકરલાલ બાલાભાઇ તથા અન્ય વિદ્વાન શાસ્ત્રીઓ અને વૈષ્ણવ સ્ત્રીપુરુષોની હાજરીથી આખી વાડી ભરચક થઇ હતી સભામાં ગોસ્વામી મહારાજશ્રીગોકુળનાથજીનું વ્યાખ્યાન છેવટે થયું હતું. જે વખતે શ્રોતા વર્ગ શાંતિથી એકચિત્ત થઇ સાંભળતો હતો. તેમનું વ્યાખ્યાન વિદ્વત્તાભર્યું અને સચોટ દલીલોથી ભરપુર હોઈ વચ્ચે વચ્ચે ભાગવત અને બીજાં શાસ્ત્રોનાં પ્રમાણ આવતાં હતાં.

## ગોસ્વામી શ્રીગોકુળનાથજી મહારાજનું ભાષણ.

**વિદેશીનું અનુકરણ શોભતું નથી**—મહારાજશ્રીએ પ્રથમ મંગલાચરણ કરીને પછી જણાવ્યું હતું કે ભારતવાસીઓ! તમને વિદેશીઓનું અનુકરણ શોભતું નથી તમે તમારા પૂર્વજોનુંજ અનુકરણ કરો. [ સભામાં આગળના વક્તાઓના બોલતા વખતે ગરબડ કરનારાને ઉદ્દેશી તેમણે કહ્યું કે ] સભાની રીત એ છે કે વક્તા પોતે વિષયની સમાપ્તિ કરે તે પછી તે ઉપર તમે નુક્તેચીની કરો. આવું વ્યાખ્યાનમાં ગરબડ કરવી તે વિદેશીઓનું અનુકરણ છે પણ ભારતીય અનુકરણ નથી. પાર્લામેન્ટમાં ખુરશીઓ ઉછળે છે. તે અંગ્રેજી સભ્યતા છે. આપણી નથી. અમારા વ્યાખ્યાનમાં તમને જે ઉચિત લાગે તે ગ્રહણ કરો. બાકી નહિ. અમે કાંઇ તલવાર લઇને લડવા કે લાઠી લઇને માથાં ફોડવાં નથી આવ્યા. અમે શ્રુતિસ્મૃતિપુરાણો અનુસારનો અમારો ઉપદેશ તથા વિચારો જણાવીને જ્યાં શાસ્ત્રો ન માને, ઋષિઓને શયતાન કહે તથા બીજાં શાસ્ત્રોને પવિત્ર કહે ત્યાં અમારે ઉત્તર આપવો પડે છે.

**મુસલમાનોની આડે કેમ આવતા નથી?**—૪૬ વર્ષથી કોંગ્રેસ કામ કરે છે છતાં કોઇએ તેનો વિરોધ કર્યો નથી. તો અમારે અમારા વિચારો પ્રકટ કરવાનો અધિકાર છે. શું સનાતનીઓને તેમના વિચારો પ્રકટ કરવાનો અધિકાર નથી? અમને હિંદુત્વ છોડવાનું કહેવામાં આવે છે! તો તમે મુસલમાનોની આડે કેમ નથી આવતા? શીખોની આડે કેમ નથી આવતા? તેમ પારસીઓને કેમ કહેતા નથી? શૌકતઅલીએ કહેલું કે જો કોઇ ઇસ્લામની વિરુદ્ધ બોલે તો હું તેની જીભ ખેંચી કાઢું ત્યારે તમે કેમ ન બોલ્યા! આ તો ૨૦ મી સદી છે. મહાત્મા ગાંધીએ કહ્યું છે કે મુસલમાન ધર્મનું કોઇ કાંઇ ન બોલે. તે આપણા ભાઇ છે. તો શું અમે ભાઇ નથી? તો શા માટે અમારા ધર્મ ઉપર આક્રમણ કરો છો?

**વિચારપલટો**—તમે ભારત સંતાન થઇને અમારા કામમાં બાધ કરો છો અને તમે ઘડી ઘડી તમારા ખ્યાલો બદલો છો. અમને જે ઠીક લાગ્યું તે અમે કહ્યું. અમારે ગાળો દેવાની શી મતલબ? અમે જો ગાળો દઇશું તો પછી મવાલીઓને ક્યાં શોધવા જઇશું? માત્ર જે સત્ય હકીકત હશે તે તો અમે જણાવીશું. અમારા સનાતન ધર્મમાં પ્રથમજ अभयं सत्त्वसंशुद्धि એટલે પ્રથમજ અભયનું કહેલું છે. એટલે અમે કદિ ભયભીત થઈ બોલીશું નહીં. નડીયાદમાં પણ કાંઇ માથું ફોડવાનું કહ્યું નથી. તમારે પણ સભ્યતાથી સત્ય હકીકત કહેવાની છે. તમારી જુઠી હકીકતને લીધે ચંદ્રશંકર પંડ્યાએ આવેશથી નડીયાદની ખરી હકીકત કહી છે. ત્યાં શંકરાચાર્ય તથા મહાત્મા જયેન્દ્રપુરી હતા અને બીજી હજારો જનતા હતી.

**હાથીને લગતી ખરી હકીકત**—ત્યાં હાથી સંબંધી હકીકત ભુલાભાઇ દેસાઇએ બીજાના કહેવાથી ખોટી કહી છે તે તેમને શોભતું નથી. હાથી ઉપર બેસવાનું અમો આચાર્યો

માટે સાધારણ બાબત છે. રાજ્યવાડાઓમાં અમને હાથીએ બેસારીને રાજાઓ અમારા ઉપર ચમર ઢોળે છે. આ બાબત રાજપુતાના જઇને તપાસ કરો અમે હાથી ઘેર રાખી શકીએ છીએ પણ નકામા ખર્ચ નહી કરવાના કારણથી રાખતા નથી. નડીઆદમાં કોઈએ પણ હાથી ઉપર બેસવાનું નામ લીધું નથી. એક હાથી ઉપર વેદ ભગવાન અને બીજા હાથી ઉપર બચ્ચાંઓ હતાં. અમારે તો મોટરો હતી. ત્યાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના આમંત્રણથી બધા બધા આચાર્યો એકત્ર થયા હતા શારદાપીઠના રાજરાજેશ્વરાશ્રમ, પુરીના ભારતીકૃષ્ણ, તથા કામકોટિ-શંખેશ્વરના શંકરાચાર્ય તથા રામાનુજાચાર્ય, નિંબાર્ક અને મધ્વના આચાર્ય વગેરે બધાએ કલકત્તે મળીને વિચાર કરેલો કે હવે ધર્મ ઉપર આપત્તિ આવેલી છે.

**ધર્મ અને ઈશ્વર**—ઈશ્વિર એજ ધર્મ છે. ઇશ્વરની આજ્ઞાનું પાલન તેજ ધર્મ છે. માર્ગો ભિન્ન ભિન્ન છતાં ઇશ્વર તો એકજ છે. તેને ગમે તો કૃષ્ણ કહો, શિવ કહો કે ખુદા કહો. તે ઇશ્વરી આજ્ઞા એ વેદ છે અને वेदप्रणीतो धर्मः તેમાં કહેલો તે ધર્મ છે. વેદ એ ભગવાનના નિઃશ્વાસ છે અને તેની આજ્ઞાનું પાલન તે આપણું પ્રધાન કર્તવ્ય તેમાં શંકા નથી. રાજાની આજ્ઞા નહીં પાળવાની શિક્ષા થાય છે તેમ ઇશ્વરની આજ્ઞા નહીં માન્યાથી અદૃષ્ટ દંડ થાય છે. વેદની આજ્ઞા શું છે તે તે સમજવાને શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા ઇતિહાસ એ વેદાનુક્રમ પણ જોઈએ. શ્રીવલ્લભાચાર્યજીએ કહ્યું છે કે વેદની જરા જેટલી પણ આજ્ઞાનો વિરોધ તે અધર્મ છે, વેદમાં મૂર્તિપૂજા, શ્રાદ્ધવિધિ, તીર્થાટન, બ્રાહ્મણો પ્રતિ આદર, ગુરુ શિષ્યનો નાતો, પાતિવ્રત્ય, પિતૃધર્મ, માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ ઇત્યાદિ છે. તેમાં શ્રદ્ધા રાખવી જોઇએ. धर्मान्न प्रमदितव्यम् એટલે ધર્મમાં પ્રમાદ ન કરવો તે પ્રમાણે બીજી બાબતોમાં પણ પ્રમાદ ન જોઇએ; ઇશ્વરના અસ્તિત્વને નહિ માનનાર નાસ્તિક કહેવાય છે. જેમકે नास्तिको वेदनिंदकः એમ વેદમાં શ્રદ્ધા નહીં રાખનાર એ ગમે તો રાજનૈતિક નેતા હોય તો પણ તેમાં અમને શ્રદ્ધા નથી.

**મંદિર પ્રવેશનો પ્રશ્ન**—મંદિર પ્રવેશનું બીલ લાવ્યા. સવાલ એ છે કે મંદિરો કોણે બનાવ્યાં? ૫૦૦૦ વર્ષથી એ મંદિરો છે. અને શ્રુતિ-સ્મૃતિ તથા પુરાણોમાં જણાવેલી વિધિથી દેવતાઓની તેમાં સ્થાપના કરી છે. તેની મર્યાદા તોડીને તેમાં પ્રવેશ કરવાનો કોને અધિકાર છે? એક મકાન માલીક પણ બોર્ડ લગાડે છે કે હુકમ વિના અંદર આવવું નહી. તો પછી લોકોની ભાવનાઓ તોડીને મંદિરમાં ઘુસવાનો અધિકાર કોને છે? ઇશ્વિરના શાસ્ત્રોનો જ્ઞાતા એમ જાણે છે કે અંત્યજોને મંદિરના ગોપુરથી દર્શન કરવાનું ફળ, બ્રાહ્મણોના દેવદર્શનના જેટલુંજ ફળ મળે છે. ઇશ્વર તો સર્વત્ર મોજુદ છે. सूत्रे मणिगणा इव સૂતરમાં મણિયોના સમૂહની પેઠે ઇશ્વર સર્વે પ્રાણી માત્રમાં રહેલોજ છે. સર્વત્ર છે તો, પછી મંદિરમાંજ જઇને તેને દેખવાનું શું કારણ?

**મંદિરો શા માટે?**—સુધારકો એમ કહે છે કે મંદિરો વેશ્યાવાડા છે ને કુટ્ટણખાનાં છે. આ તેઓ બુરી દાષ્ટથી દેખીને આક્ષેપ કરે છે. ઠીક. પણ જો મંદિરો એવાં છે તો હરિજનોને એવાં કુટ્ટણખાનાંમાં ઘુસાડીને શા માટે ઉપાધિ ક૨ો છો? તેમને તો એમાંથી બચાવવા જોઈએ. વલ્લભભાઈ કહે છે કે ધ્વજવંદન મૂર્તિપૂજાની પેઠે કરવું નહિ કેમકે મૂર્તિપૂજા એ પાખંડ છે તો પછી તમારે મંદિરોની સાથે શું કામ છે? તે તો હેય પદાર્થ છે! અંત્યજોએજ કહ્યું છે કે અમને મંદિરોમાં શ્રદ્ધા નથી, મૂર્તિમાં શ્રદ્ધા નથી. અમારે તો માત્ર હક જોઇએ. વાત એ છે કે અમે પોતે પણ બીજા મંદિરમાં જઇએ છીએ તો તે મંદિરની મર્યાદા અમે પાળીએ છીએ. ગુરુવાયુરના મંદિરમાં નંબૂદ્રિ બ્રાહ્મણો સેવા કરે છે. તે ગામ આદ્ય શંકરાચાર્યનું જન્મસ્થાન છે. ગુરુવાયુરમાં મંદિર પ્રવેશ પ્રવેશ વખતે ત્યાં ત્રણ શંકરાચાર્ય હતા. તેમને તથા મને પણ મંદિરમાં જવા દીધા નહોતા. પછી તમે કેવી રીતે કહો કે અમને જવા દો? ધાર્મિક સ્થાનો ઉપર આક્રમણ નાહ ચાલે.

એક બીલ તો થયેલું છે. તેમાં જેની મરજી હોય તે વિધવાને પુનર્લગ્ન કરવાનું છે. ત્યારે બીજા બીલમાં જબરદસ્તીથી વિધવાવિવાહ કરાવવાના છે? એ કાનુન શું પાસ થશે? એમ જો જબરદસ્તી કરશો તો લોહીની નદીઓ નહીં વહે તો શું થશે? તમે ખ્યાલ કરી દેખો. તમે પણ ભારતસંતાન છો. જે જાતિમાં વિધવાવિવાહ ચાલુ હોય તો તે ભલે કરે. પણ જે ન કરે તેને જબરદસ્તી શા માટે? અત્રે તમે ધર્મની બાબત બહુમતિથી કરવા માંગો છો તો બધી બાબત બહુમતિથી કરવા ધારો છો? શું તમે જવાનીનું જોર બતાવો છો? અમારી સાથે તમને શી શત્રુતા છે? અમારી સંસ્કૃતિ, શિક્ષા તેમજ ઘરસંસારી બધી બાબતો શા માટે બીગાડો છો? તમે સંસ્કૃતિને બગાડો નહિ. તમે મૂઢ નથી. સંસ્કૃત ભણીને તમારા ખ્યાલો ઠીક કરો. કોઇ સારા કુટુંબની છોકરી વેસ્યા બની સ્ટેજ ઉપર નાચે તો તમને શું એમ ન થાય કે આપણી બહેન નાચે છે?

**પેઢી ચાલે છે અને ચાલશે**—તમે કહો છો કે મનુસ્મૃતિ ન માનો, શાસ્ત્રો ન માનો. પણ અમે ભૂખે નહીં મરીએ. અમારી પેઢી તો ચાલશેજ! બંધ નહિં થાય. સો વર્ષથી આર્યસમાજીઓ પોકો પાડીને થાકયા છતાં પેઢી મોજુદ છે! મુસલમાનોએ તલ્વારથી અમારી પેઢીઓ હઠાવવા માંડેલી પણ તેમનું રાજ્ય ન રહ્યું! ખ્રીસ્તી પાદરીઓ પણ મંડયા. મલબારમાં હિંદુઓને વટલાવવાના ઘણા પ્રયત્ન કર્યા પણ કાંઇ ન વળ્યું. ગાંધી કહે છે કે અંત્યજોને તમે નહીં લો તો તે ખ્રીસ્તી મુસલમાન થઇ જશે. હું દાખલો આપું. દાહોદ પાસે ગરબાડુ ગામ છે ત્યાં ખ્રીસ્તી દેવળ છે. દુકાળમાં પાદરીઓએ ઘણા ભિલોને ઇસાઈ બનાવ્યા. ક્રોસ આપ્યા તથા બેપ્ટીઝમ વળગાડયાં. પણ વર્ષાદ આવ્યો અને અન્ન પાકતાંજ બધા ભીલોએ ક્રોસ પાછા આપી દીધાં અને કહ્યું કે અમે તો હવે પાછા ભીલજ છીએ! એ તો બુભુક્ષિતઃ કિં ન કરોતિ પાપમ્ ભૂખને માટે તેમ કર્યું પણ તે હિંદુ મટયા નહીં. અમદાવાદમાં અંત્યજપરિષદ મળી હતી. તેમાં ગાંધીજીએ એક અંત્યજ ભક્તને અંદર આવવા કહેલું ત્યારે તે ભક્તે ના પાડી. તેમના ૨૦૦૦ અનુયાયી હતા. તે કહે હું શાસ્ત્રોને માનનાર છું. જો અંત્યજ ધર્મને માનતો હશે તે કદિ પણ તમારૂં સાંભળશે નહીં. સ્પર્શનો સવાલ—અંત્યજોનો સ્પર્શ નહીં કરવામાં ઘણી ખોટી દલીલો તમે કરો છો. ઉંચ નીચની જે સંજ્ઞા છે તે તો માત્ર દેહ પુરતી છે. આત્માની નથી. આત્મા તો ભગવાનનો અંશ છે, જ્યારે દેહ મલિન છે. તે દેહની મલિનતા ન જાય ત્યાં સુધી સ્પર્શ ન થાય બ્રાહ્મણો પણ નીચ કર્મ કરે તો તેની શુદ્ધિ દેહાંતરથી થાય છે. તમે શાસ્ત્રો બરાબર જોયાં નથી તેથી અમને અન્યાય કરો છો. સનાતન ધર્મ એ વેદપ્રણીત ધર્મ છે. स्वेस्वे कर्मण्यभिरतः संसिद्धिम् लभते नरः જો તમે કર્મસાંકર્ય કરશો તો તમારી સિદ્ધિ નહીં થાય. શરીરે પાઘડી વગેરે ગમે તેટલાં સુંદર વસ્ત્રો પહેરો પણ જો ગુહ્ય અંગ ઉપર લંગોટી પણ ન હોય તો તે શોભશે નહીં. સનાતન ધર્મ એ પ્રકારનો છે. શ્રીહર્ષે એક ઉક્તિમાં કહ્યું છે કે, રૂપમત્ત થયેલી એક યુવતિ હશે તે પણ બાળકોને મત્ત નહીં કરી શકે. ભવભૂતિ કહે છે કે कालाह्यनंतो विपुला પૃથ્વી એમ કાલ અનંત અને પૃથ્વી વિશાળ છે એટલે આ સનાતન ધર્મને માટે પણ એવીજ અનંતતા છે. તમે ઇસાઇ લોકોનાં પુસ્તકો ભણીને સંસ્કૃતનાં ભાષાન્તર ભણ્યા. તે બધી વિલાયતી ભાવના છે તેથી રંગાઇને તમે કહો છો કે અમે અમુક નહીં માનીએ!

**ધમકી**—વળી તમે અમને ખોટી ધમકી ન આપો. મુંબાઇમાં કહો છો કે આ નડીયાદ નથી! નડીયાદમાં કહ્યુ કે આ મુંબાઈ નથી! અમદાવાદમાં કહો કે આ નડીયાદ નથી! બીજી જગોએ વળી કહેશો કે આ અમદાવાદ નથી! એનો શો અર્થ? તમારી પાસે બળ છે? શું સભામાં ધાંધલ થશે? મારા વિચારો બદલવાની તમારામાં તાકાત છે? હું દૃઢ વિચારનો છું.

**સત્ય શું ?**—છાપાંવાળાઓ મનસ્વી લખે છે. નડીઆદનાં ભૂલાભાઇનું નામ પણ મેં લીધું નથી. છતાં છાપ્યું છે કે ભુલાભાઇને મત ન આપવાનું કહ્યું ? આ જુદી વાત હતી. આ શું પત્રકારિત્વ કહેવાય ? સત્યશીપકતા કહેવાય ? તમે લખો છો બદમાશી ને ધર્મને નામે આવું ચલાવો છો. પેલી કહેવત છે સર્ષપમાત્રાણિ પરછિદ્રાણિ પશ્યતિ એમ પારકાના જરા જેટલા દોષ હોય તો પણ તેને મોટા કરીને બતાવો છો પરન્તુ પોતાના પર્વત જેટલા દોષને પણ જોતા નથી. તમે તમારી પોતાની મલિનતા જુઓ.

**શું બગાડ્યું ?**—સનાતનીઓએ તમારૂં શું બગાડ્યું છે ? તે બતાવો. બાકી મહાસભાવાદીઓએ સનાતનીઓની કેટલી હાનિ કરી છે તે બતાવું. અમારી સ્વતંત્રતાનો નાશ કરો છો. ધર્મમાં દસ્તંદાજી, મંદિરોનો નાશ, તીર્થોની અપવિત્રતા. આમ જ્યાં સુધારકો મનમાની કરે ત્યાં તોજ અમારે ખડા થવું પડે છે. તમે કહો છો કે અમારા રાજનૈતિક નેતાની નિંદા કરો છો. પરંતુ તમેજ ભવિષ્યમાં તેમની દશા બગાડશો. સ્વરાજ્યના પ્રલોભનમાં તો તમારા સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થયા છો પણ હવે થોડાજ વખતમાં તમને ખબર પડશે કે શું મળવાનું છે? તમે અમારી જનતા પાસેથી મત તથા નાણાં મેળવી અમારોજ નાશ કરો છો કે ? તેમાં તો તમને ફુટી કોડી પણ નહીં મળે ! પૈસા ખોટા થઇને મળે ! બાપ થઇને ન મળે. ઉત્કટમા શ્રીકૃષ્ણ પ્રભુના બાલસ્વરૂપના ગૌરવના શ્લોકથી મહારાજશ્રીએ ઉપસંહાર કરી ભાષણ ખતમ કર્યું હતું.

[ મંગળવાર, બીજો દિવસ. ]

બીજા દિવસે સુરતવાળા ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજ તથા મુમ્બઇવાળા ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજનાં વ્યાખ્યાનો થયાં હતાં જે મોટે ભાગે કોંગ્રેસને લગતી બાબત ઉપરનાં હતાં. સભામાં તદ્દન શાન્તિ પ્રસરાઇ હતી.

## ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજીનું વ્યાખ્યાન.

મહારાજશ્રીએ જણાવ્યું હતું કે ગઇ કાલે શ્રીગોકુલનાથજીએ બહુ સારી રીતે કેસ રજુ કર્યો છે. અત્યારે સનાતની પ્રજા શું માગે છે તેનું મૂર્તિમંત માનસ તેમણે ખડું કર્યું હતું. તેમણે પરિસ્થિતિનો અભ્યાસ કરીને તે ચિત્ર દોર્યું છે. આ પરિસ્થિતિ કેમ થઇ ?

**પરિસ્થિતિનાં કારણો**—એક તો આર્થિક વિકટતા; જો આપણે જનતાનું હૃદય જોઇએ તો તે ભલે ઉપરથી સુખ માને પણ તેનું જીવન દુઃખમય જણાશે. પછી તેનું કારણ ગમે તો આર્થિક હોય કે રાજકારી કે નૈતિક કે સામાજીક કે ધાર્મિક હોય. આખા જગતમાં અશાન્ત છે. અશાન્તિનું મોજું આવ્યું છે. રશિયા શું કે જર્મની શું ? બધે અશાન્તિ છે. ત્યાંનું અશાન્તિનું મોજું અહીં આવે છે. આપણા લોકોને અનુકરણ કરવાની ખોટી ટેવ છે. તેથી આપણે ત્યાં અશાન્તિ લીધી છે. બાકી જેમાં સોનું પાકે ત્યાં અશાન્તિ કેમ હોય ? ખરી રીતે આ ધાર્મિક અશાન્તિ છે. એનો અર્થ એ નથી કે આપણા લોકોને ધર્મ જોઇતો નથી. પણ આપણા લોકોને ચશ્મા પહેરાવ્યાં છે. જેમણે ઇંગ્રેજી શિક્ષણ લીધું છે તેમને જુનું સારૂં લાગતું નથી અને નવું રુચિકર થાય છે.

**ધર્મ કેમ ન બદલાય ?**—બધી વસ્તુઓ પરિણામશીલ છે. જમાનો, વ્યવહાર, તથા શિક્ષણ પણ બદલાય છે. છતાં ધર્મ કેમ પડી રહે ? તેને પણ બદલો ! કારણ ? મન માન્યું કરવામાં ધર્મ પ્રતિબંધક છે ! તેમને સગવડીઓ ધર્મ જોઇએ છીએ. ધર્મની વ્યાખ્યા હું કહું છું. તે પિતા છે માટે તેની આજ્ઞા માનવાને તે તૈયાર નથી. પણ પોતાની બુદ્ધિમાં આવે તોજ માનવી એમ કહે છે. પહેલાં ગોપાલન અને ગોસેવામાં મહત્તા હતી ત્યાં અત્યારે કુતરાંઓ પાળવામાં મહત્તા-

છે ! એવી સ્વેચ્છાચારી વૃત્તિ પોષવામાં ધર્મ પ્રતિબંધક છે. તેથીજ તે ધર્મની ના કહે છે. સ્નાન સંધ્યા નહી. આ તો સવારે પેપરો વાંચવાની છુટ આપે કે ફરવા જવાનું કહે તે ધર્મ ! ગમે ત્યાં ખાય બેસે છતાં રોકે નહી તે ધર્મ ! આને ધર્મ નહીં પણ ઉચ્છૃંખલતા કહેવી જોઈએ.

**હિંદુ કોને કહેવા ?**—જે બાઈબલ માને તે ખ્રીસ્તી. કુરાનને માને તે મુસલીમ. ત્યારે હિંદુ કોને કહેવા ? તો જેઓ વેદાજ્ઞા પ્રમાણે પોતાનું જીવન વ્યતીત કરે છે તે. વેદોદિતો ધર્મઃ અધર્મસ્તદ્વિપર્યયઃ । ગીતામાં પણ કહ્યું છે કે યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ । ન સંસિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્ ॥ એમાં પણ કર્મ કરવામાંજ શાસ્ત્રોજ પ્રમાણ માન્યાં છે. વળી ગીતામાં કહ્યું છે કે તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ॥ આમ ભગવાન કૃષ્ણચન્દ્રના વચન છે, ગીતાશાસ્ત્ર આખા જગતમાં માન્ય છે. છતાં ગીતા ઉપર અશ્રદ્ધા રાખવાનાં વચનો ક્યાંથી આવ્યાં ? ખરેખર આ બધા વિજાતિના સંસ્કાર છે. ભારતીય સંસ્કાર તો શાસ્ત્રમાં શ્રદ્ધાના છે. ગીતામાં અર્જુન કહે છે કે સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસંકરઃ । સંકરોનરકાયૈવ કુલઘ્નાનાં કુલસ્ય ચ ॥ આમ અર્જુને જ્યારે વર્ણસંકરતા અને તેથી થતી નરક પ્રાપ્તિ બતાવી ત્યારે ભગવાન કૃષ્ણે તેને એમ નથી કહ્યું કે ભલે ભાઇ ! વિધવા થનાર સ્ત્રીઓને ગમે તેની સાથે પરણાવી દે જે ! જો વર્ણસંકરતા ફેલાવવામાં પાપ ન હોત તો ભગવાન જરૂર અર્જુનને તેમજ કહેત. વળી કેટલાકો કહે છે કે નરક કોણે જોયું છે ? પણ તે ગીતામાંજ કહ્યું છે કે પતન્તિ પિતરો હ્યેષાં લુપ્તપિંડોદકક્રિયાઃ હવે જો તમે ગીતાની અન્ય બાબતો માનો તો આ બાબતો પણ માનવીજ પડશે.

**ભારતસંતાન**—તમે અને અમે પણ ભારતસંતાન છીએ. છતાં તમે અમારો નાશ કરવાને તૈયાર થયા છો ! તે કેટલું શોચનીય છે ! અર્જુને ગીતામાં કહ્યું છે કે યદ્રાજ્યસુખલોભેન હન્તુમુદ્યતાઃ રાજ્યનાં સુખના લોભે કરીને જેમની બુદ્ધિ હણાઈ ગઇ છે એવા આ સ્વજનો અમને હણવા તૈયાર થયા છે એજ વસ્તુસ્થિતિ આપણામાં ઉભી થઈ છે. તમે રાજ્ય સુખના લોભ માટે અમને મારવા તયાર છો પણ તેમ કરતાં તો તમારી સમિતિ હરી જશે.

**વ્યવસ્થા કેવી રીતે રહે ?**—સમાજની વ્યવસ્થા બે બાબતથી રહે છે; કાયદાથી અને ધર્મથી. એ બે સિવાય વ્યવસ્થા રાખવાની ત્રીજી કોઈ બાબત નથી. એકાંતમાં દ્રવ્ય પડયું હોય છતાં પણ ધર્મભીરુ માણસો તે દ્રવ્યનો સ્પર્શ કરતા નથી. કેમકે તે એમજ સમજે છે કે બીજું કોઇ નહિ તો ભગવાન પણ દેખે છે અને તે અધર્મનો દંડ દેશે. વ્યવસ્થાનું બીજું સાધન કાયદો છે પણ તે સાક્ષી પુરાવાથી સાબીત થાય ત્યારે. પરંતુ ધર્મથી સમાજની વ્યવસ્થા વધુ રહે છે. એ ધર્મપ્રણીત છે. જો કે અત્યારે તો સ્થિતિ બદલાઇ છે. અત્યારે વર્ણ ધર્મ કે આશ્રમ ધર્મ રહ્યો નથી. પણ તેથી ગભરાવાનું નથી કેમકે આપણે પાછા તે દિશામાં જઇએ છીએ.

**સુધારકોનો આભાર**—અને તે બદલ હું સુધારકોનો આભાર માનું છું, જો તેમણે આવી હીલચાલ ઉપાડી ન હોત તો સનાતનીઓ કદી જાગૃત થાત નહિ. કોઇનેય ધર્મની પડી નહોતી. એ કંસ ન હોત તો કૃષ્ણનો જન્મ ન થાત. બાકી પરમાત્માનીજ આ કૃતિ છે. સનાતનીઓમાં ધગશ આવી છે. પહેલાં એવો વખત હતો કે વિદેશી કપડાં પહેરનારને કોઇ રોકતું નહિ. અત્યારે તો સ્વદેશીના લીધે રોકનારા છે. એમ ધન અને બીજી બધી બાબતોની રક્ષા કરનારા છે. પરંતુ ધર્મની રક્ષા તો માત્ર પરમાત્માજ કરે છે. ગીતામાં તે માટે યદા યદા હિ ધર્મસ્ય એમ કહેલુંજ છે. એ પ્રમાણે અત્યારે વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ ઉભો થયો છે તે ધર્મનું રક્ષણ કરશે. પરમાત્માને વર્ણાશ્રમાત્મા કહેલા છે.

**પૂર્વેની આપત્તિઓ**—પૂર્વે ભગવાન કપિલજીના જમાનામાં પણ ધર્મ ઉપર આપત્તિ આવી હતી તે વખતે સ્વાયંભૂ મનુને કર્દમ મુનિએ કહેલું તેમાં વર્ણાશ્રમવ્યવસ્થા ભગવાનની રચેલી કહેલી છે. તે વખતે કહેલું છે કે વર્ણવ્યવસ્થામાં ખળભળાટ કરનારા વંઠેલાઓ અને લોલુપ માણસોજ હતા. અત્યારે પણ નિરંકુશ ઈંદ્રિયોવાળાજ આ કામ કરે છે. તેવા લોકોજ મંદિરોનો નાશ કરવા તૈયાર થયા છે. તેમને પુછું છું કે તમે કદિ મંદિરમાં ગયા છો ? આવી હીલચાલો નવી નથી. ઘણી વખત આવી આપત્તિઓ આવી છે પણ તેમાં ધર્મનોજ વિજય થયો છે. પણ સમય ફર્યો છે, જેમ પાણીને સ્વચ્છ કરવા માટે જ્યાંથી પાણી નીકળે ત્યાંજ ફીલ્ટર કરવું જોઇએ તેમ જ્યાં જ્યાં પ્રચાર કાર્યની જરૂર હોય ત્યાં જઇનેજ કરવો ઘટે છે.

**કોંગ્રેસ**—સુધારકો જ્યારે સનાતનીઓનાં દીલ જીતી ન શકયા ત્યારે હવે તેમણે રાજ્યનો આશ્રય લેવા માંડયો છે. એટલે આપણે પણ સરકાર પાસે જવાની જરૂર છે. આપણે કોંગ્રેસથી વિરોધ નથી. અને તેની ઇચ્છા પણ નથી. માત્ર તેણે પોતાના ધ્યેય મુજબ રહેવું. ખરી રીતે કોંગ્રેસમાં જુદી જુદી પ્રજાઓ છે. જો કોંગ્રેસ, પોતાની ક્રીડમાં ધર્મની ડખલગીરી ન કરવાનું દાખલ કરે તોજ તે પોતાનું ધ્યેય પ્રાપ્ત કરશે. દેશના સંઘબળની જરૂર છે પણ આ રીતે નહિ. ધર્મમાં ડખલ કરશો તો પાછા પડશો. વળી તમે માત્ર હિંદુ ધર્મનેજ સુંથવા મંડયા છો ત્યારેજ નિરાશ થઇ અમે આ કાર્ય ઉપાડ્યું છે. જો મુંબાઇની કોંગ્રેસ એવો ઠરાવ કરે કે બંધારણની અંદર ધર્મ સંબંધી કાંઇ નહી બોલીએ. એવી કલમ દાખલ કરે તો વર્ણાશ્રમ સ્વરાજસંઘ પોતાની પ્રવૃત્તિ બંધ કરવા તૈયાર છે. હું તે બાબતમાં સંઘને મનાવવા તૈયાર છું. નવા સુધારાઓમાં અમારૂં સનાતનીઓનું સ્થાન જોઇએજ. અમે કાંઈ ભાજીમૂળા નથી કે કાપી નાંખો. અધર્મની વૃદ્ધિ કરી સ્વધર્મનો નાશ કર્યાથી તમે સ્વરાજ્ય લઇ શકશો નહીં. માલવીયાજીએ પણ જુદી પાર્ટી કરી છે. છેવટમાં કહું છું કે વૈમનસ્ય થાય તેમ ન કરો.

## ગો. શ્રીગોકુલનાથજી મહારાજનું વ્યાખ્યાન.

આ પછી ગોસ્વામી શ્રીગોકુલનાથજીએ જણાવ્યું હતું કે જો તમે ગઇ કાલની પેઠે વચમાં બોલો તો અમારૂં કહેવું શી રીતે સમજો ? તમને શત્રુમિત્રની શી ખબર પડે ?

**ઘરની ખબર નથી**—હાલના માણસો દેશાવરની વાતો જાણે છે પણ ઘરમાં શી વસ્તુ છે તેની તેમને ખબર નથી ! એક મોતી ખોળવા પડેલા મનુષ્યનું દૃષ્ટાંત આપી મહારાજશ્રીએ જણાવ્યું હતું કે અત્યારે अंधेन नीयमाना यथा अन्धाः એવી સ્થિતિ છે. કોઇ દોરનાર નથી ! જે વસ્તુમાં ધર્મ નથી તે વસ્તુ શા કામની ? એને જેનો જે ધર્મ હોય તેનો તેણે ત્યાગ ન કરવો. આ ભારત એ ધર્મપ્રાણ દેશ છે. જો ધર્મ નહી રહે તો કાંઇ નહીં રહે. धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।

**કાબુલનો અમીર**—કાબુલના અમીર અમીનુલ્લાખાનનો દાખલો જુઓ. મુંબઈમાં તેમને જે માન મળ્યું તેવું કોઇને કદિ મળ્યું નથી. વિલાયતમાં પણ ખાડું માન મળ્યું. તે મુંબઇ અંદર આવ્યા ત્યારે રાજાના પ્રતિનિધિ તરીકે મુંબઇના ગવર્નર સામે લેવાને ગયા હતા અને ઘણો સમય ખોટી થયા. પણ અમીરે કહ્યું કે જ્યારે વાઇસરોય મને રાજાના પ્રતિનિધિ તરીકે આવકાર આપવા આવશે ત્યારેજ હું પગ મુકીશ. પછી વાઇસરોયે તારથી જણાવ્યું કે હું સીક છું અને તેમના વતી ગવર્નરે સ્વાગત કર્યું હતું. વળી અમીરે ગવર્નરને ગાડીમાં પોતાની સાથે બેસવા દેવાની ના પાડી હતી. તે અમીરે અફઘાનિસ્તાનના કમાલપાશાનું અનુકરણ કર્યું. જો કે તેમનામાં કમાલપાશા જેટલાં બુદ્ધિબળ નહોતાં. તેણે સ્ત્રીઓના પડદા કઢાવી નંખાવ્યા. દાઢીઓ કઢાવી આથી તેની એ સ્થિતિ થઇ કે તેને અફઘાનીસ્તાન છોડીને નાસવું પડયું. અને મુંબઇમાં કેદીની હાલતમાં આવેલા. संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते એના કરતાં જો સામી છાતીએ લડી છુટયો હોત તો કીર્તિવાન્ રહેત. ગીતા તો કહે છે કે લડતાં મરણ થાય તો સ્વર્ગમાં જવાય અને જીતાય તો રાજ્ય ભોગવાય.

**બે પ્રકારનાં મૃત્યુ**—મનુષ્યનાં બે પ્રકારનાં મૃત્યુ પ્રશંસનીય છે. યોગથી અથવા યુદ્ધથી. ખાકી ખાટલામાં પડયા રહીને મરવાનો જન્મસિદ્ધ હક જુદો છે! ધર્મની ગરજ ભય વિના પડતી નથી. સમ્રાટ પંચમ જ્યોર્જ માંદા પડયા ત્યારે આખા સામ્રાજ્યમાં લોકોને પોતપોતાના ધર્મ પ્રમાણે પ્રાર્થના કરવાની આજ્ઞા કરેલી. બાદશાહનો ધર્મ તો પ્રોટેસ્ટંટ છે છતાં તેમ કરવાનું કારણ? કેથોલીક પંથની રાણી મેરીને પ્રોટેસ્ટંટોએ ફાંસી દીધી હતી તથા આયર્લેન્ડ હજુ પણ પોતાની સ્વતંત્રતા માટે લડે છે એ જોતાં બધા ધર્મોને જુદી જુદી પ્રાર્થના કરવાનું કેમ? કારણ કે ધર્મની બાબત એવી છે..

**બળવો એ લોઢાના ચણા છે**—અસત્ દ્રવ્ય આવે છે ત્યારે લોકોને મદ ચઢે છે. તેનાં નેત્રો જોઇ શકતાં નથી અને કાનો સાંભળી શકતા નથી. રશિયામાં એવું કોમ્યુનીઝમ છે કે કોઇજ ધનિક નહીં! મકાનો પણ બધાનાં. સવાર પછી સાંજ આવેજ છે. જે લોકો પૈસાના મદમાં ધર્મનો નાશ કરવા જાય છે તેઓ એવા નાસ્તકોથી આપોઆપ નાશ પામે છે. અહિં કેટલાકો વળી "બળવો ઘણું જીવો" એવી પોકો પાડે છે, પણ તેમને ખબર નથી કે એ તો લોઢાના ચણા છે. જે દેશમાં બળવો આવ્યો છે તેમને પુછી જુઓ કે શી દશા છે? પહાડ તો દૂરથી રળીઆમણા લાગે. પાસે જાય તો માથું ફુટે? એક નાનો સરખો બળવો અહિં હિંદુ-મુસલમાનના ઝઘડારૂપે થાય છે ત્યારે શી દશા થાય છે?

**ભેદ શામાં નથી?**—હવે કેટલાક કહે છે કે મનુષ્ય મનુષ્યમાં ભેદ શાના? પણ ભાઈ, ભેદ તો અનાદિ છે અને તે યત્કિંચિત્ વસ્તુમાં છે. નદીઓનાં પાણી લેશો તો જુદાં જુદાં સ્વાદનાં જણાશે; ફુલોમાં અનેક ભેદ; અરે! જમીન પણ બધી એક જાતની હોતી નથી, કોઈ ગોરાડુ તો કોઈ કાળી, મીમાંસાકાર લખે છે કે જો તમે લાલ-પીળો, ગરમ-ઠંડો, મધુ-ખારો એવા ભેદો પણ સ્વીકારવા તૈયાર ન હોતો અમારે તમને કાંઇ કહેવાનું નથી. ગીતામાં શ્લોક છે કે विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि । शुनि चैव श्वपाकेच पंडिताः समदर्शिनः કેટલાક આર્ય સમાજીઓએ અમારા બ્રહ્મસંબંધના મંત્રો છપાવ્યા છે પણ એ છાપેલા મંત્રોથી સિદ્ધિ નથી થતી. એ તો તેની પુરી વિધિ થાય અને સાંપ્રદાયક પદ્ધતિથી આચાર્ય પાસે મંત્ર લે તોજ તેમાં આધિદૈવિક શક્તિ આવે છે. હવે ગીતાના ઉપરના શ્લોકમાં બધાને સમાન હોવાથી વાતો કરો છો તો મનુષ્ય અને કુત્તાને સમાન કેમ માનતા નથી? હાથીની દશ હજાર કીંમત બેસે છે, ગાય રૂ. ૧૦૦ માં મળે છે તેનું કારણ શું? વળી કેટલાકો જેલમાં જતી વખત કૃષ્ણજન્મ-સ્થાનમાં જઇએ છીએ કહે છે! પણ હું પુછું છું કે ભાઇ તમે 'કદિ કૃષ્ણનું નામ લો છો? મંદિરમાં દર્શન કરવા જાઓ છો? તો પછી હરિજનોને ત્યાં કેમ ધકેલો છો?

**સ્વદેશી**—હા, આ ચળવળે સ્વદેશોની કાંઈક પ્રગતિ કરી છે પણ સ્વદેશી કાંઇ નવું નથી. તે તો લોકમાન્ય તિલકના વખતની શરૂ છે. છતાં તેઓ કદિ ધર્મમાં હસ્તક્ષેપ કરતા નહીં. અસ્પૃશ્યતા મનુષ્યોમાં છે એટલુંજ નહીં પણ વૃક્ષ, ફળ, કંદ તથા કેટલાંક પશુપક્ષીમાં પણ છે. કોઈ કોઈ વખતે પિતા, સ્ત્રી વગેરે પણ અસ્પૃસ્ય થાય છે. ચેપી રોગના દર્દીને ઓપરેશન કરતી વખતે દાક્તરો પણ હાથે મોજાં પહેરે છે. વળી વિજ્ઞાનવેત્તાઓ કહે છે કે જે સ્ત્રી, ઘણા પુરુષો સાથે સંપર્ક રાખે છે તેનું સંતાન ખરાબ થાય છે. આ તો થયું છે એવું કે વૈદો કહે તો ગપોડું અને અમેરિકન વિજ્ઞાનવેત્તાઓ કહે તે ખરૂં! કોંગ્રેસ પણ જુઓ. તેનો પત્રવ્યવહાર ઈંગ્રેજીમાં! પીકેટીંગ શબ્દ પણ ઇંગ્રેજી! સ્વદેશીનું શું કર્યું છે? ખરૂં ધન તો ગાય છે. તે ગાયો બબે કરોડ બ્રાઝીલ જાય છે તેનું કોઈ કાંઇ કરતું નથી. કોંગ્રેસે કદિય ગાયોનો સવાલ ઉપાડયોજ નથી. કોંગ્રેસ 'નેશનલ' જોઇએ. તેમાં સૌ કોઇનો હક છે. તે જો અમારો વિશ્વાસઘાત કરશે તો પરિણામ બુરૂં આવશે.

બાકી સ્વરાજ્ય એટલે અમે તો એમ સમજીએ કે દરેક પોતાના ધર્મનું યથેચ્છા પાલન કરે તે.

# विरह अने तेनी दश अवस्थाओ.

( અનુસંધાન પૃષ્ઠ ૧૨૯ થી. )

ચિન્તા—નિકુંજનાયક ગોલોકવિહારી, રસરસિકેન્દ્ર પ્રભુશ્રી રાસેશ્વર શ્રીકૃષ્ણચંદ્રના કોટિ-કંદર્પલાવણ્યમય સ્વરૂપના દર્શનામૃત [ વિવિધ પ્રકારની લીલાની ઝાંખી ] માટે સુતાં, જાગતાં, ઉઠતાં, બેઠતાં, હરતાં ફરતાં, વિપ્રયોગાત્મક તાપક્લેશ ઉદ્ભવતાં, અહર્નિશ થતી ઝંખના, તાલાવેલી, તેનું નામ " ચિંતા " હિન્દી સાહિત્યનભોમંડળના સહસ્રરશ્મિસમા પ્રકાશવાન ભગવદ્ભક્ત સુરદાસજી ચિન્તાના સજીવ સ્વરૂપનું વર્ણન નીચેના પદમાં આબેહુબ આલેખે છે.

" નાહિંન રહ્યો હિયમેં ઠૌર, નન્દ-નન્દન અછત કૈસે આનિયે ઉર ઔર.
ચલત, ચિંતવત, દિવસ, જાગૃત, સ્વપ્ન, સોવત રાત, હૃદયનેં યહ શ્યામ મૂરતિ છિન ન ઇત ઉત જાત.
કહત કથા અનેક ઊધો લોક-લાજ દિખાત, કહા કરૌ તન પ્રેમ-પૂરન ઘન ન સિન્ધુ સમાત.
શ્યામ ગાત સરોજ આનન .લલિત અતિ મૃદુ હાસ, સૂર ઐસે રૂપ કારન મ ત લોચન પ્યાસ. "

ઉપરના પદમાં સુરદાસજી કહે છે કે તાપક્લેશયુક્ત ઝંખના (ચિં.. હોય, શ્યામ સ્વરૂપના દર્શનામૃતની પ્યાસ હોય, ત્યાં નેત્રોમાં નિદ્રાદેવીના પગલાં ક્યાંથી હોય ? નિદ્રા નેત્રો (આંખો)માં આવે છે, પણ અહિં તો એ લોચનો " ઐસે રૂપ કારન મરત લોચન પ્યાસ "ની સ્થિતિ હોય ત્યાં આંખોમાં નિદ્રા કેવી ? કારણ કે શ્રીનિકુંજનાયક, શ્રીરાસેશ્વર પ્રભુના અદ્ભુત રૂપનો અડ્ડો તો આંખોમાં જમાવેલો છે. તો પછી એક મ્યાનમાં બે તલવાર કેવી ? હવે પછી બીજી અવસ્થા "जागरण" પ્રાપ્ત થાય છે.

" जागरण " તાપ ક્લેશ ઉપજતાં ઝંખના થાય તે, તે થતાં પારાવાર પ્રભુમિલનની ચિંતા પ્રાપ્ત થઇ, તે અવસ્થા પ્રાપ્ત થતાં નિદ્રાદેવી ક્યાંથી હોય ? અર્થાત ચિંતાને લઇને નિદ્રા નહિ આવતાં " જાગરણ " અવસ્થા પ્રાપ્ત થઇ, કદાચ વિરહિણીને ક્ષણભર નિંદ્રા આવી જાય તો સ્વપ્નાવસ્થામાં પ્રભુના દર્શનામૃતનું સુખ મળે, પણ અહિં તો પ્રિયતમના અદ્ભુત સ્વરૂપે લોચનમાં અડ્ડો જમાવેલો હોવાથી નિદ્રા શેની હોય ? ભગવાન મથુરા પધાર્યાં છે, વિરહિણીશ્રી પ્રિયાજી ભગવાનના દર્શનામૃતનું સુખ મેળવવા અહર્નિશ ચિંતન કરી રહ્યા છે. પોતાની અંતરંગ સખીને કહે છે કે " या पश्यंति प्रियं स्वप्ने धन्यास्ताः सखि योषितः। अस्माकन्तु गते कृष्णे गता निद्रापि वैरिणी " પ્યારી સખી ! સ્વપ્નમાં પ્રિયતમના દર્શન કરે છે તેવી સ્ત્રીઓને ધન્ય છે. મુજ દુઃખિણીના ભાગ્યમાં એવું સુખ નહિં સુંજાએલું હોય ? કારણ કે ભગવાન શ્રીકૃષ્ણ મથુરાં પધાર્યાં, તેની સાથે મ્હારી વૈરિણી નિદ્રા પણ મથુરાં ચાલી ગઇ છે ! અને હવે તે મ્હારી પાસે આવતી પણ નથી, તેથી " જાગરણ " થતાં ચિત્તમાં પ્રભુ પ્રત્યેનો " ઉદ્વેગ " પ્રાપ્ત થાય છે અને તે વિરહની ત્રીજી અવસ્થા છે.

" उद्वेग " હૃદયમાં પ્રભુમિલનની થતી તીવ્ર વ્યથાથી આકુળવ્યાકુળતા રહે, બેકરારી રહે, ચિત્તવૃત્તિ વ્યગ્ર રહે, તેનું સજીવન વર્ણન નીચેના પદમાં ભગવદ્ભક્ત બાબુ હરિશ્ચંદ્રજી આપે છે.

વ્યાકુલ હી તડપૌ બિન પ્રિતમ; કોઉ તૌ નેકુ દયા ઉર લાવો,
પ્યાસી તજૌ તનુરૂપ સુધા બિનુ; પાનિય પી કો પપીહે પિઆઓ.
જીયમેં હોસ કહૂં રહિ જાય ન, હા ! ' હરિચંદ ' કોઊ ઉઠી ધાઓ.
આવૈ ન આવૈ પિયારો અરે ! કોઉ, હાલ તૌ જાઇ કે મેરો સુનાઓ.

પ્રિય પાઠક! ખાણુ હરિશ્ચંદ્રજીએ ઉપરના પદમાં વિરહિણીના ઉદ્વગ સ્વરૂપનો ખ્યાલ આપતા કહે છે કે "હાલ તો જાય કે મેરો સુનાઓ" વાહ! પાગલપનની શું હદ નથી કરી નાંખી? હવે વિરહિણીને ઉદ્દેગતા પ્રાપ્ત થતાં શરીર સુકાઈ જાય છે, એક તો પ્રિયતમનો દુઃસહ વિરહ અને "ચિંતા" જાગરણ "ઉદ્વગ" એ ત્રણ દશાથી આવૃત થયેલ હોઇને ચોથી દશા "કૃશતા" પ્રાપ્ત થાય છે.

"કૃશતા" શ્રીનિકુંજનાયક પ્રભુના દુઃસહ વિપ્રયોગથી ઉદ્ભવેલ તાપક્લેશથી થતા વિરહથી શરીર તદ્દન સુકાઇ જાય તેને કૃશતા કહેવામાં આવે છે. વ્રજમાં ઉદ્ધવજી ભગવાનનો સંદેશો લઇને પધારેલા છે, ગોપીજનોની વિરહદશા જોઇને ઉદ્ધવજી મથુરાજી આવીને કરુણસ્વરથી શ્રીરાધિકાજીની દશાનું રોમાંચક વર્ણન કરે છે, ઉદ્ધવજીના અવતાર સમા સુરદાસજી નીચેના પદમાં કમાલ કરી નાંખે છે.

"ચિત દે સુનો શ્યામ પ્રવીન! હરિ તુમ્હારે બિરહ રાધા મૈ જુ દેખી છીન.
તજ્યો તેલ, તમોલ, ભૂષન અંગ વસન મલીન, કંકના કર વામ રાખ્યો, ગાઢ ભુજ ગહિ લીન.
જબ સંદેશો કહન સુંદરિ, ગવન મો તન કીન, ખસી મુદ્રાવલી ચરન અરુઝી, ગિરિધરનિ બલહીન;
કંઠ વચન ન બોલ આવે હૃદય આસું નિભીન, નૈન જલ ભરિ રોઇ દીનો, ગ્રસિત આપદ દીન.
ઉઠિ બહુરિ સંભારિ ભટ જ્યોં, પરમ સાહસ કીન, સૂરપ્રભુ કલ્યાન ઐસે, જિયહી -આશાલીન.

વિરહની બધી દશાઓનું આબેહુબ ચિત્ર ઉપરના અદ્વિતીય પદમાં દશ્યમાન થાય છે, વિરહિણી શ્રીરાધિકાજીની દશ અવસ્થા "ચિન્તા" "ઉદ્વેગ" "જાગરણ" "કૃશતા" "મલિનતા" "પ્રલાપ" "ઉન્માદ" "વ્યાધિ" "મોહ" અને "મૃત્યુ" સુધીની દશે અવસ્થાનું ચિતાકર્ષક વર્ણન ઉપરના પદમાં અચ્છી તરેહથી આલેખ્યું છે. મૃત્યુને શાસ્ત્રકારોએ સાક્ષાત મૃત્યુ નહિ બતાવતાં "મૃત્યુ તુલ્ય અવસ્થા" બતાવેલ છે. હવે પાંચમી દશા "મલિનાઙ્ગતા" પ્રાપ્ત થાય છે.

"મલિનાઙ્ગતા" પ્રિયતમના પ્રચંડ વિરહાગ્નિથી સંતપ્ત થયેલ વિરહિણીને શરીરશુદ્ધિનું ભાન પણ ન રહે, વસ્ત્ર મલિન ગંદાં થાય, બાલ (કેશ) માં તેલ વગેરે દ્રવ્યો નહિ નાખવાથી કેશ તદ્દન ભુખરા બની જઈ મુખની મલિનતામાં વધારો કરે તેને "મલિનતા" અથવા "મલિનાઙ્ગતા" કહેવાય છે. ઉપરના પદમાં શ્રીઉદ્ધવજી વિરહિણી શ્રીરાધકાજીની દશાનું વર્ણન કરતાં કહે છે કે:—"તજ્યો તેલ, તમોલ, ભૂષન અંગ વસન મલિન" અર્થાત શ્રીસ્વામિનીજીએ પ્રાણવલ્લભના વિયોગથી તેલ, આભૂષણ, શૃંગાર, આદિ ત્યાગી દીધું છે. તેથી આભૂષણ શૃંગાર રહિત શરીર તથા વસ્ત્ર મલિન થઇ ગયાં છે. હવે છઠ્ઠી દશા "પ્રલાપ" પ્રાપ્ત થાય છે.

"પ્રલાપ" પ્રાણવલ્લભના દુઃસહ વિરહથી કંઇપણ ચેન પડતું નથી, ગાંડાની માફક પોતાને તથા બીજાને ભુલી જઈ "हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज। दास्यास्ते कृपणाया मे सखे दर्शय संन्निधिम्॥ હા નાથ, હા રમણ, હા પ્રિયતમ! હે મહાભુજ! આપ કયાં છો? આપ કયાં છો? હે સખે, આપની આ કૃપણ દાસીને સંનિધિમાં દર્શન આપો, વળી કહે છે કે: हे देव। हे दयित। हे भुवनैकबन्धो। हे कृष्ण। हे चपल। हे करुणैकसिन्धो। हे नाथ! हे रमण! हे नयनाभिराम! हा! हा! कदानुभवितासि पदं दृशो मे! હે દેવ! હે દયાલો! હે વિશ્વમાં એક બંધુ! હે કૃષ્ણ! અરે ઓ ચપલ! હે કરુણાના સાગર! હે સ્વામિન! હે મ્હારી સાથે ક્રીડા કરનારા! હે મ્હારા નયનોને સુખ દેવાવાળા આપ મને દર્શન કયારે આપશો? આ પ્રમાણે વિરહિણી પ્રલાપ કરે છે. હવે "વ્યાધિ" દશાને પ્રાપ્ત થાય છે.

" व्याधि " શરીરમાં કોઈપણ કારણથી થતી વેદના તેને વ્યાધિ કહેવામાં આવે છે, અને માનસિક વેદનાને " આધિ " કહેવામાં આવે છે, અહિં તો શ્રીપ્રિયતમના વિરહથી શ્રીપ્રિયાજીના રોમેરોમમાં વિપ્રયોગાગ્નિ પ્રકટી નીકળી છે. પ્રભુના દર્શનની તાલાવેલીમાં હૃદયમાં જખમ પડયા છે, શ્રીવૃષભાનકુમારી પોતાની વ્યાધિ દશા પ્રાપ્ત થતાં પોતાના અંતરંગ સખી શ્રીલલિતાજીને કહી રહ્યા છે કે:—उत्तापी पुटपाकतोऽपि गरलग्रामादपि क्षोभणो दम्भोलेरपि दुःसहः कटुरलं हृन्मग्नशल्य दपि । तीव्रः प्रौढविसूचिकानिचयतोऽप्युच्चैर्ममायं बली, मर्माण्यद्य भिनत्ति गोकुलपतेर्विश्लेषजन्मा ज्वरः ॥ અર્થાત—હે સખી ! ગોકુલપતિના વા ગોપાલના વિરહજ્વરથી મને મોટી પીડા થઇ રહી છે ! જેમ પાત્રમાં તપાવેલું સોનું ( સુવર્ણ ) અધિક ઉતાપદાયી છે તેમ પૃથ્વી પરના જેટલા ઝેરો છે તે બધાથી અધિક ક્ષોભ પહોંચાડનાર વજ્રથી પણ દુઃસહ, છિદ્રવાળા હૃદયમાં શલ્યથી પણ અધિક કષ્ટદાયી, તથા તીવ્ર વિસૂચિકાદિ રોગોથી પણ વધારે વધારે યંત્રણા ચલાવી રહ્યા છે. પ્યારી સખી એવો વિષમજ્વર મ્હારા મર્મસ્થાનોને ભેદી રહેલ છે. તેનું નામ વિરહ વ્યાધિ કહેવાય છે. હવે ઉન્માદ " અવસ્થા પ્રાપ્ત થાય છે.

" उन्माद " મનુષ્યની સાધારણ ચેષ્ટાઓ બદલાઈ જાય, અને વિરહના આવેશમાં વિરહિણી વિચિત્ર અટપટી ચેષ્ટા કરવા લાગે તેને " વિરહોન્માદ " કહેવામાં આવે છે, શ્રીઉદ્ધવજી મથુરાં જઇ રાધિકાજીની વિચિત્ર ચેષ્ટાયુક્ત ઉન્માદ અવસ્થાનું વર્ણન ભગવાન પાસે કરે છે કે:—भ्रमति भवनगर्भे निर्निमित्तं हसन्ती, प्रथयति तव वार्तां चेतनाचेतनेषु ! लुठति च भुवि राधा कम्पिताङ्गी मुरारे विषमविषय खेदोद्गारि विभ्रान्तचित्ता ॥ અર્થાત હે ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ! શ્રીરાધિકાજીની દશા માટે શું પુછો છો ? તેમની દશા બહુ વિચિત્ર છે. વાત કર્યા વગર ખડખડાટ હસતી, ઘરમાં વિભ્રમ ચિત્તે આમતેમ ઘુમતી, ઘડીકમાં ચેતનાવસ્થા તો ઘડીકમાં મૂર્છાવસ્થા, અને તમારા સંબંધિ ઉદ્ગારો કાઢતી, કોઈ વખતે ધૂળમાં આળોટતી, અને કોઇ વખતે શરીરથી થરથર કમ્પતી હતી, હે મુરારે ! હું શું બતાવું ? એ વિદ્યુત સરખી કાંતિવાળી રાધા તમ્હારા વિષમ વિરહથી વિભ્રાન્ત થઈ ખેદયુક્ત વિચિત્ર ચેષ્ટાઓ કરી રહેલ છે.

એ શ્યામસુંદર સ્વરૂપના સ્નેહમાં મુગ્ધ બનેલ એક સખીની વિષમ વિરહયુક્ત વિચિત્ર ચેષ્ટાઓનું આકર્ષક વર્ણન ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્રજી નીચેના પદમાં આપણને સાક્ષાત અનુભવ ન કરાવતું હોય ? તેવું હૃદયભેદક દશ્યનું સુંદર સ્વરૂપ આલેખ્યું છે.

ભૂલી-સી, ભ્રમી-સી, ચૌંકી, જકી-સી, થકી ગોપી, દુખી-સી રહિત કછુ નાંહિ સુધિ દેહકી ।
મોહી-સી, લુભાઇ, કછુ મોદક-સો ખાયે સદા, બિસરી-સી રહે નેકુ ખબર ન ગેહકી ॥
રીસ ભરી રહે, કબૌ ફુલી ન સમાતી અંગ, હૅંસી-હૅંસી કહે બાત અધિક ઉમેહકી.
પૂંછેતે ખીસાની હોય ઉતર ન આવૈ તાહિ, જાની હમ જાની હૈ નિશાની યા સનેહકી. ॥

" मोह " વિપ્રયોગાત્મક તાપકલેશ યુક્ત મહાજ્વરથી શરીરના અવયવો શિથિલ થઈ જવાથી, શક્તિહીન થઈ જવાથી એક પ્રકારની મૂર્છાવસ્થા પ્રાપ્ત થાય છે, એ દશાને " मोह " કહેવામાં આવે છે તે મૃત્યુ પાસેની દશા કહેવાય છે. તેનું આબેહુબ વર્ણન વૈષ્ણવરત્ન ભક્ત ભારતેન્દુ હરિશ્ચંદ્રજી નીચેના પદમાં વિરહિણીની મોહ દશાનું સુંદર વર્ણન કરતાં કહે છે કે:—

થાકી ગતિ અંગનકી, મતિ પરિ ગઇ મંદ, સૂખી ઝાંઝરી-સી વ્હે કે દેહ લાગી પિયરાન.
બાવરી-સી બુદ્ધિ ભઇ, હંસી કાહુ છીન લઇ, સુખ કે સમાજ, જિત તિત લાગે દૂરિ જાન,

'હરિશ્ચંદ્ર' રાવરે વિરહ જગ દુખમયો, ભયો કછુ ઔર હોનહાર લાગે દીખરાન,
નૈન કુમ્હિલાન લાગે, બૈનહુ અથાન લાગે, આયો પ્રાનનાથ? અબ પ્રાન લાગે મુરઝાન.

"મૃત્યુ" દશમી અવસ્થા છે. તેની વ્યાખ્યા હું માયિકજીવ શું કરી શકું? મૃત્યુ આવી જાય તો બસ! સારી દુનીયાના ઝઘડા મટી જાય, રાત્રિ દિનનું મહાદુઃખ મટી જાય, સાંસારિક વિટંબણાથી મુક્ત થવાય, આ તો થઇ આ સ્થૂળ દેહની લૌકિક મૃત્યુની વાત, પણ જીવાત્માની મૃત્યુદશા તો જુદીજ હોય, અહિં તો પ્રિયતમની વિરહિણી ઝુરી ઝુરીને હવે મૃત્યુ સમાન અવસ્થાને પ્રાપ્ત થાય છે, મધુરરસનાં પ્રખર ઉપાસક ભક્ત કવિયો એટલેથી વિરહિણીનો છુટકારો નહિ કરે, વિરહિણીની મૃત્યુદશા ભક્ત કવિ ગોવિન્દદાસજી નીચેના પદમાં અચ્છી તરેહની વર્ણન કરે છે.

માધવ! તુહુ યબ નિરદય ભેલ ।
મિછઈ અવધિ દિન, ગણિ કત રાખબ, વ્રજવધૂ-જીવન-શેલ ॥૧॥
કોઈ ધરનીતલ, કોઇ યમુના જલ, કોઇ-કોઇ લુઠઇ નિકુંજ. ॥૨॥
એત દિન વિરહે, મરણપથ પેખલુ, તોહે તિરિવધ પુનપુંજ. ॥૩॥
તપત સરોવર, થોરિ સલિલ જનુ આકુલ સફરી પરાન. ॥૪॥
જીવન મરણ, મરણવરજીનન 'ગોવિન્દદાસ' દુખઝાન. ॥૫॥

શ્રીનિકુંજનાયક, રાધિકાનાથ પ્રત્યે દૂતી કહી રહેલ છે કે પ્યારે માધવ! ભલા આ કાંઈ સારી વાત દેખાય, એટલા બધા નિર્દય બની ગયા? દુનીયાભરના જુઠા કાલે આવવાનું વચન આપી આવી હજુ કાલકાલ કરી રહ્યા છો, કાલકાલ કરતાં કેટલા દિવસ ચાલ્યા ગયા, આવા જુઠા, ખોટા ખોટા દિવસ ગણતાં ગણતાં એ બધાની સંભાળ ક્યારે લેશો? અત્યારે તમારી પાસે વ્રજની દયામય દશાનું શું વર્ણન કરૂં? ત્યાંનું દશ્ય મહાકરુણોત્પાદક છે, કોઇ ગોપી પૃથ્વીતલ ઉપર આમતેમ ભાનવગરની થઇને લોટી રહી છે, કોઇ શ્રીયમુનાજીમાં કુદાકુદ કરી રહી છે, અને કોઇ કોઈ નિકુંજોમાં લાંબી લાંબી દંડ-વત કરી રહી છે, અર્થાત નિશ્ચેતન અવસ્થામાં માંડમાંડ શ્વાસ લહી રહી છે. આવા પ્રકારે અત્યંત કષ્ટ સાથે રાત્રિદિવસ પસાર કરી રહેલ છે, તમારા દુઃસહ વિરહથી અત્યારે તેઓ મૃત્યુ પાસે આવી પહોંચી છે, અને કદાચ તે વિરહિણીઓ મરણને શરણ થઇ તો સેંકડો સ્ત્રીઓના વધનું પાપ તમારે શિર ચોંટશે, એમની દશા જલવગરની માછલીઓ માફક છે, થોડા જલથી ભરેલા ખાડામાં પડેલી છે, પણ સૂર્યના સખત તાપથી ખાબોચીયાનું જળ શોષણ થઇ જતાં સૂર્યના તીક્ષ્ણ કિરણોથી તરફડતી થશે, તેજ માફક તમારા વિપ્રયોગાત્મક તાપક્લેશયુક્ત વિષમ જ્વરથી વિરહિણીઓ તરફડી રહેલ છે, એમનામાં જીવ છે પરંતુ તે મરી ગયા બરોબર છે, કારણ કે તે જીવ્યાં કરતાં મરવું લાખ દરજ્જે ઉત્તમ છે, ગોવિન્દદાસજી કહે છે કે એમના દુઃખ માટે એમજ સમજો.

**ઉપસંહાર**—પ્રિય વાચકગણ! ઉપર વર્ણવેલ વિપ્રયોગાત્મક તાપક્લેશયુક્ત વિરહની દશ અવસ્થાઓનું વર્ણન કરવાનું એટલુંજ કે આપણો વિશ્વધર્મ પુષ્ટિભક્તિમાર્ગ તાપક્લેશનો માર્ગ છે, અર્થાત પ્રભુના સંયોગાત્મક સુખ મેળવવા તાપક્લેશ કરવો આવશ્યક છે. શ્રીહરિરાયમહાપ્રભુ સો સો વર્ષ સુધી વિપ્રયોગ અવસ્થામાં બિરાજ્યા છે, એક ઘડી પણ એવી નહિં ગઇ હોય કે આપશ્રીના ચક્ષુમાંથી અશ્રુબિંદુ સુકાણા હોય! માટે વૈષ્ણવોએ સંયોગાત્મક સ્વરૂપનું સુખ મેળવવા, અને જેથી એ સુકુમાર સ્વરૂપના અદ્ભુત દર્શનામૃતની ઝાંખી સાક્ષાત્કાર સ્વરૂપે થાય અને સંમિલન સુખ પ્રાપ્ત થાય. કારણ કે છેલ્લી અવસ્થા મૃત્યુસુધિની દશા પ્રાપ્ત

થયાં છતાં પ્રભુ સંમિલન સુખ ન આપે ? સંમિલન સુખ વર્ણનાતીત છે, અનુભવગમ્ય છે, તે સુખના ભોક્તા "કોટિમાં વિરલોજ" હોય, તેમાં બીજા કોઇનો અધિકાર નથી. જ્ઞાની શબ્દની મીમાંસામાં પડી શબ્દોની મારામારી કરી જ્ઞાન પ્રાપ્ત કરી શકે, કર્મકાંડીઓ કર્માદિ કાર્યો કરીને મોક્ષધામને પામે, પણ દિવ્ય સુખ" "સંમિલન સુખ" મળવું મહાદુર્લભ છે, તેમાં "મીમાંસક" નો પ્રવેશ નજ હોય, તેને માટે હૃદય કોમલ જોઇએ, જ્ઞાનિયોનું જ્ઞાન કે "મીમાંસકોની મીમાંસા નથી ચાલી શકતાં, માત્ર વિપ્રયોગાત્મક તાપક્લેશ જોઇએ તેથીજ "સંમિલન" સુખ પ્રાપ્ત થાય, અન્યથા નહિ. "સુખનું વર્ણન શાસ્ત્રકાર મહર્ષિઓ પણ નથી કરી શક્યા. શ્રીમદ્‌ભાગવતમાં યત્કિંચિત માત્ર વર્ણન છે. પણ તે પાંચશેર આટામાં રૂપીયાભાર નમક બરાબર છે, સર્વે પંડિતોએ કવિઓએ વિરહના વર્ણનમાં પાંડિત્ય બતલાવ્યું છે પણ "સંમિલન" સુખનું વર્ણન નથી બતાવી શક્યા, એ સુખ અનુભવ ગમ્ય હોવાથી કોઇક કોઇક વિરલાજને પ્રાપ્ત થાય. ભગવદ્‌ભક્ત, જાતિના સૈયદ, દિલ્હીના શાહી ખાનદાની રાજ્યવંશાવતંસ શ્રીરસખાનજીએ અનુભવ પૂર્ણ સમ્મિલન સુખનું વર્ણન નીચેના પદમાં કર્યું છે.

> એરી ! આજ–કલ્હિ સબલોક–લાજ ત્યાગિ દોઉ,
> સિખે હૈ સબૈ વિધિ સનેહ સરસાયવો.
>
> યહ રસખાન દિન દ્વૈમેં વાત ફૈલિ જૈહે,
> કહેલો સયાની ? ચન્દ હાથ ન છિપાયવો.
>
> આજહો નિહારયો વીર, નિપટ કલિન્દી તીર,
> દોઉન દોઉન સૌં મુખ મુસકાયવો.
>
> દોઉ પરે પૈયાં દોઉ લેત હૈં બલૈયાં,
> ઉન્હેં, ભુલ ગઈ ગૈયાં, ઇન્હે ગાગર ઉઠાયવો.

પ્રિય પાઠક, સંમિલન સુખનું કેવું છબ્બતું જાગતું સત્ય વર્ણન, એ પણ કાલિન્દી તીર એકાન્તમાં અને સખીએ છાની છુપાય છે ને એ સંમિલન સુખની ઝાંખી પણ કરી લીધી તે વખતે રસિક ભગવદ્‌ભક્ત મહાનુભાવી રસખાનજી ને સાક્ષાત અનુભવદ્વારા સુખ પ્રાપ્ત થયું, અને લલકાર્યું કે:—

> "દોઉ પરે પૈયાં, દોઉ લેતહૈં બલૈયાં
> ઉન્હેં ભૂલ ગયી ગયાં ઇન્હે ગાગર ઉઠાયવો.

ઉપરના ભાવપૂર્ણ પદમાં સખીએ કમાલ કરી નાંખી છે. કેવું સુંદર આબેહુબ અનુભવ પૂર્ણ દસ્ય, પ્રાણવલ્લભનું સંમિલન સુખ પ્રાપ્ત થયું, એટલે જીવાત્માને કશુંય કર્તવ્ય કરવાનું રહેતું નથી. માત્ર એટલુંજ કે સેવાકાર્ય સાધનરૂપ નહિ બનાવતા એ શ્યામસુંદરના મનમોહન સ્વરૂપ ઉપર લગની લાગી જવી જોઇયે, સંયોગસુખની આશાએ રડી લેવું જોઇયે, અને જીગરમાં એ રસિક માધુર્યમૂર્તિ રમી રહેલ હોવી જોઇએ, પછી બેડો પાર. તોજ અનુભવ સુખ પ્રાપ્ત થાય. પ્રિય પાઠક! હૃદયની કોમળતા, દીનતા વગર બધુય નકામું, દીનતા વિનાના પાત્રમાં વિરહ રસ ટકેજ નહિ તેથી તેવાં હૃદય વજ્ર જેવાં કઠણ સમજવા, કોમળ હૃદય ધારણ કરનાર મનુષ્યને કુદરતી સ્વેચ્છાથી પ્રાણવલ્લભની મન મોહિત સ્વરૂપની કથા સાંભળતા, નામ સ્મરણ થતાં

"સ્તમ્ભ" "રોમાંચ" "અશ્રુ" આદિ આઠ પ્રકારના વિકારો ઉત્પન્ન થાય પણ તેમાંથી એક પણ વિકાર પ્રગટ થાય નહિ તો તે પાષાણહૃદયી જાણવો. શ્રીમદ્ ભાગવતમાં કહે છે કેઃ—

तदश्मसारं हृदयं बतेदं અર્થાત—હરિનામ સ્મરણ માત્રથી નેત્રમાં જળ ભરાઈ નથી આવતાં, રોમાંચ નથી થતાં, તેમજ કોઈપણ વિકાર પ્રાપ્ત નથી થતો. તો તે મનુષ્યના હૃદય ખરેખર વજ્ર જેવા કેટલા સમજવાં.

પ્રિય વાચક! રસાત્મક સ્વરૂપના સંયોગ સુખ માટે વિરહ તાપકલેશ કરવો જોઇએ, તો ઉપરનુ સંમિલન સુખ અનુભવી શકાય. ઉપસંહારમાં સમિલન સુખનું વર્ણન કરી. હું મ્હારા લેખને સમાપ્ત કરતાં પહેલાં મ્હારા ગુરુદેવ શ્રીઘનસ્યામાત્મજ શ્રીદ્વારિકેશલાલજી બાવાની અદ્ભુત કૃપાદૃષ્ટિથી ઉપરના પ્રસંગો આલેખવા ઉત્સુક થયો છું. તો કૃપાપારાવાર મ્હારા ગુરુદેવના યુગલ ચરણારવિંદમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી મારી લેખીનીને વિરામ આપું છું.

લી. અમૃતલાલ હરજીવનદાસ પારેખ.

---

## चिराप्युमान् गो. श्री६ श्रीव्रजनाथलालजी वि. महाराजने

# अभिनन्दन।

( છવ્વીસમા વર્ષારમ્ભે 'પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્' મુંબઇ તરફથી )

પરમ વન્દનીય પૂજ્યપાદ શ્રીમદ્વલ્લભકુલભૂષણ, ગોસ્વામિકુલસુધાંશુ, વિદ્યાનુરાગી ચિરાયુષ્માન્ ગોસ્વામી શ્રી ૬ **શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજ,**

**શ્રી જામખમ્ભાલિયા** (કાઠીયાવાડ)

વન્દનીય! આપશ્રીને આજના સુમંગલ દિને પચ્ચીસ વર્ષ પૂરા થઈ છવ્વીસમું વર્ષ શરૂ થાય છે તે અવસરે આપશ્રીને અમે સદૈન્ય સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કરીએ છીએ.

આપશ્રીએ છેલ્લાં દશ વર્ષોમાં સમ્પ્રદાયના વિશુદ્ધ સિદ્ધાન્ત પ્રચારાર્થે અત્યુત્તમ પ્રવૃત્તિ કરી વૈષ્ણવી જનતાને કર્તવ્યપરાયણ થવા પ્રેરણા કરી સમાજમાં સારી જાગૃતિ આણી છે.

આપશ્રીએ, સમગ્ર વૈષ્ણવ સમાજને અને તેમાંએ ખાસ કરીને સમ્પ્રદાયની ભાવી સૃષ્ટિને શ્રીમદ્વલ્લભાધીશ્વરના દિવ્ય આદર્શો દર્શાવી સામ્પ્રદાયિક સિદ્ધાન્તાનુરાગી બનાવવા જે પ્રયત્ન કર્યો છે તે ખરેખર! સ્તુત્ય છે.

આપશ્રીના તે પ્રયત્નનું ફળ મુંબઇની '**શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્ છે.**

આપશ્રીએ પરિષદ્‌ના કાર્યકરોને પ્રેરણાનાં પીયૂષ પાયાં છે. શ્રીમદાચાર્યચરણના પ્રોજ્જ્વલ સિદ્ધાન્તો જાહેર વ્યાખ્યાનો, પ્રવચનો અને અવારનવાર વિવિધ ઉત્સવોએ મળતી નાની મોટી સભાઓમાં વચનામૃતો દ્વારા સમજાવી આપશ્રીના આદર્શ વ્યક્તિત્વની દિવ્ય પ્રતિભા પ્રકાશિત કરી છે, એટલુંજ નહિ પણ 'પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્' ને આપશ્રીનાં સામ્પ્રદાયિક સિદ્ધાન્ત-ભર્યા વ્યાખ્યાનો પ્રકટ કરવાની સંમતિ અને સાનુકૂળતા કરી આપી સમગ્ર પુષ્ટિઆલમને શ્રીવિષ્ણુ-વદનવૈશ્વાનરાવતાર **શ્રીમદ્વલ્લભાચાર્યજી**ના સામ્પ્રદાયિક આદર્શ સિદ્ધાન્તો શું છે તેની દિવ્ય ઝાંખી કરાવી છે.

પૂજ્યશ્રી ! આજકાલ સમગ્ર ભારતવર્ષમાં મુંબઇના બૃહન્મન્દિરાધીશ્વર ગોસ્વામિકુલકૌસ્તુભ પૂજ્યપાદ શ્રી ૬ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીનું શુભનામ સનાતનધર્મના રક્ષણહાર તરીકે પ્રસિદ્ધ થઇ ચુક્યું છે. અને પુષ્ટિમાર્ગના તો આપશ્રી એક સમર્થ આચાર્ય છે. તદનુસાર આપશ્રીની દિવ્ય પ્રતિભા પુષ્ટિસમ્પ્રદાયના નવયુવકોના હૃદયમાં અંકિત થઇ ચૂકી છે. અને તેથી આપશ્રીને સર્વ કોઈ યુવક ગોસ્વામી તરીકે સ્વીકારે છે અને સન્માને છે.

આપશ્રી સાહિત્યસર્જક, સુકવિ, સુલેખક, વિવેચક, પ્રવચનકાર અને મહાન્ ઉપદેશક હોવા છતાં આપશ્રીનો નિરભિમાન સરલ અને મિલનસાર સ્વભાવ, આડમ્બર રહિત રહેણી કરણી તથા પ્રોજ્જ્વલ ચારિત્ર્યે આપશ્રીની પ્રતિભામાં ઓર દિવ્યતા આણી છે.

આપશ્રીના એ બધા દિવ્ય ગુણોથી આકર્ષાઇ આજના શુભદિને આપશ્રીને આ 'અભિનન્દન-પત્રિકા' અર્પીએ છીએ તેને સ્વીકારી આભારી કરશો. એજ નમ્ર અભ્યર્થના.

શ્રાવણ કૃષ્ણ ૧૦
વિ. સં. ૧૯૯૦
ચન્દ્રવાર તા. ૩-૯-૩૪

લી૦
આપશ્રીના કૃપાકાંક્ષી અને ગુણાનુરાગી વૈષ્ણવો
'શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ' મુંબઇના
કાર્યકરો અને સભ્યો.

## "ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજીના આદર્શોનું રેખાચિત્ર."

જગતભરમાં उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत નો ધ્વનિ સંભળાયો હતો, જગત આખુંય જાગતું થયું, પ્રગતિના જમાનામાં નિવૃત્તિના પોષનારા કંઇક વસ્યા હિમાલયની તળેટીએ અને કંઇક વસ્યા ગંગા યમુનાને તીરે જઇ. બાકી રહ્યા તે ભરાઇ પેઠા પુષ્ટિમાર્ગમાં.

લૂંટાયા......તો બસ લૂંટાવા દો. ગયું .....તો જવા દો, એવોજ ધ્વનિ સમ્પ્રદાયમાં જ્યાં સંભળાવાનો ( Dark age ) અન્ધાધુંધીનો-અમલ ઉતરી ગયો હતો. પ્રત્યેક વૈષ્ણવના રોગે રોમમાં ધર્મની તીવ્ર લાગણી પ્રદીપ્ત થઇ હતી. ખરો સિદ્ધાન્ત શું છે તે દુનીઆને બતાવવા માટે તાલાવેલી અને તનમનાટ થઈ રહ્યો હતો તેને માટે પુરતા પ્રમાણમાં સંગઠન થઇ રહ્યું હતું વૈષ્ણવપરિષદ્દનાં મંડાણ મંડાયાં હતા. સામ્પ્રદાયિક સાહિત્ય પ્રકટ કરવા માટે સંસ્થાઓ અને ફંડો ઉભા થયાં હતા. આવા પ્રગતિના જમાનામાં શ્રીમદ્ગોકુલમાં એક આશાવાદી ગોસ્વામી બાલકનો પ્રાદુર્ભાવ થયો.

વ્રજમાં બંસી વાઇ. શ્રીકૃષ્ણે તે કર્ણપુટને વેણુનાદથી પૂર્ણ કર્યા. શ્રીમદ્ગોપીજનોને મુગ્ધ બનાવ્યાં ઘરકામમાંથી અટકાવ્યાં ને એ ભક્તચિત્તચોર કનૈયાએ તેને પોતાની પાછળ ફેરવ્યાં.

આજે આ યુવાન ગોસ્વામી મહારાજે પુષ્ટિસમ્પ્રદાયના યુવાનોને ઘેલા કર્યા છે. કર્ત્તવ્યપરાયણ બનાવી દીધા છે. સમ્પ્રદાય ઉપર આક્ષેપ કરતાં પહેલાં તેના ગ્રન્થોનું નિખાલસ હૃદયથી અવલોકન કરો એમ ઉપદેશ આપી સર્વને સ્વસ્થ બનાવ્યા છે.

પચ્ચીસ પચ્ચીસ વર્ષનાં વહાણાં વાયાં, આજે યુવકવર્ગમાં નવશક્તિ આપનાર તેમજ શ્રીમદ્વલ્લભાચાર્યજી અને શ્રીમત્પ્રભુચરણ ( શ્રીગુસાંઇજી ) ની આજ્ઞા અને પ્રણાલિકાના ચુસ્ત પાલક અને

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥

એ શ્રીમદાચાર્યચરણની આજ્ઞાના સંપૂર્ણ રીતે અનુસારનાર ગોસ્વામી મહારાજનું નામ તમે સાંભળ્યું છે? સાહિત્યવાટિકામાં એ કુસુમ ખીલ્યું છે અને સાહિત્યરસિકો તેમની પ્રશંસા કરે છે. કવિઓ તેમને ભવિષ્યના સારી પંક્તિના કાવ્યકાર તરીકે સન્માને છે. યુવકોના તે માર્ગદર્શક છે. ભાવિકોના હૈયાનો હાર છે. અને મિત્રોથી તે "અભિન્ન" છે. એ શ્રીમાનનું નામ આયુષ્માન્ **ગો. શ્રીવ્રજનાથલાલજી.**

તેઓ શ્રીમત્પ્રભુચરણ (શ્રીવિઠ્ઠલનાથજી) ના જ્યેષ્ઠ કુમાર ગો. શ્રીગિરધરજીથી ચૌદમી પેઢીએ ચાંપાસેનીવાળા પૂજ્યપાદ ગો. **શ્રીવિઠ્ઠલેશરાયજી** મહારાજશ્રીને ત્યાં **વિ. સં. ૧૯૬૫ ના શ્રાવણ વદી ૧૦ ને બુધવાર તા. ૮-૯-૧૯૦૯** રોજ પ્રકટ થયા હતા. તેમનાજ વંશમાં એક ગોસ્વામી મહારાજને શ્રીનાથજીની સેવા કરવાનો સ્વજ્ઞાતિ તરફથી પ્રતિબન્ધ હોવા છતાં **यमैवेष वृणुते** એ શ્રુત્યનુસાર શ્રીનાથજીના વરણથી શ્રી......ની સેવાનો અલૌકિક લાભ પ્રાપ્ત થયો હતો. વળી દશદિગન્તવિજયી **શ્રીમત્પુરુષોત્તમજી** મહારાજના સમકાલીન ચાંપાસેનીવાળા ગો. **શ્રીવિઠ્ઠલેશરાયજી** (પ્રા. સં. ૧૭૫૧) ઘણાજ વિદ્વાન હતા જેમને **શ્રીમત્પુરુષોત્તમજી** પોતે જે ગ્રન્થ લખતા તેની એક પ્રતિ તેમના મનનાર્થે (for present) પ્રેષતા. આવા ઝળહળતા વિદ્વત્કુળમાં પ્રકટ થનાર ગોસ્વામી **શ્રીવ્રજનાથલાલજી** મહોદય પાસે સમગ્ર પુષ્ટિ આલમ શું આશા ન રાખે?

**શ્રીવ્રજનાથલાલજી**ને તેમના જ્યેષ્ઠ ભ્રાતા **શ્રીદ્વારકેશલાલજી**ના સારા સંસ્કારોની છાપ પડી છે. આજે એ મહોદયે પુષ્ટિસમ્પ્રદાયની જે સેવા બજાવી છે તેનો વિચાર કરીએ.

પુત્રવત્સલ પિતાની હુંફમાં ઉછરતા બન્નેય ગોસ્વામી બાલકો વિદ્યાસમ્પન્ન થયા છે. હજુય ... સ્વમાર્ગનો તલસ્પર્શી અભ્યાસ કરવાને પ્રયત્ન કરે છે. બન્નેય મહાન પિતૃભક્તો છે, ને રામલક્ષ્મણની જોડ સમા છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

ગોસ્વામી **શ્રીવ્રજનાથલાલજી** સ્વભાવે મિલનસાર, તદ્દન સરલ અને સાદા છે. તેમનાં દર્શન કરતાં વેંતજ પ્રગતિનું મૂર્તિમંતસ્વરૂપ હોય તેવી પ્રતીતિ થાય છે.

**પુષ્ટિમાર્ગમાં ધર્મને નામે ચાલતા ધતિંગને તેઓ તિરસ્કારે છે. લૌકિક વિષયને રસ કહી છેતરનારા વંચક વૈષ્ણવોને છાંયે પણ ઉભા રહેતા નથી.** એટલુંજ નહિ પણ પ્રવચનો દ્વારા તથા ખાનગી નિમન્ત્રણાઓથી ખરો સિદ્ધાન્ત શો છે તે સમજાવી પુષ્ટિસ્થોના હૃદયમાં એક અજબ ફેરફાર કરી રહ્યા છે આચાર્યશ્રીની ફરજે પણ ઉપદેશ આપવો એ એક અગત્યની ફરજ છે તે અદા કરવા આપશ્રી ગામડે પધારી વૈષ્ણવોને ઉપદેશ આપી સાચા સ્વકર્તવ્યનું ભાન કરાવી રહ્યા છે. ગોસ્વામિકુલકૌસ્તુભ પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ **શ્રીગોકુલનાથજી** મહારાજશ્રીએ સનાતન ધર્મના રક્ષણાર્થે શુરવાપુર પર્યન્તનો પ્રવાસ કરી સનાતનધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો તદનુસાર આયુષ્માન્ ગોસ્વામી **શ્રીવ્રજનાથલાલજી 'હું પુષ્ટિમાર્ગના આદર્શ સિદ્ધાન્તોનો પ્રચાર કરવા માગું છું'** એવી માન્યતા રાખી **પુષ્ટિસમ્પ્રદાયના વિશુદ્ધ સિદ્ધાન્તોનો ભારતમાં પ્રચાર કરી પુષ્ટિસ્થોના ઉદ્ધાર માટે પ્રવાસ કરી રહ્યા છે.**

સનાતની સંસ્થા હો કે પુષ્ટિમાર્ગની સંસ્થા હો તેમણે દરેક સંસ્થામાં યોગ્ય ઉપદેશ આપી તેના કાર્યકર્તાઓમાં નવચેતન રેડ્યું છે અને વ્યવસ્થિત કાર્ય કરવાની રૂપરેખા પણ દર્શાવી છે. આ બધુંય કરતાં છતાં આપશ્રીમાં **परोपदेशे पाण्डित्यम्** નથી. આપ જે પાળે છે તેજ કહે છે.

આજકાલ કરતાં કેટલાક વર્ષોથી જે સ્વપ્ના સેવ્યાં હતાં તે હાલ કાર્યના રૂપે પરિણમ્યાં

છે. તે મહાન્ આશાવાદી છે. આપશ્રીના શબ્દકોષમાં (pessimison) નિરાશા છેજ નહિ નિરાશાવાદીની સાથે આપશ્રી સમ્બન્ધ રાખતા નથી.

આજકાલ મુંબઇમાં કેટલાક વૈષ્ણવ યુવકોએ આપશ્રીના આશાવાદમાં સુન્દર ફાળો આપ્યો છે. ગતવર્ષે મુંબઇમાં સ્થપાયેલી 'પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ' દ્વારા આપશ્રીએ સમ્પ્રદાયમાં ઘણો સારો સિદ્ધાન્ત પ્રચાર કર્યો છે. આપશ્રીએ યુવકો તેમજ ભાવિકોને માટે ભોજન પીરસ્યાં છે. એ "કુસુમાકરે" કુસુમવાટિકામાંથી નવીન પુષ્પો pamphlets વિકસાવી પુ. યુ. પરિષદ (મુંબઇ) મારફત પુષ્ટિસૃષ્ટિને અર્પ્યાં છે અને એ પુષ્પોના પમરાટે ઘણાંના હૃદય આલ્હાદિત થયાં છે.

હજુય યુવક પરિષદ્ તેમજ સમગ્ર પુષ્ટિસૃષ્ટિ આપશ્રી તરફથી ઘણીજ આશા રાખે છે. પહેલી પચ્ચીસીમાં સમ્પ્રદાયની જે સેવા કરી છે તેથીયે વધુ અને સંગીન સેવા બીજી પચ્ચીસીમાં કરવાનું સામર્થ્ય નન્દનન્દન શ્રીબાલકૃષ્ણપ્રભુ આપશ્રીને અર્પો અને પુષ્ટિસમ્પ્રદાયને ઉન્નતિના શિખરે પહોંચાડવાને આપશ્રી સર્વદા આ ભૂતલ ઉપર બિરાજો.

**વન્દન હો, અમારાં યુવકોના સ્હભીનાં વન્દન હો, એ યુવાન ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજી મહોદયને—**

A. J. SHAH.

---

## महेसाणा मंदिरनुं भेटपत्र.

મહેસાણા નોંધણી કચેરીના નો. નં. ૧ વોલ્યુમ ૩૯.

નં. નં. ૩૭/અ પેલા

**બક્ષીસ અને ભેટપત્રનાં દસ્તાવેજની નકલ.**

| દસ્તાવેજનો અનુક્રમનો નંબર |
| --- |
| ૩૭/અ |

સંવત ૧૯૫૪ ના વરખે આસો પહેલા વદ ૩ વાર રવિ તારીખ ૨ માહે અક્ટોબર સન ૧૮૯૮ શ્રીમદ્ ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીજયદેવજીલાલજી મહારાજ ગોવિંદજી મહારાજ રહેવાસી વીરમગામ જીલ્લે અમદાવાદ જોગ લખી આપનાર શા. હરગોવનદાસ ગલાબચંદ રહેવાસી મહેસાણા પ્રાંત કડી ઇલાકે વડોદરા જાતે વીસા દેસાવળ વાણીઆ કસબ વેપારનો જત આ ઉપરથી લખી આપું છું કે મહારી વૃદ્ધાવસ્થા થઇ છે માહરે પુત્રનું સંતાન નથી તેથી માહરી જાતથી પેદા કરેલા પૈસાનો સદમાર્ગ ઉપયોગ થાય એવો મન સાથે નિશ્ચે થવાથી મંદીર બંધાવાનો આરંભ કર્યો અને તે પ્રભુ ઇચ્છાએ બંધાઇ તૈયાર થઇ ગયું તે આપશ્રીના આજ્ઞાથી મંદિરમાં શ્રીમદનમોહનજી મોરલીવાળા ઠાકોરજીને પધરાવ્યા છે અને આપશ્રીના ઘરની રીત પ્રમાણે સેવા વગેરેની રીતભાત ચાલે છે.

મંદિરમાંથી ઠાકોરજી પધરાવતી વખતે આપશ્રીને મંદિર ભેટ કરવાનો અને નીચે લખેલી વ્યવસ્થા કરવાનો મહારા મન સાથે સંકલ્પ થઇ ગયો હતો. પરંતુ આપશ્રીને પધારવાનું બાકી

હતું. તે આપે મારા ઉપર અનુગ્રહ કરી મારા મનોરથ સિદ્ધ કરવાને સારૂ આપશ્રીનું અહીં પધારવું થવાથી આ ભેટ પત્ર કરૂં છું. તેની વિગતઃ—

૨ મંદિર નંગ ૧ કસ્બે મહેસાણા મધે સ્ટેશન ઉપરથી આવતાં રસ્તા ઉપર ઓતરાદી બાજુ તરફનું છે. તે મંદિર સાથે રસ્તા ઉપરની દુકાનો નંગ ૫ તથા ઉપરના ભાગમાં ઓરડીઓ નંગ ૭ વીગેરે તમામ હુમલા સાથેની હદની વીગતઃ—

ઉગમણી દીશાએ ભાટવાડો તથા શ્રાવકોનું શ્રીપાર્શ્વનાથજીનું દહેરાસરજી છે. તથા આથમણી દીસાએ હેડક્વાટર તરફ જવાનો રાજમારગ છે. તથા ઓતરાદી દિશાએ શ્રીસત્યનારાયણજીનું મંદિર છે. તથા દક્ષણાદી દિશાએ મેસાણા ગામથી રેલ્વે સ્ટેશન જવાની સડક છે. એ રીતે ખૂંટ ચાર વચ્ચેનું મંદિર તથા તેની સાથેની ઇમારતો સુધીનું મંદીર તથા મંદીરના અને ઠાકોરજીના અંગના દર દાગીના તથા રાચરચીલા સાથે અજમાસી કીમત રૂા. ૧૦૦૦૦) અંકે રૂપીઆ દસ હજાર કલદારની છે તે આપને હું શુદ્ધ બુદ્ધિથી ભેટ કરૂં છું તો હવેથી તેનો વહીવટ આજરોજથી આપ અગર આપના વાલી વારસ અગર આપનો હક્ક આપ જેને લખી આપો તે માલીક તરીકે વંશપરંપરા વહીવટ કરો કરાવો તેમાં અમારો કે અમારા વાલી વારસની કોઇની તકરાર નથી. કદાચ અમારા વંશ પૈકી કોઇ દર દાવો કરે અગર કરતો આવે તો તે રદ બાતલ છે.

૩ શ્રીઠાકોરજીનો નેક ભોગ સદા દિન ચાલ્યો જાય અને આપશ્રીને કોઈ વાતે પરિશ્રમ ન પડે એવા હેતુથી રૂા. ૨૦૦૦૦) અંકે રૂપીઆ વીસ હજાર કલદારની અજમાવી કાઢેલી છે. જેની ગોઠવણ ક્ર્યાની ઇલાયદી યાદી આપી છે. તે મુદ્દલ મુદીમાંથી ખરચના માટે રકમ ઉઠાવવાની નથી તથા તે રકમનો બીજી રીતે ઉપયોગ કરવાનો નહિ છતાં એ રકમ સદા સર્વદા શ્રીમદનમોહનજી મોરલીવાળા ઠાકોરજીના માલીક આપશ્રીના નામ ઉપર જમા રખાવી છે. તે રૂપીઆનું જે ઉત્પન્ન દર સાલ આવે જાય તેમાંથી નેક ભોગ વીગેરેનો ખરચ દરસાલ કરતા જવા વિષે મારી વિનંતિ છે. તે વીનંતી અંગીકાર કરી ખરચનું બંધારણ આપશ્રીના હાથે બંધાવવા આ દસ્તાવેજથી હું કબુલ કરૂં છું.

૪ જે મુદી ગોઠવી છે તે બધી અથવા તેમાંનો કંઇક ભાગ ઉત્પન્ન વધારે ઉપજાવવાના અર્થે અથવા કંઈ કારણસર ફેરફાર કરવાની કાંઇ જરૂર જણાય તો તે સંબંધમાં આપશ્રીને કોઇ વાતે પરિશ્રમ ન પડે એવા હેતુથી આપશ્રીની આજ્ઞાથી એવો ઠરાવ કર્યો છે કે આપના તરફથી એ મંદીરના વહીવટ કરનાર તરીકે વહીવટ કરવા અમારા ભાણેજના દીકરા હીરાલાલ વીરચંદ તથા ગીરધરલાલ વિઠ્ઠલદાસ રહેવાસી મહેસાણાના નામ દાખલ કરવા અને તેમની પાછળ તેમના વંશ વારસોને એ કામને લાયક જણાય તો વહીવટ કરવામાં દાખલ કરવા એટલે મારી હયાતી હશે ત્યાં સુધી મારો મત લઈ આપશ્રીની સંમતિ અન્વયે જે કાંઈ વ્યવસ્થા કરવા યોગ્ય જણાય તે પ્રમાણે તેઓ કરશે.

૫ આ મંદીરનો વહીવટ હાલ અમો કરીએ છીએ. પરંતુ ઉપર પ્રમાણે ભેટ કર્યાની તમામ માલીકી તથા સર્વોપરી સત્તા આપશ્રીને છે માટે આજદિનથી આપ વહીવટ જાતે કરશો અગર કરાવશો તેમાં અમારી કોઇપણ પ્રકારની તકરાર નથી. આપશ્રીના તરફથી જે માણસ વહીવટ કરવા રહેશે તેમના ઉપર દેખરેખ રાખી જે બનશે તે ટેલ સેવા કરીશું. તથા જે માણસો હાલ છે તેને કાઢવાની તથા રાખવાની સર્વોપરી સત્તા આપશ્રીને છે માટે આપશ્રી તેમ કરો તેમાં અમારી તકરાર નથી.

૬ ઉપર લખેલી મુડી લોકોને ત્યાં ગોઠવેલી છે તથા હવે પછી ગોઠવવામાં આવે તેનું ઉત્પન્ન વસુલ કરવાની તથા પ્રસંગોપાત્ત હોઈ ઉપર દાવો કરવો પડે તો તે કરવાની સત્તા ઉપલી કલમ ૪ માં બતાવ્યા પ્રમાણે આપના તરફથી આપશ્રીના વહીવટ કરનાર તરીકે અમારા ભાણેજના દીકરા ભાઇ હીરાલાલ તથા ગીરધરલાલને જે વખતે જે તેમના ઠેકાણે ઉપલી કલમમાં લખ્યા પ્રમાણે વહીવટ કરનાર હોય તેમની છે. તેઓ પૈકી જે હાજર હશે તેઓ આપશ્રીની સંમતિ લેઇ તજવીજ કરવાની તે કરશે.

૭ ઉપરની કલમ ૪ માં વહીવટ કરનારમાં નામ જેમનાં લખવાનું ઠરાવ્યું છે તે વહીવટ કરનારામાંથી જે કોઈની વહીવટ કરનારમાં બેદરકારી અગર પૈસા સંબંધી બદદાનત જણાય અગર શ્રીઠાકોરજીનાં ઉપયોગ કરતાં બીજી રીતે પૈસાનો ઉપયોગ બરોબર કરે છે અથવા આપશ્રી શીવાય વરતે છે એમ જણાય તો એ કલમ ૪ ચાર પ્રમાણેનાં વહીવટ વીસે તથા કલમ ૬ ની સત્તા કબજ કરવાની આપશ્રીને સંપૂર્ણ સત્તા છે.

૮ છેલ્લી અમારી એટલીજ વીનંતી છે કે આપશ્રીએ મને પોતાનો જાણી મારા ઉપર અનુગ્રહ કર્યો છે તેવી રીતે સદા સર્વોદીન બન્યું બનાવ્યું રહે તેથી ઠાકોરજીનો નેક ભોગ સદા દિન રૂડી રીતે આપે એવી આપ ક્રિયા કરી ગોઠવણ કરસો.

૯ શ્રીમદનમોહનજી મોરલીવાળા ઠાકોરજી મજકુરના બ્યાસ હરગોવન નથ્થુરામ વીગેરેના વડીલોને માથે અસલથી બીરાજતા હતા તે ઠાકોરજી અમારે ત્યાં પધરાવી તે સંબંધી સર્વ હક અમોને આપો છે તે બાબતનો દસ્તાવેજ સંવત ૧૯૫૧ ના અસાડ વદી ૨ ના રોજ થયેલો અસલ આપશ્રીને સ્વાધીન કર્યો છે.

૧૦ મંદીરની જગો બંધાવવાને જમીન લેવામા આવી તે બાબત બારોટ ગોવરધન દામોદરે સંવત ૧૯૫૦ નાં પોસ વદી ૪ ના રોજ વેચાણ દસ્તાવેજ કરી આપેલો અસલ આપને સ્વાધીન કર્યો છે અને તે સીવાય દસ્તાવેજનાં બીજા અંગભૂત દસ્તાવેજો અમારી પાસે હતા તે પણ આપશ્રીને સ્વાધીન કર્યો છે.

૧૧ ઉપર રકમ રૂ. ૨૦૦૦૦) અંકે રૂપીઆ વીસ હજાર કાઢેલી છે. તેના વહીવટના ચોપડા તથા દસ્તાવેજ જે અમારી પાસે છે તે આપશ્રીને સ્વાધીન કર્યા છે. મુડી પૈકીના કેટલાએક ખાતાં અમારા તથા અમારા ભાણેજ વીગેરેના નામથી છે તેનાં નાણાં જેમ જેમ વસુલ થશે તેમ તેમ કલમ ૩ માં બતાવ્યા પ્રમાણે મુડીમાં ભરતા જઇશું.

૧૨ અમારા પેટે બે દીકરીઓ બેન સાંકળી તથા નર્મદા છે. તેમનો બંદોબસ્ત કર્યો છે. તેથી તેમનો આ મીલકત ઉપર કોઇ પણ પ્રકારનો હક દાવો અમોએ રાખ્યો નથી. સદરહુ દસ્તાવેજ અમોએ અમારી રાજી ખુશીથી તથા અકલ હુંશીયારીથી દીલ સાફ ચેતથી ખીન કેફથી તનદુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે અમારા વંશ વાલી વારસોને કબુલ મંજુર છે. સદર દસ્તાવેજમાં લીટી ૨ બીજીમાં લીટીના ઉપરના ભાગમાં ( લાલજી ) એટલા અક્ષરો તથા લીટી ૩૪ ચોત્રીસમાં પણ લીટીના ઉપરના ભાગમાં ( પી ) એ અક્ષરો વધારેલા છે તથા લીટી ૧ પહેલીમાં ( બીજા ) એટલા અક્ષરો ઉપર છે કે મુડી રદ કરીને ના બદલે તેજ લીટીના ઉપરના ભાગમાં ( પહેલાં ) એટલા અક્ષરો કરેલા છે તે સદર દસ્તાવેજ લખતી લખ્યા છે. તે અમારે.

બન્ને પક્ષકારોને કબુલ મંજુર છે. ઉપર મુજબ દસ્તાવેજ લખી આપ્યો છે તે કબુલ મંજુર છે.

અતરે ——— મતુ

૧ લી. શા. હરગોવનદાસ ગુલાબચંદ
શાઇ દ. પોતાના ઉપર લખુ તે સહી છે.

× એમ
કા. પુ.

× એમ.
કા. પુ.

× એમ.
કા. પુ.

અસલ હુકમ નકલ છે.

અતરે ——— સાક્ષી

શા. હીરાલાલ વીરચંદની સાખ ધણી બે
હજુર દ. પોતાના
×
૧ શા. તારભવનદાસ ગુલાબચંદની સાખ
× ×
વાણુલા હાજર કર્યા છે દા. પોતાના
×
૧ શા. મહન રઘનાથની સાખ ધણી બે
×
હજુર પોતાના
૧ શા. ગાંધી મુળચંદ હરગોવનદાસ ધણી
બ હજુર શ્રી મહેસાણા મધ્યે લખ્યો
છે દ. પોતાના

૩–૧૦–૯૮
સહી કામેશ્વર પુરસોતમ
અ. કા. નો. ક. ૧
ખરી નકલ
તા. ૮–૪–૩૦
નો. કા.
શ્રીમંત સરકાર ગાયકવાડ
સેનાખાસખેલ શમશેર
બહાદુર

નોંધણી
કામદાર
મહેસાણા

નકલ મળવા અરજ આપ્યાની તા. ૨–૪–૩૦
નકલ લખ્યાની તારીખ ૨–૪–૩૦
નકલ તૈયાર થયાની તારીખ ૮–૪–૩૦
નકલ મોકલ્યાની તારીખ ૧૨–૪–૩૦

આ નકલ પોસ્ટ મારફતે મોકલનાર વહીવટ કરનાર અધીકારી મગનલાલ બીમજીભાઈ.
આજરોજ આ નકલ મોકલી છે.
તા. ૧૨–૪–૩૦

વીરમગામ શ્રી ગો. શ્રી ૧૦૮ જયદેવલાલજી ગોવિંદલાલજી મહારાજના મંદિરનો રે. વીરમગામ એ. તા. ૨–૪–૩૦ રોજ અરજ આપાથી તેમને આજ રોજ આ નકલ મોકલી છે. તા. ૧૨–૪–૩૦. નો. કા. પ.

શ્રીમંત સરકાર
ગાયકવાડ
સેનાખાસખેલ
સમશેર બહાદુર

કોર્ટ ફી ગાયકવાડી
ચાર આનાનો સ્ટાંપ

દસ્તાવેજ ઉપરના સેરાની નકલ પાછી લેનારની સહી તથા તારીખ

કલદાર

મહેસાણા ડેપો. વી. નંબર ૧૪૯૩
શા: હરગોવનદાસ ગુલાબચંદ મહેસાણા
હા. પોતે તા. ૧ અકટોબર સન ૧૮૯૮
મોહનલાલ
હરી બીકાજી વાગલે
રોજ નંબર

સં. ૧૯૯૮ ના અક્ટોબર મહીનાની ૩ જી તારીખે બપોરના બાર ઉપર એક વાગતે મહેસાણા મહાલના નોંધણી કામદારની કચેરીમાં આપણે લાગત વીગેરે લીધી તે નીચે પ્રમાણે.

૩૮—૦—૦ નોંધણીની લાગતનાં વટાવ રૂ. ૩૨ કલદાર સાથે.

૧—૩—૬ નકલ કરામણ ફીના.

અંકે ઓગણચાળીસ રૂપીઆ ત્રણ આના છ પાઈ બાબાસાઈ ભરા છે.

ગોસ્વામી શ્રીજેદેવલાલજી મહારાજના કુલ મુખત્યાર નરભેરામ હરજીવન સહી દ. પોતે.

કામેશ્વર પુરૂશોતમ.
અ. કા. નો. કા.

શા. હરગોવનદાસ ગુલાબચંદ દસ્તાવેજ કરી આપનાર માણસ રહેવાસી કસ્બે મહેસાણાના આ દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરે છે તેમને અમે જાતે ઓળખીએ છીએ. તા. ૩ જી અક્ટોબર સન ૧૮૯૮.

શા. હરગોવનદાસ ગુલાબચંદની સહી દ. પોતે.

કામેશ્વર પુરૂશોતમ.
અ. ક. નો. કા.

ગોસ્વામી શ્રીજેદેવલાલજી મહારાજ ગોવિંદજી મહારાજના કુલ મુખ્ત્યાર મહેતા નરભેરામ હરજીવનદાસ રહેવાસી તાલુકે ડભોઇ પ્રાંત વડોદરાના હાલ મહેસાણાના દસ્તાવેજ કરી લેનાર માણસ આ દસ્તાવેજ લખી લીધાનું કબુલ કરે છે તેમને અમો ઓળખીએ છીએ. તા. ૩ જી અક્ટોબર સને ૧૮૯૮.

ગોસ્વામી શ્રીજેદેવલાલજી ગોવિંદજી મહારાજના કુલ મુખત્યાર મેતા નરભેરામ હરજીવન સહી દ. પોતે.

કામેશ્વર પુરૂશોતમ
અ. કા. નો. કા.

સબબ નોંધણી નિબંધ સંવત ૧૯૪૧ સને ૧૮૮૫ ના ની કલમ ૫૭ પ્રમાણે આ દસ્તાવેજ નોંધ્યા છે. તા. ૩ જી અક્ટોબર ૧૮૯૮.

કામેશ્વર પુરૂશોતમ
અ. કા. નો. કા.




પહેલા નંબરની નોંધ બુકના વોલ્યુમ ૩૨ ના પૃષ્ટ ૨૭૦ થી ૨૭૯ સુધી અનુક્રમ નંબર ૨૭ આ ઉપર નકલ કરી છે તારીખ ૩ જી અક્ટોબર ૧૮૯૮.

કામેશ્વર પુરૂશોતમ
અ. કા. નો. કા.

નરભેરામ હરજીવન કુલ મુખ્ત્યાર સહી દ. પોતે.

---

ઉપર મુજબ મજબુત ભેટપત્રનો દસ્તાવેજ હયાત હોવા છતાં મહેસાણાના વૈષ્ણવ શેઠ સાંકળચંદ ગિરધરદાસ વીરચંદ શાહ, જેઓ નિ. લી. શ્રીજમદેવલાલજી મહારાજની માલીકીના આ મંદિર તથા મીલકતનો સ્વેચ્છાથી સ્વચ્છંદતાપૂર્વક વહીવટ કરે છે અને અસલ માલીકને હિસાબ વગેરે બતાવતા નથી, તે વર્તણુક તેમની યોગ્ય નથી એ વિષે વધારે ખુલાસો હવે પછી આપવામાં આવશે.

# हरिस्मृति.

( લે. પં. બાલમુકુન્દ શર્મા સાહિત્યસુધાકર. )

(૧)

બ્રહ્માંડનાયકના આ બ્રહ્માંડ-ભાંડમાં અભિન્ન છતાં ભિન્ન ભાસતાં પ્રશાન્ત છતાં અશાન્ત દેખાતાં અલ્પજ્ઞ છતાં સર્વજ્ઞનો દાવો કરતાં અશુદ્ધ છતાં શુદ્ધિનો દંભ રાખતાં નિત્ય-બદ્ધ છતાં પોતાને નિત્ય મુક્ત માનતાં પરિણામશીલ છતાં પરિણામના વિચારશૂન્ય એવાં અનેક પ્રકારનાં પાત્રો ભર્યાં છે, એમને પોતાના અવ્યવસ્થિત ક્રમાદક્ષમાંજ કર્તવ્યની પ્રતીતિ હોય છે, વાસ્તવિક આનન્દની અપ્રાપ્તિ છતાંય યથાકથંચિત્ માની લીધેલા આનન્દાભાસથી હું સમર્થ છું, બલવાન છું, ધનાઢ્ય છું, વિદ્વાન છું, બુદ્ધિમાન છું, સહાયસમ્પન્ન છું, મ્હારા સરખો કોણ છે, વિગેરે દુરાલાપોના પંકમાં ફસેલાં અહંતામમતાત્મક ગંભીર ગર્તમાં સડતાં, કોઇક વખતે હાસ્ય, બીજી વખતે હાય અને ત્રીજી વખતે વાદ પ્રલાપાદિ ધ્વનિ કાઢતાં નિષ્કમ્પ વાતાવરણમાં પ્રકમ્પ ઉપજાવી રહ્યા છે, જો કે જીવન-બિન્દુને ઉદ્દેશીનેજ સર્વતોમુખી પ્રવૃત્તિઓ ફેલાવી રહ્યાં છે છતાં શકટિકાને સુયોગ્ય માર્ગે લઈ જનારાં વિરલાંજ હોય છે, જીવનના અમૂલ્ય ક્ષણોની ઉપયોગિતા આંકનારાનો ઉજાસ તો ક્વચિત્જ જોવાય છે. જીવનને પવિત્ર બનાવવાની ભાવનાઓ ગેળ વિનાની નથી. જીવનની ગંભીરતાનો વિચાર કરવા કોઈને વખત નથી. જીવન-પ્રવાહના વહેણના પણ પ્રકારો છે, એ પ્રકારોમાં એક પ્રકારનું સામ્ય તો સર્વત્ર અનુસ્યૂત છે, વ્યક્તિ અને સમષ્ટિ-વૃક્ષ અને વનની પેઠે પ્રત્યેક અને સામુદાયિક જીવનપ્રવાહો આરંભથી અંત પર્યન્ત અવિરત વહ્યા કરે છે! એના મૂળ અને મુખની કલ્પના પણ ત્રાસદાયક છે, છતાં તે તરફ દુર્લક્ષ્ય રાખતો અન્ધ-સંઘ આમજ આગળ વધવાનો "विष्णोर्यदावर्तिन्या मायया जीवलोकोऽयं यथा वणिक्सार्थोऽर्थपरः स्वदेहनिष्पादितकर्मानुभवः श्मशानवदशिवतमायां कर्माटव्यां गतः" કેવું સુન્દર? જ્યાં ત્યાં સમાતા બિન્દુને ત્યાંને ત્યાં રહેવા દઇને અપવિત્ર કર્માટવીમાં અટવાવાનોજ, નયનહીને તપાસેલા સિંહાસનની પેઠે જીવનમાં મન્તવ્યો પણ જૂદાં જૂદાં, કેટલાએક આને અનેક પર્યટનો પૈકી એક પર્યટનજ માને છે અને સમુદ્રસલિલના એકાદ મત્સ્યની પેઠે તરફડતા કલ્લોલ કરતા દિન-રાત્રિખચિત કાલક્રમને પૂર્ણ કરે છે, બીજાઓ આને ઉપાધિરૂપ માનતા ઇચ્છાએ કે અનિચ્છાએ આથડાતા ઘસડાતા અવસરે ઉપાધિઓને અળગી કરી ભાગતા નિયત-નિશ્ચિત જીવનને યથાકથંચિત નીભાવતા થકી જાય છે, કોઇક દેશસેવાના દંભે તરફડે છે, કોઈ યન્ત્રની શોધમાં અથડાય છે, કેઈ વ્યાપારથી પર બીજી વસ્તુને સમજતા નથી, કોઇ કુટુંબના મોહમાં કુટાય છે, કોઇ મ્હોટો થવા મરી ફીટે છે, કોઈ આવિષ્કારના આડંબરથી ફૂલ્યો ફરે છે, કોઇકને આ સંસાર જંજાળ સરખો જણાય છે. તો કોઈને આ પ્રવૃત્તિઓમાંજ જીવન-સાર્થક્ય સમજાય છે, સર્વને પોતાના મન્તવ્યથી વિરુદ્ધ તુચ્છ અને અકિંચિત્કરજ દેખાવાનાં; સર્વથા સર્વના સ્વભાવ જૂદા, કર્તવ્યો જૂદાં, મન્તવ્યો જૂદાં, એમની દૃષ્ટિ અને સૃષ્ટિ જૂદી અને આ બધાં જૂદાં જૂદાં રૂપાન્તરોનું પરિણામ પણ આખરે છેવટે એક દિવસે જુદાઇ જ; છતાં અજંપા કેટલા? ઉધમાત કેટલા? વલોપાત કેટલા? વાસના કેટલી? ભાવના કેટલી? પ્રતિષ્ઠારૂપી ભૂંડણની અધારની ચાહના કેટલી? આ બધું કેટલું કેટલું એટલે અસંખ્ય અગણિત અપરિમિત હોવા છતાં વિચારીને જોઇએ તો सम्मीलने नयनयोर्नहि किञ्चिदस्ति આ બધી સરળ વાતોને કોણ નથી સમજતું? સમજવા છતાં કોણ વિચારે છે? વિચારવા છતાં

કોણ વર્તે છે ? વર્તવા છતાં કોણ વિવેક રાખે છે ? વસ્તુસંગ્રહનો શોખ દરેકને હોય છે, સદુપયોગ કરનાર વિરલા, અન્ન ત્યાં ખાનાર નહિ, ખાનાર ત્યાં અન્ન નહિ, આ વિષમતા શા માટે ? વાંચક ! કોઈક દિવસે આ વિચાર આવે છે ! વિચાર આવતાં દશ્ય આનન્દપ્રદ જણાય છે ? આનન્દપ્રદ દેખાતાં દુઃખપ્રદ નથી એમ નિશ્ચય થાય છે ? બન્ને નથી થતું તો રસાભાસ થવાનો, સંદિગ્ધતા સામી, આ કોયડાના ઉકેલ માટે શાણાઓનાં સુવાક્ય છે કે हरिस्मृतिः सर्व्वे विपद्विमोक्षणम् આ બધી વિપત્તિ નહિ તો બીજું શું ! विपत्ति એટલે પીડા, યાતના, વિનાશ. એનું સ્વરૂપ શું હોય ? શ્વાનરૂપ પરાધીનત્વ, વિપત્તિ કોને આધીન ? આપણાજ પૂર્વજ કે આ જન્મના કર્મને. न कातरो हि नीतिज्ञो विपत्तौ च कदाचन નીતિ તો સર્વ આપત્તિથી છૂટવાને હરિસ્મરણજ હોય, હરિ સ્મરણ કરનાર નિર્ભય હોય, નિર્ભય પ્રાણિજ સત્ત્વ-શુદ્ધિનું પાત્ર. પાપોને હરે તે હરિ, મનુષ્યોનાં-પ્રાણીનાં-વિશ્વના પાપોને હરિ વિના કોણ હરે ! તેનું સ્મરણ એટલે અનુભવેલા સામર્થ્યનું જ્ઞાન અર્થાત્ માહાત્મ્યજ્ઞાન, અનુભવના સંસ્કારથી થતું જ્ઞાન, સંવિદ્-બુદ્ધિનો ભેદ ઇત્યાદિ અર્થનો અનુભવેલો વિચાર, વધારે કહીએ તો ચર્ચા, ચિન્તવન, મહર્ષિયોએ વેદાર્થને. વિચાર કર્યો હોય તે પણ સ્મૃતિ, વિમોક્ષણ એટલે વિમોચન-પરિત્યજન છોડાવનાર, ''હરિનું સ્મરણ સંપૂર્ણ પીડાઓને છોડાવનાર છે, यं धर्मकामार्थविमुक्तिकामा भजन्त इष्टां गतिमाप्नुवन्ति । किंचाशिषो त्यपि देहमव्ययं करोतु मेऽदभ्रदयो विमोक्षणम् ॥ ચારે પ્રકારના પુરુષાર્થની ઇચ્છાવાળા સત્પુરુષો તે, જેમને સેવતા-આશ્રય કરતા ધારેલી ગતિને મેળવે છે અને વળી અનેક વરદાન મેળવે છે, દેહને અક્ષીણ-ક્ષીણોપયોગી જરામરણના ત્રાસરહિત બનાવે છે તે અત્યન્ત દયાળુ શ્રીહરિ મ્હારી મુક્તિ કરો. અહિંયાં પણ પ્રપંચની પીડાઓથીજ છૂટવાની પ્રાર્થના છે. पीडनं पीडा તે અનેક પ્રકારની, બાધા, વ્યથા, દુઃખ, વૈમનસ્ય, રોગ, વેદના, સંકટ આ બધા પીડાના પ્રકારો, આનાથી કોણ બચ્યું છે ? તાપ, સંતાપ, ઉપતાપ, પરિતાપ, અનુતાપ આ બધાની ગણના અનન્ત, દરેકને આથી છૂટવા ઇચ્છા થાય પણ ઇચ્છાથી મુક્ત થવાય એવો નિયમ નથી, તો પછી શું કરવું ? हरिस्मृतिः सर्व्वविपद्विमोक्षणम् । अज्ञानिनो यदि हार समधिक्षिपान्त ये पापनाऽपि शिशुपाल सुयोधनाद्याः ॥ સ્મરણમાં નિયમ નહિ, અધિકારમાં પણ નિયમ નહિ, મુક્તિ મેળવો, પાપાત્મા શિશુપાલ સુયોધનાદિ ભલે આક્ષેપાત્મક ચર્ચા કરે, ચર્ચાજ એમનાં પાપોને દૂર કરવાની અને એનું મુક્તિનું સદાવ્રત કોઇ માટે બન્ધ નથી.

સુન્દરતાની શોધમાં તે રખડતો હતો. લોકોત્તર સુન્દરીઓને તે ટીકી ટીકીને જોતો, પ્રત્યેકને પ્રત્યેકમાં ત્હેને કૈંનેકૈં ઉણપ લાગતી, ક્ષણમાં તે આતુર બનતો, ક્ષણ પછી સર્વને ભૂલવા પ્રયત્ન કરતો, કોઇ કોઇ દિવસ તો તે ઉન્મત્ત દેખાતો, ત્હેનું વિકળ હૃદય કોઇ સ્થળે ઠરતું ન હતું, સઘળું સઘળે નથી હોતું એમ જાણવા છતાં રૂપમાં ગુણોની ગવેષણા ત્હેની કાયમની હતી. ત્હેની પરીક્ષણશક્તિ પદાર્થોમાં પૂર્ણતાનો અનુભવ મેળવી શકી નહોતી. પરીક્ષક પરીક્ષ્યમાં ન્યૂનતાજ દેખે, એ વિદ્યાધર કે કલાધર નહોતો, રૂપાળો કે કદ્રૂપો નહતો, છતાં ગુણોની વિરુદ્ધતા વિચારી શકતો. સાષ્ટવને ઝીણવટથી તપાસતા મથતો, કયા સૌષ્ટવમાં કયો અભિનય આકર્ષક છે તે તો કુશળતાથી રેખાંકિત-આલેખ્ય પ્રત્યક્ષ કરી બતાવતો, અભિનયોનો પ્રસંગ ત્હેને બરાબર યાદ હતો અને પ્રસંગના આદેશમાંજ એણે જીવનને આકુતિરૂપ બનાવ્યું હતું. પુષ્પોની પ્રફુલ્લતામાં તે કુટિલતા દેખતો, પલ્લવોની સ્નિગ્ધતા એને આભાસમાત્ર લાગતી. અશાશ્વત સુગન્ધિ એને રડાવતી, કારણજન્ય કોમળતા એને ખૂંચતી, અકૃત્રિમ કોમળતાનાં એના શરીરે છાલાં

પડયાં હતાં, શીતળ સમીરણની સાથે એ સંગ્રામ કરવા ઇચ્છતો, મન્દ હસની લતા નર્તિકાઓ તો એનું કલેજું કાપનાર હોવાથી ઇર્ષ્યા ઉપજતી, વનનાં વૃક્ષોની નીચે એ બેસવા યત્ન કરે ન કરે કે કોકિલાના કુહુથી એ કંટાળીને નાસતો. સરોવરની સપાટી ઉપર મત્સ્યોનાં પાર્શ્વ-પરિવર્તન એને રોળા કાઢીને ડરાવતાં! પનઘટ ઉપરની પનીહારીઓનાં ઝગમગતાં ચળકતાં પાત્રો એને પ્રકૃતિનાં પ્રલોભક હોવાથી ચમકાવતાં, રંગબેરંગી વસ્ત્રો અને વસ્તુઓને તો તે વિકૃતિના ઓળા આલેખતો, પુરુષદષ્ટિ એને કઠોર સ્વાર્થપટુ અને દંભી દેખાતી, સ્ત્રીઓની સૌમ્ય સમષ્ટિમાં એને સાહસ અને છલના સ્હમજાતી. વ્યર્થ સર્જનો તો ઉભય-રચનાન્તર્ગત અપરાધીઓનાં રૂપાન્તર છે જાણી ઉપેક્ષા કરતો. કુદરતને તે કાળાઓ કરવા ધારતો, પ્રારબ્ધ તો ત્હેને નિર્માલ્ય દેખાતું, સદાચારી સદ્ગુણી અને સુખી જીવો એની દષ્ટિના દેવતાઓ હતા. નિવૃત્તિને તે સ્વર્ગ માનતો, પ્રવૃત્તિના કોલાહલમાં પટુતા બતાવતાં પ્રાણી નામધારીઓને એ એક પ્રકારનાં યન્ત્રોની પેઠે કુતૂહલથી જોઈ રહેતો. વાસના વિવશ ઉચ્છૃંખલ જીવોને તે કાળનાં કંગાલ રમકડાં સ્હમજતો, વૃક્ષોનાં પાંદડાં ગણવાનું એને ગમતું, સરોવરના તરંગોની વિલીનતામાં એનું મન રમતું. અવની તારાઓ તો એનાં આશ્વાસન હતાં. સૂર્યને તો એ મારીચ મુનિનો અગ્નિકુંડ સ્હમજતો! ચન્દ્ર તો એને કોઇ નવનીતચોરે પકડાવાના ડરથી ઉછાળેલો અધર લટકી રહેલો નવનીતના ગોળા સરખો દેખાતો. આકાશ એ એનું સં પ્રશ્ન ઇષ્ટ સ્મારક હતું. પોતે ઉભો રહે બેસે કે સુઇ જાય તેથી વિશેષ-પ્રદેશમાં પૃથ્વીના અસ્તિત્વની આશંકાના વિવાદ કરતો જીતતો નહિ તો જીતવા દેતો પણ નહીજ. પોતાના નયન-યુગલથી બહાર તેજ નામનો પદાર્થ છે એમ કોઇ પણ સ્થિતિમાં કબુલવા તે તૈયાર નહતો, આકૃતિ પોતાની મનુષ્યની છે તેમ તો કહેતોજ, પરંતુ શરીરની ક્રિયાઓથી પાર્થક્ય ન કબુલતો, એના આ ઉન્માદનું શું ઓસડ હોય? જીદ્દી માણસો એની સાથે જીદ કરતાં છતાં એના હૃદયને વિકાર ન હતો. કોઇ વધારે વિવાદ કે ઝઘડો કરવા તૈયાર થાય તે પહેલાંજ આબુધારી રીતે તે અદશ્ય થઈ જતો પણ દિશાઓના મુખથી નીકળતા એ हरिस्मृतिः सर्व्वांविपद्विमोक्षणम् ના શબ્દો અદ્ભુત રીતે હવામાં ગાજી રહેતા.

એના પ્રત્યેક વાક્યમાં નારાયણનું નામ આવતું. આથી સમાજ ત્હેને નારાયણના નામથીજ સંબોધતો. ગામમાં ત્હેને કોઈ ઓળખે તેમ ન હતું, ન્હાના બાળકો એ જ્યહાં થઇને નીકળતો ત્યાં નારાયણનામની ધૂન મચાવતાં. એની દૃષ્ટિ કેવી હતી તે કહી શકાય તેમ ન હતું. કોઇક વખતે વિરહ-પ્રમત્ત-શી તો કોઇક વખતે વિલાસી, કોઇક વખતે મીઠી તો કોઇક વખતે વન્ય, યુવાન-યુવતિઓ એને શંકાની નજરે જોતાં. મુગ્ધાઓ મુગ્ધ હરિણીશી છલંગ મારીને એને જોઇને નાસતી તે એ જોઇ રહેતો. વૃદ્ધો તેની ગંભીર ચાલથી આ કોઇ સામાન્ય માણસ નથી એમ પીઢ દષ્ટિથી એને જોઇ રહેતા. હાથમાં એના પુસ્તક કે કરતાલ હોય, ગળામાં તુલસીની માળા, ખભે યજ્ઞોપવીત કપાળમાં તિલક આટલાજ એના સૌભાગ્ય-શૃંગાર હતા, કોઇક વખતે સભ્ય સ્નાતકના પોશાકથી સજ્જ દેખાતો તો કોઇક વખત ફક્ત ધોતી અને દુપટ્ટોજ શરીર ઢાંકણ પૂરતાં અવ્યવસ્થિત નાખીને ફરતો. તે કોઇ સાથે વિશેષ સંભાષણ કરતો નહિ, ત્હેને યોગી કે ત્યાગી સ્હમજવો મુશ્કેલ હતું. સમાજથી તે गूढो मूढ इवेयते રહેવાનીજ ચેષ્ટા રાખતો. હૃદયમાં એને કોઈની સ્પૃહા ન હતી, હૃદયમાં એને લાભ હાનિ કે સત્કાર પૂજાની તમન્ના ન હતી, હરીચ્છાએ આવી મળતા સંભારોથી એનો નિર્વાહ ચાલતો. તે સન્તુષ્ટ હતો. માયાપિશાચીથી મ્લાન થયેલાં ઐહિક ભોગોના આવરણોથી ઢંકેલાં છતાં લાલગુલાબ દેખાતાં સંસારી જનો જેવું ત્હેનું મુખ નહતું, ગરજથી ગભ-

રાતો ગદ્દગદ કંઠ ત્હેણે વ્યવહારમાં કર્યો નહતો, અન્યાય કે અધર્મનો પક્ષ ત્હેણે લીધો ન હતો.. સત્યવ્રત હતો, વિલક્ષણ હતો, ઓજસ્વી હતો, દંભથી સ્વાર્થ-પટુ દીન દૃષ્ટિ ત્હેને સ્વપ્નમાં પણ થઇ હશે કે કેમ તે કલ્પવું કપરૂં હતું, મહાપુરુષ નહતો પણ મહાપુરુષનોજ ઉપાસક થવા ઇચ્છતો. આડંબરીને અને એને અત્યન્ત અન્તર હતું, કોઇ પૂછે કે નારાયણ! ત્હારો નારાયણ ક્યાં છે? તે હસીને રસિક વાણીમાં જવાબ આપતો, "નિબિડ નિવાસવાળા નગરોના નિકેતનોની પછીતે પડતા જાલજટિલ વાતાયનના દ્વારથી તારામૈત્રી કરવા છતાં અભિલાષોથી વંચિત હોવાથી વિરહ અનુભવતાં પ્રિય-પ્રેયસી જેટલો દૂર, પાસે જવામાં ફેરા ખાવા પડે ફેરમાં પડવું પડે, દૂરથી જોવો હોય તો હમ્મેશ જોવાય, हिरण्मयेन पात्रेण सत्यस्या पिहितं मुखम्!" લોકો આ એના માર્મિક વાગ્વિલાસને ન સ્હમજતા, સ્હમજનારા દૃષ્ટાન્તને અસ્થાને ગણતા અને એના તરફ વિતર્ક કરતા. સંસારના સુખાભાસોને તે આહ્લાદક ન માનતો છતાં સર્વથા ત્યાજ્ય છે એમપણ ત્હેનું હૃદય ન કબુલતું. એ તો આ સર્વ ઇશ્વરેચ્છાનુંજ પરિણામ માનતો, કર્મના પરિણામો ઇશ્વરેચ્છા વિના નિર્બલ અને નિઃસાર દેખાતાં ઇશ્વરેચ્છાને એ સર્વશ્રેષ્ઠ માનવા મનાવવા સ્વીકારવા સ્વીકરાવવા તૈયાર હતો, ત્હેની ઇશ્વરેચ્છા અમૃતને વિષ બનાવી દેતી ને વિષને અમૃત બનાવતી. તે પોતે પણ લોકોત્તર સરખોજ હતો, કોઈક વખત પુષ્પથી કોમળ થઇ જતો તો કોઈક વખત વજ્રથી પણ કઠોર દેખાતો. એવા ચિત્તને પારખવું એ સાધારણ ન હતું, કોઇ તેનો દ્વેષ કરી જાય તો પણ અણસ્હમજ્યું કરી નાખતો તો કોઈ વખત સામાન્ય વાતમાં છાકતો આ બધુ એકન્દરે એનું ઉદ્દેશપૂર્વકજ હતું તે મનસ્વી હતો. કોઇને હાજી હા કરે તેમ ન હતો તે કોઇનો થતો નહિ કોઇને પોતાના થવા દેતો નહિ द्वितीयाद्भयं भवति स एको नव रेमे એથીજ તે રાગી ત્યાગી બન્ને હતો, પુષ્પ-ગુચ્છની પેઠે ત્હેને રહેવું ગમતું. એણે જીવન પ્રભુ-ચરણે ધર્યું હતું, ભોજનાચ્છાદનની ત્હેને ચિન્તા નહતી, આવી પડતી અગવડોને અળગી કરવા એકાન્તમાં તે એના નારાયણને ઉપાલમ્ભ આપતો નહિ કે પરિશ્રમ, ત્હેને કોઇ પૂછે કે નારાયણ? ત્હારો નિર્વાહ કેમ ચાલે છે તો તે કહેતો કે મ્હારો નારાયણ વિશ્વંભર છે હું ત્હેના વિશ્વમાં છું મ્હારૂં ભરણપોષણ કરવા તે બન્ધાયલો છે એને મ્હારૂં ભરણ પોષણ ઇષ્ટ નહિ હોય તો એ મને એના વિશ્વમાંથી બહાર કાઢી મૂકશે. કોઈ કહે કે વિશ્વમાં રહેવા દઇ નિર્વાહ નહિ ચલાવે તો! તે કહેતો કે પછી હું એને વિશ્વંભર નહિ કહું, પૂછનાર મૌન સ્વીકારી પાછલી રાત પેઠે પ્રયાણ કરતો પણ એનો નારાયણ નગુણો નહતો. એણે એને ઉન્નતજ રાખ્યો હતો. સમયસર એનો સહાયક બનતો અને એને તો हरिस्मृतिः सर्व्वविपद्विमोक्षणम् દૃઢ હતુંજ. (અપૂર્ણ)

---

## બંસી સુણાવો!

મીઠી મીઠી મુરલીઆં બજાવો કહાના; મધુ મધુ બતીઆં સુણાવો સગુણા.
હો! મુરલીકા સૂરસેં, પ્યારી બંસીકા નાદસેં;
જીય જાય તન તોડ વે, રહ્યો ન જાય વિરહમેં. મીઠી કહાના૦ ૧
મધુ મોહિની મુરલીએ, પાઈ વિરહ સુધાવે;
કહ્યો ન જાય કોઇસેં, રહ્યો ન જાય સુણસે. મીઠી કહાના૦ ૨

**જોષી જીવણલાલ છગનલાલ.**

# महानुभाव कविवर.

રસપોસઠી ગુજરાતણોના રસિક હૃદયમાં નિયત વાસો કરનાર ગુર્જરગિરા–ગરબીઓના સર્જનહાર, સાહિત્યાસ્વાદમાં મસ્ત બનેલા સાહિત્યરસિકોને મશગુલ બનાવનાર, ગવૈયાઓને ઘડીભર ગાયનની ધૂનમાં–મસ્તીમાં ચકચુર કરનાર, દિલસુફીને પળભર વિચારમાળાના વમળમાં ફેંકનાર–ચંબાવનાર અનેકાનેક સુતરંગી મધુકરોને સ્થાયી રસની ખાણમાં સુખે સ્થાપિત કરનાર–રસનો આપુષ બનાવવામાં મદદ કરનાર–વિલીનતાની કક્ષાએ પહોંચાડનાર, સાક્ષરરત્નોને નિમિષમાત્ર વિચારમાળામાં લીન કરી 'મેર' શોધવા પ્રેરનાર—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈથી ભાગ્યેજ કોઈ વિરલ અજ્ઞાત હશે!

ભલેને, કવિઓ, સાક્ષરો, વિવેચકો, વ્યાખ્યાતાઓ, ગમે તેટલા પ્રકારે વિભુપ્રેરિત બુદ્ધિ પ્રમાણે ગુર્જરગિરાના વનમાળીને આલેખે–ઉદ્‌બોધન કરાવે—જનતાને મધુર–મીઠી–મોદક વાણીમાં પાન કરાવે, પણ જ્યાં નથી એ વનમાળીની વાટિકામાંથી ઉદ્‌બોધન થયેલી શિક્ષા પ્રમાણે વર્તન, જ્યાં નથી આજ્ઞાઓનું પાલન, જ્યાં નંખાય છે શૃંગારાદિ 'કવનો'માં પ્રકૃતિજનિત દોષનું મિથ્યા-વરણ, જ્યાં થઈ રહી છે ધમપછાડ–શોધાશોધ અનેકશઃ પ્રયત્નોથી ત્રુટિઓ શોધવામાં–ત્યાં કેમ સંભવી શકે ધૂળ પર લીંપણના જેવું પરાક્રમ! જ્યાં હોય પાલન, હલનચલન, રહેણી–કરણી, કાવ્યોમાં બનાવેલી આજ્ઞા–શિક્ષા પ્રમાણે ત્યાંજ હોઈ શકે મધુરી મીઠાશ ને ઝમક. અદ્વિતીય રસમાં–રસવિધાનમાં–કવિશ્રીની વાણીમાં ત્યારેજ પારખી શકાય કવિહૃદય–કવિલક્ષ્ય. જ્યાં સુધી રહી છે શંકાપંકરૂપી આડખીલી કાવ્યોમાં વાચનથી, નથી થતું જ્યાં સુધી શંકાનું સ્ખલન હંસક્ષીર ન્યાયે; ત્યાં સુધી સમજવું કે નથી આવી પહોંચ્યા હજુ એ કક્ષાએ–કવિના પારિભાષિક–આત્યંતિક લાવણ્યમય શૃંગારાદિ ભાષાના અનેરી ઓજસ્વિતા પ્રકટાવતા શબ્દો–કવનો સમજવા ગૂઢ ભાવાત્મક રહસ્ય તાત્પર્ય હૃદયારૂઢ કરવા, કદી ન જોશો બીજાને; પોતે હોઈએ તેવા નિરખજો આસ્વાદનો તટસ્થ રીતે કરજો; ધ્યાન, કાવ્યોનું વિવેચકદૃષ્ટિથી.

કવિશ્રીનું જીવન, આચારવિચાર, રહેણી–કરણી, માન્યતાદિ સૂક્ષ્મદૃષ્ટિએ નિહાળવું હોય તો, "કહેતે હૈ કાવ્ય એ તો કવિકા કલેજા હે", એ કવિશ્રીની પંક્ત્યનુસાર મનુષ્યે સૂક્ષ્મ એઓશ્રીના સર્જેલ કાવ્યોનો [ પદ–કીર્તન–રેખ્તા–કેરબાદિનો ] સૂક્ષ્મ મનોબળથી–તટસ્થ રીતે ગૂઢ ભાવાત્મક રહસ્યો સમજવા વાસ્તે આત્યંતિક પ્રેમભીની દૃષ્ટિથી અવલોકન કરવું જોઈએ. હૃદયંગમ બનાવી રહેણી–કરણીમાં મૂકવું જોઈએ–નહીં મૂકાય તો પાણીનું નામ ભૂ. "વૈષ્ણવ નથી થયો તું રે." એ પદમાં પોતે શિક્ષાર્થે એજ કહે છે, "કહેણી તેવી રહેણી ન મળે ક્યાંઈ લખ્યું એમ કહેતી." પરમ ભગવદીય કવિશ્રી દયારામભાઈ પ્રત્યે પૂર્ણ વિભુવેષ્ટિત પ્રેમ–ભાવ ઉપલબ્ધ કરવો હોય તો, "स्मृतिर्विभिन्ना स्मृतयोऽपि भिन्ना नैको मुनिर्यस्य वचः प्रमाणम् ॥ धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥ એ ન્યાયે જે કોઈ સારભૂત શિક્ષા–આજ્ઞા–દિલસુફી–પ્રેમશૃંગાર–આસક્તિ વ્યસનાદિ કોટિઓના પ્રકાર માલુમ પડે તેમ ક્રમશઃ હૃદયંગમ બનાવવા યત્ન આદરવો જોઈએ. "अहं भक्तपराधीनः" એ વાક્યાનુસાર એઓશ્રીના કૃપાકટાક્ષના યાચક બનવા વાસ્તે દીનતારૂપી ઝોળીનો સ્વીકાર કરવો. કરીને નિદિધ્યાસનાદિ ક્રિયાઓ વડે મધુર કાવ્યોમાંથી ઉદ્‌ભૂત થતા રસાદિનું પાન કરવામાં 'જીવન' વ્યતીત કરવું. જેટલા પ્રમાણમાં મનોનિગ્રહ, સાચો ટેક, દીનતા, પ્રેમ તેટલાજ વિભાગની પર્યાપ્તિ.

રસિકજન ભક્તિપોષણાદિ ગ્રન્થોનું અવલોકન કરતાં ચોતરફ દરેક ગ્રંથમાં-અક્ષરે અક્ષરમાં શુદ્ધ બ્રહ્મવાદનું પ્રતિપાદન, પ્રતિપાદિત બ્રહ્મ શ્રીકૃષ્ણની પ્રેમક્રિયાદિ નિહાળશે.

જા કો કોઇ નાથ નહિ, જો કોઇ હાથ નહિ, કોઈ જાકે સાથ નહિ, સ્વેચ્છાનુચારી હે, જાકું કાહૂં આશા નહિ હિયરાકું ત્રાસ નહિ, વિસ્મયાભાસ નહિ, આત્મા સોં બિહારી હે; જો કોઈ તેં ભયો નહિ, અંત કોઇ લહ્યો નહિ, ઐસોહી હે કહ્યો નહિ, ગો ગો ગતિહારી હે; દીયો જાકો નહિ ગયો, કયોં હું ભજી નહિ બજ્યો, સોહી 'કૃષ્ણ' કહે દયો 'જીવની' હમારી હે." " રસિક રંજને " કવિત.

નહિ કોઇ જેની સમોવડી, કોઇ ધરા નહિ જેને શીશ, સર્વ વસ્તુ જે થકી થઇ જે કો કરાવે સર્વ અધીશ; સર્વ-અધીશ વન્દે સહુ જેને નિગમ નેતિ કહે છે તિહિને; શેષ મહેશ વિધિથી અગમ્ય તેને કહીએ પૂર્ણ પુરુષોત્તમ." એવો શ્રીકૃષ્ણ કૃપાલ. "ભક્તિપોષણ."

વાચક વર્ગ તટસ્થ રીતે નિહાળશે તો જોઇ શકાશે કે એઓશ્રી ફક્ત શુદ્ધ-અદ્વૈત-વિરુદ્ધ ધર્માશ્રયી બ્રહ્મને ભજનારા હતા. તદુપરાંત માયાવાદ-પરમાણુ-પ્રતિબિંબાદિનું સંપૂર્ણ ખંડન તેમજ શુદ્ધ-અદ્વૈત બ્રહ્મવાદનું સચોટ મંડન નરી આંખે જોઇ શકશો. જન્મયોગી શ્રીશુકદેવજી મહારાજ પણ શ્રીમદ્‌ભાગવતમાં એજ કહે છે. **कृष्णस्तु भगवान् स्वयम्** ॥ શ્રીમદાચાર્ય ચરણ એજ આજ્ઞા આપે છે **नमो भगवते** પ્રભુચરણ એમજ સમર્થન કરે છે **जानीत परमं तत्त्वं** વળી શ્રુતિઓ-શુદ્ધ-અદ્વૈત બ્રહ્મનુંજ ઉદ્‌બોધન કરાવે છે. સંપૂર્ણ રીતે મનોબળ કેળવી એકચિત્તથી વિચારની સીડીએ ચઢવાથી સમજ પડશે કે એઓશ્રી શુદ્ધ અદ્વૈત બ્રહ્મવાદમાં માનનારા હતા. દઢાશ્રયી હતા. સત્પ્રતિપાદિત પુષ્ટિપથેશ્વરના હતા પરમ સેવક! નિમગ્ન બની કર્યું હતું-વ્યતીત દુન્યવી જીવન **गुरुर्ब्रह्मा गुरुर्विष्णु** શ્લોકાનુસાર પ્રબોધાનુસાર પ્રબોધભાવની, શતશોધ ભક્તિપોષણ-રસિકરંજન-રસિકવલ્લભાદિ ગ્રંથોમા એઓશ્રીનો શ્રીગુરુદેવ પ્રત્યેનો અસ્ખલિત ઓજસ્વિતા પ્રકટાવતો જાજ્વલ્યમાન દઢાશ્રય છડેચોક રગેરગમાં-નસેનસમાં, અરે! અણુએ અણુમાં નિહાળી શકશો. એમનો હતો પ્રેમ શુદ્ધ-અદ્વૈત બ્રહ્મવાદ પ્રત્યે. તત્પ્રતિપાદિત બ્રહ્મ-શ્રીકૃષ્ણ પ્રતિપાદન કરનાર શ્રીમદાચાર્યચરણ પ્રત્યે. એ પ્રેમ ન્હોતો હાડચામનો, ન્હોતી લૌકિક એકતા પણ હતો એક ઓરજ અદ્વિતીય-રાસેશ્વરના સંબંધથી થતો દિવ્ય જ્યોતિમય ગુહ્ય-ગુહ્ય ઉન્મત્ત આસક્તિ વ્યસનાદિ કોટિનો અમાનુષી અપ્રાકૃત.

" That love was not the love of the Flesh, no physical union; but a love purely mystic. It is the ecstatic and rapturous joy of the devotee in communion with the divine soul. "

" શ્રીવૃંદાવન સુખકારી રે " એ ગરબીને અવલોકતાં-મનન કરતાં ગૂઢ તાત્પર્ય-રહસ્ય સમજતાં ઉપરથી ભાસતો માનુષ સરીખડો ઉદ્‌ભવ થતો પ્રેમ કાંઇ ઓરજ-આધિદૈવિક સ્વરૂપમાં સ્ફુરાયમાન થાય છે જેનાથી હૃદ્રોગ-પ્રકૃતિજનિત દોષો નાશ પામે છે. **कामं हृद्रोगमाशु अपहिनोति** " એ રસ પરમ આનંદ રસ રે, રખે વિષયસુખ મન આણો; જેમાં શુકમુનિ ને જીવ છાકયા, તે શું કામી છે જાણો. જેણે કામને મોહ પમાડયો, તે પ્રભુ કામે વશ કેમ થાયે; એ કૃષ્ણલીલા ગાતાં રે કામ રોગ ઉપરથી જાયે." શ્રી હરિરાય પ્રભુચરણ **क्रिया सर्वापि सैवात्र** એજ કહે છે.

ઘડીકભર શિક્ષાર્થે જનતાને તમાચા મારનાર, ફિલસુફીના સમરાંગણમાં ઝુકનાર, દીનતાના કોડારમાં લઈ જનાર, નાનીશી ચીજમાં હરેક પ્રકારના રસોની જમાવટ કરનાર તો દયારામભાઇ શિક્ષાને વાસ્તે " ઘોસરેન આકો યામ રહેદા મર્દો મેમાંમ " ઇત્યાદિ શીલસુફી વાર્તે " જા કો

કોઈ નાથ નહિ.'...ઇત્યાદિ. ભગવદાશ્રય વાસ્તે "પતિત કે પાવન હો."...ઇત્યાદિ. શૃંગારાદિ વાસ્તે અનેકાનેક પદકીર્તનો, રેખ્તા, પિસ્તા કેરઆદિ સુપુષ્પો વિવિધરંગી ભોગી ભમરાઓ વાસ્તે એ ગુર્જરગિરાના બગીચામાં મ્હોરી રહ્યાં છે. ચોતરફ પરાગને ફેરી રહ્યાં છે. મધુકરો એનો આસ્વાદ લેવા વાસ્તે જીવનભર જીવન વ્યતીત કરશે. પણ તૃપ્ત તો ન્હેં રહેશે. એ નિર્વિવાદ માનવું. ભાગ્યેજ પૂર્ણાહુતિના પંથે વિચરશે-વિચરીને વિરમશે-વિરમીને આલ્હાદશે.

એઓશ્રીના પરબ્રહ્મ-શ્રીકૃષ્ણ પ્રત્યેના દઢાશ્રયની પ્રતીતિ વાસ્તે "દયા પ્રીતમ ઇચ્છા વિના ડોલે નહિ એક પાત, એવી દઢ ચિત રાખીએ, લચ્છ બાતકી બાત." "અપની ચિતવની ઓર પ્રભુકી ચિતવની ઓર, કાકતાલીય ન્યાય હૈ કબુ આવે એક ઠોર" સહસ્ર ભુજપતિ જેને રાખશે તેને હાનુશે શું બે ભુજવાળો, તેજ પુરુષ જ્યારે રૂઠશે ત્યારે કોઇ નથી રાખણવાળો." ઇત્યાદિ કવનો પુરતાં છે. દુન્યવી દષ્ટાંતમા આધિદૈવિક પ્રેમરસની હેલી કરનાર-પ્રદીપ્ત રૂપરેખા જનતા સમક્ષ ખડી કરનાર દયારામજ. "પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહિ......", "દાદુરમીન એક ઠોરનાં......ઇત્યાદિ પ્રતીતિ વાસ્તે પુરતા છે. रसो वै सः ઇત્યાદિ શ્રુત્યોક્ત રસના અધિષ્ઠાતા તો શ્રીકૃષ્ણજ છે. "સેવા પરિણામ હમારા હૈ." એ પદમા પોતે ઉત્તરે એજ સિદ્ધ કરે છે "પુરુષ એક પુરુષ દયા પ્રભુ ઓર સકલ નજ્દારા હૈ."

ન થશે એકદમ અધીરા. એમનું કાવ્ય નથી ફક્ત એકજ ગુર્જર-ગિરામાં, પણ છે એકાદશ ભાષામાં તે જનતા જોઇ શકે છે. એમનો બનાવેલો એકાદશ ભાષાનો દૂહો. "ગિરિધર મુઝે પ્રાણ હુદી સાંવલડા પ્યારા"-ઇત્યાદિ આ ઉપરથી કાઢી શકશો માપ એઓશ્રીના સાક્ષરત્વનું, જ્યાં નથી એમના કાવ્યોમા પ્રકૃતિજનિત-દુન્યવી પ્રેમ, જ્યા વહી રહ્યું છે આધિદૈવિક પ્રેમનું વ્હેણ, જ્યાં થઇ રહી છે હેલી હૃદયપટમા, જ્યા અનુભવાય છે આસક્તિ વ્યસનાદિ કોટિયો-ત્યાં ક્યાંથી હોઇ શકે સ્થાન પ્રકૃતિજનિત પ્રેમને-ક્યાંથી હોઇ શકે કવિહૃદય નીરસ-અશુદ્ધ-દુન્યવી?

એઓશ્રીની જયંતિ ઉજવાય છે સારાયે ગુજરાતમાં-ઉજ્વીએ છીએ પણ ત્યાંજ સમાએલી છે બધી ખોડખાંપણ જ્યાં સુધી નથી વર્તતા એઓશ્રીના કહેવા મુજબ. આજથીજ લઇ લો પણ, એઓશ્રીના સિદ્ધ કરેલ શુદ્ધ-અદ્વૈત બ્રહ્મને સેવવા-બનાવવા લક્ષ્ય કાવ્યનું દોહન કરી તત્ત્વ-બ્રહ્મ-શ્રાંગારિક ભાષામાં પુષ્ટિપથેશ્વર શ્રીકૃષ્ણને અંશાશી ન્યાયે ममैवांशो जीवलोके ઇત્યાદિ ગીતોક્ત શ્રુત્યુક્ત પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇની આજ્ઞાઓને શિરસાવંદ્ય ગણી (ભજ ધાતુ સેવાયાં) ભજશું તો વાસ્તવિકજ કહેવાશે. વિશુદ્ધ મનથી સંકલ્પ કરશું-વિચરશું-અમલમાં મુકશું તો જયંતિ ઉજવી સાર્થક છે બાકી આળપંપાળજ કહી શકાય.

ભક્તરત્ન કહો, સાક્ષરરત્ન કહો, કવિવર કહો જે કહો તે-એવા મહાનુભાવીઓની આજ્ઞાઓ પ્રમાણે વિચારવા પોતાના સર્જેલ કાવ્યોનું વાચન કરવા પ્રેરી, નિજાંકિત બાલકના હૃદયમાં પરિણામે એવી સુસ્ફુરસ્થાપિત કરો. પૂર્ણાનંદ રાસેશ્વર-ગોકુલેતીનના શરણમંત્રના બળથી કૃપાદાનાર્થ યોગ્ય બનાવી, કૃપાકટાક્ષ પ્રાદુર્ભાવાર્થે સર્જેલ કાવ્યોમાં અભિરુચિ ઉત્પન્ન કરાવી પ્રભુની પ્રભુતાનો પાઠ પઢાવી સાંનિધ્યમાં રાખી વિભુવિરહાનલમાં વિહરતો મુકશે-સોડમાં રાખશે તો મારે મન બહુજ છે. જાણે કહ્યું જગત્. લેખકઃ—પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઇના પંદશિષ્યના પ્રપૌત્ર જોશી જીવણલાલ છગનલાલ. ડભોઈ,

## " નૂતનવર્ષાભિનંદનમ્ "

( વસંત તિલકા. )

" દીપોત્સવી નવલ આજ પુનીત આવી, દીપોત્સવી વિવિધ શાન્તિ સુખોજ લાવી;
દીપોત્સવી મધુર સ્નેહ કુટુંબ વર્ષો, દીપોત્સવી પ્રભુકૃપાકર સૌખ્યદા હો ! ! "

" આ વર્ષ નૂતન હજો અતિ સૌખ્યકારી, ભક્તિ વધો વિશુદ્ધએ પ્રભુ પાદ પદ્મે;
સેવા મળો હરિ તણી-ફળદા તમોને, માગું રસેશ ચરણે શિશ નામિ હું તો."

[ લેખક-પ્રેમલાલ ગો. કંસારા. ]

" અધુરા યત્નોનું જતન કરવા જાગૃત થજો, નવા સંસ્કારોનું મધુર ગરવું ઓજસ સજો;
મહાસિદ્ધિ માટે અડગ દિલથી ખંત ધરજો, ગ્રહી ને સંજોગો પરમ પ્રભુ-આદેશ વદજો.
અદ્વૈતામૃત ચાખજો જીવનના સંપૂર્ણ સુખી થજો. કીર્તિ રશ્મિ દિગંતમાં પ્રસરજો 'શ્રી' સંતતિ પામજો.
પ્રેમ સ્રોત અખંડ શાન્ત વહજો, સત્કાર્યને સેવજો; રે'જો તત્પર શ્રેયમાં જગતના આત્મોન્નતિ સાધજો.

લી. એક બ્હેન.

સર્વસ્વ સ્નેહીસમાજને, નવવર્ષ આ નવ્યપ્રદા,
ધન-ધાન્ય-પશુ-પુત્રાદિની, સમૃદ્ધએ ભરજો સદા;
તન-મનની સર્વ તજાવી, પ્રગટી આધિ વ્યાધિ ઉપાધિયો,
શોભો સુબંધુ સૌ સ્વધર્માચરણના સ્વાધ્યાયિઓ. ૧

રચિપચિ રહો રગરગવિષે, ઋષિપ્રોક્ત આદ્ય રસેપણા,
પ્રગટાવ પ્રકૃતિ પરિમળે પરમાર્થદર્શક પ્રેરણા;
જીજ્ઞાસુ વર્તન-વાણીએ, અભિવર્ષણો ધાર્યા ઢળો,
આનંદી આત્મ ઉજાશના, જીવન વિકાસે જળહળો. ૨

પ્રગટાય ત્યાંથી પ્રજળજો, રંજાડ રાગ-દ્વેષના,
વૈદિકીહિંસા વંદ્ય હો, અન્યત્ર કંઈ હિંસા વિના;
સ્મૃતિમાંહી સિંચાયા જજો, શીળ-શાંતિનાં અંકોરણો,
ચિત્ત ચ્હાવ હરનિશ ફેડવા, ઋષિ-દેવને પિતૃનાં ઋણો. ૩

અળપાવ આવતી આફતો, ધનલાલસાના ધંધની,
જળવાવ જીવસાટે જરૂરી, પુરુષસૂક્ત પ્રબંધની;
રેલાઇ રો' હૃદયાન્તરે અધ્યાત્મબળની આર્દ્રતા,
દૃષ્ટિથી દૂર વહી જજો, વૈવર્ણ્ય—વર્ણવિઘાતતા. ૪

ઓજરવિ કિરણે ઉતરજો પુરુષાર્થ પૂર્ણ પ્રભાવમાં,
ઔજ્જ્વલ્ય ઓળંઘાય આ, નીતિના નિરાભિમાનમાં;
સ્વપ્નેય સ્પર્શાશો નહીં, વિકૃત વિચારો વૈશ્યના,
અજ્ઞાન શિશુ એકે ન હો, દુર્ગતિ વળુધ્યાં દસ્યના. ૫

આયુષ્યકુલક આર્યતાના, સકળ જન સંસ્કારી હો,
ગોત્રોની ગૌરવ ઘોષણાના, વારસો વિસ્તારી હો;
શાસ્ત્રોક્ત સૌજન્યો, સહુ, સંકલ્પમાંહી સ્ફુરાવજો,
મળીને પરસ્પર પ્રેમીઓ, પ્રીતિપાનને પાયા જજો. ૬

સપ્તસ્વરી વીણા સજી આ, સપ્ત હરિગિતછંદમાં.
કવિ ભાઈશંકરજી કરે, એ વાજતી આનંદમાં;
નર્તતિ નાદ પ્રકાશને, બ્રહ્માંડભરમાં વિસ્તરો,
સંસારી સ્વર સત્કારી, એના સંગીતે વિજયો વરો, ૭

સુરક્ષક ઔષધાલય, રીચીરોડ-અમદાવાદ. કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.

# कीर्तनकुसुमाकर.

परम भगवदीय सकलभगवच्छास्त्रनिष्णात मान्यवर शास्त्रीजी श्री वसंतरामभाई योग्य लिखी उज्जैनसे जमनादास झालानी के सविनय सस्नेह भगवत्स्मरण स्वीकार होवें. अत्र कुशलं तत्रास्तु. अपरंच " कीर्तनकुसुमाकर " पुस्तक के दर्शन करके चित्त प्रसन्न हुवा। इस पुस्तकके सम्पादनमें आपने जो परिश्रम किया है उसके लिये वैष्णव समाजकी तरफसे आपको अनेक अनेक धन्यवाद हैं. किसी ग्रंथके सम्पादनमें, जो परिश्रम उठाना पड़ता है वह उठानेवालाही जानता है. मुझको उसका यत्किंचित अनुभव है अतएव मैं अच्छी तरह समझता हूं कि आपको कितना परिश्रम उठाना पड़ा होगा ! विशेष के पहलेके मुद्रित ग्रंथोंका अवगाहन करना अमुद्रित ग्रंथोंकी छानबीन करना और गागरमें सागरका समावेश करनेका प्रयत्न करना आप जैसे कीर्तनके मर्मज्ञके विना होना असम्भव है. इसके उपरान्त कीर्तनका क्रम नित्य पदका तथा ऋतुक्रम नित्य पदके अन्तर्गत क्रम एवं ऋतुओंके अन्तर्गत क्रमको ऐसी सुन्दर रीतिसे कायम किया है कि साधारण जाननेवाले भी पूर्ण लाभ उठा सक्ते हैं.

मैंने यद्यपि विशेष करके कीर्तनसंग्रहकी बड़ी पुस्तक जा ३ भागमें मुद्रित है उनपरसे तथा कतिपय अमुद्रित पुस्तकों परसे पाठ कीया है. तथापि "कीर्तनकुसुमाकर"में अनेक सुन्दर सुन्दर ऐसे कीर्तनोंके दर्शन किये जो अमुद्रित थे. उन कीर्तनोंका पाठ करनेसे जो आह्लाद हुवा वह अवर्णनीय है. किम् अधिकम् ! आश्विन शु. १५

दा. दा. जमनादास झालानी
एम्. ए. एल्. एल्. बी.

---

## बक भक्तने.

जुठी ना આસશો ભાળારે...પેટ પાપેથી ભરવા !

પાપેથી ભરવા ! પેટ પાપેથી ભરવા. જુઠીના—(૧)

હાલતાં ને ચાલતાં ભણુકા મુકો છો ! જગત ધૂતવાના એ ચાળારે...પેટ પાપેથી ભરવા.

વૈષ્ણવ થઇ ભક્તપણું દેખાડો ! પણ કર્મ કરાં છો બહુ કાળાં રે...પેટ પાપેથી ભરવા.

હાથમાં માળા ને અંતરમાં લ્હાળા ! એ તો નરકે જવાના સૌ ચાળારે...પેટ પાપેથી ભરવા.

પ્રભુ પ્રતાપે ! મણિબ્હેન કહે છે ! તમે ખાશો યમના ભાલારે...પેટ પાપેથી ભરવા.

ઉમરો મંદિરની પોળ, મણિબહેન મનસુખલાલ પટેલ.

## પ્રિયતમનું મંદ હાસ્ય.

[ રાગઃ—'ગાજે વડલો વિહંગ તણાં ગાનથી રે, મહીં ટહુકે કળાયલ મોર; મને વ્હાલાં વાલ્યમજીનાં વેણુ રે.' ]

એક વાડલીમાં રોપી કનક–વેલડી રે, ત્યાંથી ગરતાં રૂપેરી પુષ્પ;
એવાં મરકડાં* મધુર મોહન તણાં રે.........૧
શીળી ચંદા આભલીયામાં ઉગતી રે, તેની ચાંદલી આ ફેલતી ચોમેર;
એવાં મરકલડાં મીઠડાં મોહન તણાં રે.........૨
ઉગી ચંપકલતા એક વનમાં રે, તેનાં કોમળ રૂડેરાં કુસુમ;
એવાં મરકલડાં કોમલ મોહન તણાં રે.........૩
શશિ ષોડશ કલાએ આકાશમાં રે, આકર્ષે કુમુદિનીનાં ચિત્ત;
એવાં મરકલડાં મોહક મોહન તણાં રે.........૪
મેઘ છાયું આકાશ ચહું દિશથી રે, તેમાં ઝબકે વિજળડીની જ્યોત;
એવાં ઝબકે મરકલડાં મોહન તણાં રે.........૫
અહો ! ગાજતું ગગન ખૂબ ખળભળી રે, ત્યાંથી ઝરમર વરસે મેહ;
એવાં મૃદુ મરકલડાં મોહન તણાં રે.........૬
પડે ફેરલીમાં વહાલા વરસાદનાં રે, તે તો ટાળંતાં ધરણીના તાપઃ
એવાં મરકલડાં શીતલ મોહન તણાં રે.........૭
એક ચંદ્રકાન્ત મણિ મહામૂલ્યનોરે, તે તો ચંદાની જ્યોત કરે ચોરઃ
એવાં મરકલડાં ચળકે મોહન તણાં રે.........૮
એક ઉંચા પર્વત તેની ટોચથી રે, ઝરે મંદમંદ સરિતાની સેર;
એવાં મરકલડાં ઝરતાં મોહન તણાં રે.........૯
રૂડી રજની ને સ્વચ્છ આકાશ છે રે, મહીં ઝબકે તારલીયાનું તેજ;
એવાં મરકલડાં ઝબકે મોહન તણાં રે.........૧૦
મેઘ માટે તરસે છે કોઇ ચાતકીરે, જોતી વાટડી આતુરતા અપાર;
એવાં ઇષ્ટ મરકલડાં મોહનતણાં રે.........૧૧
પેલી ખીલી વસંત શી સોહાગણી રે! તે તો પ્રસરાવે પુષ્પનો પરાગ;
એવાં મરકલડાં સૌરભ મોહન તણાં રે.........૧૨
કદી મૃદુ મૃદુ કદી અતિ વેગથી રે, ઝૂલે એક રત્નખચિત હિંડોલ;
એવાં મરકલડાં ઝૂલતા મોહન તણાં રે.........૧૩
ઝોળા ખવરાવે ચિત્ત ચકોરને રે, તેને ઉપજાવે અધિકું હેત;
એવાં મરકલડાં વહાલાં મોહન તણાં રે.........૧૪
લલચાવી તરસાવી સુખ અર્પતાં રે, પ્રેમી હૃદયે નચાવે રસભેર;
એવાં મરકલડાં રસિક મોહન તણાં રે.........૧૫

શ્રીવલ્લભદાસાનુદાસ—વ્રજરત્નદાસ ચમનલાલ પરીખ [ પાટણ ]



* મરકલડાં=મંદ હાસ્ય.

# ચર્ચાપત્રો.

## (૧)

## સુવર્ણાભિષેક એટલે ઉકાળેલ સોનું.

એવો વિચિત્ર 'શબ્દાર્થ' ખરા હૃદયધ્વનિથી કહાડી, મુંબઈની નિંદાખોર મરાઠા ત્રિપુટીને સાથ આપી, "કનકાભિષેકોની ઐતિહાસિક" ચર્ચામાં મહીનાઓના મહીના મૌનાવલંબન ધારણ કરી પોતાની પુષ્ટિમાર્ગીય વૈષ્ણવતાનું આબેહુબ દર્શન કરાવ્યું. તેના મૌનાવલંબનનો પરદેફોડ વઢવાણની વૈષ્ણવ મહાસભાના આશ્રય તળે થએલી "વિરોધદર્શક સભા" માં મેં કરી દેખાડ્યો, તે સત્ય વસ્તુથી ભડકી જઈ, મથાવાળી ત્રિપુટીની પીઠ થાબડી ઉપર્યુક્ત શબ્દાર્થ બરેડું વાપૂબાજુ છોડ્યું. કરોડ વૈષ્ણવ હૃદયોને આઘાત પહોંચાડ્યો અને પોતાની મીમાંસકની વિશદ બુદ્ધિને દિમાચક જોડે અથડાવી અથડાવી ગુલ્તત બનાવી કંગાલાર થઈને બેઠા. હાલમા મુંબઈમાં "સનાતની કોંગ્રેસ બોર્ડ" ની સ્થાપના વખતે "આરોતુ દિમાચક પંડિત" આવેલા ત્યારે મુંબઈના વૈષ્ણવોનો રોષ ફાટી પડેલો, પણ પંડિતજીએ પોતાની પાસેનો દિમાચક ઉપરનો સફેદ બચાવ પોતાના પુષ્ટિપીયૂષમાં "ખુલાસા" રૂપી અપટુડેટ શબ્દોની મરોડવાળી કેરામતના કૌશલ્યો દ્વારા, વૈષ્ણવોના ઉકળાટને શાંત પાડવા "અષાઢ" ના અંકમાં મિથ્યા પ્રયાસ કર્યો છે. પોતે કરેલા સત્ય હૃદયના અવાજ યુક્ત વિચિત્ર શબ્દાર્થ ઉપર ઢાંકપીછોડો કરી, સંપ્રદાયના કોઈ સત્યવક્તા ઉપર બુરહાનપુરી જેવા માફક અંગુલી નિર્દેશ કરવામાં અપવાદ રૂપ નથી નીવડતા જાણી ખેદ થાય છે.

આર્યસંસ્કૃતિસંરક્ષક શ્રીમદ્દપ્રભુજી ઉપર એક હિંદુ જે શબ્દ પ્રયોગ ન કરી શકે તે શબ્દનો પ્રયોગ કરી ઉપરથી વૈષ્ણવોની આંખે પાટા બંધાવી અંધારામાં રાખવા "ખુલાસો" પ્રકટ કરવાનો મિથ્યા પ્રયાસ કર્યો તે અક્ષમ્ય છે. ભાવનાપ્રધાન પુષ્ટિમાર્ગમાં ઉકાળેલ સોનાની ભાવના કરનાર તો આંતર ચિદ્રૂપ અને તેનો ગુરૂજ હોય. આ સંપ્રદાયમાં માનસી સેવા મુખ્ય છે. અને તેથી ભાવના પ્રાધાન્ય છે તેમાં આસેતુહિમાચલની આ ભાવના યુક્ત લખાણને કલ્પના વિકલ્પના કોણ કહી શકે એમ છે? શું તેમના હૃદયનો સત્ય અવાજ હોઈને પુષ્ટિમાર્ગનું અવળું પ્રચાર કાર્ય કરનાર ત્રિપુટીના કાર્યમાં પડદા પાછળ ઉભા રહી વિઘાતક પ્રવૃત્તિ કરવામાં પોતાનો હાથ નથી? શા માટે વૈષ્ણવો અને આચાર્યશ્રીઓ આંખમીંચામણા કરે છે? વૈષ્ણવોએ તો આવા તિલકધારી "ભયંકર આક્ષેપ" ના પ્રણેતા તંત્રી, મંત્રી, લીડર, પચ્ચીશરોનો ઉઘાડા પાડીને તેમનો, તેમની ધર્મવિઘાતક પ્રવૃત્તિનો બહિષ્કાર કર્તવ્ય છે.

અમૃતલાલ હરજીવનદાસ પારેખ મહુવાવાળા.

## (૨)

## વઢવાણ શહેરના ચર્ચાપત્રોનો ખરો ખુલાસો.

શુદ્ધાદ્વૈતના વર્ષ નવના અંક ચૈત્રમાં ભાઈ ગોપાળદાસનો લખાયેલો વઢવાણ મંદિરનો ચર્ચાપત્ર વાંચ્યો તથા શુ. નો વૈશાખના અંકમાં "કંસારા વૈષ્ણવ" નામાભિધાન નીચે લખાયેલો ચર્ચાપત્ર વાંચ્યો. ઉભય ચર્ચાપત્રો વાંચી વાચક વૈષ્ણવોની જાણ માટે અત્રેની શ્રી. પુ માર્ગીય વૈ મહાસભાએ બન્ને ચર્ચાપત્રોનાં લખાણ પ્રમાણે પુરતી તપાસ કરી છે.

અત્રેની આ સંસ્થાને કોઈ સાથે રાગદ્વેષ કાંઈ છેજ નહિ. અમારે તો દરેક વૈષ્ણવ સરખાજ છે, પરંતુ અમો જે પક્ષમાં સત્યતા વિશેષ દેખીયે તે પક્ષનું કાર્ય પ્રથમ કરવા તૈયાર છીએ. ભાઈ ગોપાળદાસના ચર્ચાપત્ર પ્રમાણે અત્રેની હવેલીના સેવાકર્તાઓની દરેક ભુલો સાચી છે. ગોપાળદાસ વઢવાણ શહેરની શ્રી. પુ. વૈ. મહાસભાના મંત્રી તરીકે સંસ્થાની સેવા નિઃસ્વાર્થપણે બજાવે છે તેમ તેમનામાં ધર્મ પ્રત્યેની જે ઝનુન છે તે તો પ્રભુ અવિચળ રાખે, છતાં પણ શુદ્ધાદ્વૈતના વૈશાખ માસના અંકમાં ગોપાળદાસને હલકી પાડવાનું જે લખાણ છે તે તો ફક્ત સેવાકર્તાઓનો બચાવજ છે. અમે તો સેવાકર્તાઓને વિનતિ સાથ જણાવીએ છીએ કે તમો તમારી જોહુકમી અને આપખુદી સત્તાનો ત્યાગ કરી રાસેશ્વર શ્રીમદનમોહન પ્રભુને રીઝવશો તો કોઈ પણ વૈષ્ણવોને ચર્ચામાં ઉતરવાનો પ્રસંગ આવશેજ નહિ.

શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાની કાર્યવાહક કમીટીના મેંબરોઃ—હરગોવિંદદાસ છગનલાલ

જ. ઓ. કંસારા.

(૩)

## *સાચો આસેતુહિમાચલ પંડિત.

સાચો આસેતુહિમાચલ પંડિત તેજ છે કે જે પોતે જાણતોજ નથી કે હું આસેતુહિમાચલપંડિત છું. તે સદા શિષ્ય ભાવે પોતાને ભાળે છે. ત્યાગી વીરોમાં કે આસેતુહિમાચલના પંડિતોમાં ખપવાની બડાશ હાંકતો નથી. જ્યાં વિદ્યા છે ત્યાંથી તે નમ્ર થઇને લે છે. જ્યાં અવિદ્યા છે ત્યાં તેનો પ્રતાપ સ્વતઃજ અવિદ્યાને હાંકી કાઢે છે. અજાણ પત્નીને નામે આકર ગ્રન્થોના તરજુમા લખતો નથી. જે કહે છેઃ "મને આવડે છે, તમને શી ખબર પડે ? કનકાભિષેક એટલે લાકેલું સોનું. મારા જેવો સંપ્રદાયમાં ત્યાગી વીર કોઇ નથી." તેનેજ શીખવાનું છે. સાચા આસેતુહિમાચલ પંડિતને સાચો શિષ્યજ પારખે છે. સાચો આસેતુ હિમાચલ પંડિત સાચા શિષ્યને તાવે છે. સાચો શિષ્ય તેમાં આનંદ લે છે. "પરોપદેશે પાણ્ડિત્યમ્" કરવાવાળો આસેતુ હિમાચલ પંડિત શિષ્યને અને સંપ્રદાયને આંજે છે—ઠગે છે; ડંખનો ઓપ આપે છે.

આસેતુહિમાચલ પંડિત શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ અને દયાલુ હોય એવું શાસ્ત્રોમાં છે.

શ્રોત્રીય થવું સ્હેલું છે; શાસ્ત્રોને પોપટ જેમ જાણવા તે ભારરૂપ છે. કોઇ વિરલ આસેતુહિમાચલ પંડિતમાં દયાલુતા હોય છે.

તેવો આસેતુહિમાચલપંડિત શિષ્યના અજ્ઞાનથી પીડાય છે. તેને ફેડવા જાતેજ દુઃખ સહન કરે છે. જ્યાં સુધી શિષ્યનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી શિષ્યને કષ્ટ આપી પોતે નાનો રહી તેનું હિત સાધે છે. શિષ્યને નામે "પ્રાસંગિક નોંધ" નથી લખતો.

આવો આસેતુહિમાચલ પંડિત જેને મળે તે શિષ્યને ધન્ય છે।

આજકાલ સંપ્રદાયમાં નીકળી પડેલા દાંભિક નામધારીઓ સંપ્રદાયનો સડો દૂર કરવાને બહાને સડો વધારનાર ગોસ્વામી કુલના દ્રવ્યનો દુરુપયોગ કરનાર ખરો આસેતુહિમાચલ પંડિત ન કહી શકાય. સંપ્રદાય નામધારીઓથી ચેતશો ?

આસેતુહિમાચલનો એક વિદ્યાર્થી.

(૪)

## શ્રીગોકુલેશ પ્રભુ પર ભયંકર આક્રમણ.

તા. ૧૫ મી જુલાઇના "ગુજરાતી" ના અંકમાં રા. છગનલાલ વિદ્યારામ રાવળે "શ્રીવલ્લભાચાર્યને કનકાભિષેક થયાની ચર્ચા" વાળો લેખ પ્રસિદ્ધ કરાવી ફક્ત ચર્ચામાં મુકાવ્યુ છે. "કવિચરિત્ર" ગ્રંથના ફકરાઓ ટાંકી એ વયોવૃદ્ધ સાક્ષર કનકાભિષેક નથી થયો એમ જણાવે છે. હવે જોવા જેવી બીના એવી છે કે "કવિચરિત્ર" ગ્રંથનો ફકરો બુદ્ધિની કસોટીએ ચઢાવતાં "કનકાભિષેક" વિરુદ્ધ કેટલે અંશે છે તે જો એ વયોવૃદ્ધે તપાસી જોયો હતે તો ઐતિહાસિક તટસ્થ વૃત્તિનું એક મરાઠી લેખકના કવિચરિત્રના ફકરાઓના બુઠ્ઠા શસ્ત્રથી ખુન કરવા પ્રેરાત નહી. "કવિચરિત્ર" ગ્રંથનો લેખક દ્વેષી અને ઇર્ષ્યાખોર માનસનો હોઇને વૈષ્ણવાચાર્યો પ્રત્યેનો પોતાનો આંતરિક દ્વેષ બતાવ્યો પણ હોય, તો તેવા દ્વેષી, ઇર્ષ્યાખોરોના ગંદા ફકરા ઉપર વિશ્વાસ રાખતાં પહેલાં તટસ્થ વૃત્તિથી દ્વેષ રહિત બુદ્ધિથી વિશ્વસનીય હોય તેવા પુસ્તકોનું સંશોધન કરી તટસ્થ વૃત્તિથી ઐતિહાસિક નીતિનું રક્ષણ કરી, વિશ્વસનીય ફકરાઓ ઐતિહાસિક ચર્ચામાં રજુ કરો. હમણા હમણા વિદ્વત્સમાજમાં એક એવો પવન ફુંકાયો છે કે વિશ્વસનીય લખાણો ન કરતાં મનઃકલ્પિત કાં તો ગંદા પુસ્તકોના આધારે ગોળો ગબડાવી પોતાની વિદ્વત્તાનો આબેહુબ પરિચય આપે છે.

૨. શ્રીગોકુલેશજી (માલાતિલકવાળા) મહારાજશ્રીના દંડાકાર તિલક માટે તે વયોવૃદ્ધ વિદ્વાન સાક્ષરે "કવિચરિત્ર" જેવા ગંદા પુસ્તકના આધારથી મસીદના મીનારા સાથે સરખામણી કરવા નીકળ્યા છે. હું એ મહાશયને નમ્ર ભાવે પુછીશ કે આપે "ગુજરાતી"ના કોઇએક દિવાળીના અંકમાં મહાગુજરાતના સાક્ષરવર્ય શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદીની કલમથી લખાએલ "માળા પ્રસંગની ઐતિહાસિકતા" વાળો લેખ વાંચવા કદી પ્રયાસ કર્યો છે ? જો તે ઇતિહાસ વાંચ્યો હતે તો આર્ય સંસ્કૃતિ સંરક્ષક શ્રીમાન્ આચાર્યશ્રી ગોકુલનાથજીએ મુસ્લીમ ધર્મનું ચિહ્ન રાખવા "મસ્જીદના મીનારા"

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

વર્ષ ૯. | અંક ૯

માર્ગશીર્ષ સં. ૧૯૯૨. | શ્રીવલ્લભાબ્દ ૪૫૭.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

## प्राचीन कीर्तन.

राग आसावरी ॥ पाग चंद्रिका ॥ बूझत जननी कहांते आये ॥, मैया आज गयो श्रीवल्लभगृह बहुत ही लाड लडायो ॥१॥ विविध भांत पटभूषन ले ले सरस सिंगार बनाये ॥ सीस पाग शिरपेच बांध तापर मोर चंद्रिका लाये ॥२॥ बहुत भांत पकवांन मिठाई व्यंजन सरस बनाये ॥ पायस आदि समर्प भोग मोहि मेरी लीला गाये ॥३॥ प्रेमसहित श्रीवल्लभ मुख निरखत ओर न कछु सुहाये ॥ रसिक प्रीतम कहत जननीसों आज अधिक सुख पावे ॥४॥

घर भोजन ॥ राग आसावरी ॥ दोऊ भैया जेंवत मा आगे ॥ पुनि पुनि ले दधि खात कन्हाई ओर जननीपें मागे ॥१॥ अति मीठो दधि आज जमायो बलदाऊ तुम लेऊ ॥ देखों धो दधि आप स्वाद ले ता पाछें तेहि देऊ ॥२॥ बल मोहन दोऊ जेंमत रुचिसों सुख लूंटत नंदरानी ॥ सूर स्याम अब कहत अघाने अचवन मागत पानी ॥३॥ पद ॥ जेंवत बल ओर गिरधर प्यारे ॥ मणिमय आंगन नंदराय के शशीमंडल उजीयारे ॥१॥ अति सुगंध शीतल झारी नव पलाश पल्लव पनवारे ॥ रुचिसों परोसत भोजन यशोदा व्यंजन मीठे खाटे-खारे ॥२॥ आपुन खात खवावत ग्वालन कमलनेन भावते तिहारे । परमानंददासको ठाकुर गुन गावत अघनासनहारे ॥

संग्रहकर्ता—परमभगवदीय कीर्तनीयाजी पुरुषोत्तमदासजी, जामनगर.

## वचनामृत.

(नित्यलीलास्थ गोस्वामी श्रीगोवर्धनलालजी महाराजनां)

एक समें श्रीकाकाजीमहाराजने एसें आज्ञा करी जो आपुने श्रीत्रिभंगीरायजी हें, सो बडे प्रतापी हे. तब हमनें पूछी जो कोनसी लीलाको स्वरूप हे ? तब आपने आज्ञा करी, जो वेणु-गीतमें जा स्वरूपको वर्णन हे, सो स्वरूप आपको हे. आप गाय चरायवे पधारे हे, ता बीरीयां गाय सब चर रही हे. श्रीयमुनाजीके तट उपर आप ठाडे हे. गोपमंडली सब पासमें हे, ओर

आप वेणुनाद कर रहे हे. पशु, पक्षी सब मोहित होय गये. जड चैतन्य सबकुं मोहित कर एसो स्वरूप हे. ओर सायंकालकुं गौअनकुं पाछी लेके पधारे हे, खीरकमें गोदोहन करे हे, ओर व्रज-भक्तनकुं सुख नाना प्रकारके देहें. या लीलाको स्वरूप आपको हे. ओर तीन ठिकानेसुं टेडे सो तामसी भक्तनको हृदय टेडो, सो आप टेडे होयके उनके हृदयमें बीराजे हे, ओर ये जो त्रिभंगी रायजी हे सो स्वरूप निकुंजनायक गुप्त हे. तासुं विनकी लीला खोलके प्रकट लीखी जाय नहि. आपको विरहदान करवेको जादा शोख हे.

इतिश्रीगोवर्धनेशलालजी महाराजको नवम वचनामृत संपूर्ण.

फेर एक समें श्रीकाकाजीमहाराजने ऐसें आज्ञा करी जो श्रीविठ्ठलेशजी तातजीके लालजी श्रीगोपिकेशजीदादाजीने कोटासुं मुंबाई पधरायवे विचार कर्यो. परंतु श्रीललितलालजीकी इच्छा न हती, सो न पधारे ओर श्रीगोपकेशजीदादाजी लीलामें पधारे. उनके तीसरे वहुजी श्रीभामिनी वहुजीने बहुत दिन खर्च चलायो. पर खर्च न चल सक्यो, तब हमारे दादाजी महाराजकुं पक्को दस्तावेज कर दियो जो कोटाके मंदिरके मालिक तुमही हो. तबसुं कोटाको खर्च हमारे दादाजी महाराज चलावते. पर बहुत खर्च होय गयो, तब हमारे दादाजी महाराजने वी मुंबइ पधरायवेको विचार कर्यो. तबहु प्रभुनकी इच्छा नहती, सो न पधारे. ओर दादाजी महाराज लीलामें पधारे. फेर हमसुं बने जीतनी सेवा हमने करी, पर घर खर्चके मारे हमारो वी चित्त क्लेशमें रहतो. फेर श्रीललितलालकी इच्छा भई, तब आपने ही हमकुं आज्ञा करी जो तुम हमकुं मुंबइ पधरावो. तब हमने विचार कर्यो. जो राजा प्रत्यक्ष तो न पधरायवे देंगे, ओर छानेसुं पधराय जाय तो ठीक, तब हमने आपके जेसी पाषाणकी मूर्ति जयपुर सुं बनवायके मगवाइ. फेर वा स्वरूपकुं झांपीमें पधरायके निधि प्रमान सेवा करत गये, ओर संगमें देवरामजी तथा प्रभुदासजी मुखीयाजी वगेरे सब आदमी संग हते. फेर वहांके मुखीयाजी हते सो उनकुं पेले हमने तपेली तांई भेज दीये, ओर पीछे हमने उन ठाकुरजीकुं वहां पधराय दीये, ओर श्रीत्रिभंगीरायजीकुं झांपीमें पधराय दीये. वा दिना मंगलाके वखते सुनारगढमें सुद्दा आखो दिन बोल्यो सो हम वहांसुं नीकसे तहा तांई बोल्यो. हम वहांसुं नीकसे तब प्रभुदासजी मुखीयाजीकुं वहां छोडी आये, ओर हम बारा आये, बारा आवते रस्तामें घोडागाडी टुट गई सो हम झांपी लैकें नीचे ठाडे होय गये, पीछे राजके सीपाइ रस्तामें होयके निकसे, सो उनने हमकुं खटारा कर दीयो. सो हम बैठके बारा गये. फेर बारासुं बैठके रेलमें बीना गये, फेर बीनासुं हम राजभोग, सेनभोग, संग करीके फेर हम रेलमें बैठके मुंबइ आये. फेर मुंबइमें श्रीगोपकेशदादाजीकी वाडी ग्रांटरोडपें हती, सो वहां मुकाम कर्यो. पीछे मुहूर्त दिखायके वहांही छठकुं बडी धामधुमसुं श्रीगोकुलाधीशजी दादाजीके मंदिरमें पधराये. श्रीत्रिभंगीरायजीको पाटोत्सव जब आवे हें, जब वाही छठको आवे हें. अब वहां जो प्रभुदासजी रहे हते, सो विनने सवेरे मंगला करी. तब सबने दरसन करे. तब सबनकुं खबर पडी

तब राजमें जायके कही तब राजा मेदसिंघजी भी वहां आये, और दरसन करे तब जानी जो श्रीठाकुरजी बदलाय गये हे, तब प्रभुदाससुं पूछी, जो श्रीठाकुरजी कैसे बदलाय गये हे? तब प्रभुदासने कही जो में कहां जानुं? में तो यहां रयो हुं, तब राजाने कही. जो तुम सब श्रीठाकुरजीकुं लैके मुंबइ जावो, श्रीत्रिभंगरायजी पधारे सो हमारे दुसरे स्वरूपको कहा काम हे? तुम सबकुं मुंबइ पधराय जाओ. फेर वे सबकुं पधरायके मुंबइ आये. श्रीत्रिभंगीरायजीके पास श्याममदन-मोहनजी हे सो एसे चमत्कारी हे, और श्रीगुसांइजीकी निधि हे, और बालकृष्णजीको स्वरूप हे सो भी वहासुं पधारे हे. और श्रीमहाप्रभुजी तथा श्रीगुसांइजी तथा श्रीगिरिधरजी तथा श्रीगोकुल-नाथजीकी सबकी श्रीपादुकाजी बीराजे हे और श्रीमहाप्रभुजीके हस्ताक्षर और संपुटजी यह स्वरूप कोटासुं यहां पधारे हे.

इतिश्रीगोवर्धनलालजी महाराजको दशम वचनामृत संपूर्ण.

एक समें श्रीकाकाजी महाराजनें एसें आज्ञा करी जो श्रीपूर्णपुरुषोत्तम सर्वतें पर हे. श्रीगोवर्धनधरणधीर उनकुं जब रमण करवेकी इच्छा भइ, तब व्यापीवैकुंठनाम, अक्षरब्रह्म तेजोमय उत्पन्न कर्यो. पाछें अपनी शोभारूप माया श्रीस्वामिनीजी उत्पन्न कीये. उन स्वामिनीजीमें ते अनेक व्रजभक्त प्रगट भये, और लीला सामग्री भी प्रगट भइ, फेरी पूर्णपुरुषोत्तमकी करुणामय शक्तिसूं श्रीयमुनाजी प्रगट भये. फेरी उननें भी अनेक व्रजभक्त तथा पशु, पक्षी, वृक्ष लता आदि उत्पन्न भये, ए लीला तो सब अखंड है, और इन व्रजभक्तनके संग आप अनेक प्रकारकी क्रीडा करते. ए दोउ यूथ जो प्रगट भये सो नित्यसिद्धाके बाजे है. उन व्रजभक्तनके संग आप रासादिक लीला जो करे है, तामें सबनकुं जो प्रस्वेद भयो, ताकी नदी प्रगट होय गइ, वा नदी के आधिदैविक स्वरूप श्रीयमुनाजी और वा नदीको नाम विरजा, और वाके तटपे स्फाटिक मणिरत्न जडीत को पर्वत प्रगट भयो, ताकों नाम श्रीगिरिराज, ये सब लीला अक्षरब्रह्म के भीतर हे. और अक्षरब्रह्म को स्वरूप तेजोमय हे. तासूं मर्यादामार्गके भक्त अक्षरब्रह्म को जीव हे, भीतरकी बात को नांहि जाने हे. तासूं वाकी प्राप्ति तेजमें होय है.

---

## अष्टाक्षर.

(गद्यनी श्रीहरिरायजीनी टीकानुं, श्री चि. श्रीदामोदरलालजीए वखतोवखत करेलुं विवरण, ते उपरथी संग्रह करीने पं. बाळशास्त्रीद्वारा संशोधन करीने पोतानी आज्ञाथी उतार्युं छे. श्रीनाथद्वारमां संवत १९८५ असाड सुदी १५ रविवारे उतारी संपूर्ण कर्युं छे.)

श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीहरिः ॥ अथ श्रीहरिरायजी विरचित गद्यार्थ टीका लीख्यते ॥ श्रीकृष्णः शरणं मम ॥ अष्टाक्षर मंत्रको यह अर्थ हे। युगलस्वरूप श्रीकृष्ण मेरे आश्रय

समय से प्रारंभ कर अब तक इसका कब्जा कोटा के श्रीबड़े महाप्रभुजी के मन्दिर का ही है। बैठक के अन्तिम मुखियाजी गोपालदास की विधवा नर्मदाबाई ने कोटा के मन्दिर को अरजकर अपने भाई सरजू की सहायता से सेवा कराने की आज्ञा मांगी और उनका परवरिश भी हो इस आशय से उनको सेवा करने की आज्ञा दी थी और श्रीबड़े महाप्रभुजी मंदिर कोटा की आधीनता में ही सेवाका कार्य वे करते थे और देख भाल फैजाबाद के वैष्णव बाबू द्वारकादास बनवारीदास करते थे; किन्तु हनुमानगढ़ीवाले बाबाजी ने प्रपञ्च रचकर इस बैठक तथा आसपास की जमीन को हड़प जानेकी चेष्टा की है। प्रथम भी ये लोग इस प्रकार के प्रपञ्च कर चुके हैं किन्तु अन्तिम समय में उन्होंने जो चेष्टा की है वह अत्यन्त घृणित एवं अनुचित है। कोर्ट में मामला सब खोलना है इस लिये बहुतसी बातें हम यहां प्रकाशित करना उचित नहीं समझते; किन्तु कोई भी न्यायी मनुष्य इस घटना को सुनेंगे वही "रामनाम जपना पराया माल अपना" इस लोकोक्ति को इस मामले में यथार्थ रूप से समझ सकेंगे।

दूसरे की सम्पति को अनुचित रीति से दबा लेना अनुचित है हीं; किन्तु अन्य धर्म सम्प्रदाय वालों के धर्म स्थान के ऊपर लोभ के वश होकर आक्रमण करना, उनकी सेवा पूजादि की मर्यादा का एवं उस स्थान की पवित्रता को नष्ट करना यह कितना अनुचित कर्म है यह प्रत्येक पाठक समझ सकते हैं। श्रीमहाप्रभुजी की बैठक के ऊपर बाबाजी के आक्रमण का प्रसंग सुनकर तथा देखकर प्रत्येक वैष्णव का हृदय कांप उठता है। यहां की अवस्था को देखकर वैष्णव हृदय रुदन कर उठता है। हा! श्रीमन्महाप्रभुजी के इस पूज्यतम एवं पवित्रतम स्थल जहांपर आप साक्षात् विराजमान हैं यह हमारी भावना है। क्या वहां की यह अवस्था?

श्रीबड़े महाप्रभुजी कोटा के मन्दिर के श्रीमान् गोस्वामी श्री १०८ श्रीपुरुषोत्तम लालजी महाराज जिनके कब्जे में यह बैठक है और जिनके पास शाही जमाने से लेकर अबतक के सब कागजात विद्यमान हैं उन्होंने गत ८ मास में अपने से जो कुछ हुआ सो किया और तन मन धन से इस विषय में कर्तव्यपालन किया है; किन्तु जिन हनुमानगढ़ी वाले बाबाजी का सामना करना है वे सब प्रकार से प्रभावशाली एवं उपद्रवी हैं। इनका अयोध्याजी में पूरा बल है उनके सामने जहां गवाही देना या इन्तिजाम करना लोगों के लिये कठिन है उनके सामने सम्पूर्ण शक्ति एवं संगठन के सिवाय हम सफलता नहीं प्राप्त कर सकेंगे। आप श्री ने जो कुछ बन सका सो किया ... ... करेंगे ही; किन्तु कोटा के मन्दिर की परिस्थिति की सुचारुता

जरूरी है वहां के मन्दिर का जीर्णोद्धार करना, सब प्रकार के खर्चे को चलाना, ऐवं प्रथम के ऋण का संशोधन करना इतना आवश्यक है कि अयोध्याजी की बैठक के लिये धन का इस समय आपको संकोच है। ऐसी अवस्था में महाराज श्री की आज्ञानुसार समस्त श्रीवल्लभकुल की सेवा में तथा श्रीवल्लभाचार्यजी के अनुयायी मात्र से हम सानुनय प्रार्थना एवं निवेदन करते हैं कि—

यदि श्रीमन्महाप्रभुजी के प्रति आपकी सम्पूर्ण भक्ति है, यदि आप श्री के बैठकजी को आप श्री का ही स्वरूप समझते हैं और अयोध्याजी के समान पुरी एवं तीर्थ स्थल में पुण्यतम बैठक श्रीवल्लभकुल के प्रबन्ध में ही वैष्णवों के सेवा दर्शनादि का स्थान बना रहे तो इस प्रार्थना को पढ़कर तन मन एवं धन से सहायता करने को—सेवा करने को तैयार हो जाइये। अपने धर्मस्थानों के लिये प्रत्येक धर्मानुयायी धन ही नहीं किन्तु प्राणों की भी न्योछावर करने के लिये तैयार रहते हैं। यह आप सर्वत्र देखते हुए एवं अपने धर्म में, तथा अपने आचार्यचरण में श्रद्धायुक्त होते हुए क्या इस चौरासी बैठकान्तर्गत पचीसवीं बैठक के लिये कुछ सहायता न देंगे? क्या ८४ के स्थान में ८३ ही बैठक भूतल पर रहे यह आप चाहते हैं? नहीं, कदापि नहीं।

आशा है कि गांव गांव में वैष्णवगण श्रीअयोध्याजी की बैठक के सम्बन्ध में उचित प्रस्ताव पास करके तथा द्रव्य एकत्र करके—**गोस्वामी श्री १०८ श्रीपुरुषोत्तमलालजी टि० श्रीबड़े महाप्रभुजी, मु. कोटा (राजपुताना)** इस पते पर भेज देंगे।

फौजदारी में हमारे विरुद्ध में प्रथम फैसला हो चुका है; किन्तु दिवानी में हमें अवश्य न्याय मिलेगा। शाहीजमाने से लेकर अबतक के कागजात देखकर वकीलोंने राय दी है कि न्यायालय में न्याय हमें मिलेगा और हमारा धर्मस्थल दूसरे के कब्जे में नहीं जा सकेगा। अब कोर्टफीस एवं वकीलात वगैरह खर्च के लिये कम से कम चार से पांच हजार की शीघ्र आवश्यकता है। जिनसे जो बन सके वह सहायता करें।

काशी, मऊ, गोरखपुर, लखनऊ एवं फैजाबाद से इस कार्य में सहायता के वचन प्राप्त हो चुके हैं और ३ जुलाई को कोर्ट खुलते ही फैजाबाद की कोर्ट में मामला केस दाखिल करना जरूरी है। इस निवेदन को पढ़ते ही कोटा के श्रीबड़े

महाप्रभुजी के मन्दिर के पते पर आप श्री के नाम से सहायता भेजिये और उचित सलाह लिखिये।

वासुदेव शास्त्री शुद्धाद्वैतभूषण,
पण्डित माधव शर्मा,

सूचना—आपकी इच्छा है कि इस कार्य के लिये एक कमेटी बना दी जाय और इस सम्बन्ध में जो कुछ सेवा आवेगी वह श्रीअयोध्याजी की बैठक के कार्य में ही लगेगी तथा उसका हिसाब सेवा करनेवालों को पहुंचाया जायगा।

श्रीमहाप्रभुजी की बैठक के मुखिये सरयू के सम्बन्ध में अनेक शिकायतें हैं जिसकी जाँच शीघ्र ही की जायगी। श्रीमहाप्रभुजी की अनेक वस्तुयें उसने अस्त व्यस्त कर दी हैं और पूछने पर सीधा जवाब नहीं देता। सुनते हैं कि उसने एक रिपोर्ट चोरी हो जाने की भी की थी; उसमें उसने अपने को हमारे यहां का नोकर बताया है फिर उसके विरुद्ध भी बोलता है। अभी इस विषय में वकील की राय ली जायगी; किन्तु जब तक नवीन प्रबन्ध न हो तब तक कोई वैष्णव उसे श्री के नाम पर कोई रकम या वस्तु न दें।

इस समय श्रीमहाप्रभुजी की अयोध्याजी की बैठक के सम्बन्ध में जो कुछ सेवा करें वह हमारे यहां की छपी हुई रसीद लेकर करें।

अधिकारी श्रीवड़े महाप्रभुजी मंदिर, कोटा (राजपुताना)

---

હે સખી! એ રૂપ મારા છોટાસાં નેનમાં કેટલુંક સમાય? જ્યારે જ્યારે એ રૂપનું સ્મરણ મારા હૃદય ઉપર આવે છે ત્યારે એ રસિકશિરોમણિને મળવાને પ્રેમઘેલી થઈને ફરૂં છું. અવર સંસારી સુખ સોહાતાંજ નથી. તેમ ગૃહકામ પણ બની શકતાં નથી. ન તો ઘરની કે ન તો રસિક વરની. અરેરે મારૂં જીવન એ જીવન વિના વૃથાજ છે. હે પ્યારી! જો કોઇ એ પ્યારા પ્રિયતમને મિલાવે તો કોટિ કોટિ વાર પાય પડું.

આલીરી કૈસે ચેન પરેરી ॥ ના ઇતકી ના ઉતકી, એ કોન કાજ સરેરી ॥૧॥ ઇન જીવન બિન કૈસે જીવું, પ્યારી તોસોં સાચ કહૂંરી ॥ માધોકે પ્રભુ કાઉ મિલાવે, કોટિ બેર ઇન પાય પરૂંરી. ॥૨॥

અહાહા! શું લગની? કોઇએ કહ્યું છે કેઃ—

અગ્નિ તેં લગની બુરી, જરે સુરંગી દેહ, વ્હે અગ્નિ જલ તેં બુજે, દેહ ન બુજે મેહ. ॥

અરે સખી! આજની તો એ લંગરની ને મારી ભેટાભેટી પનઘટ પર થઈ. એની લીલાના તો એનાં રસીલાં ભક્તો બધાંએ અનુભવી છે. તેથી તને કેટલું કહું? તો પણ મેં એને સારી રીતે તરછોડયો છે. પણ જેણે લાજનું જહાજ ડુબાવી દીધું હોય તેને શું કહેવું?

ના ના કરત ન માનત લંગર। મો સસુરાર કરત આર ઠાડો નનંદ દેખ, સખી બગર ॥૧॥ આજ તે ન આઊંગી સખી ચલુંગી ઓર ડગર॥ અગ્રસ્વામી એસે ન હોય પ્યાર છાંડ છાંડ ગોરી ગગર ॥૨॥

અરે સખી, અરે સખી, તેં તો એ છબીયાની ભારે છેડ કરી, પરિણામ તું શું પામીશ તે તું જોઈ લેજે. ત્યાં એક પરકીયા ખંડિતા નાયિકા આવીને કહેવા લાગી કે આજ તો કોઇ ઉપાયે પણ શ્યામસુંદરનું શ્રીમુખ ન નિહાળી શકી.

મેં જલ ભરન જાત યમુનાતટ બિચ મિલ્યો મુરારરી ॥ સાસ હમારી સનમુખ આવત, સંગ નનદી નાંહી ગવારની ॥૧॥ ગુરુજન સબ આવત બહુ નેરે, દંપત લાજ સવારરી ॥ શ્યામદાસ પ્રભુ કૈસે મુખ નિરખું, કીને કોટિ ઉપાયરી ॥૨॥

અરે બેન, કોટિ ઉપાયે પણ એ સુન્દર શ્રીમુખની ઝાંખી ન કરી શકી. ત્યાં એક સખી આવીને કહેવા લાગી કે મને પણ એમ બન્યું હતું. તેનું દુઃખ તો મને પારાવાર થતાં હૃદયમાં એમજ થયું કેઃ જર જાઓ લાજ આજ મેરે કોન કાજ આવે, કમલનેન નિકે દેખવે ન દીને ॥

આજ તો હું મળશકામાં જલ ભરવાને ગઈ ત્યાં તો એની એક સખી સાથે વિચિત્ર લીલા દેખી. સખીએ પણ એના હોશ ખાટા કરી દીધા. [અપૂર્ણ.]

---

## श्रीकृष्णस्वरूप केवुं ?—मनुष्य योगी के परब्रह्म ?

(લેખકઃ-રા. રા. ચુનીલાલ પરીખ—વીસમી સદીના તા. ૨૦-૮-૩૩ ના અંકમાંથી ઉદ્ધૃત.)

અસંખ્ય વર્ષો પહેલાં શ્રીકૃષ્ણ પરમાત્મા-ભગવાને, સારસ્વત નામના કલ્પમાં આ ભૂતલ ઉપર પૂર્ણતઃ સ્વયં, સર્વધર્મયુક્ત ધર્મી સ્વરૂપે દુષ્ટ-આસુરી બુદ્ધિનો અતિ વિકાસ થયો અને તેના આતબળથી દૈવી જીવો ઘણાજ પીડાવા લાગ્યા અને ધર્મમાર્ગો પણ ભ્રષ્ટ થઈ ગયા, કારણ રાક્ષસોના ઉપદ્રવથી ધર્મ નષ્ટ થઈ ગયો—ત્યારે આજ તિથિએ, ભૂમિ અને બ્રહ્માજી વિગેરે દેવતાઓની પ્રાર્થનાથી તેમજ અનેક ભક્તોને સ્વરૂપાનંદનું પ્રત્યક્ષ દાન કરવાનું વચન આપેલું તેથી મથુરામાં વ્યૂહો સહિત અને શ્રીગોકુળમાં માયાશક્તિસહિત પધાર્યા. પધારીને દુષ્ટ બુદ્ધિ અવિદ્યાયુક્ત એવા કંસ, શિશુપાળ, દુર્યોધન વિગેરેનો નાશ કર્યો અને ભૂમિનો ભાર ઉતાર્યો

અને સ્ત્રી અને શુદ્ર જાતિમાં ઉત્પન્ન હોવા છતાં દૈવી જીવોનો સ્વરૂપબલથીજ ઉદ્ધાર કર્યો અને શ્રુતિઓ તેમજ ઋષિઓને વરદાન આપેલું તે મુજબ પોતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

આ પ્રાદુર્ભાવ-જન્મદિવસને આજે સેંકડો વર્ષ વહી ગયા છતાં પણ તેમના લીલા ચારિત્ર્યના પ્રાબલ્યથી સર્વને આસ હોવાથી તે ભુલાયાં નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા જેઓને અનુગ્રહ કરી જેવી બુદ્ધિ આપે અને જેઓ રહસ્યપૂર્વક તેમાં જેટલા ઉંડા ઉતરે તેમ તેમ તેઓને વધુ જાણમાં તેમનાં ચારિત્ર્ય આવે છે.

આપણે પણ આજના પુનિત ઉત્સવ દિને યથાશક્તિ તેમનાં ગુણગાન કરીએ.

શ્રીકૃષ્ણના સ્વરૂપ વિષે ઘણા વિચારકોએ પોતાના વિચારો, મનુષ્યત્વે, યોગિત્વે અને પરબ્રહ્મ-પરમાત્મા-ભગવત્વે કહેલા છે. આમ જુદી જુદી બુદ્ધિવાળાઓએ સ્વકલ્પનાશક્તિમાં જ્યાં સુધી તેમની માન્યતા બંધાયેલી હોય ત્યાં સુધી તર્ક કરી શ્રીકૃષ્ણની લીલાઓ ઉપરથી પોતાના વિચારો દર્શાવ્યા. કેટલાકોએ તેમની બુદ્ધિમાં જે લીલારહસ્ય ન સમજાયું તે ઉપજાવી કહાડેલજ હશે તેમ પણ કહ્યું છે અને જેઓ (deeply) ઉંડા ઉતર્યા અને જેમણે વધુ વિચાર કર્યો તેમણે યોગેશ્વર તરીકે વર્ણવ્યા છે. કેટલાક જે વેદ, ઉપનિષદ ભણ્યા અને તે સાથેજ તેમાં દર્શાવેલ પરમાત્માની લીલાઓ જે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાજી અને ભાગવતમાં વર્ણવી છે, તેનો તુલનાત્મક વિચાર કર્યો, તેમણે શ્રીકૃષ્ણને પરબ્રહ્મત્વે-પરમાત્મા સ્વરૂપે ભગવાન રૂપે એકજ તત્ત્વમાં માન્યું અને શ્રીકૃષ્ણ એ પૂર્ણ પુરુષોત્તમજ છે એમ ખાત્રીપૂર્વક સમજાવ્યું. આપણે આજે તો સર્વ જાતની લીલાઓમાંથી જેવી જેવી માન્યતા તેવો સર્વને લાભ મળે તેવી રીતે સામાન્યતઃ વિચારીએ.

૧. મનુષ્યત્વે ( આધિભૌતિકત્વે. ) શ્રીમહાભારત તેમજ અન્ય વિદ્વાનોએ રચિત કથાઓ, નાટકો ઉપરથી વિચારક હોય તેવાઓની દૃષ્ટિએ મનુષ્યત્વજ દેખાય છતાં પણ આ મનુષ્ય લૌકિક, સામાન્ય નથી પણ સમર્થ દૈવી સંપત્તિમાન કે જેની જોડે બીજુ કોઇ મળે નહિ તેમ કહે છે. આ વિચારથી મનુષ્યને તેમનાં ચારિત્ર્યથી જે બોધ મળે તે લઇ શકાય. તેમણે મથુરામાં કે જ્યાં સર્વ રાજસીજ પ્રવૃત્તિ હતી ત્યાં દુષ્ટ બુદ્ધિ કંસ ચાણૂર વિગેરે પાપાત્માઓનો નાશ કર્યો અને ભૂમિનો ભાર ઉતાર્યો, વસુદેવ, દેવકીજી વિગેરેને દુષ્ટોથી જે દુઃખ સહન કરવું પડ્યું તેમાંથી મુક્ત કર્યા. પાંડવો કે જેઓ તેમનાજ આશ્રયે હતા તેઓની વહારે ચડી "સત્યનો જય અને પાપનો ક્ષય" એ દર્શાવ્યું. તેઓએ બળ, લક્ષ્મી અને કુટુંબીઓની સહાયતા રૂપી મદથી અંધ બની, ધર્મથી વિરુદ્ધ ચાલનારાઓને ઘણુંજ દુઃખ દીધું. તેઓને "જે મારો આશ્રયજ કરીને રહે તેને હું બચાવું છું," જેથી સંકટમાં પણ સત્ય છોડવું નહિ અને પ્રભુ અવસ્ય બચાવશે તેવો દૃઢ ભરોસો રાખતાં શીખવ્યું. વિશેષ જેને સત્ય રૂપ પરમાત્માની સહાય હશે તેવો એકાકી મનુષ્ય પણ ગમે તેવા રાક્ષસી બળને હઠાવી શકે છે અને તેવા બળવાન સમૂહમાં પણ ઉભા રહી વિજય પ્રાપ્ત કરે છે. આપણે નાની સંખ્યામાં છીએ તેથી કપટ કરવું વિગેરે અસત્યથી નહિ વર્તતાં ફક્ત પરમાત્માના આશ્રયે સત્યનેજ અવલંબાવતા શીખવે છે. શ્રીકૃષ્ણચંદ્રે કંસને મારી રાજ્યોની પ્રાપ્તિ કરી છતાં પણ તે રાજગાદી ઉપર પોતે બીરાજ્યા નહિ અને તેના હકદાર જે હતા તેમનેજ આપી, જે આપણને અનાથોને સહાય કરી પછી તેમાં સ્વાર્થબુદ્ધિ નહિ રાખતાં શીખવે છે. સહાય ફક્ત સહાય તરીકેજ; તે પણ સ્વાર્થી નહિજ. કંસ વિગેરે રાજાઓએ લક્ષ્મી અને બળના મદથી તેનો ઉપયોગ ધર્મ, નીતિ વિરુદ્ધ જનસમૂહને લુટવામાંજ કર્યો તેનો નાશ કરી આશ્રિત રાજાઓ અને બાલાઓને બચાવ્યાં કે જેમને તેઓએ કેદ કર્યા

હતાં. આ શીખવે છે જે બળવાન ભલે બળના મદથી નિર્બળને દુઃખ દે, પણ તેમના સહાયક ભગવાન હોવાથી આખરે બળવાનનો નાશજ થાય છે.

૨. યોગિત્વે, યોગેશ્વર તો ( આધ્યાત્મિક ) શ્રીમદ્ભગવદ્ગીતામાં સર્વ વેદ, ઉપનિષદ વિગેરેનું દોહન કરી નિજ આધ્યાત્મિક સ્વરૂપનું જ્ઞાન આપ્યું અને સર્વનું મૂલ, સર્વ શાસ્ત્રોનું પર્યવસાન, સર્વને ઇષ્ટ શું તે દર્શાવ્યું. મનુષ્ય કોઈપણ કર્મ કરતાં મુંઝાય ત્યારે તેણે બનતું કર્મ કરવું, અને ન બને તે છોડી દેવું. કર્મ કરવું, તે ફક્ત લોકસંગ્રહાર્થ અગર પોતાની ફરજજ સમજીને કરવું અને ફળની આશા રાખવી નહિ. જેવી રીતે અર્જુન ધર્મને જાણનાર હતો તેથી તે જ્યારે રણમાં લડવાને માટે આવ્યો ત્યારે તેને ધર્મબુદ્ધિથી સગાંવહાલાં ગુરુ, ભાઇઓ અને વડીલોનેજ જોયા ત્યારે તેઓનો વધ કરવો ઇષ્ટ માન્યો નહિ અને તેની બુદ્ધિ વિભ્રમમાં પડી ત્યારે શ્રીમુખે તેને ધર્મ અધર્મનો નિર્ણય સમજાવી આખરે એજ સૂત્ર આપ્યું કે "અભિમાનથી રહિત થઇ ફક્ત મારી આજ્ઞાએ કરીનેજ યુદ્ધમાં થતાં પાપનો વિચાર કર્યા સિવાય યુદ્ધજ કર." કારણ જેઓ ઇષ્ટ હતાં છતાં પણ દુષ્ટ બુદ્ધિના સંગથી દોષને પામ્યાં હતાં તેવાઓનો નાશ કરી ભૂમિનો ભાર ઉતારવો હતો. આથી છેવટે અર્જુને "હું તમારી આજ્ઞાને માથે ચઢાવું છું અને તમો જેમ કહો છો તેમજ કરીશ, મારો મોહ દૂર થયો." આ પ્રમાણે કહી કુરુક્ષેત્રની અંદર પૃથ્વીને ભારરૂપ આસુર જીવોનો નાશ કર્યો. આ શીખવે છે જે પ્રભુએ આપણને સામર્થ્ય આપ્યું હોય તો અધર્મી સામે ધાર્મિક જીવોનો બચાવ ફક્ત કોઈપણ જાતની સ્વાર્થબુદ્ધિ રાખ્યા સિવાય આપણી ફરજજ છે એમ સમજી કરવો જોઇએ.

૩ પરબ્રહ્મત્વે આધિદૈવિક સ્વરૂપત્વે ગોકુલની બાલલીલાઓ ઘણીજ ગહન છે ને વેદ, ઉપનિષદના જ્ઞાન સિવાય ભાગવતકારની દૃષ્ટિએ સમજવું બહુજ કઠિન છે. કારણ વ્રજની ગોપિકાઓ પૂર્વે શ્રુતિઓ અને ઋષિઓ કે જેઓને ભગવાને ભૂતલ વિષે પોતાના સ્વરૂપાનંદનો લાભ આપવા વરદાન આપેલ તેઓજ શ્રુતિરૂપા અને કુમારિકા રૂપા હતાં. પ્રેમ, કે જે ફક્ત અનુભવની એકતાથી ગમ્ય છે અને તે પરમાત્માના માહાત્મ્યનું શ્રવણ, કીર્તન, મનન કરતાં તેમનામાં સ્નેહ, આસક્તિ અને આખરે વ્યસન દશા પ્રાપ્ત થાય ત્યારેજ મળે છે. આપણે તો આચાર્યો, ભગવદીયો જે દર્શાવી ગયા છે તેનું શ્રદ્ધાપૂર્વક અવલોકનજ કરી શકીએ અને યંત્કિંચિત પ્રભુનો અનુગ્રહ થશે ત્યારે તે આનંદનું દાન કરશે તેવો ભરોસોજ રાખવો રહ્યો. આ સ્વરૂપાનંદ રસાનંદ, ભજનાનંદનો લાભ ગોપ-ગોવાળોને વિદ્યાના બળથી નહિ પણ સ્વબલથીજ લીલાઓ રૂપે, તેમને માહાત્મ્ય દર્શાવી, સ્નેહબીના કરી છેવટે વ્યસનદશાને પ્રાપ્ત કરાવી અનુભવ કરાવ્યો. આ બાલલીલા માટે ઘણાઓને નવાઇજ લાગે છે, પણ તેનો અભ્યાસ ભાગવતકારની દૃષ્ટિએ અગર તેના આધારે જે વિચાર કરાયો હોય તે પ્રમાણે જો કોઈ પણ વિચાર કરશે તો સમજાશે કે કૃષ્ણ પ્રાકૃત બાલક નહોતા, કારણ કે નાનુ બાળક રાક્ષસીને મારે ? ગાડાંનો ભંગ કરે ? વૃક્ષો પાડે ? મુખમાં બ્રહ્માણ્ડો દેખાડે ? ધેનુકાસુર, બકાસુરનો વધ કરે ? કાલીય નાગ નાથે ? આ તદ્દન અશક્યજ લાગે છે. આ તો જો પરમાત્મા હોય તોજ કરી શકે કારણ તેજ કર્તુંમ, અકર્તુંમ, અન્યથાકર્તુંમ, સર્વભવનસમર્થ ભગવાનજ છે.

વેદ ઉપનિષદોમાં પરમાત્મા–પરબ્રહ્મને રસરૂપે વર્ણવેલાજ છે અને તે રસનું પાન કરનાર આનંદી થાય છે. પરમાત્મા ધર્મયુક્ત (અલૌકિક) છે તેના ઐશ્વર્ય શ્રી વાર્ય જ્ઞાન, યશ અને વૈરાગ્ય ધર્મની ફક્ત તન્માત્રાથીજ આ સર્વ વિશ્વમાં વ્યાપી રહેલ છે એવા તે અલૌકિક ધર્મોના ભંડારરૂપ છે.

નિર્ગુણ ભકતો પ્રભુના ગુણગાન કરે અને ભગવાન કૃષ્ણ તેમને ભજનાનંદ રસનાનંદનો લાભ આપે અને તે શુકદેવજી વર્ણવે છે. આ લીલાઓનું વર્ણન મનુષ્ય બાલક-રૂપત્વ દર્શાવી વર્ણન ભાગવતકારે કર્યું છે. પણ તે દષ્ટિથી વિચારતાં તેનું આધ્યાત્મિક તેમ આધિદૈવિક સ્વરૂપ સમજાશે, ભાગવતકાર શ્રીકૃષ્ણચંદ્રને ફક્ત બાર વર્ષની અંદર ગોપિકાઓને નિર્ગુણત્વ પ્રાપ્ત કરાવીને આ કથારસનું પાન કરાવે છે.

કૃષ્ણ ભગવાનનો જેવો ગોકુલમાં પ્રાદુર્ભાવ થયો કે સૂર્ય ઉદયે અંધકારનો નાશ થાય તેમ તેમ પ્રથમ વ્રજની અવિદ્યારૂપી પૂતનાને મારી, ત્યાર બાદ લૌકિકમાં આસક્તિમાન યશોદાજીને શકટાસુરનો ભંગ કરી સ્વ માહાત્મ્ય દર્શાવ્યું; અને ભક્તિમાં દંભ ઘણોજ બાધક હોવાથી બકાસુર એટલે દાંભિકતાનો નાશ કર્યો. દંભ અને પાખંડનો નાશ થતાં, ત્યાર બાદ પાંચ વર્ષ જેવાં કે દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતકરણાધ્યાસ, અને સ્વરૂપવિસ્મૃતિ એ અધ્યાસોનો નાશ કર્યો. આ કથા ભાગવતકાર ,ધેનુકાસુરનું સ્વરૂપ સમજાવતાં કથે છે જે તે સ્વભાવે ગધેડા જેવોજ હતો. પરમાત્માએ વનમાં ઝાડ ફળ સર્વના ઉપયોગ માટે ઉત્પન્ન કરેલ છતાં તેનો ઉપયોગ બીજાઓને એ કરવા દેતો નહોતો તેથી તે રાક્ષસને ધેનુકાસુરની ઉપમા આપી અને તેનો નાશ કર્યો ને ભકતોને ઉપદેશ આપ્યો કે સર્વ પરમાત્માના દષ્ટ પદાર્થ ઉપર સર્વનો હક સરખો છે. દેહના નિર્વાહ અર્થે અન્યની ચીજનો ઉપયોગ નજ કરવો જોઇએ. આગળ પ્રભુમાં ભકતોનો કેવો સ્નેહ છે તે પરીક્ષાર્થે અને ઇન્દ્રિયો જેસર્પના જેવી ચંચળ અને વિષની ભરેલી છે, અને તેની ઘણીજ વૃતિઓ અર્થાત વાસનાઓ છે તે વિષ ઝેર જેવી છે અને જે તેમાં પડયો તેનો નાશજ થાય છે. આ ઇન્દ્રિયઅધ્યાસને કાલીયનાગદમન કથાથી વર્ણવે છે; ઇન્દ્રિયોનો નાશ ઇષ્ટ નહિ હોવાથી તેનું ફક્ત દમન એટલે વશ કરવાનુંજ કથ્યું; કારણ તે ભગવત્સેવામાં વળે તો અધિક લાભ પ્રાપ્ત થાય છે. દાવાનલનું પાન કરી અંદરના પ્રાણાધ્યાસની નિવૃત્તિ વર્ણવી અને પ્ર એટલે પુષ્કળ, લંબ એટલે લાંબો એવો પ્રલંબાસુર કે જે અંતઃકરણના અધ્યાસરૂપ છે તેનો નાશ કરી વર્ણવ્યું અને ઉપરે દાવાનલમાં ભકતો દીન થઇ જતાં શ્રીકૃષ્ણે સ્વરૂપની સ્મૃતિ કરાવી. સ્વરૂપવિસ્મૃતિ રૂપી અધ્યાસની નિવૃત્તિ કરી.

આ પ્રમાણે સર્વ વ્રજભકતોના સર્વ અધ્યાસો નિવૃત્ત કરી પછીજ ભજનાનંદ-રસાનંદનો લાભ આપ્યો તેનું વર્ણન રાસલીલામાં છે. નિર્ગુણ થવા છતાં પણ કંઈક અંશે પરમાત્મા આપણી વહારે છે અને આપણે બીજા કરતાં ઉંચા છીએ એવો સૌભાગ્યમદ ભકતોને થયો કે તરતજ શ્રીકૃષ્ણ અન્તર્ધાન થઇ ગયા અને તે વિરહરૂપી અગ્નિમાં સર્વ દોષની નિવૃત્તિ ભકતોની થઇ અને જ્યારે પૂર્ણ આર્તી જોઇ ત્યારેજ પ્રકટ થઇ સ્વરૂપાનંદનો અનુભવ કરાવ્યો. તેમાં પણ ભાગવતકાર સ્પષ્ટ કથે છે કે જેઓનો હેતુ કામવાસના પરત્વે કૃષ્ણમાં હતો તેઓને તેમના સંબંધીઓએ રોકી અને તેથી તેઓએ ત્યાંજ પ્રભુનું ધ્યાન કર્યું તેથી તે ગુણમય દેહનો નાશ થયો ને સર્વથી પ્રથમ સ્વધામમાં પધાર્યા. રાસ એટલે રસસમૂહનો અનહદ રસ, આનંદનો ભંડાર. તે પણ એક બે ગોપીઓ નહિ પણ યૂથનાં યૂથ, ખુલ્લા વનમાં, આધિદૈવિક ચન્દ્રમા સન્મુખ, દેવતાઓ અને દેવતાઓની સ્ત્રીઓ વિમાનોમાં બેસી આ અદ્દભુત લીલા નીહાળે છે. અને ભકતો સર્વ વિષયોનો ત્યાગ કરી નિર્ગુણત્વ પ્રાપ્ત કરી શ્રીકૃષ્ણ-આનંદ સ્વરૂપે છે તેજ બે બે ગોપીઓની વચમાં એકેક કૃષ્ણ સ્વરૂપને પ્રકટાવી રાસમંડળમાં રાસ ખેલે છે એટલે ભકતો અને કૃષ્ણ સર્વ પૂર્ણાનંદ સ્વરૂપ એવા પરબ્રહ્મમાં ભજન લીન થઈ જાય છે અને એ રસાસ્વાદ ભજનાનંદનો

સાક્ષાત્કાર કરે છે. આ કથન શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીમદ્ભાગવત ઉપરનાં સુબોધિનીજી ટીકામાં તેમજ અન્ય ગ્રંથોમાં સ્પષ્ટ રીતે સમજાવે છે.

શ્રીકૃષ્ણની લીલાઓ અગાધ છે. તે પોતે કૃપા કરી જે પ્રેરે તે પ્રમાણે તેમનો પ્રાકટ્ય દિન નજીક આવતો હોવાથી સ્મરણ કરી શકીએ. શ્રીકૃષ્ણ સર્વ ભક્તો ઉપર અનુગ્રહ કરી જેવો રાસરસ ગોપીજનોને આનંદ આપ્યો તેવો આનંદ આપે અને ભક્તો તે આનંદ મેળવવા આસક્ત થઇ વ્યસની બને એવું પ્રચ્છી આ લેખ પૂર્ણ કરૂં છું.

## श्रीकृष्णशरणागति.

( લેખક—સુખીયાજી અમૃતલાલ ગિરિધરલાલ પંડ્યા. )

नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे । रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ॥१॥

ભગવન્! મંગલ દિવસે, સમયે, ક્ષણે પ્રણામ છે, આપના મંગલ યુક્ત ચરણયુગલમાં.

હે શ્રીકૃષ્ણ! અંતર્યામિન્! અમારાં મન બુદ્ધિ અને વાણીના પ્રેરક દેવ પ્રભુ! આપનું આજથી અમે અનન્ય શરણ સ્વીકારીએ છીએ. સંસારના વ્યહવારકાર્યમાં પડીને આપને ભૂલી જનારા, અમારા સરખા કૃતઘ્ની ઉપર આપ અનુગ્રહ કરશો.

કર્મફલદાતા! વિશ્વસાક્ષીન્! અમે તો આપની માયામાં વિવશ થઇ ગયેલા પ્રાકૃત જીવો છીએ. પરંતુ આપની કૃપા તો मूकं करोति वाचालं—મૂંગાને વાણી આપે તેવી છે. એ કૃપાબલથીજ અમારો ઉદ્ધાર છે.

જેનું કોઈ નથી તેના આપ છો. નિરાધારના આધારરૂપ, અનાથોના બેલી આપ પ્રભુને ઉપાસી અમે જીવનમાં નિર્ભય બનીએ છીએ. અમારૂં અન્ય પ્રાર્થન બીજું શું હોય પ્રભુ?

આપનો વિશ્વાસ જેણે રાખ્યો છે તેને પછી દુઃખ શું છે? સુધન્વાએ ઉકળતી તેલની કઢામાં આપના વિશ્વાસે ઝંપલાવ્યું, ઉછળતા તેલે શીતલતાનું ભાન કરાવ્યું. આપના વિશ્વાસે રહેલી દ્રૌપદીના ચીર ભર સભામા આપે પૂર્યા. ભક્તોનું શું શું કાર્ય આપે નથી કર્યું? અણીના સમયે મદદે આવી આપે સહાય કરી છે અને હે પરમાત્મન્! તેજ વિશ્વાસે એમો માગી રહ્યા છીએ કે અમારા હૃદયને ઉંધામાંથી ચતું કરજો કે જેથી કરીને તેમાં ઉત્તમોત્તમ સદ્ગુણો ભરી ભરીને આપના પ્રતિ વેગથી આવી શકીએ અને આપના ચરણશરણમાં સ્થિર થઈએ.

હે ભગવાન્! આનંદઘન, ઘનશ્યામ, શ્યામસુંદર, સુંદર સરોજાક્ષ, વનમાલા ધારી, ધરણી ધરણ, શ્રીકૃપાળુ કૃષ્ણ! આપના ચરણકમલમાં પુનઃ પુનઃ પ્રણામ.

અંતર્યામિન્! અંતરમાં રહ્યા રહ્યા આ જીવનતંત્રને ચલાવો છો તો કૃપા કરી પ્રકટ તો થાઓ. આ પિપાસુ નયનો આપના દર્શન કરવા તલસી રહ્યાં છે. આશાના પાશથી બંધાયેલો દિવસ ઉપર દિવસ વિતાવું છું. ઝાંખી ક્યારે કરાવશો ભગવાન!

ધાઓ ધાઓ હે દયાળુ પ્રભુ! ભક્તની વ્હારે ધાઓ. આપ આપનાને વિસારશો તો તે બીચારાં ક્યાં જશે? પ્રભુ વિનતિ સ્વીકારી અને પ્રગટ આવી હાથ ઝાલો.

ક્યારે ક્યારે લાવશો આરે, (કીનારે) એ નિશ્ચય છે અમારે, નમિયે નમિયે વિભુ વારે વારે એ સૂત્રને સ્વીકારી આપને નમન કરીએ છીએ, આપનું રટણ કરીએ છીએ.

અંતર્મુખતાના સાચા સુખને છોડી, બહિર્મુખ થઈ ગયેલા અમારા મનને એ દયાળુ દીનવત્સલ દીનાનાથ! આપના પ્રતિ અભિમુખ કરો. વ્યવહારના અનેક કાર્યો કરતાં જેમ વનમાં ચરતી ગાયની વૃત્તિ તેના વત્સમાં રહે છે, તેમ અમારૂં મન પણ આપમાં સંલગ્ન રહે તેમ કરો.

પ્રભો! આપની માયાનો પાશ તો અમને ઘડી ઘડીમાં નચાવે છે. ભલા ભલા ઋષિ મુનિવરો મોહ્યા તો પછી અમારૂં તો શું ગજું? પરંતુ હે નાથ! કૃપા કરી મને એ માયાના પાશમાં લુબ્ધ ન કરશો. પરમાત્મન્! અમારા જીવનમાં જ્યાં જ્યાં અપૂર્ણતા હોય ત્યાં ત્યાં પૂર્ણતા પ્રકટાવજો. અમે જે જે બાબતમાં અપૂર્ણ છીએ, ઓછા છીએ તે તે બાબતમાં દયાળુ દેવ! આમ અમને પૂર્ણ કરજો એ અમારી પ્રાર્થના છે.

પ્રભો! જીવનને નિરખીને જોતાં જણાય છે કે અમે એક બાબતમાં પૂર્ણ નથી. જીવનું સ્વરૂપજ અપૂર્ણતાના અંશોવાળું છે. જીવત્વ-દશા એ પૂર્ણતાની નીશાની નથી. આ વિશ્વમાં પરમાત્મા કૃષ્ણ વિના બીજા પૂર્ણ કોણ છે? અને તેથી પરમાત્માના શરણને ગ્રહી લેવાનીજ આવશ્યકતા છે. ભાવનાથી ધારવું કે પરમાત્માજ પૂર્ણ છે અને આપણે અપૂર્ણ છીએ. પ્રભુ આપણી મિથ્યા અહંવૃત્તિ નિર્મૂળ કરી સ્વાનંદદાન કરે છે. અંતર્યામિન્! અંતરની જાણનારાળા આપની આગળ અધિક શું કહીએ? પ્રભો! હૃદય દ્રવે છે. હાર્દ સમજી હવે તો અનુગ્રહામૃત વર્ષણ કરો, જે જીવનવલ્લી સંસારના બીહણ તાપોથી દગ્ધ થયેલી છે, તેને નવપલ્લવિત બનાવો.

ભગવન્! અમે જીવનમાં કાંઇ કર્યું નથી. પરંતુ ગમે તેવા તોયે આપના તો છીએજ. આંધળા લુલાં લંગડાં સર્વનું પાલન કરો છો તો હે વિશ્વપિતા! અમારૂં પાલન કરશોજ તેમાં કાંઇ નવાઇ નથી.

કર્તવ્યાકર્તવ્યના ભાનને ભૂલેલા આ સાધનહીન અંતઃકરણના આપ નેતા થશો. દુખીએ છીએ અને પરાધીનપણે વહી રહ્યા છીએ તેમાં અમારો હાથ ઝાલી ઉગારી લ્યો. આ ભવાટવીમાં આપના વિના અમારૂં કોણ છે?

કંઇ કેટલા દિવસના અંતરે પણ પ્રભુ આપના સામે નિહાળ્યા વિના છુટકો નથી. આજ સુધી કસોટીના તાપમાં તપવ્યા અને હવે લાગે છે કેઃ—જીવનનો એ વિષમ પંથ વીત્યો છે. નાથ! પરમાત્મન્! અમારે હવે તો એક પણ આરો નથી. કયાં જઇએ? હૃદયની વ્યથા કોને કહીએ? અરે! અરે! જેને પોતાના માન્યા છે, તે પણ સમયની પ્રતિકૂળતા થતાં વિખુટા થઈ જાય છે, ત્યારે અન્યની તો વાતજ શી? પ્રભો! કહેવાતું નથી. તેમ સહેવાતું પણ નથી. અંતરના ભાવો ભગવન્! આપથી કયાં અજાણ્યા છે? આ લક્ષ્ય સ્થાનને ચુકીને આડે વહી જતા જીવનને ઠેકાણે લાવવાનું આપ દીનવત્સલ દયાળુના હાથમાં છે. જય જય ભગવાન્! અમારા સાધનમાં કાંઇ નથી; માત્ર આપનું નામ છે. નામ લેવામાં પણ સન્મતિ અર્પણ કરોઃ—

કલ્યાણ—રાગ, વિભુ જગત્પતિ, સદા આપો સન્મતિ; તમ ગુણાનુવાદ કરૂં હર્ષ મન અતિ...ટેક. તુજ ગુણ ગાતાં પાર ન પામે માનવ દેવ મહંત; અલ્પ મતિ અમ અવગુણ ભારી ક્ષમા કરો ભગવંત....વિભુ.

કૃપાસિન્ધુ હે કૃપા કરીને તોડજો ભવનો પાસ; દોષ અમારા લક્ષ ન લેતાં ગણો સદા તમ દાસ.

આ મંગલ શરણાગતિ જે મનુષ્ય હૃદયમાં સ્થાપશે તો જરૂર શ્રેય થવામાં વિલંબ નહિ લાગે. પ્રભુ! આપને અંતિમ પ્રાર્થના કરૂં છું કે સર્વ વાચકવૃંદના હૃદયમાં આવુંજ જ્ઞાન સ્થિર કરો કે જેથી ભરતખંડનું શ્રેય થાય.

વિદ્વાન સજ્જનો પંડિતો અને વૈષ્ણવ બંધુઓને આ ભાવભરી વાણી અતિશયોક્તિભરી નહિં જણાય. અંતિમ પ્રભુનામ સ્મરણ કરતો લેખિનીને અત્રેજ અટકાવીશ.

---

## पाठनां फल.

શ્રુતિ, સ્મૃતિ, રામાયણ, મહાભારત, પુરાણો અને અન્ય મહાકાવ્યોમાં વિવિધ ચરિત્રોના શ્રવણ કીર્તનથી અલૌકિક ફળની પ્રાપ્તિ તે તે ગ્રંથોમાં સૂચવેલી છે. ઉપર્યુક્ત મહાગ્રંથોના સાર તત્ત્વરૂપે શ્રીપુરુષોત્તમસહસ્રનામાવલિ, રાસપંચાધ્યાયી, વિવિધ સ્તોત્રો, અષ્ટકો, શ્રીમદાચાર્યચરણોએ અને તદંગજોએ રચ્યાં છે. તથા વિવિધ ધોળપદ કીર્તનો અષ્ટ સખાદિ મહાનુભવોએ ગાયાં છે.

શ્રીમદ્ભાગવત સર્વોત્તમ પુરાણ અને વેદ વૃક્ષનું અમૃતફળ છે. શ્રીમદ્ભગવદ્ગીતા તો સર્વે ઉપનિષદોને દોહીને ભગવાને કાઢેલું નવનીત તત્ત્વ છે, 'कलौ केशवकीर्तनात्' એ વાક્યાનુસાર કલિયુગમાં ભગવત્પ્રાપ્તિ કીર્તન ભક્તિથી સરળતાથી થઈ શકે છે. કેટલાક સુંદર સ્તોત્રો, અષ્ટકોના પાઠના ફળ નીચે દર્શાવ્યા છે. શ્રદ્ધાપૂર્વક તે તે સ્તોત્રોના પાઠ અવશ્ય કર્તવ્ય છે.

યમુનાષ્ટકાંતે—હે સૂર્યના પુત્રી! આપના આ અષ્ટકનો જે પાઠ કરે છે, તેના બધા પાપોનો નાશ; મુકુંદમાં પ્રીતિ, તેથી અલૌકિક સિદ્ધિ, શ્રીકૃષ્ણની પ્રસન્નતા અને સ્વભાવવિજય પ્રાપ્ત થાય છે. એમ શ્રીહરિના વહાલા શ્રીવલ્લભ કહે છે.

**શ્રીપુરુષોત્તમસહસ્રનામાવલિના અંતમાં**—જે મનુષ્ય અવ્યગ્રચિત્તથી શ્રદ્ધાપૂર્વક, લૌકિક પદાર્થોમાંથી મન કાઢીને આ નામોનો પાઠ કરે તેના અજ્ઞાનાંધકાર દૂર થાય. શ્રીકૃષ્ણચરણકમળમાં ભક્તિ દૃઢ થાય અને તે ગોવિંદનાં નિજ સ્વરૂપને પામે.

**શ્રીકૃષ્ણપ્રેમામૃતાંતે**—આ પ્રમાણે પૂર્વે કહેલા પ્રાણનાથ શ્રીકૃષ્ણના નામરૂપી પ્રેમામૃત રસાયનનો જે પાઠ કરશે અને શ્રવણાવશે તે નિશ્ચય શ્રીકૃષ્ણના પ્રેમમાં મગ્ન થશે.

**ત્રિવિધનામાવલિના અંતમાં**—બાલલીલાના નામના પાઠથી શ્રીકૃષ્ણ વિષે પ્રેમ, પ્રૌઢ લીલાના પાઠથી આસક્તિ તથા રાજલીલાના નામનો પાઠ કરવાથી શ્રીકૃષ્ણ ચરણકમળ વિષે વ્યસન ઉત્પન્ન થાય છે.

**શ્રીકૃષ્ણાષ્ટકાંતે**—શ્રીકૃષ્ણાષ્ટકનો જે કોઈ પાઠ કરશે તેને ગોકુલાધીશ, રાધિકાવલ્લભ શ્રીકૃષ્ણ સાધુ પુરુષોથી સેવાયલા પોતાના ચરણકમલમાં અતુલ ભક્તિ આપે છે. -

**અંતઃકરણપ્રબોધાંતે**—આ પ્રમાણે શ્રીકૃષ્ણના દાસ શ્રીવલ્લભનાં હિત વચનો જે ચિત્તપ્રતિ કહેલાં છે તે સાંભળીને ભક્ત નિશ્ચિન્તતાને પામે.

**શ્રીકૃષ્ણાશ્રયાંતે**—આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો જે કૃષ્ણની સાન્નિધ્યમાં પાઠ કરે છે, તેને શ્રીકૃષ્ણનો આશ્રય થાય એમ શ્રીવલ્લભે કહ્યું છે.

**શ્રીસર્વોત્તમસ્તોત્રાંતે**—શ્રદ્ધાવડે વિશુદ્ધ બુદ્ધિવાળો જે મનુષ્ય હંમેશાં તેને વિષે નિશ્ચિંત મનવાળો થઈને આ સ્તોત્રનો પાઠ કરે, તે શ્રીકૃષ્ણના અધરામૃતની મહાસિદ્ધિને નિઃસંશય પ્રાપ્ત કરે કે જે ફળની પ્રાપ્તિ આગળ મોક્ષનું પણ નિરર્થકપણું છે.

**પંચાક્ષર ગર્ભસ્તોત્રાંતે**—(શ્રીહરિરાયજી કૃત) પંચાક્ષર નામનો મહામંત્ર જેની અંદર છે એવા આ સ્તોત્રનો પાઠ કરનાર શ્રીમદાચાર્યજીના સેવકોને તદીયત્વ પ્રાપ્ત થશે.

**શ્રીકૃષ્ણશરણાષ્ટકાંતે**—(શ્રીરઘુનાથજી કૃત) આ શ્રીકૃષ્ણ શરણાષ્ટકનો પ્રાતઃસમયે ઊઠીને જે પાઠ કરશે તે આ ભૂમિતલમાં શ્રીગોકુલનાથના ધામને પામશે અને હંમેશાં શ્રીયમુનાજીના કાંઠા ઉપર પ્રભુની લીલાઓનું દર્શન કરશે તેમજ સેંકડો ગોપીજનોથી આવૃત્ત થયેલા શ્રીકૃષ્ણચંદ્રમાં તન્મય થઈ તદીયપણું પામશે.

શ્રીમદાચાર્યજી, શ્રીગુસાંઇજી વિ. ની વાણી સાક્ષાત ભગવદ્વાણી છે, આવા ભુજંગ પ્રયાતાષ્ટક, શ્રીરાધાકૃષ્ણાષ્ટક, *દૈન્યાષ્ટક વિગેરે ન્હાના સ્તોત્રો તથા સોડશ ગ્રંથો, સુબોધિનીજી, શિક્ષાપત્ર, વર્ત્તાપ્ત વિગેરે સર્વ ગ્રંથો હંમેશા અવશ્ય મનનીય છે.

વ્રજભાષામાં પણ અગાધ કીર્તનસાગર, વચનામૃતો, ચોરાશી બસોબાવન વૈષ્ણવોની વાર્તાઓ શ્રીયમુનાજીના પદ શ્રીગોવર્ધનવાસી, મૂળપુરુષ વિગેરે ગદ્યપદ્યનો ભાગ લેવાય તેટલો લેવો. એ સુધારસ જીવનમાં સિંચાય તેટલો સિંચવો.

ગુર્જરગિરામાં પણ વલ્લભાખ્યાન; રાસપંચાધ્યાયીના, વૈષ્ણવમાહાત્મ્યના, પુષ્ટિમાર્ગના પાંચ તત્ત્વનું, દશમર્મનું ધોળ વિગેરે ધોળપદો તથા દયારામભાઇની રસિક વાણી સોહે છે.

ચોરાશી વૈષ્ણવના ધોળને અંતે દયારામભાઇ ગાય છે કેઃ—

સકળ તત્ત્વનું તત્ત્વ છે એ સારમાં એ સાર, પાઠ કરતાં માત્રમાં વશ થાય શ્રી નંદકુમાર;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુને જો પ્રસન્ન કરવા ચહાય, નથી અવર ઉપાય બીજો હરિભક્તના ગુણ ગાય.

વૈષ્ણવો ! ફલની આશાથી પાઠ કરવાનો નથી પણ સેવકનો સહજ ધર્મ હોવાથીજ પાઠ કરવાનો છે. પ્રભુને કીર્તન ઘણુંજ પ્રિય છે. પણ તે અતિશય ભાવપૂર્વક સંગીતમાં ઉતારવા જોઇએ. અષ્ટસખાની વાણી મહા અલૌકિક છે. તેમના કીર્તનો તેમાં વર્ણવેલી લીલાઓના સાક્ષાત્ દર્શન કરતાં રચાયેલા અને ગવાયેલા છે. બસ જીન્હાનો સદુપયોગ કીર્તન ગાનથીજ છે.

ચતુર્ભુજદાસ.

---

# ભવાબ્ધિ તારે.

## [ લે. રણછોડલાલ કે. પારેખ, કડી. ]

### વસંત તિલકા.

જે કલ્પદ્રુમ શુભ આશ્રય મેળવે છે, તેના મનોરથ સહુ મનના ફળે છે;
આપી સદા ધીરજને દુઃખને નિવારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
ભક્તિ કરી હરી કદી બહુ પ્રેમ ધારી, ભાવે ભજ્યા હરી કદી ગિરિરાજ ધારી;
હોયે અનન્ય દઢ આશ્રયની વધારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
ખેલી રહ્યો યશુમતિ જનની ઉછંગે, નંદે લડાવી અતિ લાડ બહુ પ્રસંગે;
દુઃખો બધાં વ્રજવધૂ હરશે નિવારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
જે વિલસે જગત્ નામ સદંશ રૂપે, *જીવાત્મનામથી પ્રભુય ચિદંશ રૂપે;
આનંદરૂપ પ્રભુને ભજ વાર વારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
જંજાળ આ જગતની અતિ છે વિચિત્ર, તેનેય તારક રતિ પથ છે સુચિત્ર;
તે તે ગ્રહી રતિ ધરી પાર જો પમારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
કીર્તિ યશસ્વિની મળે વળી સુખ થાયે, વામે મહાદુઃખ અને ફળ સુ પમાયે;
આજી જીતે ભવ તણી કદિયે ન હારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
વીતેજ જીવન તણી ક્ષણ નામ લેતાં, આવે કદી મરણ તો પ્રભુ નામ દેતાં;
હંમેશ રે' સ્મરણને પ્રભુને વિચારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.
તારા પ્રભુ ચરણમાં સહુ નિંદ લેશે, તારું પ્રભુ શરણ હા ! સહુ શાન્તિ દેશે;
ગુને દયાળુ ભજતાં દુઃખ જાય બારે, સેવા શ્રીકૃષ્ણ પ્રભુનીય ભવાબ્ધિ તારે.

---

## माहात्म्यज्ञान.

( લે૦ શ્રીયુત વિનોદરાય વિ. જે. સુખરાય મજમુદાર. અમરેલી. )

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૨૭૫ થી )

( વૈષ્ણવ ત્રીકમદાસનાં કાવ્ય તથા ચરિત પૃ. ૧૫૫ ઉપર પદ ૪૪ રાગ સવૈયા )

ભજી પ્રહલાદ ભયે (સીતલજલ) પ્રજ્વલપાવક ગંગજલ જેસો,
ધ્રુવ આદિ અંતનભ ઉપર, ભજન પ્રતાપ અટલબલ ઐસો;
ગણિકા ખકી વ્યાધ ગીધાદિક નાથ અનુગ્રહ તેસોહિ તેસો,
ત્રીકમદાસ આશપરિપૂરણ શ્રીરણછોડ ભજે ભય કૈસો. ૧
ભજ ગજરાજ ગ્રુડકે મુખતેં, છૂટી ગયો ગહેરે જલમાંહી,
જરાસંધ બંધન તેં કાઢે, બીસ હજાર રાજા ગ્રહી બાંહી;
સહાય સદા અપને સેવકકાં, ભારી પીડ પરે જ્યાંહી જ્યાંહી,
ત્રીકમદાસ આશ પરિપૂરન, શ્રીરણછોડ ભજે ભય નાંહી. ૨
ભજી અંબરીષ તજી ત્રાસ શાપતેં, દેખી પ્રતાપ દુર્વાસા લાજે,
ભજી વ્રજસખી ઇન્દ્ર કોપ તેં કર અંગુરી નગધરી, જસ ગાજે;
પરબત કુલપાવન ઘર આવન, ભજી મહેતા નરસિંહ નિવાજે,
ત્રીકમદાસ આસપરિપૂરન, શ્રીરણછોડ ભજે ભય ભાજે. ૩

**अर्जुन ! प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति गी. ९–३१.**

એ શબ્દોથી ખાત્રી આપનારા શ્રીપુરુષોત્તમના માહાત્મ્યનું જ્ઞાન જેમ જેમ વધારે વધારે થતું જશે તેમ તેમ એવા ધીંગાધણી પ્રત્યે "सर्वतोधिकः सुदृढस्नेह" થશે માટે ગત વર્ષના પૃ. ૨૭૪ ઉપર દ્વિતીય પ્રસ્થાન શ્રીમદ્ભગવદ્ગીતાજીમાંથી પ્રમાણો આપવા કબૂલ કર્યું છે તેમ શ્રીમુખે આજ્ઞા કરેલાં વાક્યો નીચે જણાવું છું. તેમાં સ્પષ્ટ પ્રથમ પુરુષનાં સર્વનામ વાપરી-નેજ પરમાત્મા જ્ઞાન વિજ્ઞાન બન્ને આપે છે કે—

૧ धर्मसंस्थापनाय संभवामि युगेयुगे ४–८ २ अहं कृत्स्नजगतः प्रभवः प्रलयस्तथा ७–६ ३ नाहं प्रकाशः सर्वस्य યોગમાયાસમાવૃતઃ ૭–૨૫, ૪ रसोहमप्सुથી માંડીને નત્વહં તેષુ તે મયિ એ પાંચ શ્લોકો, ૫ પિતા ધાતા પિતામહઃ ગતિર્ભર્તા પ્રભુઃ સાક્ષી નિવાસઃ શરણં સુહૃત પ્રભવઃ પ્રલયઃ ૯–૧૬, ૬ અહં સર્વસ્ય યજ્ઞસ્ય ભોક્તા ચ પ્રભુરેવ ચ ૯–૨૪, ૭ અધિયજ્ઞોઽહમેવાત્ર ૮–૪, ૮ યોગક્ષેમં વહામ્યહં ૯–૨૨, ૯ અહમાદિશ્ચ મધ્યંચ ભૂતાનામંત એવચ ૧૦–૨૦, ૧૦ સર્ગાણામાદિરન્તશ્ચ મધ્યં ચૈવાહં ૧૦–૩૨, ૧૧ અહં બીજપ્રદઃ પિતા ૧૪–૪, ૧૨ બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાઽહં ૧૪–૨૭, ૧૩ અહમાત્મા તેમજ બધી વિભૂતિઓ દસમા અધ્યાયની, ૧૪ અહમાદિર્હિ દેવાનાં ૧૦–૨, ૧૫ દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ૧૦–૧૦, ૧૬ અજ્ઞાનજંતમઃ નાશ-યામિ ૧૦–૧૧, ૧૭ વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતઃ ૧૦–૪૨, ૧૮ દિવ્યં દદામિ તે ચક્ષુઃ પશ્ય મે યોગમૈશ્વરં ૧૧–૮, ૧૯ કાલોઽસ્મિ લોકક્ષયકૃત્ પ્રવૃત્તઃ ૧૧–૩૨, ૨૦ ભક્ત્યાત્વનન્યયા શક્યઃ અહં એવંવિધ ૧૧–૫૪, ૨૧ અહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ભવામિ ૧૨–૭, ૨૨ ધારયામિ પુષ્ણામિ પચામિ ૧૫–૧૩, ૨૩ સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટઃ ૧૫–૧૫, ૨૪ વેદાન્તકૃત્ વેદવિદ્ એવ ચાહં. ૨૫ ક્ષરમતીતોઽહં અક્ષરાદપિચ ૧૫–૧૮, ૨૬ દ્વિષતઃ ક્રૂરાન્ નરાધમાન્ ક્ષિપામ્યજસ્રં ૧૬–૧૯, ૨૭ અહંત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ૧૮–૬૬.

વિગેરે પ્રથમા વિભક્તિમાં ઓળખાણ (માહાત્મ્ય) કહ્યા ઉપરાંત બીજી વિભક્તિમાં નીચે પ્રમાણે આજ્ઞા કરે છે કેઃ–૧ તસ્ય કર્તારમપિમાંવિદ્ધિ ૪–૧૩, ૨ ભોક્તારંયજ્ઞતપસાં સર્વલોક મહેશ્વરં ૫–૨૯, ૩ બીજંમાં સર્વભૂતાનાં ૭–૧૦. ૪ મામેવયેપ્રપદ્યન્તે માયામેતાંતરન્તિતે ૭–૧૩, ૫ બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ૭–૧૯ ૬ મામેવાનુત્તમાંગતિ, ૭ નમાંકર્માણિલિમ્પન્તિ ૪–૧૪, ૮ મામેભ્યપરં અવ્યયં ૭–૧૩, ૯ મામજં અવ્યયં ૭–૨૫, ૧૦ ભજતે મામનન્યભાક સાધુરેવસમન્તવ્ય ૯–૩૦, ૧૧ માં હિ પાર્થવ્યપાશ્રિત્યયેઽપિસ્યુઃ પાપયોનયઃ સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાઃ તેઽપિ યાન્તિપરાંગતિં ૯–૩૨, ૧૨ મામુપેત્યતુકૌન્તેય પુનર્જન્મન વિદ્યતે ૮–૧૬, ૧૩ નમાં કર્માણિ બધ્નન્તિ ૯–૯, ૧૪ ત્રૈવિદ્યામાંસોમપાપૂતપાપાયજ્ઞૈરિષ્ટ્વા ૯–૨૦, ૧૫ ક્ષેત્રજ્ઞંચાપિમાંવિદ્ધિ ૧૩–૨, ૧૬ યોમામેવમસંમૂઢોજાનાતિપુરુષોત્તમં સસર્વવિત્ ૧૫–૧૯, ૧૭ માંચૈવાન્તઃ શરીરસ્થં ૧૭–૬, ૧૮ મામજં અનાદિંચવેત્તિ ૧૦–૩, ૧૯ યોમામવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે સગુણાન્ સમતીત્યૈતાન્ બ્રહ્મભૂયાયકલ્પતે ૧૪–૨૬, ૨૦ ભક્ત્યામામભિજાનાતિ યાવાન્યશ્ચાસ્મિ તત્ત્વતઃ ૧૮–૫૫, ૨૧ સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ૧૮–૬૬.

વધારે ખુલાસા સાથે માહાત્મ્ય જ્ઞાન થવા માટે ત્રીજી વિભક્તિમાં ૧ ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ૪–૧૩, ૨ મયા તતમિદં સર્વં જગત્ ૯–૪, ૩ મયાઽધ્યક્ષેણ પ્રકૃતિઃસૂયતે સચરાચરં ૯–૧૦, ૪ લભતે કામાન્ મયૈવ વિહિતાન્ ૭–૨૨, ૫ નતદસ્તિ પૃથિવ્યાં મયાવિના ૧૦–૩૯, ૬ મયૈવૈતે નિહતાઃ ૧૧–૩૩, ૭ મયાહતાંસ્ત્વંજહિમાવ્યથિષ્ઠાઃ ૧૧–૩૪, ૮ મયા પ્રસન્નેનતવાઽર્જુનેદં પ્રદર્શિતં રૂપં ૧૧–૪૭, ૯ ગુહ્યતમં શાસ્ત્રમિદં મુક્તંમયાઽનઘ ૧૫–૨૦.

તેમજ ૧ મત્તઃ પરતરં નાન્યત્ કિંચિદસ્તિ ૭–૭. ૨ ભવન્તિ ભાવાભૂતાનાં મત્તઃ એવ પૃથગ્વિધાઃ ૧૦–૫, ૩ મત્તઃસર્વં પ્રવર્તતે ૧૦–૮, ૪ મત્તઃસ્મૃતિર્જ્ઞાનમપોહનંચ ૧૫–૧૫.

એ પણ ઉપરની ત્રીજી વિભક્તિ જેવોજ બોધ આપે છે. છઠ્ઠી વિભક્તિથી તો વળી ૧ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ૯–૩૧, ૨ ન મે કર્મફલે સ્પૃહા ૩–૧૪, ૩ ભૂમિરાપોમે ભિન્નાપ્રકૃતિરષ્ટધા ૪–૪, ૪ અપરેયમિતઃત્વન્યાપ્રકૃતિંવિદ્ધિમેપરાં જીવભૂતાં મહાબાહોયયેદંધાર્યતે જગત્ ૭–૫, ૫ મમ માયા દુરત્યયા ૭–૧૪, ૬ પશ્યમે યોગમૈશ્વરં ૯–૫, ૧૧–૮, ૭ પ્રકૃતિંયાન્તિમામિકાં ૯–૭. ૮ પરંભાવં મમ ભૂત મહેશ્વરં ૯–૧૧, ૯ નમેદ્વેષ્યોઽસ્તિનપ્રિયઃ ૯–૨૯, ૧૦ નમે વિદુઃસુરગણા પ્રભવં ન મહર્ષયઃ ૧૦–૬ ૧૧ નાન્તોઽસ્તિમમદિવ્યાનાં વિભૂતિનાં ૧૦–૪૦, ૧૨ નાસ્ત્યન્તો વિસ્તરસ્યમે ૧૦–૧૯, ૧૩ યદ્યત્ વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવવાતત્તદેવાવગચ્છત્વં મમતેજોંઽશસંભવં ૧૦–૪૧, ૧૪ પશ્યમેપાર્થરૂપાણિશતશોઽથસહસ્રશ ૧૧–૫ ૧૫ મમયોનિર્મહદ્બ્રહ્મતસ્મિન્ગર્ભંદધામ્યહં સંભવઃ સર્વભૂતાનાં તતોભવતિ ભારત ૧૪–૪, ૧૬ યદ્ગત્વાનનિવર્તન્તે તદ્ધામ પરમંમમ ૧૫–૬, ૧૭ મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ૧૫–૭, ૧૮ યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલંયચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નાતત્તેજોવિદ્ધિમામકં ૧૫–૧૨, અને છેવટે સપ્તમી વિભક્તિમાં.

૧ સર્વત્રમયિપશ્યતિ સયોગીમયિવર્તતે ૪–૩૦–૩૧, ૨ મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્ય ૩–૩૦, ૩ મયિ સર્વમિદં પ્રોતં સૂત્રેમણિગણાઇવ ૭–૭, ૪ સર્વેન્દ્રિયાણિમયિ સંન્યસ્ય ૧૨–૬, ૫ મય્યેવમન આધત્સ્વમયિ બુદ્ધિં નિવેશય ૧૨–૮, ૬ મચ્ચિત્તઃ સર્વં દુર્ગાણિમત્પ્રસાદાત્તરિષ્યસિ વાણી. વિગેરે વિગેરે કર્તું અકર્તું અન્યથા કર્તું સામર્થ્ય જેનું માહાત્મ્ય છે તે શ્રીકૃષ્ણ પરમાત્માનાં ઉપલાં વાક્યો બરાબર પ્રથમ પુરુષમાં વપરાયેલાં ખરેખરાં સત્યજ માનવાં લેશમાત્ર પણ ગૌણ માનવાનાં નથી એ ખાસ ધ્યાનમાં રાખવું. ઘણા લોકો લક્ષણા બાંધે છે તે કેવળ ભુલ કરે છે તેમને "નાહં પ્રકાશઃ સર્વસ્ય યોગમાયાસમાવૃતઃ" તથા "નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન

ચૈન્યથા શક્ય એવં વિધો દષ્ટું દષ્ટવાનસિ માંયથા " વિગેરે વાક્યો બરાબર લાગુ પડે છે એમ સમજવું. અને "યેષાં ત્વન્તગતં પાપં જનાનાં પુણ્યકર્મણાં." એ વાક્ય લાગુ પડતું નથી એમ પણ સમજવું. ત્યારે બરાબર માહાત્મ્યજ્ઞાન થવા માટે ઉપર ટાંકેલાં દરેક વાક્યોનો વાચ્યાર્થજ વારંવાર હૃદયમાં ઉતારવાથી તેને ખરા અંતઃકરણપૂર્વક અને અનન્યતાથી ભજવાની ઉત્કંઠા થશે. અર્થાત્ મુખ્ય મુદ્દા માહાત્મ્યમાં એ આવ્યા કે શ્રીકૃષ્ણથી સર્વ વસ્તુઓ ઉત્પન્ન થાય છે એઓ બ્રહ્મમાં બીજ મુકી તમામ વ્યક્તિ–વસ્તુ માત્ર પેદા કરે છે, માતાપિતા પિતામહ ધાતા તરીકે પાલનપોષણ કરે છે અને પ્રલય પણ એજ કરે છે. બ્રહ્મની પ્રતિષ્ઠા પણ એઓ છે અક્ષર પુરુષથી પણ ઉત્તમ છે વિશ્વમાં જે કાંઇ વર્ચસ્વવાળું છે તે શ્રીકૃષ્ણના તેજનાજ અંશથી થયું છે. સૂર્ય ચંદ્રને તે પ્રકાશ આપે છે બ્રહ્માંડ આખાને ધારણ કરી રહ્યા છે. કર્તા, કારયિતા, ભોક્તા, અધિયજ્ઞ, કર્મના ફળ દેનારા, સ્રષ્ટા જીવરૂપે તથા મહાભુતો રૂપે જે કાંઇ છે તે તો માત્ર શ્રીકૃષ્ણની પ્રકૃતિ છે, જીવ શ્રીકૃષ્ણના અંશોજ છે તે પોતે કાલ છે તે રૂપે દુષ્કૃતિઓને હણી રહ્યા છે, સાધુપુરુષો–સત્પુરુષોની રક્ષા કરી રહ્યા છે. જાતે પધારીને દિવ્ય કર્મ દિવ્ય જન્મ ધર્મ સ્થાપવાને અનેકવાર લઇ રહ્યા છે છતાં યોગમાયાના બળથી મૂઢ લોકોને કળવામાં–ઓળખવામાં આવતા નથી, તેમને શાસન કરે છે. તે વિના શી રીતે મળે ! તરી જવાનું દેખીને સુઝે તેવું સુઝાડનાર પણ શ્રીકૃષ્ણ છે તે સર્વના હૃદયમાં રહીને બુદ્ધિયોગ પણ આપે છે અને વ્યપોહન પણ કરે છે. જેવી જેની યોગ્યતા પોતાને શરણે આવે, ભજે તેને તારે છે, ભજે છે પણ એવો સ્પષ્ટ ઉપદેશ છતાં મૂઢ તો તે જે મનુષ્ય ગણી અવજ્ઞા કરે છે અને પ્રપન્ન થાય નહીં, વિરાટ તો સર્વમાં છે ને નથી. વિશ્વ શ્રીકૃષ્ણમાં છે શ્રીકૃષ્ણને કર્મ નથી, બંધન નથી પણ શરણે આવનારને પાપમાંથી છોડાવે છે. મતલબ કે ભક્તિને વશ છે એવું અનંત માહાત્મ્ય શ્રીકૃષ્ણનું છે.

---

## ગ્રામ્યપ્રચાર.

ધાર્મિક પ્રવૃત્તિની શહેર કરતાં ન્હાનાં ગામોમાં વધુ જરૂર છે. પ્રજાનો મ્હોટો ભાગ ગામડાઓમાં વસે છે. ગ્રામ્યજનતા શ્રદ્ધાળુ, સાદી અને ધર્મપ્રેમી હોય છે. અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તથા સનાતની સભાઓ અને ઉપદેશકોને સવિનય નમ્ર પ્રાર્થના છે કે ઘણા વખતથી શહેરોમાં પ્રવૃત્તિ ચાલે છે. હવે તે ગ્રામ્યપ્રચારમાં પરિણમો, પરિણામ રચનાત્મક કાર્ય સ્વરૂપમાં પ્રત્યક્ષ જોશો. જે કાર્ય શહેરમાં કરતાં અનેક મુશ્કેલીઓ સહવી પડે છે તે ગામડાંઓમાં સહેલાઇથી થઇ શકે છે. જેમકે—સભાઓ તથા સહીઓ વિગેરે. ૨૨ કરોડ જેટલી સનાતની પ્રજાને મુઠ્ઠીભર સુધારકો હંફાવી રહ્યા છે. ધાર્મિક જનતાનો મ્હોટો સમુદાય ગામડાઓમાં વસે છે અને તેઓને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનો સંદેશો પાઠવવો ઘણો જરૂરી છે. ગ્રામ્ય પ્રજા આવાં ધાર્મિક કાર્યમાં સહાય થાય તેમ છે, લગભગ ૯૫ ટકા જેટલી પ્રજાને અજ્ઞાન અવસ્થામાં રાખવી તે ઠીક ન ગણાય. મારા થોડા અનુભવથી હું એટલું જરૂર કહી શકું કે ગ્રામ્ય પ્રજા હજુ 'મંદિરપ્રવેશ બીલ' 'વડીધારાસભા' 'અ. ભા. વ. સ્વ. સંઘ' વિગેરેનું નામ પણ જાણતી નથી. કાર્યકરો આ તરફ સુકાન ફેરવે અને બદ્ધપરિકર થાય. ગ્રામ્યવાસી જનો પોતાથી બનતી સર્વ મદદ વિદ્વાન કાર્યકરોને આપવા ચૂકે નહિ.

સૂચના:—જે ભાઇઓ પોતાના ગામમાં પ્રચારકાર્ય કરી શકે તેમજ સભાની વ્યવસ્થા કરી શકે, ફોર્મમાં સહીયો ભરાવી મોકલી શકે તેમણે પત્રવ્યવહાર કરવો. પ્રભુ સર્વને સદ્બુદ્ધિ પ્રદાન કરો એ પ્રાર્થનાએ વિરમું.

રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી, ઉમરેઠ.

# ગીતા.

[ લેખક—ભગવતીદાસ ગોવિન્દદાસ દેસાઇ. ]

( વરજીવનદાસ તથા મધુસૂદન અણધાર્યા રસ્તામાં મળે છે. વરજીવને મધુસૂદનને જયશ્રીકૃષ્ણ કરી કહ્યું. )

**વરજીવન**—ઠીક મળ્યા ભાઇ ! **મધુસૂદન**—કેમ ભાઇ !

**વરજીવન**—જુઓને, શાસ્ત્રીજી દર અમાસ અને અગિયારસના વ્યાખ્યાનમાં તેમજ ગઈ કાલે પણ શાસ્ત્રીજી વારંવાર सर्वधर्मान् परित्यज्य मामेकंशरणं मज । अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥ "બધા ધર્મોને મૂકી તું મારે શરણે આવ હું તને બધા પાપોથી મુક્ત કરીશ અને મોક્ષ આપીશ, શોક કરમાં" આ શ્લોક ઉપર ભાર દઇ બોલતા હતા. તો આ શ્લોક કયા શાસ્ત્રનો છે ? "હું" તે કોણ "તને" તે કોણ, આ કોણ કોને કહે છે ?

**મધુસૂદન**—ભાઇ, વરજીવન ! તમે એટલું બધું ભણ્યા અને આ શ્લોક કયા શાસ્ત્રનો છે. તેની કાંઇ ખબર નથી પડતી !

**વરજીવન**—ના ભાઈ ! તમને ખબર હોય તો કહોને ?

**મધુસૂદન**—આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો શ્લોક છે. **વરજીવન**—શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એ શું છે ?

**મધુસૂદન**—એ તો આખા જગતનું મહાશાસ્ત્ર છે.

**વરજીવન**—આખા જગતનું શાસ્ત્ર ? તેનો ભાર કેટલો ? મણ કે બેમણનો ?

**મધુસૂદન**—( વરજીવનના હાથમાં ગીતા આપીને ) આ તેનો ભાર.

**વરજીવન**—શું આ તેજ પુસ્તક ? **મધુસૂદન**—જી, હા તેજ પુસ્તક.

**વરજીવન**—આ તો બહુજ લઘુ છે. આવડા પુસ્તકમાં આવો જોરદાર શ્લોક !

**મધુસૂદન**—હા ભાઈ, સાક્ષાત્ ભગવાને કહ્યો હોય એ શ્લોકમાં શું મણાં હોય ?

**વરજીવન**—ભગવાને કોને કહેલ છે ?

**મધુસૂદન**—ભક્ત અર્જુનને ભાઇ !

**વરજીવન**—ક્યારે ?

**મધુસૂદન**—આજથી ૫૦૫૮ વર્ષ પહેલાં જ્યારે મહાભારતનું યુદ્ધ થયું ત્યારે.

**વરજીવન**—કયે ઠેકાણે ભલા ?

**મધુસૂદન**—કુરુક્ષેત્રમાં, ભાઇ !

**વરજીવન**—ભાઇ ! કુરુક્ષેત્ર ભારત વર્ષમાં આવ્યું ખરૂંને ?

**મધુસૂદન**—હા ભાઇ ! ત્યાંજ અર્જુનને પ્રભુએ ગીતારૂપી ઉપદેશ આપેલો છે.

**વરજીવન**—ભાઈ ! શા માટે ઉપદેશ આપ્યા ?

**મધુસૂદન**—ઉપદેશ આપવાનું કારણ સાંભળો ! જ્યારે પાણ્ડવ અને કૌરવનું સૈન્ય ગોઠવાઇ ગયું, ત્યારે અર્જુન રથમાં બેઠેલો હતો અને પ્રભુ તેના સારથિ હતા, ત્યારે અર્જુને ભગવાનને કહ્યું "હે પ્રભો ! મારો રથ બન્ને સેનાની મધ્યમાં ઉભો રાખો. જ્યારે પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રે બન્ને સેનાની મધ્યમાં રથ ઉભો રાખ્યો ત્યારે અર્જુને પોતાના સગાંવહાલાંઓને પોતાની સામે યુદ્ધ કરવાને ઉભેલા જોયા. તેથી સગાવહાલાને કેમ મારૂં ! તે બાબતનો મોહ થયો અને ગાંડીવ ધનુષને નીચે મૂકી દીધું ત્યારે ભગવાને તેનો મોહ દૂર કરવાને આ ગીતા તે વખતેજ ગાયેલી છે. ભાઇ, તમે તેને વાંચજો પછી ખબર પડશે.

**વરજીવન**—ભાઈ મધુસૂદન, તમે આવું સરસ અને સુંદર ન્હાનું પુસ્તક બતાવ્યું તેને માટે તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. ભાઇ આ શ્લોકમાં આ સંસારરૂપી સમુદ્રને તરવાનું ઓસડ બતાવ્યું છે તો બીજા શ્લોકમાં પણ શું નહીં હોય !

**મધુસૂદન**—ભાઈ! આપણા એટલે હિંદુસ્તાન-ભારતવર્ષના રહેવાસીઓના ભાગ્યજ એવા છે કે તેઓ બિચારા આ પુસ્તક કે જે અરાણે એક આને અને બે આને, અને કેટલેક ઠેકાણે વિનામૂલ્યે મલે છે. તો પણ તેનો લાભ લઇ શકતા નથી અને તેનો લાભ વિદેશીઓ લઈ જાય છે.

**વરજીવન**—શું વિદેશીઓ?

**મધુસૂદન**—હા ભાઈ! વિદેશીઓ; મેં પોતે એવું સાંભળ્યું છે કે આફ્રિકામાં યાહુદી જેવા પોતાના ખીસામાં ગીતા રાખે છે ભાઇ! આફ્રિકા, જર્મન, યુરોપ, ઇટલી બધામાં આનો પ્રચાર થઈ ગયો છે અને તેનો લાભ તેઓ લઇ જાય છે અને આપણે કે જે દેશમાં એ ગીતાની ઉત્પત્તિ થઇ છે. તેનો લાભ લઇ શકતા નથી. કેટલી ખેદજનક વાત છે?

**વરજીવન**—ખરેખર ભાઇ! મારા જેવા મૂર્ખોજ આનો લાભ નહિ લેતા હોય.

**મધુસૂદન**—ઠીક ભાઇ! હવે સાંજ પડવા આવી છે. મારે પ્રસાદ લેવાનો વખત થાય છે. ભાઇ વરજીવન! છેલ્લું તમને એટલુંજ કહું છું કે જાગ્યા ત્યાંથી સવાર કરી આનો પાઠ, પાઠ નહીં તો હંમેશાં એક શ્લોક પણ બરાબર સમજી વાંચ્યા વિના નહીં રહેતા. જયશ્રી કૃષ્ણ

---

## અભિપ્રાય.

૨.

દિવ્ય બ્રહ્મવાદભુવનની 'નિકુંજને પ્રતિપલ હરિયાળી અને સુગંધમય બનાવનાર" કીર્તન સુધામૃતના રસાસ્વાદયુક્ત ચમત્કૃતિથી કલિકાલના બીપણ બાહુપાશથી બદ્ધ થએલ જીવાત્માને હૃદયપ્રદેશમાં નિકુંજાધીશના દિવ્યામૃતદ્વારા ભાવાંકુર વિકસિત કરી, ભક્તિમાર્ગની વિશ્વવિખ્યાત વાટકાના "અનુગ્રહ" માર્ગના નિષ્કંટકમાર્ગદ્વારા, દિવ્ય બ્રહ્મવાદ ભુવનમાં બિરાજતા રસરસિકેન્દ્ર પ્રભુ શ્રીયુગલ સ્વરૂપના સુમધુરાકૃતિ સ્વરૂપના દર્શનામૃતનો આનંદ લેવા, સંગીતસમ્રાટ, અષ્ટછાપ સ્થાપિત કવિકાવ્ય ચુડામણિ શ્રી વિઠ્ઠલેશ્વરજીના કીર્તન સુધારસ મહોદધિમાં "કીર્તનરસ કણિકા" નો માધુર્યતમ સ્વાદ લેવા ડુબકી મારી "મનુષ્ય" જન્મ સાર્થક કરવું હોય તો "કીર્તનકુસુમાકર"ની રસકણિકાથી એ યુગલ સ્વરૂપના દિવ્ય અલૌકિક "શબ્દબ્રહ્મ" ના સાક્ષાત મૂર્તિમંત સ્વરૂપે દર્શન આપશે. યુગલ સ્વરૂપના વર્ણનયુક્ત સંગીતદ્વારા કવિ જયદેવની પત્ની પદ્માવતી સજીવન થઇ હતી. એજ અષ્ટપદીઓના ગાનમાત્રથી એક માલીની છોકરી પાછળ પાછળ રસરસિકેન્દ્ર પ્રભુ ફર્યા છે. "કીર્તનકુસુમાકર" ના પદોના અધિષ્ઠાતા સુરદાસ પરમાનંદદાસ, ચત્રભુજદાસ આદિ અષ્ટસખા, ધોંધી, તાનસેન, લછીરામ, લલિતકિશોરીજી, લલીતમાધુરી વગેરે મહાન્ ભગવદ્ભક્તો, તદુપરાંત અર્વાચીનકાળમાં ભારત માર્તંડપંડિત ગટુલાલજી, શ્રીલાલા લહેરીજી, શ્રીગોસ્વામીશ્રી બાલકૃષ્ણલાલજી કાંકરોલી નરેશ, શ્રીકનૈયાલાલજી શ્રીગોવરધનલાલજી વેરાવળવાળા, ભારતેંદુ બાબુ હરિચંદ્રજી તથા કવિસમ્રાટ દયારામભાઇ વગેરે કવિસમ્રાટ સાક્ષરોએ તેમજ અન્ય ભક્તજન તાજ, રસખાન, અલીખાન, મહામના રહિમ વગેરે ભગવદીયોએ ભગવત્પદ વિભૂષિત, કાવ્ય માધુરીમા યુક્ત 'પદ' [કીર્તન] કંઠદ્વારા પ્રભુ બાલકૃષ્ણને પોતાના આંગણામાં ખેલાવ્યા છે. તે પદોની રસકણિકા ગ્રંથિત રસાત્મક દિવ્ય અલૌકિક પદકંઠો 'કીર્તનકુસુમાકર'માં સંગૃહીત કરી વૈષ્ણવોના હસ્તમાં એ અમૂલ્ય રત્નમાળ શુદ્ધાદ્વૈત' ના પથિકને ભક્તિરૂપી માર્તંડ ના દિવ્ય તેજ યુક્ત અજવાળાથી પ્રાપ્ત થતાં કીર્તન ના સાગરની ભવ્ય પદલાલિત્ય પૂર્ણ પદયુક્ત નિકુંજમાં બીરાજતા 'અક્ષર બ્રહ્મ' સ્વરૂપે યુગલ સ્વરૂપના દિવ્ય દર્શનામૃતનો લાભ વૈષ્ણવી સૃષ્ટિને રા. રા. વસંતરામભાઇ શાસ્ત્રીજીએ વારંવાર તેઓની સખત મહેનતથી આપેલ છે. વૈષ્ણવોને હૃદયરોગ, ભવરોગ કે કોઇ પણ જાતની આધિ વ્યાધિ મટાડવા માટે આ કીર્તનકુસુમાકરની દિવ્યસુધાલહરી બસ છે.

અમૃતલાલ હરજીવનદાસ પારેખ, મહુવાવાળા

हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम् ।

# हरिस्मृति.

( લેખકઃ પં. બાલમુકુન્દ શર્મા, સાહિત્યસુધાકર–વીરપુર )

એને શું ન હતું ! હતું તો રસ શો હતો ! રસ વિનાની સ્થિતિ તે સ્થિતિ નહિ તેવી સ્થિતિ અને અભાવમાં શો તફાવત ? પ્રપંચના પદાર્થો જ પરિણામે નીરસ છે આમાં તો જેટલા વિશેષ પરિચયો અને સંબંધો તેટલાજ શોક, શોક એટલે ચિત્તની વિકળતા, એવી ઉપાધિ કોને માટે અને શા કારણથી વ્હોરવી ? કેળના થાંભલામાંથી માખણ ન નીકળે, સંયોગિયોના વિયોગ તો અવશ્ય થવાના, સંયોગોમાં મનને ફસાવવું શા માટે ! મન ન ફસ્યું તો અનિષ્ટ થવાનું ક્યાંથી ? અને અનિષ્ટ નથી, તો રસક્ષતિ શી રીતે થવાની ! गन्त्री वसुमती नाशमुदधिर्दैवतानि च । फेन-प्रख्यः कथं नाशं मर्त्यलोको न यास्यति સગળી પૃથ્વી એક દિવસ જરૂર ન દેખાવાની. સમુદ્ર અને દેવતાઓની એ સ્થિતિ, જળના પરપોટા જેવો મર્ત્યલોક કેમ નાશ નહિ પામે. કેમ અદશ્ય નહિ થાય ! सस्नेहाः शोचन्ति સ્નેહવાળાને શોક થાય, સ્વતંત્ર મન કોઇ સ્થળે ઘેરાઇ જાય, દેશદિશા ન સૂઝે, સારાસારનું ભાન ન રહે, વસ્તુવિવેક વિસરી જવાય, એ આસક્ત કરનારજ એક માત્ર દેખાય એવી લગની, એવો એક પ્રકારનો આકર્ષક સંબંધ એજ સ્નેહ, ત્યાંજ શોક, ત્યાંજ પાયમાલી, નારાયણમાં સ્નેહ કરનારનાં પાપોની પાયમાલી એની વાસનાની પાયમાલી, એવી વિપરીત ભાવનાની પાયમાલી, પણ પાયમાલી તો જરૂર, એ પાયમાલી તો ઇષ્ટ છે, એવી પાયમાલીમાં રસ છે, એ પાયમાલીને પ્રાપ્ત થઇ यत्र गत्वा न शोचन्ति શોક રહિત થવાય છે, એ પદાર્થ જોવા માટે નારાયણે બે આંખો આપી છે, શોકોત્પાદક, શોકવિધ્વંસક અને શોકાશોકદર્શક આમ ત્રણ રીતે તે પદાર્થો જોવાય. પ્રપંચને પરમાર્થરૂપે દેખે ત્હેને શોક થાય. ત્હેમનાં પુનરાવર્તન થવાનાં, પરમાત્માને પરમાર્થરૂપે દેખે ત્હેનો શોક જાય, ત્હેમને નિરતિશય આનન્દ મળવાનો, બન્નેને દેખે તેને રાગ–દ્વેષ વિદ્યા-જ્ઞાન બન્ને રહેવાનાં પછી એકનેજ મેળવવાનો પ્રયત્ન થવાનો, यत्र स्नेहो भयं तत्र स्नेहो दुःखस्यभाजनम् । स्नेहमूलानि दुःखानि तस्मिँस्त्यक्ते महत्सुखम् । સ્નેહ ત્યાંજ ભય, સ્નેહજ દુઃખનું નિવાસસ્થલ, પાત્ર, સ્નેહને લઇનેજ દુઃખ થવાનાં. સ્નેહ છોડેજ મોટું સુખ, એટલી ગરમી શા માટે ખરીદવી કે મનરૂપી વિષ્ણુ–દેવત દ્રવિત થાય. નારાયણનો સ્નેહ શ્યામસુન્દર સાથે હતો એને તો એ સ્નેહથી યશોદાનાં દુઃખ મેળવવાં હતાં. એને તો ગોકુલમાં ગોવિંદ વિરહે ગોપોને થતાં દુઃખ જોવાતાં હતાં, એને તો વ્રજાંગનાઓને પ્રાપ્ત થયેલો મદ–મોચક વ્રજરાજ–રમણનો પરિત્યાગ–ભય લક્ષ્ય હતો. દુઃખ અને ભય ત્યાજ્ય ન હતાં, રૂપ બીજું હતું, સ્નેહ એને ઇષ્ટ ન હતો એમ નહિ, પણ સુક્કાં લાલ મરચાંથી ભાસેલો એ પરિપક્વ કોઇક રસાળ ફળનો અભિલાષુક હતો. પ્રપંચમાં પ્રાણીઓ એના લક્ષ્યમાં એના ધ્યેયમાં અંતરાય ન નાખે માટે એ તેઓથકી અતડો રહેતો. મુશીબતે મેળવેલા સર્વસ્વને કોઇ ખુંચી ન લે, કૈં ખોવાઇ ન જાય વાસનાવિવશ થવો રખેને પોતાને બનાવી જાય તે કારણથી પોતાના બચાવ પુરતું તે ઔદ્ધત્ય બતાવતો, લક્ષ્ય અને ધ્યેયને સાચવવા લોકોની મર્મદષ્ટિને સ્હેવાજ ત્હેણે મૂઢતા સ્વીકારી હતી, એ તો બુધ હતો, દુનિયાંને બતાવવાજ એનાં અબુધ સરખાં આચરણ હતાં. અત્યંત ગૂઢ હતો એ, એને કોણ ઓળખે ? ગોપોમાં રહેનારા ગોપાલને ગોલોકપતિ રૂપે કોણ ઓળખતું? સર્વ કોઇ પોતાનાં નેત્ર પ્રમાણે એમને નીહાળતાં, એ ગોપાલનો વાછડો નારાયણ ગોપાલની સોટીનો સ્વાદ ચાખી ચૂક્યો હતો. એ સ્વાદેજ એ ઐહિક પારલૌકિક ભૂલ્યો હતો, બીજો કોઇ પોતાના પવિત્ર

અંગને કરસ્પર્શ કરે માટેજ એની મસ્તી હતી. તોફાનીથી દુનિયાં દૂર રહે, ભુંડાથી ભૂત નાસે-લાભ થતો હોય તો એવી ખુંદાઈ શી ખોટી! પત્યું, પ્રાપ્ત થયું. हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम् ।

નીતિકુશળ પુરુષો નિન્દે ત્હેનો ત્હેને ભય નહતો. તે જાણતો હતો કે જમાનાએ વખાણેલા નીતિ-કુશળ પુરુષો તેનો નીતિની પામરી ઓઢેલા નવા પ્રકારના ધૂર્તોજ છે, તેઓ તો પોતાની પોતાના સરખાઓનીજ પ્રશંસા કરવાના. છતાં તેવાઓ પણ કોઇ દિવસ નારાયણને વખાણે તો તે પામી જતો કે આ કોઇ સ્વાર્થપટુ છે, સત્યને આગળ કરી સદ્ગુણો જોઇ અન્યની પ્રશંસા કરનાર તો વિરલાજ હોય છે, અહિં તો આપસમાં ઉંટોના વિવાહમાં લમ્બકર્ણ ગવૈયા છે, એમની પ્રશંસા એ ખરી પ્રશંસા નથી, છળ છે, જાળ છે, ફસામણુ છે, ભૂલ ભૂલામણી છે, ખોટાને સારા અને સારાને ખોટા કહેવડાવવા છે, નમાલાને પ્રસિદ્ધ કરવા છે, પ્રસિદ્ધની ફસોટી કરી બનતા યત્ને ત્હેમને ઉતારી પાડવા છે, શલ્ય સારથિ થઇ કર્ણના તેજોવધ સમું એમનું તારતમ્ય છે. નારાયણનો લાડિલો નારાયણ તેવું શા માટે કરે? તેનો અનુભવ મેળવવા બ્રહ્માંડભાંડની આભ્યન્તર-બાહ્ય સ્થિતિ તપાસવા મથતો હતો, એ તો ગુણગ્રાહી હતો એને તો અન્ધકારમાંથી પ્રકાશમાં જવું હતું, એને તો ખોટામાંથી ખરૂં ખોળવું હતું, ભલેને વર્ષો અને વય વ્યતીત થાય, ભલેને જન્મ અને ઝંખનાઓ જાય, ભલેને આપત્તિ કે સંપત્તિ સાંપડે, ભલેને વેદના કે વાસના વળગે, ભલેને સંસાર કે શરીરો સળગે, એની ધૂનમાં એની કૂચમાં પીછેહઠ નહતી, દમદમ કદમ એનાં આગળજ પડતાં "હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરના કામ જોને!" એને તો અહિંનાં આન્દોલનો સ્હામે ટકવા હૃદયને ઢાલ બનાવવું હતું, એને તો હાડ, માંસ રુધિર ભર્યાં દેહનો અભિમાન છોડવો હતો, એને તો જૂગજૂની મમતાની માયા મૂકવી હતી, એને તો આ પરિણામશીલ જગતના તમાશા દૂર રહી જોવા હતા, એને "માંહી પડે તે મહાસુખ પામે" એમ કરે પાલવે તેમ નહતું. હમ્મેશા ધર્મનું આચરણ કરવું, લોક ધર્મ દૂર કરવા, સત્પુરુષોને શોધી ત્હેમનો સંગ કરવો, કામતૃષ્ણા છોડવી, બીજાના ગુણ અને દોષો વિચારે શો લાભ! એ તો સેવા અને કથા રસનો પિપાસુ હતો બીજાઓએ કરેલી પ્રશંસા મુમુક્ષુની ભૂખ ન ભાંગે, પિપાસુની પ્યાસ ન પૂરે, બીજાઓએ કરેલી પ્રશંસાએ એને બનાવ્યો હતો, એને રઝળાવ્યો હતો, એને ઉપાલમ્ભ-પાત્ર કર્યો હતો, ફરી ફરી ફસાય તે નારાયણનો નારાયણ નહિ, નારાયણને આ ગુણ માટે એવી બાલ્યાવસ્થા યાદ હતી સ્હમજુ માણસો અસારમાંથી પણ સાર શોધે છે, એમની નિશાળ બ્રહ્માંડ, આ શાળાનું શિક્ષણ કાલાબદ્ધ નથી, સૃષ્ટિની શરૂઆતથી આરંભી અનેક બ્રહ્મદેવોના અવસાન સુધી પણ આ શિક્ષણ ગ્રન્થની સમાપ્તિ ન થાય, ચમકદાર અને ઝમકદાર શિક્ષણ, ગ્રન્થએકજ, ગાંઠ બીલકુલ નહિ, ભણે તે ભાગ્યશાળી, અહિંનું ભણતર ત્યાં કામ ન લાગે, અહિંના ભણેલા ત્યાં ભૂલે અને તે ગ્રન્થ ભણેલા ક્યાંયે ન ભુલે, એવું રૂડું ભણતર, એમાં જન્મ એ ભાગ, અવસ્થા એ પ્રકરણ બધું એવું ને એવુંજ, સુજ્ઞ પુરુષો તો અવસ્થાઓથી પણ સ્હમજે છે, પારસીઓના અવસ્થા નહિ જીવનની ત્રણ પ્રકારે કરેલી મુખ્ય વ્યવસ્થા, યદ્યપિ એ રહેતી નથી પણ ઉપકારક શિક્ષણ તો અવશ્ય આપે છે, નારાયણ ને બીજાએ કરેલાં વખાણથી ન ફૂલાવું એ ઉપદેશ એની બાલ્યાવસ્થાએ આપ્યો હતો. બન્યું હતું એમ કે ન્હાનો નારાયણ નિશાળે જતો એની પડોશમાં એક વૃદ્ધા રહેતી, મસ્તીખોર નારાયણને કોઇ છંછેડતું કે બોલાવતું નહતું પણ એ પાકી ડોશી નિશાળે જતા નારાયણને ભાઈ કહીને બોલાવે, ડાહ્યો દીકરો કહીને એના માથા ઉપર હાથ ફેરવે રતન જેવો છોકરો કહી રાજડા કરે, વખાણ કોને ન ગમે, નારાયણ ખુશ ખુશ થઇ જાય, એના ફેરા ફેરા ખાય. એક દિવસ ન્હાનો નારાયણ નિશાળે જવા નીકળ્યો, ત્યાં તો દાદીમા

એની રાહ જોઈ ઉભાં હતાં, ડોશીએ નારાયણના હાથમાંથી "જોઉં દીકરા શું ભણે છે કહી દફતર લીધું, કેવા રૂપાળા દસ્કત કહી એની સ્લેટ ફેરવવા માંડી, પછી હાવકું મ્હોં રાખી ડોશીમા વધ્યાં, દીકરા નારાયણ! આ મ્હારી ભેંશને ઢોરોમાં ન મૂકી આવે, હું ત્હારૂં દફતર લઇ બેઠું છું, જોજે હોં ભાઇ! નાશી ન આવે એને પાછા આવવાની ટેવ છે, કેમે કરી ઢોરોમાં નથી રહેતી, નારાયણે જાણ્યું હમણાં મૂકીને આવું છું. પછી નિશાળે જઇશ, ન્હાનીશી લાકડી લઇને નારાયણ, ડોશીની ભેંશને ઢોરોમાં મૂકવા ગયો, સીમમાંથી ઢોર જરા દૂર ગયેલાં, નારાયણ ભેંશને લઇ ત્યાં ગયો, ગોવાળને ડોશીની ભેંશની ભલામણ કરી, નારાયણ પાછો વળ્યો, કે ભેંશને પણ જાણે ઘેર જવાનો સાથ મળ્યો તે પણ પાછી વળી, ગોવાળ બીચારો કેટલાં પશુ પાલવે! નારાયણ પાછો ફરી હાંકે વળી પાછો વળે કે ભેંશ પણ પાછી વળે, નારાયણ જીદ્દી હતો, ભેંશ કેમ ઢોરો ભેગી ન રહે! એ ઢોર છે એણે ઢોરોમાંજ રહેવું જોઇએ, હું માણસ છું મ્હારી પાછળ આવવાનો એનો શો હક? એમ વિચારતો એક બે સપાટા લગાવી દે, ભેંશ એટલી ભલી કે માથું ન હલાવતી, માર ખાઈ પાછી જતી પણ નારાયણને છોડતી નહિ, આ રમ્મત સ્હાંજ સુધી ચાલી, ઢોર ચરીને પાછાં વળ્યાં, નારાયણ પણ ગોવાળની સાથે ગોવાળ જેવો સ્હાંજે ભેંશ લઈ પાછો વળ્યો ડોશીમાએ કહ્યું દીકરા! આજ ભેંશ પાછી ન આવી, ધરાઈ દેખાય છે હોં, એની કુખો કેવી ભરેલી દેખાય છે ભાઇને વાવા, લે આ દફતર, હું તો ત્હારી વાટ જોતી હતી, જાણ્યું હમણાં આવશે. નારાયણ અકળાયો અને ડોશી ઉપર ચીઢ ચઢી. ડોશી પાક્કી છે એમ પામી ગયો, એણેજ મ્હારો દિવસ બગાડ્યો છે એમ ખાત્રી થઇ, શું કરે! દફતર લઈ ઘેર ગયો પિતાએ પ્રસાદ આપ્યો માએ રખડુ કહ્યો, બીજે દિવસે નિશાળમાં પણ ગેરહાજર રહેવાથી શિક્ષકે શિક્ષણ દીધું. વખાણે તો એની રેવડી દાણાદાણ કરી નાખી, ત્યારબાદ ડોશી જીવી ત્હાં સુધી નારાયણ એની સાથે બોલ્યો નહિ અને એના સ્હામુ પણ ન જોયું, નારાયણ સ્હમજી ગયો કે આ બધો કામ કાઢવાની કળાઓ છે, જો કોઇ એને વખાણે કે બચકારે તો નારાયણ રોકડું પરખાવતો કે ભાઇ! ત્હમારી ભેંશ હરાઈ છે કે શું! મ્હને ચારવા મોકલવો છે! ના બાપુ ના, મ્હારાથી ત્હમારૂં કામ નહિ બને, ત્હમે મ્હને ખોટો કહેશો ને તેમ કહો. એમ કહીને કોઇની પણ વાત સાંભળ્યા વિના ત્યાંથી પોતાના કામે જતો. લોકો એના સ્હામું જોઇ રહેતા, હાવે તેમ બોલતા, નારાયણને એની શી દરકાર! આમ ધીમે ધીમે એના બેદરકારી વધી હતી, અસત્ય બાબત નારાયણની પાસે કોઇ સત્ય કરાવી શકતું નહિ, એ કોઇની હાજીહા કરનારો ન હતો. એને તો એના જીવનને વનરાજ સમુ બનાવવું હતું, વનરાજનો રાજ્યાભિષેક કે તેવો સંસ્કાર વિશેષ કોઇ કરતું નથી, પણ એની ત્રાડથી એની વનરાજ સ્હામી ગર્જનાથી એની હાથીનાં કુંભસ્થળ ભેદવાની હુંશિયારીથી સહુ કોઇ એને વનરાજજ કહે છે, નારાયણે ચોક્કસ નિશ્ચય કર્યો હતો કે પ્રપંચનાં પ્રાણી કોમળતાનો દુરુપયોગ કરે છે, મૂકપણાને મૂર્ખતા માને છે, સૌજન્યને સારહીનતાજ ધારે છે, સુધાકર મૃગનું રક્ષણ કરે તો લોકો એને મૃગલાંછનનો ઇલ્કાબ આપે, પણ કેસરી, કઠોર રીતે મૃગનાં ટોળાંનો શિકાર કરનાર, બીચારાના સ્વતન્ત્ર આનન્દની દુરવસ્થા કરનાર તો મૃગરાજજ કહેવાવાનો, એટલે ત્રાસને માને, મૃદુતાને નહિ. કોઈ નાસ્તિક તુલસી-પત્રને ચોળી પવિત્રતાને રોળી શકે પણ કૌચાંને, મસળી તો જુએ, એ એને અ સ્તક બનાવી દે, દેવો પણ દુર્બળનેજ ખાઇ જાય, બળીઆના બે ભાગ, શા માટે બળહીણ બનવુ? શરીર સુકૃતને આધીન સબળ નિર્બળ રહે, પણ હૃદય બનાવ્યું બની શકે, નાયમાત્મા બલહીનેન લભ્યः। શારીરક વાચિક કે માનસિક બળવાળોજ ઇષ્ટ પ્રાપ્તિ કરી શકે, કોમળતા કોઈ સહૃદય પાસે મૂકવી કે એ એનું મૂલ્ય આંકી શકે, કોમળતા સુકોમળ મનરાજ–

કુમારની સેવામાં રાખવી કે એ સર્વશ્રેષ્ઠ કૃપા–કટાક્ષ કરે, આ પરસ્પર ખાઇ જઇ હજમ કરી જનાર અને ઓડકાર પણ ન કરનાર દંભી પ્રવાહિજનો પાસે કોમલતા કેવી ! અહિં તો दण्डेन सर्व्वे वशाः । પણ ખબરદાર ! આકરી કસોટીમાં ઉતરવાનો આ સિદ્ધાંત છે, લૌકિક યોગ ક્ષેમમાં પણ મુશ્કેલી છે. ભૂખ અને તૃષા વેઠવાં પડશે, નિન્દા અને અપમાન સ્હેવાં પડશે, આક્ષેપનાં પ્રક્ષેપ થવાથી ચિત્તને વિક્ષેપ થશે, અભ્યાસની અયોગ્યતા નાપાસ બનાવશે, વાસનાઓ કાનપટ્ટી આમળી પાછા ફેરવશે, વધારે તો શું પણ ત્હમારાં સહોદર ત્હમારી સહચરી અને ત્હમારૂં જ્હેને ત્હમે કૈં માનતા હો તે તમામ તાણાતાણ કરી ત્હમને પીંખી પીંખી નાંખશે, એક ઉગતા પ્રથમ તો ત્હમનેજ ઉદ્વેગ કરાવશે; આ બધું સહન કરવાની શક્તિ જોઇએ, મુશ્કેલીમાં મગરૂર રહેવાની મસ્તી જોઇએ. હોય તો નારાયણને માર્ગે ત્હમે પણ જઇ શકો, નારાયણને આ બધા ગુણો એના બાળપણેજ શીખવ્યા હતા, એવા સંયોગોમાં એ ઉછેરાયો હતો કે એણે આ રસ્તો ન પ્રહ્યો હોત તો એના અસ્તિત્વની આશંકા રહેત, કપરી કસોટીમાંથી પાર ઉતર્યો હતો એ, કેટલીએ લાંઘણો કરવી પડેલી, કેટલાય તિરસ્કાર સહેલા. પણ વિધાતા ભલેને ભય બતાવે, ધીર તો ધીરજ રહેવાનો. એના ધૈર્યનો નાશ ન થાય, ગ્રીષ્મઋતુ નદી નાળાં સરોવર સૂકવી નાંખે, પણ ધીર ગંભીર સમુદ્ર એ તો ઘૂઘવતોજ રહેવાનો, એના ધૈર્યને હઠાવવા, તેની ઉદ્ધતતા ઓછી કરવા ગ્રીષ્મની તાકાત નહિ, નારાયણ અનાડી આમને પ્રથમ તો પુતળાંની પેઠે જોયા કરતો પછી એને વિવેકથી એના ગુણદોષ સ્હમજાવતો, આમ કરે ન માને તો ચોથા ઉપાયથી વશ કરી દેતો. આ એની બાલ્યાવસ્થાએ દીધેલી બક્ષીસ, આમ છતાંયે ન માને તો એ પોતે આમને આપ્ત ન માનતો. સમ્બન્ધ શિષ્ટાચાર વિગેરે મનુષ્યોમાંજ હોય એમ તે ધારતો, પણ એના ધારવાથી શું વળે ! એ ઉપેક્ષિત અન્તઃ પશુઓ ઘણીવાર એને અધીર બનાવતાં. એની આકુળતા વધારતાં, નારાયણને એ ઇષ્ટ હતું. એનો સ્વતંત્ર માર્ગ સાફ અને મોકળો થતો, પોતાનામાં બીજાને સંતોષ પમાડવાને ગુણ ન હોય તે પામરોને ગુણવાનોમાંથી દોષ કાઢી તે કહી સ્વજનોને સંતોષ આપવો પડે છે. આમ સંસારમાં પ્રથમથી જ ચાલ્યા કરે છે, કુલટાનો ઘૂંઘટો મોટો હોય છે, ખારૂં પાણી વધારે ઠંડું રહે છે, દંભી માણસોનાં હૃદયો વિવેકવાળાં હોય છે અને ધૂતારાઓ મીઠાં વચનો બોલે છે. આનું કારણ, પોતાના દોષો છૂપાવવા છે, ગુણવાનોના ગુણ સુવર્ણ ઉપર દોષ–કીચ ચોપડવો છે, આટલા માટેજ આ પ્રપંચ છે, નકલી–વસ્તુમાં ઝગઝગાટ વધારે હોય છે તે કોણ જાણતું નથી ! આવી બાબતોથી હૃદયને બળ આપવા માટે તે બળથી બલાનુજનું કૃપાબળ મેળવવા માટેજ આમો ઉપદેશ છે કે हरिस्मृतिः सर्व्वविपद्विमोक्षणम् । (અપૂર્ણ)

---

## ચર્ચાપત્ર.

### તિલકપર આક્ષેપ.

વૈષ્ણવ બંધુઓ ! જાગૃત થાઓ "ગુજરાતી" પત્રમાં વયોવૃદ્ધ સાક્ષર ગણાતા છગનલાલ વિ. રાવળ લખે છે કે શ્રીગોકુલનાથજીએ મુસલીમ ધર્મના ચિહ્ન તરીકે મસીદના ટોડા (મીનાર) ના આકારનું તિલક કર્યું, તેમજ બીજી બાબતોનો ઉલ્લેખ કરી વૈષ્ણવોની નિંદા કરાવવાનો પ્રયાસ કર્યો છે. જ્યારે શ્રીગોકુલેશજીને સર્વસ્વ માનનાર ભરૂચામો વગેરે સમાજ આરસનિદ્રા સેવી રહ્યા છે, તેથી આ મસીદના મીનારા ઉપરની બાંગ કર્ણમાં પ્રવેશ થવા નથી પામી. ભરૂચી બંધુઓની આ કેવી વિચિત્ર મનોદશા ! ખાસી બીજાઓ શ્રીગોકુલેશજીને સર્વસ્વ માનતા હોય તો બાંગ પોકારનારની ખોટી જાણવી જોઇએ. શા માટે તેવા લેખોને યોગ્ય નસીબતે ન પહોંચાડવા ! શ્રીગોકુલેશજીને માટે અમે તેવી ટીકા થાય તો

તે અંધશ્રદ્ધાની મૂર્તિને કર્યાં પણ છે! શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિ તેમજ સમસ્ત માલાતિલકધારી વૈષ્ણવો એ માલાતિલકના રક્ષણહાર ઉપરના આક્ષેપો કરનારા, છાપનારા, અને અવળું પ્રચાર કાર્ય કરનારાઓની ખબર લઈ તેમની અધમ મનોદશાના ચિત્રને જગત સમક્ષ ખડું કરવું જોઈએ. ખેદકારક બીના એ છે કે મહાગુજરાતનું "ગુજરાતી" પણ આવા ગંદા પ્રચારકાર્યમાં રસ લઈ ઐતિહાસિક મહાપુરુષને અન્યાય કરી રહેલ છે. એજ "ગુજરાતી"ની તેજોદ્વેષિતા છે, એક હિંદુ ધર્મના ઐતિહાસિક મહાપુરુષનું ભયંકર અપમાન એક હીંદુ તંત્રી કરે અને ધાર્મિક પ્રજા શાંતિથી સહન કરે એજ વિસમી સદીની વિચિત્રતા! "ગુજરાતી" ના અવળા પ્રચાર્ય કાર્ય માટે વિરોધ કરવો જોઈએ,

ગો. શ્રીવ્રજનાથ લાલબાવાએ તા. ૧૯-૧૨-૩૪ ના "મુંબાઇ સમાચાર" માં વળી શ્રીગોકુલનાથજીની સૃષ્ટિના શૃંગાર ધુરી તિલકને 'સરો' કહ્યો છે! વળી મગિરોલવાળા સાક્ષર કેશવરામ શાસ્રીએ તેને "કુપ્રથા" કહી છે. આવા હુમલા શ્રીબાવાસાહેબ તથા શાસ્રીજી કરે તે તેમને લેશ પણ શોભાસ્પદ નથી.

લી. એક વૈષ્ણવ.

# સાંપ્રદાયિક પ્રવૃત્તિ.

**પત્રિકા**—કપડવંજના શ્રી. ગીતા વર્ગ તરફથી ગત શ્રીગોકુલેશ મહોત્સવપ્રસંગે ઉત્સવપત્રિકા પ્રકટ થયેલી તે આ અંકમાં શામીલ કરવામાં આવી છે.

**સન્માન પૂર્ણ પદવી**—વીરપુરના (વાડાસીનોર રાજ્ય) રહીશ અને શ્રીગોકુલેશગૃહના અનુયાયી સાંપ્રદાયિક વિદ્વાન્ તથા સંસ્કૃતકવિ તથા લેખક શ્રીયુત બાલમુકુંદ શાસ્રીજી, કે જેઓ હાલમાં મુંબાઈમાં શ્રીગોકુલાધીશજી મહારાજના મંદિરમાં આયુષ્માન્ ગો. શ્રીગોકુલનાથજીને અધ્યયન કરાવે છે તેમને નડિયાદવાળા ગો. શ્રીઅનિરુદ્ધાચાર્યજી મહારાજે "સાહિત્યસુધાકર" બહુ માન પૂર્ણ પદવી આપી છે.

**મહોત્સવ**—કપડવંજમાં સૌદામણી શ્રી છઠ્ઠની રાત્રે એક જાહેર સભા શ્રીગોકુલનાથજીના મંદિરમાં થઈ અને રા. વસંતરામ શાસ્રી તથા શાસ્રી નરોત્તમ પુરાણીજીએ શ્રીગોકુલનાથજીના જીવન ચરિત્રનો સુંદર ખ્યાલ ભાષણ દ્વારા આપ્યો.

**શ્રીવિઠ્ઠલેશ મહોત્સવ**—શ્રીકલ્યાણરાયજીના મંદિર પાસે એક અલંકૃત ભવ્ય મંડપમાં ષષ્ઠપીઠાધીશ્વર ગો. શ્રીવલ્લભલાલજી મહારાજના પ્રમુખપદે ૩ દિન પર્યંત ઉજવાયો. બાલિકાઓના શુદ્ધ મધુર ઉચ્ચારના સંસ્કૃત ગરબાઓએ ઘણુંજ ધ્યાન ખેંચ્યું. પ્રથમ દિન પ્રધાન વક્તા નડિયાદવાળા સ્માર્ત વિદ્વાન્ રા. રા. સુંદરલાલ જોષી હતા. ઉત્સવના રોજ રા. વસંતરામ શાસ્રી હતા. ત્રીજે દિવસે પ્રો. ગોવિંદલાલ ભટ્ટ એમ. એ. હતા. આવી આકર્ષક યોજના માટે શાસ્રીજી બદ્રીનાથજી તથા સુપ્રસિદ્ધ વૈષ્ણવ યુવક ભાઈ શાંતિલાલના પ્રયાસો ધન્યવાદ પાત્ર છે.

**અમદાવાદમાં મહાસંમેલન**—અમદાવાદમાં ભરાયલાં અ. ભા. વ. સ્ત્ર. સંઘના ૭મા અધિવેશનનો સવિસ્તાર હેવાલ હવે પછી પ્રકાશ થશે.

**સુરતમાં મહામહોત્સવ**—નિમિત્તે શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તથા બા. મંઆરામ બારગીબા પુસ્તકાલયનો વાર્ષિક ઉત્સવ તથા શ્રી. બા. ગીર્વાણ વિદ્યાલયનો પારિતોષિક સમારંભ શ્રીમદ્ ગોસ્વામી કુલભૂષણ વિદ્યાનિધિ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીના સભાપતિ પણા હેઠળ તા. ૨૯ મી તથા ૩૦ મી ડીસેમ્બર સાંઝના શ્રીગોવિંદભુવનમાં ઉજવાયો હતો. પ્રથમ દિને વિદ્યાર્થીઓએ મંગલાચરણ કર્યા બાદ શાસ્રીજીએ સ્વાગતલાક્ષે સભાનો હેતુ તથા કાર્યક્રમ વાંચી સંભળાવ્યો બાદ પ્રમુખશ્રીએ શ્રીગુંસાઈજીને ફૂલહાર ધર્યા હતા. ત્યાર બાદ શ્રા. મં. ના પ્રમુખ સરદાર રેટાર સાહેબે પ્રમુખશ્રીને તથા ચિ. ગો. શ્રીગોવિંદરાયજી તથા ચિ. ગો. શ્રીમધુસુદનલાલજીને ફુલહાર ધર્યા હતા. ત્યારબાદ પાઠશાળાના વિદ્યાર્થીઓએ સંસ્કૃત સંવાદો કર્યા હતા ને પ્રમુખશ્રીએ "શ્રીવિઠ્ઠલનાથજીના પ્રાકટ્ય" સંબંધમાં એઓશ્રીનું પંડિતત્વ તથા કલાનિપુણતા, વિગેરે સંબંધમાં એક સુંદર અને આકર્ષક વ્યાખ્યાન આપ્યું હતું બીજે દિને મંગળાચરણ થયા બાદ શ્રીગુંસાઈજીને પ્રમુખ શ્રીએ ફુલહાર ધર્યા હતા. ત્યારબાદ પ્રમુખશ્રીને ફુલહાર ધર્યા હતા વિદ્યાર્થીઓ "વિદ્વન્મંડન" તથા ઉત્તરરામચરિત્રમાંથી સંવાદો કર્યા હતા. ત્યારબાદ પાઠશાળાના અધ્યાપક શાસ્રીજી મનસુખરામે પ્રસંગોચિત પાઠશાળાને લગતું વિવેચન કર્યું હતું. ત્યારબાદ માનદ

મંત્રી દેવીદાસ બાબુભાઈ રેશમદલાલે મહાસભા પાઠશાળા તથા પુસ્તકાલયનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો. સભાની પ્રગતિ કેટલી સુંદર થઇ છે તે કહી બતાવી હતી. ત્યારબાદ પ્રમુખશ્રીના શ્રી હસ્તે પાઠશાળાના વિદ્યાર્થીઓને તથા મહાસભાની ગુજરાતી વિભાગની પરીક્ષાઓમાં પાસ થનાર બાળકોને ઇનામો અપાયાં હતાં તેમજ તીર્થની પરીક્ષામાં પાસ થનાર ત્રણ વિદ્યાર્થીઓને દરેકને રૂા. પાંચનું ઇનામ પ્રમુખશ્રીએ પોતાના તરફથી આપ્યું હતું.

શાસ્ત્રીજી શ્રીમનલાલે જનરલ મહાસભા સંબંધમાં પોતાનું વક્તવ્ય રજુ કર્યું હતું ત્યારબાદ સરદાર રેટાર સાહેબે ટુંકમાં પ્રસંગોચિત બોલ્યા હતા. અને અન્ય વક્તાઓના ભાષણ થયા બાદ પ્રમુખશ્રીએ ગઇ કાલના અધુરા ભાષણની પૂર્ણાહુતિ કરીને આજથી જનરલ મહાસભાનું નવું બંધારણ ઘડાયું છે તે જાહેર કર્યું હતું ને નવા બંધારણનો હેવાલ સભામાં વહેંચાયો હતો. પ્રમુખશ્રીનો આભાર માન્યા બાદ શ્રી ગુંસાઇજીની જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

પાદરાની ખરી હકીકત—આપના આશ્વિન કાર્તિકના શુદ્ધાદ્વૈતમાં પાદરાના શાહ ભાઈલાલ નાથાભાઈની ફરિયાદો સબંધી તપાસ કરતાં નીચેની વિગત પાકા પાયા ઉપર હું જણાવવા રજા લઉં છું. ખોવાયેલી પારણાની સાંકળો અઢીસો તોલાની નથી પણ માત્ર સવાસો તોલાની છે. વહીવટદારોએ વાત બીલકુલ છુપાવી નથી. પણ આ વાતની ખબર આખા ગામને છે, અને ફોજદારી ખાતું પણ જાણે છે. કાંકરોલી મહારાજશ્રીને આ સંબંધી વહીવટ કરનારાઓએ બધો ખુલાસો કર્યો છે, અને હું ચોક્કસ ખાત્રીથી કહું છું કે અહિંનો વહિવટ બીલકુલ ખામી રહિત છે. વહીવટની ખામીઓ ગોળ ગોળ શબ્દોમાં નહિ મુકતાં ચોકખી જણાવે તો તેઓ એક જાતની સેવા બજાવી શકે. પણ તેમને ( ભાઈલાલભાઇ નાથાભાઇએ ) અંગત દ્વેષને ખાતર કંઈ તપાસ કર્યા વિના ખોટી ખબરો આપી પત્રનાં દ્વાર પોતાને માટે હંમેશનાં બંધ ના કરવાની મારી ખાસ ભલામણ છે. લી. ગિરિધરલાલ નાનાલાલ શાહ.

શ્રીબાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તથા શ્રી સનાતન વૈદિક ધર્મ સભાના સંયુક્ત પ્રબંધ હેઠળ સુરત શહેરના સનાતન ધર્માવલંબીઓની એક જાહેર સભા શ્રીયુત મંછારામ શીવલાલ ખાંડવાળા બી. એ. ના પ્રમુખ પણા હેઠળ શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા (સ્થાનિક) ના પ્રમુખ સરદાર શ્રીયુત ધીરજલાલ છબીલદાસ રેટાર બી. એ. ના ગોલોકવાસ થવાથી અચાનક થએલા વિયોગ સંબંધી શોક પ્રદર્શિત કરવા તા. ૨૦-૧-૩૫ ને દિને સાંજના ચાર છ વાગે શ્રીગોવિંદ ભુવનમાં મળી હતી. જે પ્રસંગે શહેરના સનાતની આગેવાનો હાજર હતા. તે પ્રસંગે પ્રમુખશ્રીના પ્રારંભિક વિવેચન બાદ શ્રીયુત આત્મારામ મોતીરામ દિવાનજી બી. એ. એ આ શોકનો ઠરાવ રજુ કર્યો હતો શ્રીયુત્ પ્રોફેસર વૈષ્ણવ, શ્રીયુત ચંદુલાલ લલ્લુભાઇ મુનીમ, શાસ્ત્રીજી શ્રીમનલાલ, શાસ્ત્રીજી મનસુખરામ, શા. બા. ચંદ્રવિદ્યાનંદ પંડયા શ્રીયુત્ ઇશ્વરલાલ નાથાભાઇ ટીનખાબવાળા, શ્રીયુત્ મનમોહનદાસ દલપતરામ દલાલ બી. એ. શાસ્ત્રીજી કપિલાશંકર જોશંકર, દેવીદાસ બાબુભાઇ રેશમદલાલ તથા મોતીરામ વ્રજલાલ દલાલ વગેરે પ્રસંગોચિત બોલ્યા હતા. ને સદ્ગતના ધર્મ સંબંધી તેમજ જાહેર સેવાના વખાણ થયા હતા. ત્યાર બાદ સભાએ ઉભા થઇ ઠરાવને ટેકો આપ્યો હતો ને પ્રમુખશ્રીએ મહુમનું એક સ્મારક ઉભું કરવા ભલામણ કરી ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો હતો બાદ પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઈ હતી.

શ્રીબાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તથા શ્રી સનાતન વૈદિક ધર્મ સભાના સંયુક્ત પ્રબંધ હેઠળ સુરત શહેરના ધર્માવલંબીઓની આ જાહેર સભા ઠરાવ કરે છે કે શ્રીબાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાના યાવજ્જીવન સભાસદ તથા પ્રમુખશ્રી સરદાર ધીરજલાલ છબીલદાસ રેટાર બી. એ. ના સંવત ૧૯૯૧ ના પોષ સુદ ૧૦ ને વાર સોમ તા. ૧૪ મી જાનેવારી સન. ૧૯૩૫ ને રોજ સવારના ગોલોકવાસ થવાથી થયેલા અસહ્ય વિયોગથી આ સભાને તેમજ શહેરની સનાતન જનતાને એવા કાર્યદક્ષ પુરૂષની મહાન ખોટ પડી છે તેથી આ સભા હાર્દિક શોક પ્રદર્શિત કરે છે ને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી બતાવે છે. આ ઠરાવની નકલ શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાના ઉપ પ્રમુખ તથા શ્રી સનાતન વૈદિક ધર્મ સભાના વ્યવસ્થાપક મંડળના પ્રમુખશ્રીની સહીથી આજની સભાના પ્રમુખશ્રીને ઘટતા દિલાસા પત્ર સાથે એમના કુટુંબ પર મોકલી આપવા સત્તા આપે છે.

**સદ્ગત વૈદ્ય છગનલાલ રાયચંદ**—આખજ ( મોડાસા ) તરફના સુપ્રસિદ્ધ વૈદ્ય અને પરમ વૈષ્ણવ શ્રીયુત છગનલાલભાઈના અચાનક પરલોકવાસથી વૈષ્ણવોને હૃદયમાં સખ્ત આઘાત થયો છે. તેઓ એક અનન્ય વૈષ્ણવ હોઇને સાંપ્રદાયિક સિદ્ધાંતોના પ્રચાર કરવામાં ઘણો જ રસ લેતા હતા. સંપ્રદાયને નામે ચાલતા પાખંડોના તેઓ કટ્ટર વિરોધી હતા. બીજાં ગામોની પેઠે આખજમાં તેઓ પાખંડ ફેલાય નહિ તેની સાવચેતી રાખતા હતા. 'શુદ્ધાદ્વૈત'માં કેવા લેખ આવવા જોઇએ તે વિષે વારંવાર સૂચના તેઓ લખતા હતા. આખજમાં જે હાલ શ્રીગોકુલનાથજીનું મંદિર તૈયાર થયું છે તેમાં તેમનો હિસ્સો થોડો નથી. તેઓ પહેલાં તો ગામડામાં શાળાના અધ્યાપક હતા, પણ પાછળથી વૈદ્યશાસ્ત્રનો અભ્યાસ કરીને વૈદ્યના ધંધામાં પડયા હતા. તેઓ પરોપકાર વૃત્તિના એક વૈષ્ણવ સજ્જન હતા તેમના એક પત્રમાં નીચે મુજબ ઉત્તમ વિચાર દર્શાવ્યા છે:-

"હે વિષય લુબ્ધ મન ! પરમકૃપાળુ પરમાત્માની અલૌકિક લીલા સામું જો. અરે ચાર ખાણમાંની આ એક ઉદ્ભિજ ( વનસ્પતિ ) ને નિહાળ. તારી સામે કલોલ કરતું સુંદર નવપલ્લવયુક્ત વૃક્ષ તેના બનાવનારના અપાર સામર્થ્યનું ભાન કરાવે છે. તેને કોઇ કાપે યા છેદન કરે તો ક્રોધ કરતું નથી. ધન્ય છે તેની ક્ષમાને ! મૂળમાં પાણી સીંચનાર ઉપર તે સ્નેહ કરતું નથી. હજારવાર પ્રણામ છે ! પત્થર લગાવનારને ફળ આપે છે. તેની ઉદારતા તો જુઓ ! વરસાદ ટાઢ, તાપ સહન કરે છે તો પણ કંઈ બદલાની આશા વિના બીજાને તેની શીતળ છાયા નીચે બેસાડી સુખ શાન્તિ આપવા અડગ ઉભું છે. ધન્ય છે આ દેખાતા જડ પદાર્થને ! એ કેવો પરમાર્થ કરી રહ્યું છે. અફસોસ છે કે રાત દિન કેવળ ઉદર પરાયણ જીવન ગાળનારા માયારૂપી રાત્રિમાં ઉંઘી રહેલાં ભૂતોનો મનુષ્ય જન્મ વૃથા વહી જાય છે. માટે સૂરદાસ ભક્તરાજ કહે છે કે અમે તો હવે આ સંતોના ઉત્તમ માર્ગ તરફ મન વાણી અને કર્મ કરીને વધીશું એવો અમારો દૃઢ મત છે. નહી મટે તેવો મહાન્ રોગ લાગુ થએલો છે તે મટાડવાને સુવિચાર એજ ઉત્તમ ઔષધ છે. તેથી કહું છું જે હંમેશાં દુર્વિચાર કરે છે તેના જેવો મહાન્ રોગી આ સૃષ્ટિમાં બીજો કોઇ નથી."

---

॥ श्रीगोकुलेशो विजयते ॥

# श्रीगोकुलेशमहामहोत्सव.

( માર્ગશીર્ષ સુદ ૭ સં. ૧૯૯૧. )

શ્રીગોકુલનાથ પ્રભુચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૬૦૮ ના માર્ગશીર્ષ સુદ ૭ ને શુક્રવારે પૂર્વાભાદ્ર નક્ષત્ર સમયે ત્રિવેણી તીરે પ્રયાગ નગરમાં થયું છે. આપશ્રીનો પ્રાદુર્ભાવ દૈવી જીવોના ઉદ્ધારણાર્થજ છે. શ્રીગોકુલનાથજીનો પ્રાકટ્યોત્સવ આ સંપ્રદાયના સાને ઘરમાં આનંદપૂર્વક થાય છે, ને શ્રીગોકુલનાથજીના ઘરના વૈષ્ણવોમાં માર્ગશીર્ષ સુદ ૧ થી મંડપ બાંધી છઠ્ઠે મનોરથ તથા સાતમનો દિવસ પ્રાકટ્ય મહામહોત્સવનો મનાય છે. તેમ ધોળ મંગલ કીર્તનાદિ વડે उत्सवो नाम मनसः सर्वविस्मारकः आह्लादः ॥ મહોત્સવના અપૂર્વાનંદનો લાભ લે છે.

શ્રીગોકુલનાથજીના પ્રાકટ્યની વધામણી જાણી શ્રીગુસાંઇજી શ્રીગોવર્ધનથી પ્રયાગ પધાર્યા અને શ્રીઆચાર્યમહાપ્રભુનાં નિધિરૂપ શ્રીસ્વરૂપો પધરાવી મોટા મોટા ભાવાત્મક મનોરથ આદર્યા. વૈષ્ણવોને શ્રીજીનાં અપૂર્વ અને અલૌકિક દર્શન કરાવ્યાં ને યાચકોને દાન આપ્યાં. ભુખ્યાને ભોજન દાન આપ્યાં અને ઘેર ઘેર મંગલગીત ગવાયાં. શ્રીગોકુલેશ પ્રભુનાં પ્રાકટ્ય સમયે જે આનંદોત્સવ થઇ રહ્યો હતો તે સમયનું વર્ણન ભગવદીયો ગાય છે.

શ્રીકૃષ્ણાવતારના પ્રાકટ્ય સંબંધમાં જેમ શ્રીમદ્ભાગવતમાં વર્ણન કરેલું છે તેમ શ્રીગોકુલેશ્વરપ્રભુના પ્રાકટ્ય સંબંધમાં પ્રાકટ્યરત્નાવલીમાં સ્વરૂપભાવનો વર્ણન છે કેઃ—

દ્વાપર યુગના અંતમાં જેમ વસુદેવજીના કારાગૃહમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પૂર્વ જન્માંતરની ભક્તિ કરવાથી પોતાના માતપિતા શ્રીવસુદેવ દેવકીજીને સર્વોત્કૃષ્ટ શુદ્ધ જ્ઞાન થવા માટે વરેણ્ય પ્રભુએ સ્વરૂપાબલથી પ્રથમ સ્વકીય ચતુર્ભુજ શુદ્ધ પુરુષોત્તમ સ્વરૂપનાં દર્શન કરાવ્યાં અને ત્યારપછી પ્રભુએ વિશ્વમોહક પ્રાકૃત બાલસ્વરૂપ ધારણ કર્યું હતું તેવીજ રીતે કલિયુગમાં શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલેશ્વરગૃહે શ્રીગોકુલેશપ્રભુચરણે સ્વીય પ્રાકટ્ય પહેલાં માર્ગશીર્ષ સુદ છઠને દિવસે ષડૈશ્વર્યનિધાન પ્રભુએ ભગવદીયાવલંબી ખવાસી કૃષ્ણાદાસી અને સ્વકીય માતાને રુક્મિણીજીને ભાવાત્મક શુદ્ધ પુષ્ટપુષ્ટ સ્વરૂપનાં દર્શન કરાવ્યાં હતાં. બાદ સુદ સાતમને શુક્રવારે એક ઘટિ રાત્રિ જતાં રસિક ભક્તોના પ્રાણજીવન શ્રીરુક્મિણીજીથી પ્રકટ થયા.

જેમ શ્રીમહાપ્રભુજી અને શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણના પ્રાકટ્ય સંબંધી શ્રુતિ સ્મૃતિ અને પુરાણોમાં જણાવેલાં વચનોથી પુરુષોત્તમતા સિદ્ધ કરી બતાવી છે, તેમ શ્રીગોકુલનાથજીના પ્રાકટ્ય સંબંધમાં પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ તે તે ગ્રંથોમાં સિદ્ધ કરી બતાવ્યું છે અને તે સંબંધી આપશ્રીના અંતરંગ ભક્તોએ પ્રાકટ્યસિદ્ધાંત, સ્વરૂપરસાવલી, મોહનમકરંદ, મન પ્રબોધ, સ્વરૂપાનુભવ, નિત્યચરિત્ર રસસિંધુ મહોત્સવ માંગલ્ય, કલ્લોલ, માલા પ્રસંગ, પ્રાકટ્ય રત્નાવલી, સ્વરૂપસિંધુ, ગોકુલેશપુરનિવાસાદિક અનુભાવાત્મક અનેક ગ્રંથો કરેલા છે. તે અનુભવવાથી યથાર્થ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય છે.

શ્રીગોકુલનાથજીનો ચરિત્ર માટે ઘણા ઘણા સંસ્કૃત વ્રજ ભાષા અને ગુજરાતીમાં ગ્રન્થો થયેલા છે. સનાતન ધર્મ પરંપરાથી ચાલ્યો આવ્યો છે છતાં કલિયુગી આચાર્યોથી નષ્ટપ્રાય થયેલા ભગવત્કૃપારૂપ પુષ્ટિમાર્ગને પુનઃસ્થાપન કરવા શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય છે. શ્રીમહાપ્રભુજીએ સ્થાપન કરેલા અર્થાત્ પુનરુદ્ધાર કરેલા પુષ્ટિમાર્ગની પ્રણાલિકા અને સેવા વિધિ બાંધવા તથા આપ સેવા કરી ભક્તજનોને શીખવવા અને પુષ્ટિમાર્ગ પ્રકાશ કરવા માટેજ શ્રીવિઠ્ઠલાધીશ્વર

પ્રભુચરણપ્રાકટ્ય છે. તેવીજ રીતે શ્રીગોકુલેશ પ્રભુનું પ્રાકટ્ય પુષ્ટિ પુષ્ટિભક્તિ બતાવવા, ફલાત્મક સ્વરૂપનું જ્ઞાન કરાવવા; પ્રમેય બલથી રસરૂપ લીલાઓ હૃદયારૂઢ કરાવવા અને માલા તિલકનો ધર્મ રાખવા માટે છે.

શ્રીગોકુલેશપ્રભુચરણના સમયમાં જહાંગીર બાદશાહનું રાજ્ય હતું. તે વખતમાં એક માયાવાદી કલિયુગના અવતારરૂપ મહાદુષ્ટ દંડી હતો. કારણ કે તે પૂર્વાવસ્થાથીજ ધર્મનું ખંડન કરનાર ધર્મદ્રોહી હતો. તે માયાવાદી સંન્યસ્ત ધારણ કરી ચિદ્રૂપ નામથી મલિન વિદ્યાના સાધનબળે તેણે ચાતુર્વર્ણ્યના ઘણા ભોળા મનુષ્યોને ભમાવી નાંખી ધર્મભ્રષ્ટ કર્યા હતા. તેમ તાંત્રિક વિદ્યાના પ્રભાવથી તેણે ધર્મભ્રષ્ટતાનું ધાંધલ એટલે સુધી મચાવ્યું હતું કે જહાંગીર બાદશાહને પણ વશ કરી લીધો. આ પ્રમાણે તેની માયાવી જાળમાં ફસાયલા બાદશાહે એવો ઢંઢેરો ફેરવ્યો કે જેને મારા રાજ્યમાં રહેવું હોય તેણે માળા તિલક ત્યાગ કરવાં. આ પ્રમાણે ફરમાન થવાથી અને ચિદ્રૂપ દંડીના દબાણથી ઘણા ખરા આચાર્યો અને મહન્તો તેમ ભક્તિ પરાયણ સાધુ પુરુષોનાં મન આંદોલિત થઇ ગયાં હતાં. તેમજ બાદશાહની કૃપા મેળવવા અને ઉગ્ર દંડ દૂર કરવા કેટલાક મહંતોએ ધર્મના બહાનાને બાજુપર મુક્યું હતું. તો બીજા સજ્જનોને ત્રાસ પડવામાં શું બાકી રહ્યું હશે!

આ પ્રમાણે ભારત વર્ષમાં ઠામઠામ સનાતન ધર્મનું કામકાજ શાંત થવા લાગ્યું. મહન્તોના માન છુટી ગયાં. આર્યોના અભિમાન ઉતરી ગયા અને માયાવી ચિદ્રૂપની માયાથી ઘેરાયલાં અધર્મવાદળોમાં ધર્મદીપક અસ્ત થવા ઝુકવા લાગ્યો, તે વખતે ધર્માધીશ શ્રીગોકુલેશપ્રભુ ધર્મ દૃઢ કરવાના હેતુથી પોતાના ભાણેજ સહ વૈષ્ણવ સંઘ સાથે બાદશાહની સભામાં પધાર્યા, ને પ્રભુચરણે માલા તથા તિલક એ બે ધર્મનાં બાહ્યચિન્હોની આવશ્યકતા જહાંગીર બાદશાહની સમક્ષમાં સિદ્ધ કરી આપી ઇષ્ટ પ્રતાપબલ બતાવ્યો.

આજે શ્રીગોકુલેશ પ્રભુના મહામહોત્સવ માંગલિક દિને શરણૈકજીવોના ભગવદ્ભાવનો તેમ સેવાપરાયણતાના આનંદનો અવધિ નથી.

આજનો મહામહોત્સવ આપણને ગુરુભાવના શીખવે છે. અન્ય ભક્તજનોએ ગાયું છે કે 'જેસો તેસો ગુરુ મિલે, તેઊ જનાર્દન દેવ, જો ઉત્તમકુલ ગુરુ મિલે, તાકી તું કર સેવ.' ભાવનાનો વિષય સામાન્ય જનસમૂહના અંતરમાં ઉતારવો જરા મુશ્કેલ છે, પરંતુ ભાવનાનું સ્વરૂપ સમજવું હોય તો એક દૃષ્ટાંત પુરતું છે. જેમ પતિવ્રતા સ્ત્રીએ પતિમાં ઇશ્વર ભાવના કરવી એજ ભૂષણરૂપ છે. તેમાં કેવી ભાવના કરવી? મારો તો એજ ઇશ્વર છે એવી. એ સ્ત્રીની એ ભાવનાથી જગતને કાંઈ વિરોધ આવે છે ખરો? શું જગતના બીજા પુરુષો એ પતિના ગુણ-દોષની ગણના કરતા નથી? પરંતુ સત્ પુરુષો તો તે સ્ત્રીને પતિમાં ઇશ્વરભાવનાનો આડંબર નહિ પણ તેનું સત્ય પરિપાલન જોઇનેજ રાજી થશે. ત્યારે ભક્તજનોને તેના ગુરુ પ્રત્યેની ભાવના જોઇ અન્ય સમજુ વર્ગને તો આનંદ થાય તેમાં શું આશ્ચર્ય? यस्य देवे परा भक्तिः यथा देवे तथा गुरौ ॥ આ ઉપનિષદની ભાવના પ્રમાણ ગણાય છે. ભાવનાનું બળ અપરિમિત છે, ભાવના સ્થિર કરી તેને જરા પણ ડગવા દેવી નહિ. એજ આજનો માંગલિક દિવસ આપણને સૂચવે છે. પ્રેમી જનોની પ્રેમભાવનાઓનો અનર્થ કરવો સહેલો છે. પરંતુ વિવેકશીલ વિનયી હૃદયને તો તેમ કરવામાં કશો લાભ દેખાયજ નહિ. કારણ ધર્મનું આંતર રહસ્ય સમજવું દુર્ઘટ છે.

આપણે એટલું તો અવશ્ય જાણીએ છીએ કે આચાર્ય અને પ્રભુના જન્મોત્સવ પ્રભૃતિ દિવસો જનસમાજમાં એકતા થઇને પોતાના ઉપર અસીમ અનુગ્રહ કરનાર પ્રભુ, અને ગુરુના

ગુણુસ્મરણ કરવા સારૂજ મહોત્સવ ઉજવવામાં આવે છે. આજના મહોત્સવમાં આપણે સર્વ બંધુગણો એ પ્રભુની પાસે એમ પ્રાર્થીએ છીએ કે આવી રીતે વખતોવખત આપણા વન્દનીય આચાર્યોના આશ્રયમાં રહીને આપણે પોતાના ધર્મની ફરજને બજાવતા રહીએ. હાલનો સમય બહુ કઠણ છે. પોતપોતાની ઇચ્છાનુસાર જુદા જુદા ધર્મમાં મતભેદ થઇ રહ્યા છે. શાસ્ત્ર ને આચાર્યોના સદુપદેશને અનુસરવું લોકોને ગમતું નથી. તેથી આવા સમયમાં આપણા પૂર્વાચાર્યોના સિદ્ધાંતો તેમ વચનામૃતોને અનુસરી ધર્મપરાયણ રહેવું એજ જીવનનું સાર્થક્ય છે. આ પ્રમાણે પ્રભુચરણના ચારિત્ર્યને યથામતિ આલેખીને, આ લેખમાં જો કાંઇ ભૂલ બુદ્ધિથી સહજમાં થઇ જતા કાંઇ દોષોનો ભાસ થાય તો તે સુધારવાની ભગવદીયોને વિનતિ કરીને, તે માટે ક્ષમા કરવાની યાચના કરી વિરમીશ.

શાસ્ત્રી કેશવલાલ ગોરધનદાસ.

## મહામહોત્સવ.

अधम उद्धारन तुम नाम, वल्लभ भक्ति पेज मतिपारन,
तपसीतापनिवारण, दुष्टसंघारन, तिलकमाल-उधारन;
मानी मान निवारन, रसिक शिरोमानि, रससंचारन,
वृन्दावन गोकुलपंति, नागर मकटे निजजनकारन.

આજનો આપણા સંપ્રદાયનો મહાન્ મંગલમય સુદિન ઇતિહાસમાં કોઇ અનેરી રીતે પ્રકાશી રહ્યો છે. આજના સુમંગલ દિનનો પરિચય પહેલી પત્રિકામાં આપ્યો છેજ, તેથી જાણ્યું હશે કે, આજે આપણા શ્રીગોકુલેશ પ્રભુ પ્રકટ થયા છે. જ્યાં સુધી ભારતવર્ષમાં એક પણ તિલકમાળા ધારણ કરનાર વૈષ્ણવ હશે ત્યાં સુધી શ્રીગોકુલેશપ્રભુ પ્રકટ દર્શન આપતા રહેશે. તિલકમાળામાં શ્રીગોકુલનાથજીનાજ દર્શન પ્રભાતમાં દરેક વૈષ્ણવે કરવા ઘટે. શ્રીગોકુલનાથજી સં. ૧૬૦૮ ની સાલમાં માર્ગશીર્ષ સુદ ૭ ના રોજ પ્રકટ થયા છે. આપશ્રી પ્રકટ થયા ત્યારથી જ્યાં સુધી ભૂતલપર દર્શન આપ્યા ત્યાં સુધીનો બધો ઇતિહાસ લખાયલો છે. એઓશ્રીના સેવકોએ એમનેજ પોતાનાં સર્વસ્વ માનીને એઓશ્રીની જીવનલીલાના રસનો અનુભવ કરવામાં પોતાની કૃતાર્થતા માની છે. તેથીજ શ્રીગોકુલેશપ્રભુનો દિવસે દિવસનો ઇતિહાસ ડાયરી રોજનીશીના રૂપમાં આપણને મલી શકે છે. આ ઇતિહાસ પ્રકટ થયો છે. તે વાંચતાં આપણે તલ્લીન બની જઇએ છીએ, એઓશ્રીના સેવકો અથવા આપણા પૂર્વજોએ આપણને વારસામાં એ દિવ્ય સાહિત્ય આપ્યું છે. આપણા એ પુનિત પૂર્વજોએ શ્રીગોકુલેશપ્રભુનાં યશોગાનનું મહાસાહિત્ય, કે જે સાહિત્ય ગુજરાતી સાહિત્યની દ્રષ્ટિએ ઉત્તમોત્તમ છે, તેનો દિવ્ય વારસો આપણને કૃપા કરીને આપ્યો છે. શ્રીગોકુલેશપ્રભુના હૃદયભેદક વચનામૃતો લગભગ એક લાખ છે. એ બધાં આપણાજ પૂર્વજોએ યત્ન કરીને લખ્યાં છે. આનો વિલાસ આપણા જીવનને દિવ્ય બનાવવામાં કારણરૂપ છે.

હિંદના ઇતિહાસમાં જેમ ઝાંસીની રાણીએ પોતાનું શૌર્ય સુવર્ણાક્ષરે અંકિત કરાવ્યું છે, તેમ ગઢાની મહારાણી શ્રીદુર્ગાવતીએ પણ પોતાનું યશ જાગ્રત રાખ્યું છે. આ મહારાણી વૈષ્ણવ હતી અને તેને માટે આપણે ગર્વ થઇ શકીએ. એણે વૈષ્ણવ છતાં વિધર્મીઓ સાથે તલવારથી લડીને એક શૂરવીર ક્ષત્રાણીની જેમ પોતાના દેહનો ત્યાગ કર્યો છે, એ ઇતિહાસ આપણા સંપ્રદાયને શોભાસ્પદ બનાવે છે. શ્રીગુસાંઇજી પોતે અડેલમાં બિરાજતા હતા, તે એ

મહારાણીનાજ અત્યાગ્રહથી ગાદીમાં પધાર્યા. શ્રીગોકુલનાથજી તે વખત બાલક હતા. આ અવસ્થામાં પણ તેમનો પ્રભાવ અદ્દભુત હતો. શ્રીવલ્લભાધીશ્વરે સ્થાપેલો યથારૂપ ધર્મ શ્રીગોકુલેશમાં બાલક-અવસ્થાથીજ ઝળકી રહેલો હતો. શ્રીગોકુલનાથજીનું મૂળ નામ તો શ્રીવલ્લભ હતું, પણ સેવકોએ એઓશ્રીને શ્રીગોકુલનાથજી તરીકે પ્રસિદ્ધ કર્યા, જે પ્રસિદ્ધિ અત્યારે પણ તેવીજ છે. આપશ્રીની યોગ્ય ઉમર થતાં યજ્ઞોપવીતસંસ્કાર ઘણાજ ઠાઠથી થયો હતો. ગઢાની મહારાણીનો વૈભવ અવર્ણનીય હતો. ચાર હજાર તો હાથી અને ૪૦ હજાર ઘોડાઓ હતા. તેજ, પ્રમાણમાં બીજી પણ સંપત્તિ અતુલ હતી. શ્રીગોકુલનાથજી મોટા થયા, વિદ્યાભ્યાસ કર્યો, અનેક સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા, મોટા મોટા મહારાજાઓ અને સરદારો તથા ધનાઢ્યો આપના પ્રભાવથી મુગ્ધ બન્યા. આપશ્રીનું જીવન સેવામય હતું. હાલ તો આપણી નજરજ ઓર બની છે. એક એક ગામથી બીજે ગામ ભટકે, ખુબ પટપટારો કરે, તેજ જાણે દેશનું કે ધર્મનું કલ્યાણ કરે છે અને બીજા નહિ એવું આપણે સમજતા થયા છીએ. આપણા પૂર્વજોની દૃષ્ટિ અંતર્મુખ હતી, તેઓ એવા ધર્મધ્વજીને માનતાજ નહિ. જેઓ ઘરમાં બેસીને પ્રભુસેવાપરાયણ જીંદગી ગાળે, દુનીઆની વાતોથી પણ દૂર રહે, ચારિત્ર્યપૂર્ણ હોય તેમનેજ આપણા પૂર્વજો પૂજતા હતા. ખરી રીતે જોતાં ખરો ઉપદેશ તો શુદ્ધ ચારિત્ર્યજ છે. ગમે તેવો પટપટારો કરવો તે ખરો ઉપદેશ નજ કહેવાય. આપણું પુષ્ટિમાર્ગીય જીવન આજ નજરે જોઇએ તોજ તેના ભેદ ઉકેલી શકાય. શ્રીગોકુલનાથજીનું જીવન પણ એજ દૃષ્ટિએ નીહાળીએ. પ્રભુસેવામાંથી ભાગ્યેજ અવકાશ મલે. જો અવકાશ હોય તો પ્રભુના ગુણગાન, લીલાનું સ્મરણ એજ વ્યવસાય, આ દિવ્ય જીવનમાં આપણા અનેક પૂર્વજો તલ્લીન બન્યા હતા. આપશ્રીના લગ્ન ૧૬ વર્ષની ઉમરે થયાં અને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર ૨૪ વર્ષની વયે કર્યો.

શ્રીગોકુલેશપ્રભુનું યશ તો માલાતિલકના વિગ્રહનો વિજય કર્યો તેથી પ્રસર્યું છે. કપડવંજ પાસેના ભહિયલ ગામનો એક મલિન વિદ્યા જાણનારો બ્રાહ્મણ ઉજ્જેન પાસે એક ગુફામાં રહેતો હતો, તે વખતે એ સંન્યાસી બન્યો હતો અને ચિદ્રૂપ નામ ધર્યું હતું. એની મલિન વિદ્યાની અસર વહેમવાળા લોકો પર ઘણીજ થઇ હતી. એને ઘણા માણસો પૂજતા હતા પણ શુદ્ધ વૈષ્ણવો પર તેની અસર શાની હોય ? જે અનન્ય વૈષ્ણવો શ્રીકૃષ્ણપ્રભુના અન્ય અવતારોના પણ દાસ બને નહિ, તેમનું મસ્તક આવા મલિન વિદ્યાના ઉપાસક સામે શાનું નમે ? ઉજ્જેનમાં શ્રીગોકુલનાથજીના સેવકો ઘણા હતા. તેમાં ઔદીચ્ય બ્રાહ્મણ પણ હતા. આ વૈષ્ણવો ચિદરૂપ પાસેથી ઘણીવાર નીકળે પણ તેને નમે નહિ, બસ, તિલમાળાના વિગ્રહનું મંડાણ અહીંથીજ થયું. ચિદરૂપ આ વ્યવહાર જોઇને ખાક થઇ જવા લાગ્યો. એણે પ્રતિજ્ઞા કરી કે આ દેશમાંથી મારે માલાતિલકનો નાશ કરવો. આ રાક્ષસી ઇચ્છાથી દેશમાં મહાન ક્લેશ અને ધાર્મિક વિગ્રહ થયો, હજારો અત્યાચારો થયા, ચિદ્રૂપે મલિન વિદ્યાથી રાજ્યના અનેક સરદારોને પણ પોતાના તરફ ખેંચ્યા હતા. એણે એવી તદબીર રચી કે, મોગલ સમ્રાટ જહાંગીર પોતાની પાસે આવે અને તેની મારફતે મારી મુરાદ બર આવે ! તેમજ થયું. સમ્રાટ જહાંગીર દાહોદ ઝાલોદના પહાડોમાં શીકાર માટે નીકળેલો હતો, પણ સરદારોએ વચ્ચે ચિદરૂપની ગુફાનો રસ્તો લઇને તેની ખુબ તારીફ કરીને, જહાંગીરને ચિદરૂપનાં દર્શન (!) કરવા તેઓ લઇ ગયા. ચિદરૂપની ગુફામાં અંધારું હતું. ત્યાં મલિન વિદ્યાના બળથી ચિદરૂપે એવો પ્રકાશ ફેલાવ્યો કે અંજાઇ જવાય. આનો પ્રભાવ જહાંગીર ઉપર પડ્યો. વખત જોઇને વૈષ્ણવોની તિલકમાલાનો નાશ કરવાની વાત એ ઢોંગી સંન્યાસીએ જહાંગીરના મનમાં ઠસાવી દીધી. પછી પુછવાનું શું ? અત્યારે પણ આપણે

જહાંગીરશાહીને સ્મરી રહ્યા છીએ. જહાંગીરે હુકમ આપ્યો કે તિલકમાળાનો નાશ કરવો. ત્યારબાદ જહાંગીર ત્યાંથી શીકાર કરવા ગયો. ઉજ્જૈનના સરદારો હવે ચિદ્રૂપના તાબેદાર બની ગયા. ચિદ્રૂપે જહાંગીરના હુકમનો અમલ કરવા તાકીદ કરી. સરદારોએ ટપોટપ વૈષ્ણવોને પકડવા માંડયા; અને તેમના પર કાળો કહેર વર્તાવ્યો. તેમાંએ મુખ્ય તો બ્રાહ્મણો હતા. ચિદ્રૂપે કહ્યું કે, તમે તો બ્રાહ્મણ છો, તમારાથી વૈષ્ણવ ધર્મ સ્વીકારાયજ નહિ, પણ તેઓ થોડાજ પેટને ખાતર બ્રાહ્મણ વૈષ્ણવ થયા હતા? તેથીજ તેમણે સંન્યાસીના કથનનો સ્વીકાર ન કરતાં મોગલ સરદારોના અત્યાચારોને સહન કરવા તૈયારી બતાવી. આખરે એ આપણા મહાન્ પૂર્વજોની પ્રભુએ સહાયતા કરી. ચિદ્રૂપ ઉજ્જૈનમાં તો મુદ્દલે ફાવ્યો નહિ. એણે વિચાર કર્યો કે વૈષ્ણવોનું મુખ્ય સ્થાન વ્રજમાં છે, માટે ત્યાં મોરચો માંડવો. બાદશાહ પણ આગ્રામાં છે. તેથી વારંવાર મળીશ અને મનમાનતા અત્યાચારો કરી શકીશ. ચિદ્રૂપે મથુરામાં મુકામ કર્યો. હવે લડતનું સ્વરૂપ છત્રસહોસટનું થયું હતું. અનેક વૈષ્ણવોની માળાઓ અને તિલક ઉતારવા માંડયા. વૃંદાવનમાં ચિદ્રૂપની ફતેહ બોલાઈ, પણ શ્રીમદ્‌ગોકુળ ટેક જાળવી રહ્યું હતું. સાક્ષાત શ્રીગોકુળનો નાથ જ્યાં બીરાજે ત્યાં ટેક ન હોય તો ક્યાં હોય? વાસ્તવિક જોતાં માળાતિલક બહારના ચિન્હ છે. પોતાનો ધર્મ બચાવવા ખાતર લોહી રેડાતું અટકાવવા ખાતર, પ્રભુસેવા કરવા માટે માળા-તિલક છુપાવાય, જગતમાં દેખાડાય નહિ તો કશો વાંધો નથી. પણ આ તો સંપ્રદાયની લડત હતી. જો તેવી નબળાઇ બતાવવામાં આવે તો આખો સંપ્રદાય જમીનદોસ્ત બને. તેથી લડતની આગેવાની શ્રીગોકુલનાથજીએ લીધી. શ્રીગિરિધરજી પોતે મોટાભાઈ રહ્યા, તેથી શ્રીજીની સેવા સંભાળી રહ્યા. શ્રીગોકુલનાથજી પોતે ઘણીવાર ચિદ્રૂપ પાસે પધારતા, પણ એ સંન્યાસી રૂબરૂમાં તો કંઇ કહેતો નહિ પણ પાછળથી એ પોતાની સેતાન્યત દાખવતો. જહાંગીરને આ કલેશ વધવાની ખબર પડી. પોતે મહાન સરદારો સાથે આવ્યો. શ્રીગોકુલનાથજી અને ચિદ્રૂપનો મુકાબલો કરવાની જહાંગીરે ઇચ્છા કરી, શ્રીગોકુલનાથજી તો માળાતિલકને વૈદિક ઠરાવવા તૈયારજ હતા. પણ એ સંન્યાસીએ તો ઇન્કારજ કર્યો. વાસ્તવિક રીતે વેદની મારામારી નકામીજ છે. વેદથીજ ઉદ્ધાર થાય તેવો સિદ્ધાંત હીન્દુ ધર્મમાં છેજ નહિ. વેદપર ખોટો મદાર બાંધી હીંદુધર્મને સંકુચિત બનાવવાનો સમય હવે વહી ગયો છે. અરે ખુદ વેદ પણ પ્રભુના ભજનથી આખા જગતનો ઉદ્ધાર થાય તેમ કહે છે, શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તો પ્રભુ કહે છે કે કેવળ મારા આશ્રયથી બધા તરી જાય છે. આવાં વેદવાક્યો તથા પ્રભુવાક્યોથી મજબુત બનેલા શ્રદ્ધા અને ભાવનાથી પોષાયલા ભક્તિમાર્ગથીજ હવે તો જગતનો ઉદ્ધાર છે.

જહાંગીરની કોશેશ પડી ભાંગી, શાસ્ત્રાર્થ થયો નહિ. પણ પોતે સમ્રાટ હોવાથી હુકમનો અમલ ન થાય તે ઠીક નહિ એ વાતપર તે મક્કમ રહ્યો. પોતે સરદારોને હુકમ કરીને કાશ્મીર તરફ સીધાવ્યો. પછી ચીદ્રૂપ તો રાક્ષસ બન્યો. વૈષ્ણવો પર કાળો કહેર વરસાવવા માંડયો. અનેક અત્યાચારો કર્યા તેથી વૈષ્ણવો વધુ મજબુત બન્યા. આખરે એણે સરદારોને ઉશ્કેરીને શ્રીગોકુલનાથજીને ગિરફતાર કરવાની પેરવી કરી પણ શ્રીગોકુલમાં જે સરદાર જતા તે શ્રીગોકુલેશપ્રભુની પ્રેમમય મૂર્તિમાં લોટપોટ થઈ જતા. આખરે મહાન મુગલ સરદારો સાથે છેવટનો નિકાલ કરવાનો ઠરાવ કર્યો. આગ્રાના સરદારો મથુરામાં આવ્યા હતા. તેમના કહેણને માન આપીને ભોજન કર્યા વિનાજ શ્રીગોકુલેશ પ્રભુ મથુરામાં પધાર્યા. એઓથી સાથે ૩૦૦ રજપુતો હથીયારબંધ હતા કે જેઓએ પોતાના પ્રાણ એ પ્રભુ પર નોછાવર કીધા હતા. ૨૪ કલાક અન્ન જળ વિના રહીને ચાલુ મામલા માટે વાટાઘાટ ચલાવી. તેની વચ્ચે એવો પ્રસંગ આવ્યો કે જેથી

શ્રીગોકુલેશપ્રભુ સાથેના ૩૦૦ રજપૂતોએ સમશેર ખેંચી, પણ અહિંસા પર, પ્રેમદશા અને મૈત્રી પર રચપાયેલા વૈષ્ણવ ધર્મમાં નાહકનું લોહી વહેવડાવવાનું નજ હોય. પ્રભુએ તુરતજ બધાની સમશેર મ્યાનમાં નંખાવી. આખરે શ્રીગોકુલનાથજીએ આ મામલાનો છેલ્લો નિકાલ કરવાનું નક્કી કર્યું અને ૭૦ વર્ષની પ્રૌઢ ઉમ્મરે કાશ્મીરની ભયંકર મુસાફરી શરૂ કરી. ૫૦૦ માઇલ લાંબો પંથ હતો. ૭૮ દિવસે ત્યાં પધાર્યા. આ બધા દિવસોની મીનીટે મિનીટની નોંધ છે. જહાંગીરને પોતે મળ્યા.

**મહાન્ વિજય**—જહાંગીરે પહેલાં તો એકનો બે થયો નહિ. એક સમ્રાટ પોતાનાં વચનો કેમ પાછાં ખેંચી લે ? પોતાની હાર કેમ કબુલે ? આખરે શ્રીગોકુલેશપ્રભુ પણ પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા. જહાંગીરને કહ્યું કે, તમારી સત્તા સામે અમારે કશું કહેવું નથી, પણ આપના હુકમથી હજારો નિર્દોષ ધર્મનિષ્ઠ વૈષ્ણવો પ્રાણત્યાગ કરવા તૈયાર થશે. અને તે તેમને શોભતું નથી. જહાંગીર ચોંકી ઉઠ્યો, એના જીગરમાં ઉપરનાં વાક્યોએ અપૂર્વ અસર કરી. શ્રીગોકુલનાથજીની ધર્મનિષ્ઠા માટે માન ઉત્પન્ન થયું. ચિદ્રૂપ માટે તિરસ્કાર થયો. આખરે પોતાની વાત રાખવા માટે કહ્યું કે, તમે માલાતિલક રાખો, પણ તમારે મારી આજ્ઞા માનીને શ્રીગોકુલનો ત્યાગ કરવો પડશે. જહાંગીરના આ હુકમમાં પણ કસોટી હતી. ગોકુલનાં ઘરબાર અને મહાન કરોડોની રાજવૈભવ સંપત્તિ છોડાશે કે કેમ ? પણ બાદશાહના હુકમનો હર્ષપૂર્વક સ્વીકાર જ્યારે શ્રીગોકુલેશે કર્યો ત્યારે બાદશાહી તાજ એઓશ્રીને નમ્યું. પોતે શાહી શામ્યાનામાંથી બહાર પધાર્યા. સાથેના વૈષ્ણવોએ વિજયમાળા આરોપી. તે વખતનું ચિત્ર એક શાહી ચીતારાએ લીધેલું છે, અને હજુ એ વિજયનો પ્રત્યક્ષ પુરાવો છે. પ્રભુએ ગોકુલ છોડ્યું, વૈભવને તિલાંજલિ આપી, ધર્મની રક્ષા કરી પોતે સોરમજીમાં બીરાજ્યા. આ તરફ ચિદ્રૂપના પાપકર્મો બહાર પડ્યાં, શાહી ગુસ્સાની આગમાં તે દુષ્ટ ખાખ થઇને નરકમાં ગયો. (લેખકઃ-વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

મહદ્ભગવદીય કલ્યાણભટ્ટ પૂર્વે મહાધિપતિ હતા, તેમણે શ્રીગોકુલનાથજીના ચરિત્રરૂપે "કલ્લોલ" નામનો ગ્રંથ સંસ્કૃતમાં કરેલો છે જેનું પૂર ચાલીસ હજાર શ્લોકનું છે. તે ગ્રંથના ચતુર્દશ તરંગના ત્રીજા પ્રસંગમાં ઉત્તમ ભગવદીયનાં લક્ષણોનું વર્ણન શ્રીગોકુલનાથજીએ કલ્યાણ ભટ્ટ પ્રતિ કહ્યું છે કેઃ—ઉત્તમ ભગવદીય છે તે જીવ અને વૈષ્ણવમાં સદા પ્રીતિયુક્ત રહે છે. કોઇનો જરા પણ દ્રોહ કરતા નથી, ભગવદીય વિષે ક્યારે પણ દોષ દેખે નહીં. એ ક્રોધ કરે તો પણ સામો ક્રોધ કરે નહિ, કદાપિ અત્યંત દુર્વચન કહી મર્મ છેદન કરે તોપણ વૈષ્ણવનો દોષ લાવે નહિ, હંમેશાં પોતે અનપરાધી થઇને ક્રોધવાન્ ભક્ત આગળ કપટ રહિત થઇ પ્રણામ કરે, અને એમ વિચારે, કે એ તો નિર્દોષ છે પણ ક્રોધને વશ થવાથી કોપ કરે છે. વળી તેની સાથે બે હાથ જોડી મધુર વાણી બોલે, ઉત્તમ ક્રિયા કરી તેનો ક્રોધ શમાવે. પરંતુ પોતે કલેશ કરે નહિ; અને બીજાને કરાવે નહિ. નિરંતર સત્ય બોલે, શુદ્ધ ચિત્ત રાખે અને ક્યારે પણ વિષમ દૃષ્ટિ રાખે નહિ. સર્વદા સ્વસંબંધ વિચારી ઘણા પ્રકારે તેનો મનોહાર કરે. વળી ઉત્તમ ભગવદીયો કોઇ પણ વખત વિષયતૃષ્ણા તરફ મન ચલાવે નહિ. ઇન્દ્રિયોને વશ રાખે, મન પવિત્ર ને કોમલ રાખે. અને ઉત્તમ નીતિથી ધનનો સંગ્રહ કરે, તે પણ પોતાના ઉદર અર્થે નહિ પણ ભગવાન તથા ભગવદીયની પ્રસન્નતાર્થે ગ્રહણ કરે. મહાપ્રસાદ થોડો લે અને એમ વિચારે કે જો વધારે લઇશ તો આળસ તથા નિદ્રા વધશે અને તેથી શ્રીઠાકોરજીની સેવામાં ઘણો અંતરાય પડશે. હંમેશાં પ્રભુની શરણાગતિની ભાવના કરે, પોતાને તૃણવત જાણે. બહિર્મુખની સભામાં બેસે નહિ. કદાપિ બહિર્મુખ દુર્વચન બોલે તો ત્યાં આગળ પોતે મૌન ધરે અથવા ત્યાંથી ઉઠી જાય. સર્વદા પ્રભુની સેવામાં ચિત્ત રાખે. મન, વચન અને ક્રિયાએ કરી ક્ષણમાત્ર પણ અસાવધ

ન થાય. ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણતા અને કામ ક્રોધ આદિથી મન વશ રાખે; એને વશ રાખે; એને વશ પોતે ન રહે. કોઇપણ વાતનો અહંકાર રાખે નહિ. હમેશાં ભગવદીયની સાથે મૈત્રીનો ઉદ્યમ કરે. સદા શ્રીપુરુષોત્તમની લીલા, ભજન, તથા પ્રેમની ભાવના કરે. એવાં એવાં લક્ષણો જેનામાં હોય તે ઉત્તમ ભક્ત. કલ્યાણ ભટ્ટ કહે છે કે એ વચનામૃત જે હૃદયમાં રાખે, હમેશાં પાઠ કરે, સાંભળે, શ્રવણ કરાવે તે શ્રીગોકુલનાથજીની કૃપાથી ઉત્તમ ભગવદીય થાય.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ, ઉપરાંત ભક્તિમાર્ગમાં ભક્તિ નામનો પંચમ પુરુષાર્થ માન્યો છે, તેથી ભક્તિમાર્ગસ્થને એ પાંચ પુરુષાર્થ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. અર્થ અને કામ લૌકિક પુરુષાર્થ છે માટે જ્યાં સુધી પ્રભુકૃપાથી લૌકિકત્યાગ ન સિદ્ધ હોય ત્યાં સુધી જેમ અર્થ અને કામ સિદ્ધ કરવો પડે છે, તેમજ જ્યાં સુધી પ્રભુની અતિ કૃપાથી પરમ વિરક્તિવડે વૈદિકત્યાગ ન સિદ્ધ થયો હોય ત્યાં સુધી ધર્મ અને મોક્ષરૂપ વૈદિક પુરુષાર્થનો પણ સંગ્રહ કરવો આવશ્યક છે. પ્રવાહી જીવો અર્થ અને કામ બે લૌકિક પુરુષાર્થ સિદ્ધ કરવામાં નિમગ્ન રહે છે. માર્યાદિક જીવો લૌકિક પુરુષાર્થ ઉપરાંત ધર્મ અને મોક્ષરૂપ વૈદિક પુરુષાર્થ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, તેજ પ્રમાણે ભક્તિમાર્ગીય પુષ્ટસ્થ જીવો લૌકિક વૈદિક પુરુષાર્થ પણ નિષ્કામ બુદ્ધિથી સિદ્ધ કરવા ઉપરાંત પરમ દુર્લભ ભક્તિરૂપ પંચમ પુરુષાર્થ પણ પ્રભુને શરણે રહી લૌકિક વૈદિક અર્થ પ્રભુને નિવેદન કરી, પ્રભુના અનુગ્રહથી સિદ્ધ કરે છે. એટલા માટે ભક્તિમાર્ગના આચાર્યવર્ય શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ એવી રીતે સેવા રીતિ પ્રકટ કરી છે કે શારીરિક, વાચનિક અને માનસિક સર્વ લૌકિક અલૌકિક કૃતિ તથા જ્ઞાન શ્રીભગવત્સેવામાં સંલગ્ન થાય અને બહારના વિષયોમાં જતી મનોવૃત્તિ આપોઆપ અટકી થી ઠાકોરજીમાં એકચિત્ત થતાં પાંચે પુરુષાર્થ સિદ્ધ થાય. પુષ્ટિપુષ્ટિમાં પ્રવેશ થતાં પર્યંત પાળવાની પુષ્ટિમાર્ગીય મર્યાદા શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ ગ્રંથોમાં આપેલી છે. તેમાં લૌકિક વૈદિક અને ભગવદ્ધર્મ એ ત્રણે ધર્મનો આદર રાખ્યો છે. પુષ્ટિમાર્ગીય મર્યાદામાં રહીને લૌકિક વૈદિક અને ભગવદ્ધર્મ આચરણ કરવામાં પણ આગ્રહ ભગવદ્‌ધર્મપરજ રહે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે પ્રભુપ્રોક્ત મર્યાદાનો આદર લોકસંગ્રહ અર્થેજ નિષ્કામ બુદ્ધિથી કરતાં અનન્યતાનું દાન પ્રભુ કરે ત્યારે લૌકિક વૈદિક આપોઆપ નિવૃત્ત થઈ જાય. લૌકિક આસક્તિ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ સર્વ હોય અને ભગવદ્ધર્મ વા અનન્યતા, વા પુષ્ટિપુષ્ટિને નામે વૈદિક ધર્મનો ત્યાગ જાણી જોઇને કરવામાં આવે તો પાખંડજ કહેવાય. આવા પાખંડમાંથી અત્યંત વિમુક્ત થઇને પ્રભુપરાયણવૃત્તિથી અનન્યતા ધારણ કરનાર આપણા સંપ્રદાયમાં મહદ્ વા મહાનુભાવી કહેવાય. તેમના આચાર-વિચારનું અનુકરણ કરવાથી આલોક અને પરલોક ઉભય સિદ્ધ થઇ જાય એ સ્વાભાવિક છે માટે એવા મહદ્ વા મહાનુભાવી ભગવદ્‌ભક્તનો નિરંતર સત્સંગ કરવા શ્રીમહાચાર્યજી પણ નવરત્નમાં આજ્ઞા કરે છે કે, 'निवेदनं स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः' અર્થ—તાદશી એટલે અનુભવી ભગવદીયોની સાથે હમેશાં નિવેદનનું સ્મરણ કરવું. તેવા તાદશી શ્રીગોકુલનાથજીના વખતમાં ઘણા હતા. જેમના ધામ શ્રીગોકુલ, મથુરાં, ભરૂચ અને કપડવંજ આદિ ગામો હાલ પણ સ્થલ તરીકે પ્રસિદ્ધ છે, કારણ તદીય ભગવદીયનો સત્સંગ કરવા વૈષ્ણવો તીર્થની માફક તે ભગવદીયને ગામ જતા હતા. ખેરાલુથી જગન્નાથજોષી ગોધરે નાગજીભાઇને ઘેર સત્સંગ કરવા જતા હતા તે વાત બસેંબાવન વૈષ્ણવની વાર્તામાં પ્રસિદ્ધ છે. પ્રભુ વિના એક ક્ષણ પણ ન રહી શકે, પ્રભુના અંતઃકરણની સર્વ વાત જાણે તે અંતરંગ ભક્ત કહેવાય. એવા અંતરંગ અને ભરૂચી ભગવદીયોએ જ્યારે શ્રીગોકુલનાથજીના સ્વધામગમનની વાત જાણી તેજ વખતે આ સ્થૂલદેહનો ત્યાગ કર્યો અને

વિયોગાર્તિથી શ્રીજીસહગમન કર્યું એજ ભરૂચી વા અંતરંગ શ્રીગોકુલનાથજીના પરમ ભગવદીયોના પ્રેમની પરિસીમા છે. મતલબ કે ભરૂચમાં રહે તેજ ભરૂચી એમ નહી પણ જે શ્રીગોકુલનાથજી વાસ્તે સર્વસ્વ ત્યાગ કરવા તત્પર છે. તેજ ભરૂચી ભગવદીય. એવા ૭૮ ભગવદીયોની નામાવલી ભગવદીય ગોપાલદાસજીએ કરેલી છે, તે ભગવદીયોના વંશજ તથા તેમની નીતિ રીતિને અનુસરનારા અને મહદ્માર્ગાનુયાયી અથવા ભરૂચી વૈષ્ણવથી ઓળખાય છે. હમે આશા રાખીએ છીએ કે આ ભરૂચી વૈષ્ણવો "અંતરંગ"-શબ્દને છાજે એવી દૈહિક વાચનિક અને માનસિક વૃત્તિ ધારણ કરી શ્રીમદ્વલ્લભાધીશના શુદ્ધ નિર્દોષ પૂર્ણગુણ વેદાનુકૂલ વેદ-અવિરુદ્ધ-સંપ્રદાયાનુસાર આચાર તેમજ વિચાર રાખી સ્વધર્મ લોપ ન કરી સ્વમાર્ગ સ્થાપન કરી પોતે પરમ ફલ પ્રાપ્ત કરે અને અન્યને ફલપ્રાપ્તિ સુલભ કરી આપે. પ્રાચીન મહદ્ભક્ત પરમ આદરણીય છે.

टेक की, टेक की, टेक की रे, गिरि टेक टरे तो टरे ध्रुव तारो,
श्रीगोकुलनाथजी माला तजे तो शेष न शीप धरे भूभारो,
पोन थके तो थके तो थके, मजको पन कोन करे महींमें रतन्यारो ?
श्रीवल्लभवंश विहारी कहे, कवि गावत है जगमें जश थारो.
मत जानो ख्याल, श्रीगोकुलनाथजुकी माला है,
वखानीहु वेदमरजादहु वखानी है.
बुलाय जहांगीरने जाय के जुवाब दीयो,
हिन्दुकी हद राखी, श्रीगोकुलनाथ प्रतिपाला है.
प्राननाथ कहे, बात सुनो सबे कान दै,
मत जानो ख्याल श्रीगोकुलनाथजुकी माला है.
शाह कही सो तें न करी, करी सो वेदपुरानन भाखी,
मालातिलक जनेउके कारन अडेन पेंडन नाखी,
श्रीपत कहे, जहांगिर के खान, जे उमराव ते सब साखी.
श्रीविट्ठलनाथजुके श्रीगोकुलनाथजु, सब हिंदनकी पत राखी !

પ્રકટ પ્રણપુરન યા કલિમેં પ્રકટે શ્રીગોકુલનાથ ॥ પતિતપાવન મન ભાવન જે પદ પર હસ્તામ્બુજ તાકે દે માથ ॥૧॥ ભવસાગર અપાર તરનકો અવલંબી દેત સબ સાથ ॥ એસે મહાપ્રભુ જાકે અર્થ ધર્મ કામ મોક્ષ રહત સદા સાથ ॥૨॥

પ્રકાશકો—શ્રીગીતા વર્ગ વ્યવસ્થાપકો—શા. ધીરજલાલ મોહનલાલ અને દેસાઇ ચંદુલાલ મોહનલાલ, કડવંજ (જી. ખેડા.)



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું, ઠે. પાચકૂવા, ચાર રસ્તા—અમદાવાદ

पु' ९. | पोष, सं. १९९१.
श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૧૦ | શ્રીવલ્લભાબ્દ ૪૫૬.

## मङ्गलम्.

प्रणमत विबुधा विठ्ठलनाथम् विठ्ठलराजम् प्रणमत विबुधा०
निजपदमुद्रामुद्रितवसुधम् । दूरीकृतकलिनिपत्समाजम् । प्रणमत० १
द्विजवपुषं व्रजराजतनूजम् । निजजनकल्पितनतितनिभाजम् प्रणमत० २
भारतभूपतिसेवितपादम् । मवदग्रतदवसोदरनाचम् प्रणमत० ३
वादिद्विपपञ्चाननमतुलम् । विद्वन्मण्डनभूपाभ्राजम् प्रणमत० ४
श्रीमद्वल्लभराजकुमारम् । सुन्दररूपं कविसम्राजम् प्रणमत० ५

---

## श्यामधाम कमनीयम् ।

मम चित्त सदा स्मरतात् श्यामधाम कमनीयम्
मम जिह्वा सदा वदतात् कृष्णनाम रमणीयम्
गुञ्जन्मधुनतमाल्या विशाल्या पीतकण्ठ मनस्युदियान् श्यामधाम कमनीयम् १
दानैरलं वा वितानैरलं मे (मम) कर्णान्तिकं समियात् कृष्णनाम रमणीयम् २
श्रावं श्रावं गोपनारीव्रजोऽसौ उन्माद पर प्रायात् कृष्णनाम रमणीयम् ३
मम चित्तं सदा स्मरतात् श्यामधाम कमनीयम्
मम जिह्वा सदा वदतात् कृष्णनाम रमणीयम् ४

( ઉક્ત બન્ને ગીતો શાસ્ત્રી બદ્રીનાથજીએ રચેલા છે. )

## संवादः ।

( प्रविशति शरीरम् )

**शरीरम्—**(स्वगतम्) हृष्यामि तत्र तत्र श्रूयमाणं स्वकीयं माहात्म्यं पृथिव्यां प्रथितमवलोक्य यं कमपि पृच्छतु, येन केनापि विवदतां, सकलोऽपि लोको मुक्तकण्ठमाख्यास्यति ' शरीरमेकं खलु धर्मसाधन ' मिति, अहो मम माहात्म्यम्, अहो मम गौरवम् ।

( प्रविशति वचः )

**वचः—**( स्वगतम् ) किमयं लोकोक्तरिग्ययवहं नाम नाभविष्यम् ? कस्तदा कल्याणाभिनिवेशी समयोभूयस्मिन् वेधा मामसृजत् ? कञ्चित्तुदामि, कञ्चित्प्रीणयामि च । स्वकीयेनैव माहात्म्येन व्याप्य विश्वमहं व्यवतिष्ठामि. मुधा किल बुधा अपि वदन्ति शरीरस्य श्लोकम्, परिणतप्रज्ञास्तु मामेव गरीयो मन्यते, 'वाण्येका समलंकरोति पुरुषमिति. अहो मम माहात्म्यम्' अहो मम गौरवम् ।

( प्रविशति मनः )

**मनः—**( स्वगतम् ) कस्तावन्न मन्यते ? कश्च नानुजानाति ? कश्चासूयति मत्प्रभावाय ?. सकलमपि लोकं कुलालचक्रारूढमिव स्वेच्छया परिवर्तयामि, निक्षिपामि, उत्क्षिपामि च । प्रथितवपुषो विरचितविविधसुमङ्गलवचनाथापि जना मदाज्ञैकविधेया इति क एतत् सत्यं गूहितुं क्षमते ? यथार्थमेव याथातथ्यविज्ञैरुच्यते ' मनः परं कारणमामनन्ति संसारचक्रं परिवर्तयेयत् ' अहो मम माहात्म्यम्, अहो मम गौरवम्

**वचः—**( पुरतोवलोक्य स्वगतम् ) क एष प्रथ्यमानवपुर्गौरवोपमितहेरम्बाडम्बरो नरो रथ्यामध्यविरचितविविधपादन्यासप्रकारक्षोभिताशेषलोक उक्षा इवेत उपसर्पति ? ( निपुणमवलोक्य) विज्ञातमेतत् । एतत्तु वृकोदरागस्त्यादीनां बहुमतं प्रज्ञावादिभिश्च वेदान्तिभिर्निरयैकदेश ' इति चिरं गर्हितं शरीरमिति ( प्रकाशम् ) अये मनुष्यमय मन्दराचल, इतः समुपसर्प, शनैः शनैः लघुलघु, मा तावत्त्वरमाणः कस्यचिदनवगतिसंजातनिद्रामहोत्सवस्य स्थविरस्योपरि संपेपयन्पतसि ।

**शरीरम्—**( स्वगतम् ) अरे क. एष मामाह्वयति ? मन्ये सुमृष्टभाषया पातयन्निव मां बलवद्वागुरायां कश्चिद्दुर्जनोयमिति ( निपुणमवलोक्य ) एतत्तु सर्वत्र कलहबीजान्यङ्कुरयत् सज्जनानपि संपीडयत् पापानि चोन्मीलयद्वचनं पुरस्तादिवोक्ष्यते, तदत्र मौनमेव शोभनम्, अलं दुर्जनैः समं सम्भाषणेन ।

**वचः—**किमरे, आकारितमपि सबहुमानं मार्गाविरूढ इव घटस्तूष्णीं तिष्ठसि ? नास्ति ते पाटवं श्रवणे ? विकृतास्ति वा रसना ? विकलोसि वा मनसा ? किन्न ददासि प्रतिवचनम्, ( विधूनयन् ) जडमस्थि, किमेतेन जडेन वाचि व्यापारितेन ? पश्यामि, यद्यन्यः कश्चिदुपयोगोस्य भवति न वा ( आरोढुमिच्छति )

शरीरम्—(सरलतया स्थित्वा) अयि मूर्ख, किं न पश्यसि 'सर्वत्र सर्वैः श्लाघ्यमान व्यायामविद्भिर्बहुमत सरक्ष्यमाणञ्च सर्वैराबालजरठमा च मूर्खपण्डितमापामरभूपाञ्च गरीय शरीरमस्मि.

वचः—मा कुप्य, दूरमेव स्थास्यामि को नाम स्वतन्त्रः स्वप्नेऽपि कार्यगौरवमनपेक्ष्य कण्टकिन पादपान् उपयायेत्।

शरीरम्—धिक् त्वाम्, मा 'कण्टकिन वृक्ष'मित्याक्षिपसि ?

वचः—सर्वानपि हिताहितोदासीनान् सममेव तर्पयन् स्वयमेव तथा भवसि।

शरीरम्—त्वं पुनः कीदृशमसि ?

वचः—अहं तु कांश्चिन्मधुरया गिरया, कांश्चित्परुषे पदे कांश्चिदुदासीनेनात्मना योजयन्-यायय तत्र तत्र प्रतिपत्त्या सदा सद्भिः श्लाघ्येतमाम्, अहो मम माहात्म्यम्। अहो मम गौरवम्।

शरीरम्—अलमत्मात्मसभावनया, व्यर्थमेव किं विबुधा वदन्ति 'परस्वभावकर्माणि न प्रशसेन् न गर्हयेत्' 'मौनमेव विभूषण' मित्यादि। समस्तमपि जगद्धर्नयतात् शरीरसम्पत्तिम्, उत्क्षिपतात् पर्वतान् उल्लङ्घयतात् क्षितिमण्डलम्, आचरतात् कर्माणि, अल व्यर्थवचने।

वचः—स्थाने पीनोऽसि त्वया, न मया, पृच्छैतान्साक्षरान् अथ च साहित्यसेवकान्, नहि नहि साहित्यकान्, अपि च वैय्याकरणान् सर्वेऽप्येते विना मदुपासनपरायणा एव जाग्रति, निद्रायन्ते हसन्ति, रुदन्ति, कुप्यन्ति, कण्डूयन्ते, विवदन्ते नदन्ति च।

मनः—(मध्य उत्प्लुत्य) भो न मया विना प्रसर्पसि (शरीर प्रति) त्वमपि, (वच प्रति) त्वमपि, मामेव भूषयितु संरमतुं (शरीर प्रति) तवापि यत्न (वचः प्रति) तवापि यत्न।

वचः—भव दूरे, अनादृत्यैव त्वामहं वर्ते, पृच्छ विवेकिन सुजनान्, कुप्यन्तोऽपि मनसा वचसा 'आगच्छ, प्रसन्नोऽस्मि, दिष्ट्या दृष्टोऽसि, अपि कुशल' 'सर्वे भवन्तु सुखिन' इत्यादि चाटुशतानि वदन्ति न वा ?

शरीरम्—अपि च अनादृत्यैव त्वा अहमपि वर्ते पृच्छ जगमृत्युपासकान् सर्वथा विपरीते पि त्वयि शरीरेणैवापादचूड शुभ्रता वहन्तो, नन्वेतावतैव वय वयमिति कीर्तिं लिप्सन्ति न वा ?

आत्मा—अल व्यर्थेनानेन कलहेन, मित्राणि, शृणुत

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्त।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्य निजहृदि विकसन्त सन्ति सन्तः कियन्तः ?

मनः—किमत्रास्माकं पुण्यसयोगे निमित्तम् ?

आत्मा—स एव श्रीप्रभुचरणैर्निनतातचरणनिर्दिष्टमार्ग विभाकरैरुपादिष्टो भक्तिमार्गं, आयात ध्यायेम तान्

सायं कुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतम्
राजद्यज्ञोपवीतम्परितनुवसनं गौरमम्भोजवक्त्रम्
प्राणानाम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तम्
वन्देर्धोन्मीलिताक्षं मृगमदतिलकं विठ्ठलेशं सुकेशम् ॥

( આ સંવાદ શાસ્ત્રીજી બદ્રીનાથજીએ રચ્યો છે. )

---

## બહેનને શિક્ષા.

( મથુરામાં ખેલ ખેલી આવ્યા—રાહ )

પ્રભુ પ્રેમ કેમ દે વિસારી હો બહેન તું રઢિયાળી
શાસ્ત્ર નેમ કેમ દે વિસારી હો બહેન તું રઢિયાળી
જય શ્રીકૃષ્ણ તને કડવાં કાં લાગે, સાહેબજી શાને ઘુસાડે હો બહેન....
શુદ્ધ સોનાનાં આભૂષણ પરહરી, તંગી શીદ વળગાડે હો બહેન....
સત્સંગ, ભાગવત, ભારત, ગીતા, વિસરી વિલસે કાં જલસે હો બહેન....
ગૃહની તું શોભા ધર્મની ધ્વજા તું, પ્રેમ ધ્વજા ગોપી સોહાવજે હો બહેન....
નિંદા કૂથલી ફાંકો મોટાઇનો ત્યજી જ્ઞાનશાસ્ત્ર તું દીપાવજે હો બહેન....
આદર્શ સીતા સાવિત્રી સતીના રાખી ગૃહનાવ તું હંકારજે હો બહેન....
વલ્લભ વિઠ્ઠલ ભૂતલ ભક્તિ, પાઠ પઢીને પઢાવજે—હો બહેન....

## કલામય માર્ગ.

( મેદી રંગ લાગ્યો રે—રાહ )

પુષ્ટિમાર્ગના તત્ત્વનું શી રીતે કરીયે ધ્યાન રે ભરીયે રસ ઘુંટડા રે....
માનસી સેવાને કારણે હરિ સ્મરણ પ્રથમનો અંકરે ભરીયે રસ ઘુંટડારે....
નિંદા કુથલી દોષ ને મુખરતા કરીયે દૂર રે ભરીયે રસ ઘુંટડા રે....
જીવન સઘળું જીવીયે ગ્રંથે કે સેવા પ્રચુર રે ભરીયે રસ ઘુંટડા રે....
વાર્તાઓ વૈષ્ણવ તણી આચાર્યોના કંઈ પ્રસંગ રે ભરીયે રસ ઘુંટડા રે....
સાદાં ધોળ ને ગરબીઓ દયારામ મહિં રંગ રે ભરીયે રસ ઘુંટડા રે....
ફુલ હિંડોળે સાંઝીયે મંડપને પારણે શેખરે ભરીયે રસ ઘુંટડા રે....
વસ્ત્ર પીછવાઇ સર્વમાં કેળવીયે કળાના નોખરે ભરીયે રસ ઘુંટડા રે....
પાકશાસ્ત્રમાં પ્રેમ જો સામગ્રીથી વિધવિધ જો ભરીયે રસ ઘુંટડા રે....

( વડોદરામાં શ્રીવિઠ્ઠલેશમહોત્સવપ્રસંગે વિદ્વદ્વર શાસ્ત્રીજી બદ્રીનાથજીએ રચેલાં અને બાલિકાઓએ ગાયેલાં ગીતો.

# વર્ણાશ્રમધર્મ.

[ લેખક – રા. રા. ધીરજલાલ મગનદાસ સાંકળીઆ, B. A. LL B. એડવોકેટ, મુંબઈ.]

આજકાલ વર્ણાશ્રમધર્મની વિરુદ્ધ દેખાતું કોઈ કાંઇપણ બોલે, તો તે હીંદુધર્મના નાશનો હીમાયતી છે, ઢેડ, ભંગી વગેરે સર્વને એકાકાર કરવા માગે છે, અને પાપકર્મમા સર્વની પ્રવૃત્તિ કરાવવા માગે છે, એવો આરોપ તેના પર કરવામાં આવે છે અને જો તે પોતાના વિચારના સમર્થનમાં શ્રીવલ્લભાચાર્યજીનુંજ "મુખ્ય વર્ણાશ્રમ ધર્મ નાશ પામ્યો છે" એવુ વાક્ય મુકે તો કોઇ જગ્યાએ કોઇ કારણસર શ્રીવલ્લભાચાર્યજીએ એમ કહ્યુ હશે, તેનો ખોટો ઉપયોગ કરાતો હશે એમ ઘણાઓને લાગે છે. આ ભ્રાંતિ દૂર કરવા માટે અમે જણાવીએ છીએ કે બાહ્ય અને આંતર શુદ્ધિની વિરુદ્ધ અમે નથી, દેહશુદ્ધિને માટે સ્નાન કરવું, સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવા, સ્વચ્છતાથી પોતાના જ ઘરમાં રંધાયલું પવિત્ર અન્ન ખાવું, નાશકારક હોટલોનો ત્યાગ કરવો, એકજ કુટુંબનાં મનુષ્યોના પણ જમવાના અને ખાવાના વાસણો જુદા રાખવા, ઢેડ ભંગી તો શુ પણ સામાન્ય રીતે સર્વ મલિન, અશુદ્ધ મનુષ્યનો પણ સંસર્ગ સ્પર્શ ન કરવો એવી સર્વ બાહ્ય શુદ્ધિ અમને ઇષ્ટ છે. તેમજ સર્વદા સાચું બોલવું, સત્કર્મો કરવા અને દુષ્ટ વિચારો પણ મનમાં ન આવવા દેવા વગેરે આંતરશુદ્ધિ પણ અમને ઇષ્ટ છે એટલુંજ નહી પણ સર્વદા સર્વ કાર્ય કરતી વખતે ભગવાનનું સાન્નિધ્ય મનમા ગણીને તેના દાસ તરીકે પ્રવૃત્તિ કરવી એના અમે હીમાયતી છીએ. ધનમદ વિદ્યામદ, ઐશ્વર્યમદ, અને ઉંચ કુળના મદથી સર્વથી દૂર રહેવું અને સામા પક્ષવાળાને જે કહેવાનું હોય તે શાંતિથી સાંભળી તેનો વિચાર કરવો તે અમોને તેમજ સર્વેને કલ્યાણકારક છે એમ અમે માનીએ છીએ.

શ્રીવલ્લભાચાર્યજીએ વર્ણાશ્રમધર્મ મુખ્ય નષ્ટ થયો છે એ વાત ખુણે ખાચરે કહી નથી પણ ડિમડિમ વગાડીને કહી છે. તેનો પૂરેપૂરો અર્થ ન સમજવાનુ કારણ વર્ણાશ્રમધર્મ એટલે શુ તેનું અજ્ઞાન છે. દાખલા તરીકે સર્વને સમજ પડે તે માટે પહેલા અમે હાલના વૈશ્યો વર્ણાશ્રમધર્મમા છે કે નહી તેજ લઇશું વર્ણાશ્રમધર્મનો મુખ્ય સંસ્કાર ઉપનયન સંસ્કાર છે. જો છોકરો અમુક વરસનો થાય ત્યારે જનોઇ ન આપવામા આવે તો તેવો સંસ્કાર વિનાનો છોકરો વ્રાત્ય જ રહે અને તે વર્ણાશ્રમધર્મમા આવ્યો કહેવાય નહી, અને ગાયત્રીમંત્ર જ્યા સુધી લે નહી ત્યા સુધી એ વ્રાત્ય જ રહે. આટલી સહેલી વાત પણ હાલના વાણીયાઓ સમજતા હોય તો તેઓ વર્ણાશ્રમધર્મને માટે કોલાહલ કરે નહી અને જો તેમને વર્ણાશ્રમધર્મ પળાવવાની તેમના ગુરુઓની ઇચ્છા હોય તો તેમને એકદમ ઉપનયનસંસ્કાર કરાવી જનોઇ આપવી જોઇએ. અને ગાયત્રીમંત્ર આપવો જોઇએ. ત્યારપછી તરતજ ગુરુને ઘેર વેદ ભણવા માટે મોકલવોજ જોઇએ, અને જ્યારે તે વેદ ભણી રહે ત્યારે ફરીથી સમાવર્તન નામનો બીજો સંસ્કાર કરીને તેને ઘેર લાવવો જોઇએ, આટલુ તો મનુસ્મૃતિ, પારાશરસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ વગેરે વર્ણાશ્રમધર્મના ગ્રંથો વાંચ્યા વિના પણ સમજ પડે એવુ છે. હવે વિચારો કે આશરે પાંચસો વરસ થયાં શ્રીવલ્લભાચાર્યજી અને તેમના વંશજોએ આવા શૂદ્ર જેવા થઇ ગયેલા વાણીઆઓને જનોઇ શા માટે ન આપી? અને જો તેઓશ્રીએ આપી નહીં તો હાલ તેમને વર્ણાશ્રમધર્મ પાળવાનો આગ્રહ શા માટે કરવામા આવે છે? આનો ઉત્તર અમારે હાલ આપવાનો રહેતોજ નથી, કેમકે શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના સિદ્ધાંત દર્શાવતા દરેક ગ્રંથની અંદર આપી મુકયો છે. આથી પહેલાં એમણે નિબંધ ગ્રંથ લખ્યો છે, તેના ત્રણ ભાગ કરેલા છે. પ્રથમ ભાગમા જીવ, જગત, બ્રહ્મ અને મુક્તિ

વગેરે શાસ્ત્રની ચર્ચાના મુખ્ય વિષયો લઇને તેમાં પોતાનો નિર્ણય પુરાવા સહિત આપ્યો છે, તેનું નામ શાસ્ત્રાર્થપ્રકરણ તેમણે રાખ્યું છે. બીજા ભાગમાં તેઓશ્રીએ વેદનો અર્થ વેદનું સ્વરૂપ, વેદનો અર્થ કેમ કરવો, શાખાના ભેદ, સ્મૃતિઓના નિર્ણય, પાંચ કર્મનો સંગ્રહ, કલ્પસૂત્ર, ગૃહ્યસૂત્ર, પુરાણનિર્ણય, ભારતનિર્ણય, સાંખ્યયોગનો નિર્ણય, વગેરે સર્વ બાબતનો નિર્ણય આપ્યો છે, એનું નામ તેમણે સર્વનિર્ણય પ્રકરણ એમ આપ્યું છે, અને સર્વ નિર્ણય ભાગની ૬૫ થી ૬૮ વગેરે કારિકાઓમાં સ્પષ્ટ કહ્યું છે કે વેદ પોતાનો અને પારકાનો નિર્વાહ કરવાને હવે ( કલિયુગમાં ) સમર્થ નથી, કેમકે લોકો અત્યંત મલિન થઇ ગયા છે અને તેથી શ્રીભાગવત વેદવ્યાસે કહ્યું છે, અને તે શ્રીભાગવતનો માત્ર અભ્યાસ કરવાથી લોકો મોક્ષ પામે છે પણ જો ભાગવતને ઉદર પોષણને માટે વાપરે નહિ તો.

દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મ વગેરે સાધનો હાલ કલિયુગમાં શુદ્ધ પ્રાપ્ત થઇ શકતા નથી, માટે વેદ, સ્મૃતિ અને પુરાણ વગેરે સર્વ મોક્ષ માટે નિરુપયોગી થઇ ગયાં છે અને એજ બાબત ફરીથી ભક્તિપ્રકરણની શરૂઆતમાં પોતે વિસ્તારપૂર્વક કહી છે કેઃ—

" હાલ કલિયુગમાં સર્વ લોક વિરુદ્ધ આચારમાં રચ્યા પચ્યા રહ્યા છે, વેદ વગેરેનું અધ્યયન સમાપ્ત થઇ ગયું છે. જે આચાર પાળે છે તે પણ વિધિપૂર્વક તો પાળતા નથી. તેમનાં મન વિહવળ થઇ ગયા છે, અને ઉદરપોષણપરાયણ થઇ ગયા છે એવાઓથી વર્ણાશ્રમધર્મ કેમ પળાય? વર્ણાશ્રમધર્મ પાળવા માટે દેશ, કાળ, કર્મ, મંત્ર, કર્તા વગેરે શુદ્ધજ જોઇએ તે કળિયુગમાં દુર્લભ થઇ પડયા છે, અને હાલ તો સંસારને તરવાનો એકજ માર્ગ શ્રીભાગવતનો છે વગેરે કહીને પોતે ૨૨૧ મી કારિકામાં સ્પષ્ટ કહે છે કે " વર્ણાશ્રમવાળાઓનો મુખ્ય ધર્મ નષ્ટ થઇ ગયો છે અને છળથી તે કરવાથી કાંઇ ધર્મ સિદ્ધ થાય નહી અને મોક્ષ પણ મળે નહી માટે બુદ્ધિમાન પુરુષે એવા છળ ધર્મમાં આદર રાખવો નહી, અને ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવો કે જેની અંદર ફલ નક્કીજ છે. જેના ઉપર ભગવાનની કૃપા નહી હોય તેમનાથી તો આટલું પણ થઇ શકશે નહીઃ—

કૃષ્ણસેવામાં તત્પર, દંભ વગેરેથી રહિત શ્રીભાગવતના તત્ત્વને જાણનાર એવા પુરુષ ગુરુની પાસે જીજ્ઞાસુએ આદરથી જવું. અને જો એવો ગુરુ ન મળે તો પોતે હરિની મૂર્તિ કરીને તેની પરિચર્યા સદા કરવી, કેમ કે ભગવાનનું રૂપ તેમાં રહેલું છે.

નિષ્પક્ષપાતપણે જો કોઇપણ વિચાર કરશે કે શ્રીવલ્લભાચાર્યજીના માર્ગને વર્ણાશ્રમધર્મ સાથે સંબંધ છેજ નહીં, તે તેને માલુમ પડયા વિના રહેશે નહીં, ભક્તિમાર્ગને વર્ણાશ્રમધર્મ સાથે કાંઇપણ સંબંધ નથી એમ સ્પષ્ટ શ્રીવલ્લભાચાર્યજીએ કહ્યું છે અને અન્ય ગ્રંથોમાં ઘણી જગ્યાએ કહે છે.

શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે જીવ ભગવાનનો દાસ હોવાથી ભગવાનની સેવા કરવી એજ તેનો સ્વધર્મ છે. દેહાદિધર્મ તેનો સ્વધર્મ નથી. વર્ણાશ્રમધર્મ તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે ભિન્ન ભિન્ન પ્રકારના દેહને લઇને પાળવામાં આવે છે, માટે જીવે એ સર્વ દેહને મુખ્ય માનીને પ્રવર્તેલા ધર્મનો ત્યાગ કરીને પોતાનો સ્વધર્મ એટલે ભગવત્કથાનું શ્રવણ કરવું. જે પ્રમાણે સંન્યાસમા અને નિવૃત્તિમાર્ગમાં સર્વ બાહ્ય ધર્મનો ત્યાગ કરવાનો વિધિ છે તેમજ અહીં પણ વિચારપૂર્વક વર્ણાશ્રમધર્મ તેમજ અન્ય સર્વ ધર્મોનો ત્યાગ કરવો એવો વિધિ છે, એમ શ્રીવલ્લભાચાર્યજી પ્રથમ સ્કંધના પાંચમા અધ્યાયના ૧૧ મા શ્લોકમાં કહે છે.

આમ હોવાથી જે લોકો વર્ણાશ્રમધર્મ કલિયુગમાં નષ્ટ થયા છે એમ માનતા હોય તેમણે તો તે પાળવાનો પ્રયાસ છોડી દેવો એમ નિબંધમાં શ્રીવલ્લભાચાર્યજીએ કહ્યું અને અહીં શ્રીસુબોધિનીજીમાં તો તેથી આગળ જઈને પોતે કહે છે કે જ્યારે વર્ણાશ્રમધર્મ પાળી શકાતા હોય ત્યારે પણ તેમનો વિધિપૂર્વક ત્યાગ કરીને જીવે પોતાનો સ્વધર્મ જે ભગવત્કથાનું શ્રવણ કરવું એજ છે, તે પાળવો. આમ સ્પષ્ટ વાક્યો હોવાથી જ્યારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને વર્ણાશ્રમધર્મ પાળવાનું કહેવામાં આવે છે ત્યારે શ્રીવલ્લભાચાર્યજીના ઉપદેશથી તેને વિરુદ્ધ દોરવવામાં આવે છે એમ અમને લાગે છે અને પુષ્ટિસંપ્રદાયને આવી ખોટી દોરવણીથી જે હાનિ થાય છે તે કહી શકાય તેવી નથી.

વર્ણાશ્રમધર્મ વેદમાર્ગનું અંગ છે અને વેદમાર્ગ પુષ્ટિમાર્ગ કરતાં તદ્દન ભિન્ન છે એ વાત શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિપ્રવાહમર્યાદાભેદમાં સ્પષ્ટ જણાવી છે, તેથી પુષ્ટિમાર્ગીયોએ વેદમાર્ગના અંગરૂપ વર્ણાશ્રમધર્મ પાળવાના હોયજ નહી અને જો પાળવા જાય તો પુષ્ટિમાર્ગમાંથી તેમનો પાત થાય.

ભગવાને પોતાની ઇચ્છામાત્રથી–મનથી પ્રવાહની સૃષ્ટિ કરી છે. વાણીથી વેદમાર્ગ કર્યો છે અને આનંદરૂપ પોતાની કાયાથી પુષ્ટિમાર્ગની સૃષ્ટિ કરી છે. આ પ્રમાણે વેદમાર્ગ અને પુષ્ટિમાર્ગના જીવોની ઉત્પત્તિ જુદે જુદે પ્રકારે છે, તેમ ફલ પણ તેમને જુદી જુદી રીતે મળે છે. વેદમાં કહેલું ફલ વૈદિકોને મળે છે. અને ભગવાનના આનંદરૂપ સ્વરૂપથી પુષ્ટિમાર્ગીયોને ફલ મળે છે. માટે પુષ્ટિમાર્ગીય જીવોનું ફલ પણ વૈદિકોના ફલ કરતાં જુદુંજ છે. પુષ્ટિમાર્ગીય જીવોની સૃષ્ટિ આનંદરૂપ ભગવાનના સ્વરૂપની સેવા માટેજ છે. જો તે જીવો હોય નહી તો ભગવાનની સેવા થઇ શકે નહી. સ્વરૂપથી, અવતારથી, ગુણ વગેરેથી પુષ્ટિમાર્ગીય જીવોનું ભગવાનથી ભિન્નપણું નથી, તો પણ લીલાને માટે જેટલું ભિન્નપણું જોઇએ તેટલું ભગવાન પોતે રાખે છે. તેમનામાં લૌકિકપણું અને વૈદિકપણું માત્ર કાપટ્યથી એટલે લોકને સમજાવવાને માટેજ હોય છે. તે કર્મોમાં તેમની આસક્તિ હોતીજ નથી. આથી સ્પષ્ટ થાય છે કે પુષ્ટિમાર્ગીય જીવો વૈદિકમાર્ગીય જીવો કરતાં શ્રેષ્ઠ છે, તેમને વર્ણાશ્રમધર્મો પાળવાની આવશ્યકતા નથી, કેમકે તે તો બાહ્ય દેહનો ધર્મ છે અને માત્ર ભગવત્સેવા અને ભગવદ્ગુણગાનજ તેમનો સ્વધર્મ છે. તેમનું ફલ પણ વૈદિક માર્ગ કરતાં અતિ ઉત્તમ છે, કેમકે વેદમાં કહ્યા પ્રમાણે તેઓ બ્રહ્માની સાથે સર્વ કામ ભોગ કરે છે, વૈદિકોને તો માત્ર મુક્તિજ ફલ છે અને પુષ્ટિમાર્ગીય જીવો તો સંસારના કાર્યોમાંથી અંતઃકરણથી સદા મુક્તજ હોય છે.

ભક્ત ગોપાળદાસજીએ ગાયું છે જે "નિર્ગુણનો નિર્દેશ અટપટો, રસના શી પેરે કહીએ, રૂપ વર્ણ વધુ દષ્ટ પદારથ ત્યાં એકો નવ લઇએ, તેહ થકી પુરુષોત્તમ અળગા લીલા અચળ વિહાર, બ્રહ્મતાની ને મુક્તિમાર્ગી સ્વપ્ને નહી વહેવાર."

પુષ્ટિમાર્ગ ભગવાનની કૃપાનો માર્ગ છે જ્યારે વૈદિક માર્ગ તો પીનલ કોડ ( Penal Code ) જેવો છે, તેમાં અમુક વિધાન કરેલું કર્મ ન કરે તો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે અને મનુસ્મૃતિ વગેરે જાણનારાઓને તે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે, તેની માહીતી સારી રીતે છે, તેમાં મહાપાતક અને ઉપપાતકો વિસ્તારપૂર્વક વર્ણવેલાં છે અને તેનાં પ્રાયશ્ચિતો પણ કહેલાં છે. એ વર્ણન વાંચતાં કોઈપણ વિચારશીલ મનુષ્યને લાગશે કે હાલના કલિયુગના સમયમાં વર્ણાશ્રમધર્મ પાળી શકવો દુર્લભ છે અને પ્રાયશ્ચિતો કરતાં આપણો આરો પણ આવશે નહી. જીવને નિષેકથી સ્મશાન પહોંચે ત્યાં સુધી મંત્રસહિત કરવાના સોળ સંસ્કાર પણ થવા જોઇએ, તે એક પણ વિધિપૂર્વક થતા નથી. પ્રથમ સંસ્કાર ગર્ભાધાન પણ મંત્રપૂર્વક કરનાર કોઇ મળશે નહી,

તો પછી બીજા સંસ્કારોની તો વાતજ શી કરવી ? કલિયુગમાં સામાન્ય રીતે પ્રાવાહિક જીવોનીજ ઉત્પત્તિ વિશેષ થાય છે. પણ મોટા મોટા ભગવદીયો પણ કલિયુગમાં અવતરે છે, તેનું કારણ એ છે કે તેઓ અંતઃકરણથી સર્વધર્મનો ત્યાગ કરીને નીરાંતે ભગવદ્ભજન અને ભગવત્સેવા કરી શકે છે. તેઓ વર્ણાશ્રમધર્મ તેમજ ભગવાનની ભક્તિ સિવાયના બીજા સર્વ ધર્મોને બાહ્ય-ધર્મ ગણે છે. શ્રીવલ્લભાચાર્યજી એવા ભગવદ્ભક્તોના ગુરુ છે, અને તેમને માટેજ પોતે અવતાર લઇ શ્રીભાગવતમાં વર્ણવેલા ભગવાનના ગુણોના વર્ણનના ગૂઢ અર્થનું ઉદ્ઘાટન કર્યું, અને ભગવદીયોને અલભ્ય લાભ આપ્યો અને હવે જાણે એ માર્ગ બંધ કરવો હોય નહી શું ? તેમ ભગવદ્ભક્તિ છોડીને વર્ણાશ્રમધર્મ પાળવાનું કહેવામાં આવે છે તેથી અમારો જીવ અત્યંત દુઃખાય છે તેથી આટલું લખવું પડે છે.

---

## हरिस्मृति.

( અનુસંધાન ગતાંક પૃ. ૨૯૮ થી ચાલુ )

સંસારી જીવો જહેને દુઃખી માને છે, નારાયણ તેવો દુઃખી હતોજ, એના વીતકની સીમા ન હતી પણ વીતકને તો એ વાયરા માનતો. બહુજ દુઃખિયાને દુઃખ શાં ! બહુ ઋણીઆને ઋણ શાં ! એની આંધીઓ તો અનેક આવ્યા કરે. જ્યાં બ્રહ્માસ્ત્રની ભાવના થઇ, જ્યાં દૃઢ વિશ્વાસ થયો, જ્યા અવિચ્છિન્ન શ્રદ્ધા થઇ, ત્યાં તો અંતરાપાતી તોફાનોનો સામનોજ કરવો, એવું તો ચાલ્યાં કરે, ધર્મનિષ્ઠનું સન્તાન હતો, એની નસેનસમાં ધર્મ-રસ ભર્યો હતો, આજીવિકા માટે કે કોઇ વાસનાપૂર્તિ માટે પોતાનાદ્વારા કે અન્યથી થતો ધર્મધ્વંસ એ સહન કરી શકતો નહિ, અમુક માણસ આમ કરે માટે આપણે પણ એમ કરવું એવી દેખાદેખી એને રુચતીજ નહિ. એની આ સ્વતન્ત્રતાને સ્વચ્છન્દી મનુષ્યો સ્વતંત્રતા કહેતાં. એના સત્યભાષિત્વ કે નીતિ યુક્તિપૂર્વક તર્કનો ઉત્તર આપવા અસમર્થ માનવ-પ્રાણી એને ક્રોધી કહેતાં, ધર્મના આડંબરની ઓથે યથેચ્છ અનાચાર કરનારાઓ એના અનુપભોગ કૃશ કલેવરને જોઇ એને અસમર્થ કલ્પતા. એને જોઇ નેત્રપલ્લવી કરી મુખ મરડતા, નારાયણ એમના અભિપ્રાયને જાણી ગણગણતો કે " देहं मनोमात्र मिमं गृहित्वा ममाहमित्यन्धधियो मनुष्याः ॥ एषोहमन्योऽयमिति भ्रमेण दुरन्तपारे तमसि भ्रमन्ति ॥ ફક્ત મનથી માની લીધેલા આ માંસપિંડને લઇને હું અને મ્હારૂં એમ આંધળી બુદ્ધિવાળા મનુષ્યો આ હું આ બીજો એ પ્રમાણે ભેદ ભ્રમથી અપાર અંધારામાં આથડે છે, સર્વનું ભેદદૃષ્ટિનું કારણ મન છે. મન એટલે શું ! શ્રીકૃષ્ણ આજ્ઞા કરે છે કે इन्द्रियाणां मनश्चास्मि । હું ઇન્દ્રિયો મધ્યે મન છું, મન એટલે મનાવનાર, ગર્વ કરનાર, માનનાર, રોકનાર, સૂક્ષ્મશરીરનો એકાદ અવયવ, સુખ દુઃખ વિગેરેના સાક્ષાત્કારનું કારણ, સૃષ્ટિની શરૂઆતથી પ્રલય પર્યન્ત સાથે વળગેલું એક અદૃશ્ય, વિચિત્ર અને નિશ્ચય તથા નિરૂપણ ન કરાય એવું, ( આને શું કહેવું ) સ્વરૂપ એનું પરમાણુ પણ એમાં દંભ, કપટ નિન્દા, સ્પૃહા, કામ, મિથ્યાવચન, ભ્રમણભ્રમણ અને તેથી વિપરીત ગુણો એમ કેટલું ભર્યું છે તે કલ્પનામાં પણ ન આવી શકે, એનો ઉપયોગ ભેદદૃષ્ટિમાં કરી બુદ્ધિપૂર્વક અંધકારમાં આથડનારને શું કહેવું ? यथा च तक्षोमयया સુતાર પોતે રથ બનાવે, રથમાં બેસીને ફેરે, બીજા માટે બનાવી બેસી ફેરવી બતાવે અથવા બીજાને રથ સોંપી પોતાનો અધિકાર ઉઠાવી લે. આ બધું વિચિત્ર તેમ મન પણ, એ ઇન્દ્રિયોનું નિયામક, આંખથી ઇષ્ટ અનિષ્ટ બંને જોવાય, કાનથી પ્રિય અપ્રિય બન્ને સંભળાય, જીભથી સારા ખોટા બન્ને સ્વાદ થાય, નાસિકાથી સુગન્ધ

સર્પ, પુષ્પહાર થયો તેમ" ) નારાયણના પક્ષમાં લાભદાયકજ થતી, દુનિયાનાં મનુષ્યો વૈર કરી શું કરી શકે? દુઃખ તો મમતાથી થાય, એ મમતાને દૂર કરવાથીજ સ્વરૂપ સમજાય, નારાયણ તો કૃષ્ણકલાધરનો ચકોર હતો, એને મેઘોની શી જરૂર! સમુદ્રો ભલે ભર્યાં હોય, સુજલ નિર્મલા સ્રોતસ્વિનીઓ ભલેને અસ્ખલિત વહ્યા કરે, કમલકમનીય કાસરો ભલેને વસુધાના વક્ષઃસ્થલ ઉપર પથરાય, એને માટે એ પેય નહતાં, એને તો પાતવ્ય પીયૂષ મળી રહેતું, ન હતી પ્રાણની તમન્ના, ન હતી વિત્તની લોલુપતા, ન હતી જોરૂની જંખના, એનું કોઇ શું બગાડી શકે? પ્રભુપદપંકજ પરાગના પરમાણુને ઉરાડવાનું જોર એવા ઝંઝાવાતોમાં ન હોય, प्रतिकूलवेदनीयं दुःखम्। દુઃખ એટલેજ સંસાર, એમાં સર્વ પ્રકારના અનુકૂલ સંયોગો ક્યાં હોય છે! પ્રતિકૂલ સંયોગો અધર્મથી થવાના, અહંતાત્મક મોહ એજ અધર્મ, પાર્થિવ પિંડને પામીને અભિમાન શાં! અનુકૂલ નહિ એવા અનુભવો ક્યારે થાય! પરતન્ત્રતા, ચિન્તા, રોગ, માનહાનિ, શત્રુ, કુકલત્ર, નિર્ધનતા, કુગ્રામવાસ, દુષ્ટસ્વામિની સેવા, બહુ કન્યાઓ, વૃદ્ધત્વ, પરગૃહ વાસ, વર્ષામાં પ્રવાસ, બે સ્ત્રીઓ, ખરાબ નોકર, હળ ન ફરે તેવી ભૂમિમાં ખેતી, ચૂચોર સહોદર, આ બધાં વિપરીત અનુભવ કરાવે, માનવ દેહધારી સાથે આ સંયોગો પૈકી એકાદ ઉત્તરીજ આવે, કોઇને કૈંક અને કોઇને કૈંક રહેજ, માટેજ આ પ્રપંચ વિપરીત અનુભવવાળો છે, નારાયણના નારાયણે આ જ્ઞાન એને આપ્યું હતું, એ જાણતો કે અનુકૂલવેદનીય કે પ્રતિકૂલવેદનીયમાં ઝાઝો તફાવત નથી. આ તો એક પ્રકારની લહેરો છે, સુખ દુઃખ વિગેરે પણ મનના ધર્મ વિશેષ છે, એ કૈં કોઇથી બની શકતા નથી. ફક્ત મનથી માનવાના છે, છતાં એ પણ જુના રોગની પેઠે અસહ્ય જણાય તો એની પાસે ઉત્તમ ઔષધ હતું, એનું ઓસડ મિશ્રતાથી કે દીર્ઘકાળથી પણ બગાડી કાય તેમ નહ હતું, એ ચમત્કારી દિવ્ય ઔષધ–हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम्।

( ક્રમશઃ )

---

# दयालु भगवदीयो.

(લેખકઃ—શ્રીયુત ગોવિંદલાલ છોટાલાલ વકીલ.)

છોટાલાલ જીદ્દી અને તકરારી હતો. વાત વાતમાં લડી પડે. તે રાંક સાથે કે નિર્ધન સાથે લડતો એમ નહિ, પણ અમલદાર કે ધનાઢ્ય હોય તો પણ તેનો એકજ ન્યાય. વૃદ્ધાવસ્થાથી તેનું શરીર ક્ષીણ થયું. રોગથી તે પથારી વશ થયો. અંતકાળ નજીક જણાવા લાગ્યો સગા સંબંધી, મિત્રો વગેરે વિવેક ખાતર જોવા આવવા લાગ્યા.

સામાન્ય વિવેક ખાતર જોવા આવનારની સંખ્યા ઘણી હતી. તેનાથી દરદીને કાંઇ ફાયદો થાય તેમ નહોતું. કોઇનામાં એવી શક્તિ નહોતી કે તેનું મરણ સુધારે, કોઇનામાં એવી પ્રબળ ભાવના નહોતી કે પ્રપંચનું ભાન ભૂલાવી ભગવાનમાં ચિત્ત જોડાવે. આવા જોવા આવનારનો ધસારો ચાલુ હતો.

ભગવાન કૃપાળુ છે. જીવની કૃતિ સામુ જોતા નથી. ભગવાનનો જેમના હૃદયમા વાસ છે એવા બે મહાનુભાવી સહેજ સંબંધની મિષથી જોવા આવ્યા. જે ભગવદીયના પગલાંથી ભૂમિ પવિત્ર થાય, તેવા ભગવદીયના આગમન આ દરદીના ઘરમાં થયાં. કૃપાદૃષ્ટિથી તેના શરીરનું અવલોકન કર્યું, દરદી બેભાન હતો. ભાન આવતા બે ભગવદીયને પોતાના સન્મુખ બેઠેલા જોઈ દરદીથી "જય શ્રીકૃષ્ણ" નો ઉચ્ચાર થઇ ગયો. બન્ને ભગવદીયે જય શ્રીકૃષ્ણ ઝીલ્યા. દરદીના ભાગ્યની સીમા રહી નહિ. અલૌકિક રીતે દરદીનું ધ્યાન ખેંચ્યું.

છોટાલાલ, તમારા ગળામાં તુળસીની માળા છે તે આપનાર ગુરુદેવનું સ્મરણ છે કે? બ્રહ્મસંબંધ દિવસ યાદ છે કે? ગુરુદેવે તમારા હાથમાંનું તુલસીદલ કયા સમર્પ્યું હતું તે યાદ છે કે? દરેક પ્રશ્નના ઉત્તરમાં દરદી હકારાત્મક ડોકું હલાવતો હતો. તેની દિશા બદલાતી હતી. ભગવદીયે આગળ ચલાવ્યું. જ્યાં તમારા હાથમાં આપેલું તુલસીદલ અર્પણ થયેલું તે સ્વરૂપ ધ્યાનમાં છે કે?

દરદી જોરથી બોલી ઉઠ્યોઃ—હા, હા, શ્રીનાથજી બાવાના ચરણમાં અર્પણ થયું હતું.

ભગવદીયે આગળ ચલાવ્યું. તે શ્રીનાથજી બાવાની છબી તમારા ઘરમાં છે? જવાબ "હા" માં આવ્યો. તુરત છબી મંગાવી દરદીની દૃષ્ટિ સન્મુખ ભીંત ઉપર પધરાવી. ભગવદીય બોલ્યાઃ "અષ્ટાક્ષર મંત્ર યાદ છે કે?" જવાબ "હા" માં આવ્યો.

શ્રીજીમાં ચિત્ત રાખો ને અષ્ટાક્ષરનો જપ કરો; પ્રભુ સર્વ સારું કરશે.

આટલું કહી જય શ્રીકૃષ્ણ કરીને બન્ને ભગવદીય ગયા. બીજે દિવસે તેજ વખતે દરદીની સ્થિતિ તપાસવા આ બન્ને કુશળ વૈદરાજો પધાર્યા. દરદી ઉપર દવાની બહુ સારી અસર થઈ છે તે પ્રત્યક્ષ જણાયું. શ્રીજીના ચરણારવિંદમાં દરદીની દૃષ્ટિ, એકાગ્ર મન, અષ્ટાક્ષરનો જપ મુખ ઉપર પ્રસન્નતાની છાયા આ સ્થિતિ હતી.

ભગવદીયો થોડી વાર નિહાળી રહ્યા પછી બોલ્યાઃ—છોટાલાલ કેમ છે? દરદીએ ભગવદીયનો સ્વર સાંભળી તેમના તરફ જોઇ જય શ્રીકૃષ્ણ કર્યા.

ભગવદીયઃ—કેમ છે? કાંઇ ખાવાની ઇચ્છા છે?

દરદીઃ—મારા આ ભગવાનના ચરણમાં દૃષ્ટિ રાખતાં મારા આનંદનો પાર નથી. એક મોરો બાખરો મને આપ્યો, તે મેં ખાધો. અમૃત જેવો તેમાં સ્વાદ હતો. હવે મને કદી ભુખ લાગશે નહિ. હજુ મને ઓડકાર આવે છે!

॥ श्रीगोकुलेशो जयति ॥

# પુષ્ટિમાર્ગમાં શિવશક્તિનું સ્થાન.

લેખકઃ—
રા. રા. પ્રાણલાલ નરસિંહદાસ મહેતા.
બી. એ. (ઓનર્સ)-લુણાવાડા.

પ્રકાશકઃ—
ઉત્સવલાલ સાંકળચંદ પરીખ.
મહેતા પોળ;-કપડવંજ.

સં. ૧૯૯૧. પ્રથમાવૃત્તિ. પ્રત ૧૫૦૦

શ્રીમદાચાર્યપ્રકટિત શુદ્ધ પુષ્ટિમાર્ગનો મહાન્ સિદ્ધાંત અન્યાશ્રયત્યાગ છે, અનન્યતા છે. અન્યસંબંધગંધોઽપિ કંધરામેવ બાધતે ( પોતાના પ્રેષ્ઠ વિના ) " બીજાના સંબંધનો ગંધ પણ ગરદનજ કપાવી નાખે છે." આ શ્રીવિઠ્ઠલેશ્વરવાક્ય પ્રકાશી રહ્યું છે, છતાં અન્યાશ્રયમાં લૌકિક સ્વાર્થથી લપસી પડતા કેટલાક સાંપ્રદાયિકો ભ્રામિક સિદ્ધાંતો આલેખીને અનન્ય વૈષ્ણવોને વ્યામોહમાં નાખવા મથી રહ્યા છે, તેનાથી વૈષ્ણવ સૃષ્ટિને ચેતાવવા માટેનો આ સ્વલ્પ પ્રયાસ છે.

લેખક રા. પ્રાણુલાલ મહેતા ગ્રેજ્યુએટ હોઇને સાંપ્રદાયિક ગ્રંથોના અભ્યાસી યુવક છે. તેઓ શ્રીગોકુલેશજીના અનન્ય સેવક મહન્માર્ગાનુયાયી ભરરુચિ વૈષ્ણવ છે. સંપ્રદાયમાં આવા મર્મસ્પર્શી લેખો કવચિતજ લખાય છે, તેથી આ લેખ નાના પુસ્તકાકારમાં પ્રકટ કર્યો છે.

મુદ્રકઃ—સોમાલાલ મંગળદાસ શાહ
મુદ્રણાલયઃ—'ધી ગુજરાત પ્રિ. પ્રેસ'
પાંચકૂવા, અમદાવાદ.

॥ श्रीगोकुलेशो जयति ॥

# પુષ્ટિમાર્ગમાં કુલદેવીનું સ્થાન.

રાજનગરમાં લક્ષ્મીદાસ અને ગોકુલદાસ નામના બે વણિક મિત્રો રહેતા હતા. ઉભય પરસ્પર પ્રીતિવાળા હતા, અને આચાર્યચૂડામણિ શ્રીમદ્વલ્લભાચાર્યપ્રકટિત પુષ્ટિમાર્ગના અનુયાયી હતા. એક દિવસે સવારે નિત્યના ક્રમ પ્રમાણે લક્ષ્મીદાસ ગોકુલદાસને ત્યાં આવ્યા નહિ તેથી તેમની ઘણી રાહ જોઇ, ગોકુલદાસ પોતાના અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયા.

સાયંકાલે લક્ષ્મીદાસ આવ્યા ત્યારે ગોકુલદાસે તેમને પૂછ્યુંઃ–" આજે સવારમાં તો તમે આવ્યા જ નહિ. તબીઅત તો સારી હતી ને?

**લક્ષ્મીદાસ**—તબીઅત ઘણી સારી હતી; પરંતુ આજે આપણી કુલદેવી મહાલક્ષ્મીનું તેમના નવા મંદિરમાં સ્થાપન થવાનું હોવાથી હું ત્યાં ગયો હતો. તમે ત્યાં કેમ આવ્યા નહિ?

**ગોકુલદાસ**—ત્યાં જવાથી અન્યાશ્રય થાય. સ્થાપન થવાનું હતું તે તો હું પણ જાણતો હતો, પરંતુ આપણે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો શ્રીકૃષ્ણ વિના અન્ય કોઇ દેવનો જરા પણ આશ્રય કરીએ તો અન્યાશ્રય થાય. તમે પણ આ સિદ્ધાંત બરાબર જાણો છો, તેથી તમે ત્યાં ગયા હશો તેવો મને વ્હેમ પણ આવ્યો નહિ, અને મેં ઘણા સમય સુધી તમારી રાહ જોઇ.

**લક્ષ્મીદાસ**—કુલદેવીનો આશ્રય કરવાથી અન્યાશ્રય થાય ખરો? કુલદેવી મહાલક્ષ્મી શું અન્ય દેવીદેવમાં ગણાય?

**ગોકુલદાસ**—ત્યારે શું મહાલક્ષ્મી દેવી શ્રીકૃષ્ણ છે? બીજા દેવોની પેઠે તે પણ ભગવાન શ્રીકૃષ્ણની માત્ર વિભૂતિ જ છે. તેથીજ શ્રીમદ્ભાગવતમાં જૂદી જૂદી કામના પૂર્ણ કરવા જૂદા જૂદા દેવોનું યજન કરવાનું કહેલું છે. ત્યાં શ્રી (ધન) ની કામનાવાળાએ માયાદેવીનું યજન કરવાનું કહેલું છે. *ધનની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર માણસો મહાલક્ષ્મીનું પૂજન આદિ કરે છે.

**લક્ષ્મીદાસ**—અહોહો! અહોહો! તમેજ કહો છો કે શ્રીમદ્ભાગવત આપણા સંપ્રદાયનો મુખ્ય પ્રમાણ ગ્રંથ છે અને તેમાંજ લક્ષ્મીદેવીનું યજન કરવાનો ઉપદેશ છે તો લક્ષ્મીનું યજન કરવામાં દોષ સંભવેજ કેમ?

**ગોકુલદાસ**—ભાઇ, આપનું મંતવ્ય યોગ્ય નથી, કારણ કે શ્રીમદ્ભાગવતમાં સર્વત્ર માત્ર પુષ્ટિમાર્ગનો જ બોધ છે એમ નથી. શ્રીમદ્ભાગવત તો વેદવૃક્ષનું ફલ છે. વેદમાં જેમ કર્મમાર્ગ જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગનો બોધ છે તેમ ભાગવતમાં પણ નિષ્કપટ ધર્મ, જ્ઞાન અને ભક્તિ સર્વેનો બોધ છે. ધર્મ અને જ્ઞાન

* શ્રીમદ્ભાગવત ૨-૩-૩.

સાધન છે. આ સાધનોથી ભગવાનનો આવિર્ભાવ થાય છે. ભગવાનનો આવિર્ભાવ થયા પછી ભગવાનમાં પ્રવેશ કરવો એ ફલ છે. આ સર્વ શ્રીભાગવતથીજ પ્રાપ્ત થાય છે, તેથી ભાગવતને ઉત્તમ કલ્પવૃક્ષ કહેલું છે. ×ભાગવતમાં વેદ અને ઇતિહાસ ઉભયનો સાર કહેલો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો ઉદ્ધાર વેદથી થાય છે. સ્ત્રી અને શૂદ્રોનો ઉદ્ધાર ઇતિહાસથી થાય છે. શ્રીમદ્ભાગવતમાં આ બન્નેનો સાર કહેલો હોવાથી તે સર્વનો ઉદ્ધાર કરનાર છે. +શ્રીમદ્ભાગવતમાં ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મ જ્ઞાન તથા ભક્તિ સર્વનો બોધ છે. તેથી પ્રથમ સાધનપ્રાપ્તિ કરાવનાર ભગવાનના અંશરૂપ જુદા જુદા દેવતાઓથી જુદી જુદી કામનાઓ સિદ્ધ થાય છે એમ દ્વિતીયસ્કંધના તૃતીયાધ્યાયના શ્લોક ૨ થી ૯ સુધી જણાવી, કામનાવાળા અથવા કામના વિનાના પણ ભક્તિમાર્ગના અનુયાયીએ તો સાધનસહિત ભક્તિની પ્રાપ્તિ કરવા માટે પણ ભગવાનની જ સેવા કરવાનો બોધ કરેલો છે. સાધનમાત્રનો એમાં જ સમાવેશ થાય છે. (૧) ભગવાનના ભક્તનો સંગ પ્રાપ્ત કરાવે છે. અને (૨) ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન કરાવે છે. આ બે હોય તો બીજા કોઈ સાધનની જરૂર નથી અને આ બંને ભગવાનની કથામાં પ્રેમ રાખવાથી પ્રાપ્ત થાય છે તેથી ભક્તિમાર્ગમાં ભગવાનની કથાથી સર્વ સાધન સિદ્ધ થતાં હોવાથી ભગવાનના અંશરૂપ લક્ષ્મી વગેરે દેવીનું યજન કરવું ઇષ્ટ નથી જ.

**લક્ષ્મીદાસ**—પણ સર્વને મોક્ષ આપવા પ્રકટ થએલા ભગવાન વાસુદેવના પત્ની, મોક્ષપ્રાપ્તિનું સાધન સર્વને પ્રાપ્ત કરાવનાર લક્ષ્મીદેવી શું ભગવાનથી જુદાં છે? તેમનું યજન કરવાથી અન્યાશ્રય કેમ થાય?

**ગોકુલદાસ**—ભાગવત દ્વિતીય સ્કંધ તૃતીયાધ્યાયમાં શ્લોક ૨ થી ૯ સુધીમાં જણાવેલ સર્વ દેવ અને દેવી ભગવાનના અંશ જ છે એમ શ્લોક ૧૦ પરના શ્રીસુબોધિનીમાં જ છે, તેથી ત્યાં શ્લોક ૩ માં જણાવેલ લક્ષ્મીદેવી પણ ભગવાનના અંશ જ છે. પ્રથમ સ્કંધમાં તૃતીયાધ્યાયમાં પ્રથમ ભગવાનના જુદા જુદા અવતારોનું નિરૂપણ કરી, આ અવતારોમાં કોઇ ભગવાનના અંશ છે અને કોઇ કલા છે પણ શ્રીકૃષ્ણ તો પોતે ભગવાન જ છે એમ ૨૮ મા શ્લોકમાં સ્પષ્ટ કહેલ છે. આગળ ૩૯ શ્લોકમાં બીજા દેવોનું ભજન ન કરતાં ભગવાન વાસુદેવમાં પ્રેમ રાખનારને જ ધન્ય કહેલા છે, ભગવત્પીઠિકામાં પણ શ્રીમદાચાર્યચરણે પુરુષોત્તમના ત્રણ સ્વરૂપ કહેલાં છે. તેમાં આધિદૈવિક શ્રીપુરુષોત્તમજ પુષ્ટિસ્વરૂપ કહેલું છે, અક્ષરબ્રહ્મ પુષ્ટિપુરુષોત્તમનું આધ્યાત્મિક સ્વરૂપ હોઇને તે મર્યાદાસ્વરૂપ છે, અને લક્ષ્મીપતિ નારાયણ એ શ્રીપુરુષોત્તમનું આધિભૌતિક સ્વરૂપ છે તે પ્રવાહસ્વરૂપ નું છે. લક્ષ્મીપતિ નારાયણ પણ પુષ્ટિસ્વરૂપ નથી, તો પછી પુષ્ટિમાર્ગમાં લક્ષ્મીજીનું યજન કેવી રીતે થઇ શકે? લક્ષ્મીદેવી ભગવાનના અંશરૂપ છે

× શ્રી સુબોધિનીજી ૧-૧-૨. તથા + ૧-૧-૨.
શ્રીમદ્ભાગવત ૨. ૩. ૧૦. ૧૧.

તેથી તે ભગવાન છે એમ કહી શકાય નહી. અંશ અને અંશી એક પ્રકારના હોય છે, પરંતુ અંશી અંશ કરતાં મોટો છે તે દેખીતું જ છે.

લક્ષ્મીદાસ—ભગવાનના ઉત્તમ ભકત ગોપીજનો છે. તેમણે પણ ભગવાન્ પતિ મળે તે માટે કાત્યાયનીદેવીનું પૂજન કરી વ્રત કર્યું હતું તો પછી ભગવાનની સેવા માટે ધન પ્રાપ્ત કરવા લક્ષ્મીદેવીનું પૂજન કરવામાં દોષ કેમ થાય ?

ગોકુલદાસ—વ્રજકુમારીઓએ ભગવાન પતિ મળે તે માટે વ્રત અને કાત્યાયની દેવીનું પૂજન કર્યું, આ પુષ્ટિનું કાર્ય નથી. તેથી જ શ્રીમદાચાર્યચરણે ભગવત્પીઠિકામાં વ્રજકુમારીઓની ભક્તિને મર્યાદાભક્તિ કહેલી છે. શ્રીગોપીજનવલ્લભથી જુદા દેવી કાત્યાયની દેવીનું તેમણે પૂજન કર્યું. ભલે ભગવાન પતિ મળે તેવા હેતુથી તેમણે આ પૂજન કર્યું, પરંતુ અન્યનું પૂજન કર્યું, એટલે તેમની અનન્યતા ગઇ, તેથી જ તેમની ભક્તિ પુષ્ટિભક્તિ નથી પરંતુ મર્યાદાભક્તિ છે એમ શ્રીમદાચાર્યચરણે સ્પષ્ટ આજ્ઞા કરી છે.

લક્ષ્મીદાસ—પણ વ્રજકુમારીના વ્રત તથા કાત્યાયનીના અર્ચનથી તેમને ભગવાન પતિ મળ્યા એ તો ખરૂં ને ?

ગોકુલદાસ—એ પણ બરાબર નથી. તેમણે જલમાં નગ્નાવસ્થામાં સ્નાન કર્યું તે મર્યાદામાર્ગમાં દોષ છે, કારણ કે નગ્નાવસ્થામાં સ્નાન કરવાનાં પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્રમાં કહેલાં છે. તેથી જ ભગવાને પણ તેમને કહ્યું કે તમે વસ્ત્ર કાઢી નાખી જલમાં પડયાં તેથી દેવીનું અપમાન થયું. આવી રીતે સ્નાન કરવાથી તેમના વ્રતનો ભંગ થયો. તેથી તેમને આ વ્રતનું ફળ મળે નહિ. તેમના વ્રતથી તથા પૂજનથી ભગવાનની પ્રાપ્તિ થાય જ નહિ, પરંતુ ભગવાને પોતે તેમના કર્મની સિદ્ધિ કરવાનો વિચાર કર્યો અને તે માટે પોતે ત્યાં પધાર્યા, પછી તેમને પોતાની પ્રાપ્તિ થાય તે માટે તેમના દૈહિક ભાવ તથા લજ્જાનો ત્યાગ કરાવ્યો, પછી પોતાની આજ્ઞા પ્રમાણે તે વર્ત્યા ત્યારે ભગવાન તેમના પર પ્રસન્ન થયા અને તેમનો સંકલ્પ સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી. દેવનું અપમાન કર્યું હતું તે દોષનો પોતાને નમસ્કાર કરાવી ક્ષય કર્યો અને જે ફલની કામનાથી તેમણે વ્રત કર્યું હતુ તે ફળ તેમને આપવાનું કહ્યું, તેથી તેમનું વ્રત દેવીપૂજનથી ફળ્યું નથી, પરંતુ ભગવાને પોતે જ તેમનો સંકલ્પ સિદ્ધ કર્યો છે.

લક્ષ્મીદાસ—વ્રજકુમારીઓની મર્યાદાભક્તિ હતી તો પછી મર્યાદાનું ઉલ્લંઘન થવા છતાં ભગવાને તેમને કેમ ફળ દાન કર્યું ?

ગોકુલદાસ—ભગવાન્ સ્વતંત્ર છે. કર્તુમકર્તુમન્યથાકર્તુ સમર્થ છે. ભગવાનની ઇચ્છા પ્રમાણે તે સર્વે કરે છે, ભગવાને જ તેમની કામના પૂર્ણ કરી છે એમ ભગવાન "તેમના કર્મની સિદ્ધિ માટે પધાર્યા" એ શ્રીભાગવતના વાકયથી જ સિદ્ધ થાય છે. ભગવાન મર્યાદાને અથવા કાત્યાયનીને આધીન નથી કે તેમનાં વ્રત અથવા પૂજનથી ત્યાં પધારે.

**લક્ષ્મીદાસ**—ગોપકુમારિકાની વાત જવા દો, તે અજ્ઞાત અને વળી નાની વયનાં, તેથી કદાચ ભૂલ પણ થાય, પરંતુ પુખ્ત વયના નંદ, સુનંદ વગેરે ગોપો પણ અંબિકાવનની યાત્રાએ ગયા હતા અને ત્યાં પશુપતિ તથા અંબિકાની પૂજા કરી હતી, જો તેમ કરવાથી અન્યાશ્રય દોષ થતો હોય તો પુખ્ત વયના નંદ વગેરે ગોપો તેમ કેમ કરે ?

**ગોકુલદાસ**—બીજા દેવોની યાત્રાએ જવાથી અનિષ્ટ થાય છે તેજ આ પ્રસંગથી પણ સિદ્ધ થાય છે. નંદ સુનંદ વગેરે ગોપો દર વર્ષે યાત્રાએ જતા ન હતા, પરંતુ એકજ વાર ગયા હતા. તે પણ વસ્તુતઃ કૌતુકથીજ ગયા હતા. યાત્રા કરનાર ધર્મબુદ્ધિથી જ યાત્રા કરે, પરંતુ આ ગોપોમાં ધર્મબુદ્ધિ ન હતી. ધર્મબુદ્ધિ પ્રાસંગિક તો હોય જ, પણ ખરી રીતે તેઓ આ યાત્રાએ માત્ર કૌતુકથી જ ગયા હતા. ધર્મબુદ્ધિથી ગયા ન હતા, તેથી જ તેઓ પગે ચાલીને યાત્રાએ ગયા ન હતા પરંતુ ગાડામાં બેસીને ગયા હતા. ત્યાં તેમણે પશુપતિ તથા અંબિકાનું પૂજન કર્યું, અને બ્રાહ્મણોને ગાય, સુવર્ણ, વસ્ત્ર વગેરેનું દાન કર્યું આ બધું કાંઈ કામનાથી પણ કર્યું ન હતું, પરંતુ દેવ પ્રસન્ન થાય એવી ઇચ્છાથીજ કર્યું. પછી માત્ર જલપાન કરી સરસ્વતીના તીરેજ રાત રહ્યા, આ પ્રમાણે તેમણે સર્વ રીતે ધર્મસંપત્તિ પ્રાપ્ત કરી તેથી તેમનો ભગવદ્ભાવ તિરોહિત થયો અને અને તેથી નંદજી સુતા હતા ત્યાંજ તેમને મોટા બહુ ભુખ્યા અજગરે ગળ્યા. તેમણે આ પ્રમાણે અન્યાશ્રય કર્યો તેથીજ આ સંકટ પ્રાપ્ત થયું. સાપના મુખમાંથી નંદજીને છોડાવવા ગોપોએ ભગવાન પાસે હોવા છતાં તેમને પ્રાર્થના ન કરી, પરંતુ ટાઢ મટાડવા સળગાવેલાં લાકડાંથી સાપને મારવા માંડયો, છતાં સાપે નંદને છોડયા નહિ. છેવટે ભગવાને પધારી પોતાના ચરણારવિંદથી તેનો સ્પર્શ કર્યો ત્યારે એ સંકટમાંથી નંદજી છૂટયા. શ્રીમદાચાર્યચરણે કહ્યું છે કે "ઉદ્ધાર કરેલા ભક્તો પણ જો આવી રીતે બીજાની ઉપાસના કરે તો તેથી દુઃખી થાય છેજ, અને ભગવાનજ તેમને દુઃખમાંથી છોડાવે છે." પછી ગોપોએ પણ પોતાની ભૂલ જોઇ અને અંબિકાવનની યાત્રારૂપી જે કર્મ આરંભ્યું હતું તે ભગવાન શ્રીકૃષ્ણનેજ નિવેદન કર્યું. જો ભગવાનને નિવેદન કર્યું ન હોત તો તેથી બંધનજ થાય. પછી વ્રજ પાછા આવ્યા, અને વ્રજમાંજ સર્વ સિદ્ધ હોવાથી, પછી મનથી પણ બીજે જવાની ઇચ્છા કરી નહિ, તેથી અંબિકાયાત્રામાં પણ અન્યાશ્રય એ દોષજ છે એમજ આ પ્રસંગથી પણ સિદ્ધ થાય છે.

**લક્ષ્મીદાસ**—ભગવાનનાં પટ્ટરાણી રુક્મિણીજીએ પણ ભગવાન પતિ મળે તે માટે કુલદેવી અંબિકાનું પૂજન કર્યું હતું. તે અન્યાશ્રય કરે ખરાં ?

**ગોકુલદાસ**—ભાગવતમાં દશમા સ્કંધ ઉત્તરાર્ધમાં રુક્મિણીના રાક્ષસવિધિના વિવાહના વર્ણનમાં એમ કહેલ છે. આ ભાગ સમાધિભાષા નથી, પણ મતાંતર છે. તેથી આ કથા પ્રમાણ નથી.

લક્ષ્મીદાસ—અરે! ભાગવતમાં કહેલી કથા પ્રમાણ નહિ?

ગોકુલદાસ—શ્રીમદાચાર્યચરણે નિબંધમાં કહેલું છે કે વેદો, શ્રીકૃષ્ણનાં વાક્યો, વ્યાસજીના સૂત્રો અને વ્યાસજીની સમાધિભાષા એ ચાર પ્રમાણ છે. ગીતામાં શ્રીકૃષ્ણનાં વાક્યો પ્રમાણ છે. તેમ ભાગવતમાં સમાધિભાષાજ પ્રમાણ છે. બીજો ભાગ પ્રમાણ નથી.

લક્ષ્મીદાસ—આ રાક્ષસવિવાહ સમાધિભાષા કેમ ન ગણાય?

ગોકુલદાસ—ભાગવતમાં રુક્મિણીના ત્રણ વિવાહનું વર્ણન છે, તેમાં આ રાક્ષસવિવાહ સંબંધી રાજાએ પ્રશ્ન કર્યો તેથીજ વ્યાસજીએ કલ્પાંતરમાં બનેલી હોવા છતાં બીજે સ્થળે શ્રવણ કરેલી આ કથા કહેલી છે. સમાધિભાષા તો માત્ર સ્વયંવરવિવાહજ છે. શ્રીમદાચાર્યચરણે ભાગવત ૧૦-૪૯-૧૯ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં આ સ્પષ્ટ સમજાવેલ છે.

લક્ષ્મીદાસ—કલ્પાંતરમાં પણ રુક્મિણીજીએ અંબિકાનું પૂજન તો કરેલું ને?

ગોકુલદાસ—મેં ઉપર કહ્યું કે આ કથા પ્રમાણજ નથી. તામસ કલ્પની આ કથા છે. છતાં આ કથાનો વિચાર કરો. રુક્મિણીજીજ ભગવાનને સંદેશ કહેવરાવે છે તેમાં કહે છે કે ઉમાપતિ શંકર પણ પોતાનો તમોગુણ દૂર કરવાના હેતુથી ભગવાનનાં ચરણકમળની રજથી સ્નાન કરવા ઇચ્છે છે, પણ કેવળ રજ પ્રાપ્ત થતી નહિ હોવાથી રજવાળાં ચરણોદક (ગંગાજી) થી સ્નાન કરે છે. આવા શંકરને ઉમાએ પોતાના પતિ પસંદ કરેલ છે (૧૦-૫૦-૪૩ શ્રીસુબોધિનીજી સહ) આવા જ્ઞાનવાળાં રુક્મિણીજી ઉમાનું પૂજન કરે ખરાં?

લક્ષ્મીદાસ—પણ રુક્મિણીએ પૂજન કર્યું ખરું ને?

ગોકુલદાસ—આચાર્યશ્રીએ કહ્યું છે "लौकिकत्वं कापट्यात्तु नान्यथा" એ પ્રમાણે લોકમાં તેમ દર્શાવ્યું, પણ પોતાનો ઇચ્છેલો અર્થ જૂદોજ હતો. લૌકિક રીત પ્રમાણે કુલદેવીયાત્રા કરવી પડે તેથી ભવાનીના પાદપલ્લવના દર્શન કરવા પગે ચાલી રુક્મિણી ગયાં, પણ તે તો મુકુંદનાજ ચરણકમલનું સારી રીતે ધ્યાન ધરતાં હતાં. ભગવાન પણ મર્યાદાને સાચવવા માટે પૂજન પછીજ તેમનું હરણ કરીશ એમ વિચારી પ્રથમ શાંત રહ્યા. રુક્મિણી મંદિરમાં જઇ ભગવદિચ્છાથી જે મંત્ર તેમને સ્ફુરે છે તે કહે છે કે (૧૦-૫૦-૪૬) તેમાં કહે છે કે "અંબિકે! તમારા સંતાનસહિત તમને (અને) શિવને નમીશ. ભગવાન કૃષ્ણ મારા પતિ થાઓ. ભગવાન કૃષ્ણ આ મંજુર રાખો." ભગવાન કૃષ્ણ પ્રસન્ન રહો, કોપ ન કરો, અન્ય દેવતાને નમસ્કાર કરું તે અનુચિત થાય, તે મનમાં ન આણો; પણ મારા પર પ્રસન્ન રહો. લોકમાં આનો એવો અર્થ જણાવ્યો છે કે "મને પતિ મળો, ભગવાન કૃષ્ણ તે મંજુર રાખો" ભગવાન શ્રીકૃષ્ણનું અનુમોદન સર્વત્ર ઇચ્છેલું છે. લોકને દેખાડવાજ આ પૂજન કરેલું છે,

વસ્તુતઃ ભગવાનનાજ ચરણકમળનું ધ્યાન કરેલું છે. અને આ સર્વ પણ મતાંતર છે, સમાધિભાષા નથી તે પ્રથમ કહેલું છે.

**લક્ષ્મીદાસ**—ઠીક, સત્રાજીતના ભાઇ પ્રસેનને મારી નાંખી તેની પાસેથી સ્યમંતક મણિ સિંહ લઈ ગએલ, અને તે સિંહને મારી નાખી જાંબૂવાન તેની પાસેથી મણિ લઈ ગયો હતો. આ મણિની તપાસ કરતાં ભગવાન જાંબૂવાનની ગુફામાં પધાર્યા. પોતાની સાથેના નાગરિકોને બહાર રાખી જાંબૂવાનની ગુફામાં પધાર્યા. બાર દિવસ ભગવાનની રાહ જોઇ, આ નાગરિકો પાછા દ્વારકા ગયા ત્યારે તેમની પાસેથી ભગવાન ગુફામાં આટલો બધો સમય પહેલાં પધારેલા તે હજી પાછા બહાર પધાર્યા નથી એમ સાંભળી દેવકીજી, રુકિમણીજી, વસુદેવ અને બીજાઓએ શોક કર્યો અને ભગવાનની પ્રાપ્તિ થાય તે માટે મહામાયા દુર્ગાની પૂજા કરવામાં આવી, દુર્ગાની પૂજામાં અન્યાશ્રય થતો હોય તો આ બધા શા માટે તેમ કરે ?

**ગોકુલદાસ**—ભગવાન્ ગુફામાં પ્રવેશ કર્યા પછી બાર દિવસ સુધી પાછા પધાર્યા નથી એ સાંભળી દેવકીજી, રુકિમણી, વસુદેવ અને ભગવાનના સગા સંબંધીઓએ શોક કર્યો. ભગવાને ભક્તના હિત માટેજ અવતાર લીધો છે. તેમણે ગુફામાં આ પ્રમાણે વિલંબ કેમ કર્યો એ વિચારે તેમણે શોક કર્યો. શોક કરવાનું કારણ કે તેઓ વસ્તુના તત્ત્વને જાણતાં ન હતાં. વસ્તુતત્ત્વને જાણતા હોય તો ભગવાન જે કરે તે સારા માટેજ કરે છે એમ જાણી શોક કરેજ નહિ. તેમાં પણ સ્ત્રીઓને અવિવેક બહુજ હોય છે, અને તેમાં પણ માતાનો સ્નેહ અધિક છે. તેથી શોક કરવામાં પ્રથમ દેવકી, પછી રુકિમણી ને પછી વસુદેવના નામ આપ્યાં છે.

**લક્ષ્મીદાસ**—પણ તેમણે મહામાયા દુર્ગાનું પૂજન કર્યું અને દુર્ગાના પૂજનથી ભગવાન ગુફામાંથી પાછા પધાર્યા અને તેમને પૂજનનું ફળ મળ્યું.

**ગોકુલદાસ**—એ પણ બરોબર નથી. દેવકી, રુકમણી, વસુદેવ અને ભગવાનનાં સગાં સંબંધીઓએ તો ઉપર જણાવ્યું તેમ ભગવાને ગુફામાં વિલંબ કર્યો તેથી માત્ર શોકજ કર્યો છે. તેમણે દુર્ગાનું પૂજન કર્યું એમ ગ્રંથમાં નથી, પણ ભગવાન બહાર પધાર્યા નથી એમ સાંભળી દ્વારકાના ( સામાન્ય ) લોકોએજ મહામાયા દુર્ગાનું ભગવાનની પ્રાપ્તિ થાય તે માટે પૂજન કર્યું એમજ મૂળ ગ્રંથમાં છે.

**લક્ષ્મીદાસ**—ભલે તેમ હો. દ્વારકાના લોકોએ ભગવાનની પ્રાપ્તિ માટે તેનું પૂજન કર્યું અને તેથી ભગવાન ગુફામાંથી પાછા પધાર્યા અને દુર્ગાનું પૂજન ફળ્યું.

**ગોકુલદાસ**—દુર્ગાનું પૂજન ફળ્યું એ પણ બરોબર નથી. ભગવાને ગુફામાં પ્રવેશ કર્યા પછી બાર દિવસે દ્વારકાના લોકોએ વ્રત આદર્યું. આ વ્રત અર્ધમાસ કર્યું એટલામાંજ ભગવાન પોતેજ જાંબૂવતી સહિત પધાર્યા. ભગવાનને પાછા પધારવામાં દુર્ગાની આશિષની અપેક્ષા ન હતી. શ્રીમદાચાર્યચરણ શ્રીસુબોધિનીમાં

અહિં " प्रत्यादिग्राशिषा स वः " પાઠ હેવાનો બોધ કરે છે. તેથી પણ એમજ સિદ્ધ થાય છે શુકદેવ રાજાને કહે છે કે " वः " તમારા ભક્તોના " सः " પ્રસિદ્ધ કાર્ય કરનાર ભગવાન પોતાનો અર્થ સિદ્ધ કરી " प्रत्यादिग्राशिषा " એટલે દુર્ગાદેવીના આશીર્વાદનો તિરસ્કાર કરી, પોતાનો અર્થ સિદ્ધ કરી એટલે સ્યમંતક મણિ લઇ, પત્ની જાંબૂવતી સાથે પધાર્યા. દેવીની આશિષની જરૂર હોત તો અર્ધમાસજ મત કર્યું, તેટલામાં કેમ પધારત ? મત પુરે થયા પછીજ પધારત.

લક્ષ્મીદાસ—ત્યારે ભગવાન ગુફામાં પધાર્યા પછી તરતજ મણિ લઈ પાછા કેમ ન પધાર્યા ?

ગોકુલદાસ—ભગવાન વસ્તુતઃ ગુફામાં મણિ લેવા પધાર્યા ન હતા, કારણ કે મણિ તો બીજાનો ઉચ્છિષ્ટ હતો. જેમ કાલિંદીને નિર્વિષ કરવા ભગવાન કાલીયના હૃદમાં પધાર્યા હતા તેમ કન્યારત્નનું ગ્રહણ કરવાજ જાંબૂવાનની ગુફામાં પધાર્યા હતા. મણિ ઉચ્છિષ્ટ હોવાથીજ સત્રાજીતે તે આપવા માંડ્યો ત્યારે પણ ભગવાને લીધો નહિ. ભગવાનના રાજસ ભક્ત યાદવોનો પોતાનામાં કેવો ભાવ છે તેની પરીક્ષા કરવાજ ભગવાન ગુફામાંથી લાંબા સમય સુધી પાછા પધાર્યો ન હતા.

લક્ષ્મીદાસ—ત્યારે દ્વારકાના લોકોએ દુર્ગાનું પૂજન કેમ કર્યુ ?

ગોકુલદાસ—ભગવાન પ્રકટ થવામાં પ્રતિબંધ કરનારી માયા છે. માયા જેટલામાંથી દૂર થાય તેટલામાં ભગવાન પ્રકટ થાય છે. વળી ભગવાને દેવકીજીના સાતમા ગર્ભને દેવકીજીમાંથી લઇ રોહિણીમાં સ્થાપવા યોગમાયાને આજ્ઞા કરી ત્યારે તેણે વરદાન આપ્યું હતું કે " મનુષ્યો તારૂં પૂજન કરશે. " ભગવાને તેને વરદાન આપેલું તે ભગવાન અવશ્ય સત્ય કરાવેજ. તેથી તેઓએ દુર્ગાની પૂજા કરી. અહિં અન્યદેવનું ભજન કરવાની ઇચ્છા નથી, પરંતુ ભગવાનનો પ્રાદુર્ભાવ થાય તે માટેજ તેમણે દુર્ગાનું પૂજન કરેલું છે.

લક્ષ્મીદાસ—અહો ! ભગવાનેજ દેવીને વરદાન આપેલું છે કે મનુષ્યો તારૂં પૂજન કરશે, તો પછીજ ભગવાનની આજ્ઞાનુસાર તેનું પૂજન કરવામાં અન્યાશ્રય દોષ કેમ સંભવે ?

ગોકુલદાસ—ભગવાને તેને એવું વરદાન આપ્યું છે કે " સર્વકામવરેશ્વરી એવી તારૂં મનુષ્યો પૂજન કરશે. " જીવો ત્રણ પ્રકારના છે. દૈવ, આસુર અને મનુષ્ય. દૈવી જીવો એટલે દેવાંશ જીવો તો માત્ર ભગવાનનાજ સેવક છે તે અનન્ય હોવાથી દેવીનું પૂજન કરશે નહિ. આસુર અથવા દૈત્યાંશ જીવો તો કોઇનું પૂજન કરતાજ નથી, તેથી તેઓ પણ દેવીનું પૂજન કરશે નહિ. માનુષ સ્વભાવના જીવો તારૂં (દેવીનું) પૂજન કરશે. તેમાં પૂજનનો હેતુ ફલ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે. તું (દેવી) સર્વ કામના અને વરદાન આપવા શક્તિવાળી હોવાથી એવી કામના તથા વર પ્રાપ્ત કરવાના હેતુથી માનુષ સ્વભાવના જીવોજ તારૂં પૂજન કરશે, એમ ભગવાને તેને વરદાન આપ્યું છે, પણ દેવાંશ અને દૈત્યાંશ જીવોએ તેનું પૂજન કરવાનું નથી. તેથી આપણે પુષ્ટિમાર્ગીય જીવોએ દેવીનું પૂજન કરવું યોગ્ય નથીજ, નથીજ.

# પુષ્ટિમાર્ગમાં શિવજીનું સ્થાન.

કલ્યાણના શિવાંકમાં ગોસ્વામી શ્રીકૃષ્ણજીવનજી મહારાજ તથા પંડિત રમાનાથ શાસ્ત્રીએ શિવજીનું પુષ્ટિમાર્ગમાં કયાં સ્થાન છે તે વિષે પોતાનો અભિપ્રાય જણાવનાર લેખો લખ્યા છે. આ લેખમાં તેમણે દર્શાવેલ અભિપ્રાયો પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ હોવાથી તે લેખોથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો ઉંધે રસ્તે ન દોરાય તેવા હેતુથી તેમના લેખની સમીક્ષા કરવામાં આવે છે.

શ્રીકૃષ્ણજીવનજી મહારાજ આરંભમાં શ્રીમદ્‌ભાગવતના ચતુર્થ સ્કંધના પ્રથમ અધ્યાયમાં અત્રિએ શંકર બ્રહ્મા તથા વિષ્ણુની સ્તુતિ કરી તે પ્રસંગ પર આધાર રાખી, અહિં શિવને ભગવાનના તમોગુણના અવતાર કહેલ છે, અને તે પણ પ્રાકૃત તમોગુણના નહિ, પરંતુ ભગવદીય તમોગુણના અવતાર છે, તેથી ઇશ્વર છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કરે છે; પરંતુ આ તેમનું કહેવું યથાર્થ નથી. શ્રીમદ્‌ભાગવતમાં ભગવાનની દશ લીલાનું નિરૂપણ કરેલું છે તેમાં આ ચતુર્થ સ્કંધ વિસર્ગલીલાનું નિરૂપણ કરે છે. વિસર્ગનું લક્ષણ શ્રીમદાચાર્યચરણે શ્રીભાગવતાર્થપ્રકરણમાં ચતુર્થ સ્કંધના બીજા શ્લોકમાં આપેલું છે. આ સ્કંધમાં વસુ, રુદ્ર અને આદિત્યોનું નિરૂપણ કરેલું છે તે સર્વ દેવો છે એમ આ શ્લોક પરના પ્રકાશમાંજ શ્રીમદાચાર્યચરણ કહે છે. આ સ્કંધમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પ્રકરણો છે. તે પૈકી ગો. શ્રીકૃષ્ણજીવનજી જે સ્તુતિનો આધાર આપે છે તે પ્રથમ ધર્મપ્રકરણમાં છે. આ ધર્મપ્રકરણ કર્મમાર્ગનું નિરૂપક છે અને કર્મમાર્ગમાં તો સર્વ દેવો સરખાજ છે. કર્મમાર્ગીયને ભગવાન શ્રીકૃષ્ણ અથવા પરબ્રહ્મ પણ એક સાધારણ દેવજ ભાસે છે. (જુઓ શ્રીભાગવતાર્થ પ્રકરણ સ્કંધ ૪ શ્લોક ૧૯ પરનો પ્રકાશ). તેથી કર્મમાર્ગમાં રુદ્રને ઇશ્વરતુલ્ય ગણે છે, તેથી પુષ્ટિમાર્ગીય ભક્તોને તે પરમ આદરણીય અથવા નમન કરવા યોગ્ય છે એમ સિદ્ધ થતું નથી. વળી આ સ્તુતિ બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ ત્રણેની સમાન છે. કર્મમાર્ગ રૂપી ખંડમતમાં ત્રણે સમાન છે. આ ખંડમતમાં વિષ્ણુ પણ બીજા બેની સમાન છે. મુખ્ય સિદ્ધાંત પ્રમાણે વિષ્ણુ ભગવાનનો અવતાર છે. આ વિષ્ણુ પણ ઇશ્વર નથી, પણ ખંડમતમાંજ તે ઇશ્વર ગણાય છે. (સ્કંધ ૪ શ્લોક ૨૩ પર પ્રકાશ.) તેથી આ સ્તુતિથી શિવ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને પરમઆદરણીય અથવા નમન કરવા યોગ્ય સિદ્ધ થતા નથી.

વળી અહીં માયાગુણથી વિશ્વના લયમાટે શિવે દેહ ધારણ કરેલ છે એમ કહે છે તે ગુણ પ્રાકૃત નહિ પણ ભગવદાત્મક તમોગુણ છે એમ ગો. શ્રીકૃષ્ણજીવનજી કહે છે, અને તે સિદ્ધ કરવા દ્વિતીય સ્કંધ પાંચમા અધ્યાયના શ્લોક ૧૮ પરના શ્રીસુબોધિનીજી ઉપર આધાર રાખે છે. અહીં પણ શ્રીસુબોધિનીજીમાંથી થોડાજ ભાગનું અવતરણ કરે છે. આગળ તેજ સ્થળે શ્રીમદાચાર્યચરણ કહે છેઃ—

" एषा हि माया जगत्कर्त्री, न तु व्यामोहिका । तदाह विभेरिति । समर्थस्य जगत्कर्तुरित्यर्थः । सा हि तच्छक्तिः सर्वरूपभगवत्संघातसर्वप्रतिकृतिरूपा । सा जगत्कार्ये करणरूपा । अतः करणांशस्य तदीयत्वात्करणरूपेणैव निर्गता गुणा इति माययैव गृहीताः । ते मायावशे तिष्ठन्ति तत्पुत्रा इव । अतो य एव भगवदंशो जीवस्तस्यां रन्तुमिच्छति तत्कार्ये वा तं ते गुणा बध्नंति ॥

જે માયાથી ભગવાન આ ગુણોનું ગ્રહણ કરે છે, તે જગત્ રચનારી છે. જગત્ રચવામાં માયા એ કરણ છે. ગુણો માયાનેજ વશ રહે છે તે માયાના પુત્રો હોય તે પ્રમાણે તે માયાને વશ રહે છે. તેથી ભગવાનનો અંશ જે જીવ માયામાં અથવા તેના કાર્યમાં રમણ કરવાની ઈચ્છા કરે છે તે જીવનો તે ગુણો બંધ કરે છે." આ જીવોને બંધન કરાવનાર ગુણો ભગવદાત્મક છે તો તેનાથી ભિન્ન પ્રાકૃત ગુણો કયા, અને તેઓનું શું કાર્ય ? તે ગો. શ્રીકૃષ્ણજીવનજી દર્શાવશે ?

શ્રીકૃષ્ણજીવનજી પછી શ્રીમદ્ભાગવત ૫-૧૭-૧૬ શ્લોકનું અનુસંધાન કરી, અહીં શિવને ભગવાન્ કહેલા છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કરે છે, અને પ્રમેયરત્નાર્ણવના લેખક બાલકૃષ્ણ ભટ્ટનો આધાર લે છે. વસ્તુતઃ પુષ્ટિમાર્ગમાં 'શિવ' સાથે કાંઈ સંબંધ હોવાનું આ શ્લોકથી સિદ્ધ થતુંજ નથી, કારણ કે પંચમ સ્કંધમાં ભગવાનની 'સ્થાનલીલા' નું વર્ણન કરેલું છે. આ ભગવાનની મર્યાદારૂપજ લીલા છે. (પંચમસ્કંધ નિબંધ શ્લોક ૨. પ્રકાશસહિત). તેથી પુષ્ટિમાર્ગ સાથે આ સ્કંધને કાંઈ સંબંધજ નથી. શ્રીમદ્ભાગવતમાં આ સ્થળે નવખંડમાં ભગવાનના જુદા જુદા અવતારની પૂજા કેવી રીતે થાય છે તે દર્શાવ્યું છે અને જુદા જુદા અવતારનો અને તે તે અવતારના ભક્તોનો નિર્ણય કરેલો છે. આ સ્કંધ મર્યાદામાર્ગીય છે, અને મર્યાદામાર્ગ સગુણ અવતાર અને તેના ભક્તોનો અહીં નિર્ણય કરેલો છે. ભગવાન સર્વત્ર ગુણાતીતજ છે, પરંતુ અધિષ્ઠાન સગુણ હોય ત્યાં અવતાર પણ સગુણ કહેવાય છે. પુષ્ટિમાર્ગીય ભક્તો તો અધિષ્ઠાનરૂપ અંતરાય વિનાના સાક્ષાત પ્રકટ શ્રીકૃષ્ણસ્વરૂપમાંજ પ્રીતિવાળા હોય છે. તેમનું અહીં નિરૂપણ કરેલું નથી. (પંચમ સ્કંધ નિબંધ ૮૩-૮૪ પ્રકાશસહિત) નવખંડ પૈકી ઇલાવૃત્ત ખંડમાં આ પ્રમાણે શિવનું પૂજન થાય છે. આ નવે ખંડમાં ભગવાન નારાયણ પોતાના જુદા જુદા વ્યૂહથી તે તે વ્યૂહોના ભક્તો પર અનુગ્રહ કરવા રહેલા છે. તેથી શિવ ઇલાવૃત્ત ખંડમાં રહેલ નારાયણવ્યૂહજ છે અને પુષ્ટિમાર્ગીય ભક્તોને તેમની સાથે સંબંધ નથી એવોજ શ્રીમદાચાર્યચરણનો મત સ્પષ્ટ છે.

ગો. શ્રીકૃષ્ણજીવનજી આગળ શ્રીમદ્ભાગવત ૩-૧૨-૮ નો આધાર આપી, અહીં 'ભવ' ને ભગવાન કહેલા હોવાથી તે ઇશ્વરજ છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કરે છે. પૂર્વાપરસંબંધ જોયા વિના માત્ર એકાદ શબ્દ અથવા વાક્ય ઉપરથીજ નિર્ણય કરી લેવાથી આવી ભૂલ થાય છે. શ્રીમદ્ભાગવતમાં આ અધ્યાયમાં

બ્રહ્માએ રચેલી સૃષ્ટિનું નિરૂપણું કરેલું છે, અહીં જીવસર્ગનું નિરૂપણ કરેલું છે. તે મુક્તજીવ અને અમુક્ત અથવા બદ્ધ જીવ, એ બે પ્રકારના છે. મુક્તજીવો ભગવાનની ઇચ્છાને અધીન હોવાથી, જ્યારે ભગવાન સૃષ્ટિ રચવા ઇચ્છે છે ત્યારે પોતાની લીલા સિદ્ધ કરવા મુક્તજીવોને પ્રેરણા કરે છે. તેથી ભગવાનની ઇચ્છાને વશ થઈ તેઓ સૃષ્ટિના કારણરૂપ થાય છે. મુક્તજીવો પણ લોકાતીત અને લૌકિક એમ બે પ્રકારના છે. લોકાતીત જીવોની ઉત્પત્તિ કઠિન છે તેથી તેમને વ્યામોહ કરવાં અવિદ્યાની પ્રથમ ઉત્પત્તિ કરે છે. આ અવિદ્યા આધિદૈવિકી અભિમાની દેવતારૂપ છે. પ્રથમ તે બ્રહ્માનેજ મોહ કરે છે એટલે તે શ્રીકૃષ્ણનું ધ્યાન ધરે છે. પછી લોકાતીત સનકાદિ ઉત્પન્ન થાય છે. તે સૃષ્ટિ રચવા ના પાડે છે, તેથી બ્રહ્માને ક્રોધ થાય છે. આ આધિદૈવિક ક્રોધ છે પણ તેને આધ્યાત્મિક માની બ્રહ્મા રોકવા પ્રયાસ કરે છે. ક્રોધમાં પણ તે શ્રીકૃષ્ણનું ધ્યાન ધરે છે તેથી શ્રીકૃષ્ણનો અંશ તેમાં પ્રવેશ કરે છે. ધ્યાનયુક્ત ક્રોધમાં શ્રીકૃષ્ણાવતાર પ્રવેશ કરે છે તેથી ક્રોધથી બ્રહ્મા અને સનકાદિ બચી જાય છે. આ ક્રોધ એ નીલલોહિત કુમાર રુદ્ર તે દેવોમાં પૂર્વજ છે ( તૃતીય સ્કંધ નિબંધ ૯૪ થી ૧૦૦ ) અહીં " ભગવાન્ " પદ યોજ્યું છે તેથી રુદ્ર સાક્ષાત્ ભગવાન છે એમ સિદ્ધ થતું નથી, કારણ કે આ મુક્ત જીવોની ઉત્પત્તિનું પ્રકરણ છે તેમાં રુદ્રની ઉત્પત્તિ થાય છે. તે બ્રહ્માની ભ્રમરો વચ્ચેથી ઉત્પન્ન થાય છે. શ્રીકૃષ્ણના અંશના પ્રવેશથીજ તેની ઉત્પત્તિ થઈ છે તેથી તે સાક્ષાત ભગવાન છે એમ નજ કહેવાય. પણ રુદ્રમાં ભગવાનનો આવેશ હોવાથી અહિં ' ભગવાન ' પદ યોજેલું છે. તેથીજ ભગવાનના આવેશવાળામાં બ્રહ્મા, રુદ્ર, શેષ વગેરે ગણેલા છે. ( પ્રથમ સ્કંધ નિબંધ ૫૪. )

ગો. શ્રીકૃષ્ણજીવનજી પણ આ લેખમાં શિવને દેવતાંતર ગણે છે, અને તેમનાં વ્રત વૈષ્ણવોએ કરવા યોગ્ય નથી એમ કહે છે, તેટલી સંતોષની વાત છે. શ્રીકૃષ્ણમાં અને શિવમાં તેમની માન્યતા પ્રમાણે પણ ભેદ તો છેજ. ' શિવ ' શ્રીકૃષ્ણ નથી, પરંતુ બીજા દેવ છે અને તેમનું વ્રત વૈષ્ણવોએ કરવાનું નથી એમ પણ તેઓ કહે છે.

**વૈષ્ણવોએ ' શિવ ' અથવા બીજા કોઈ દેવનો અથવા કોઈ પ્રાણીનો પણ દ્વેષ કરવો યોગ્ય નથી, પરંતુ શિવ વૈષ્ણવોને પરમ આદરણીય અને પ્રણમ્ય છે એ સિદ્ધાંત પુષ્ટિમાર્ગનો નથી.** શિવ દેવતાંતર છે એમ તો ગો. શ્રીકૃષ્ણવિજયજી પણ કહે છે—

વિવેકધૈર્યાશ્રયમાં શ્રીમદાચાર્યચરણે બીજા દેવોના મંદિરે જવાનો, તેમનું ભજન કરવાનો, અને તેમની પ્રાર્થના કરવાનો નિષેધ કર્યો છે. શ્રીકૃષ્ણાશ્રયમાં પણ સર્વ દેવોને પ્રાકૃત કહેલા છે. અક્ષરબ્રહ્મ ગણિતાનંદવાળું છે તેથી શ્રીકૃષ્ણજ પૂર્ણ આનંદવાળા છે તેથી શ્રીકૃષ્ણજ પોતાની ગતિ થાઓ એમ બોધ કરે છે. પંચપદ્યમાં પણ જે અન્ય દેવોમાં આસક્ત હોય તેઓને અધમ કહેલા છે અને

અનન્યમનવાળાને ઉત્તમ ગણેલા છે. શ્રુતિગીતામાં પણ " મુક્તિ ઇચ્છનારે કાલથી આરંભી તૃણપર્યન્ત " કોઇની સેવા કરવી નહિ એવો બોધ કરે છે. આમાં શિવ બ્રહ્મા સર્વનો સમાવેશ થઇ જાય છે. એમ શ્રીભગવત્પીઠિકાથી સિદ્ધ થાય છે. જીવોમાં ભગવાન છે, પણ તે સંછન્ન છે, તેથી તેમાં રહેલ ભગવાનનું ભજન ન કરવું એવી અહીં શ્રીમદાચાર્યચરણની સ્પષ્ટ આજ્ઞા છે. તેથી ગો. શ્રીકૃષ્ણજીવનજીનો મત શ્રીમદાચાર્યચરણના મત પ્રમાણે નથી, અને વૈષ્ણવોએ તે ધ્યાનમાં લેવો જોઇએ નહિ.

દેવર્ષિ પંડિત રમાનાથ શાસ્ત્રીનો લેખ તદ્દન પૂર્વાપરસંબંધરહિત છે. " શ્રીવલ્લભાચાર્યના હૃદયમાં શિવનું સ્થાન. " વિષય પર તેમણે લેખ લખ્યો છે, પરંતુ વાક્પતિ શ્રીવલ્લભાચાર્યજીની વાણીનું રહસ્ય તે જરા પણ સમજ્યા નથી એમ એમના લેખથી સ્પષ્ટ થાય છે. તે લખે છે કે— શ્રીવલ્લભાચાર્યે પોતાના પરોક્ષ પરતંત્ર ગ્રંથમાં શિવજીને સર્વોત્તમ સ્થાન આપેલું છે અને તે ઉક્તિના સમર્થનમાં બાલબોધ શ્લોક ૧૨ થી ૧૬ યોજે છે. અહીં હિંદી ભાષાંતરમાં તે કહે છે કે " ब्रह्मा विष्णु और शिव ये तीन देवता निर्गुण हैं. " શ્રીમદાચાર્યચરણે બાલબોધમાં અથવા બીજે કોઇ સ્થલે આમ કહેલ નથી. શિવભક્તિપ્રતિપાદક શાસ્ત્રોમાં શિવને અને વિષ્ણુભક્તિપ્રતિપાદક શાસ્ત્રોમાં વિષ્ણુને નિર્દોષ અને પૂર્ણગુણવાળા કહેલા છે એમજ શ્રીમદાચાર્યચરણ કહે છે. શ્રીમદાચાર્યચરણનો અભિપ્રાય એવો છે કે એ પ્રમાણે જુદા જુદા શાસ્ત્રોમાં તેમને બ્રહ્મ તરીકે તે તે જીવોની ભક્તિમાં પ્રવૃત્તિ કરાવવા વર્ણવ્યા છે, પરંતુ વસ્તુતઃ તેઓ તેવા નથી. નિર્દોષ અને પૂર્ણ ગુણવાળા તો ભગવાન શ્રીકૃષ્ણજ છે. ( જુઓ બાલબોધ પરનો શ્રીદેવકીનંદનજીનો પ્રકાશ ) વળી અહિં સામાન્ય રીતે મોક્ષ વિષ્ણુથી અને ભોગ શિવથી પ્રાપ્ત થાય છે એમ જણાવી શ્રીમદાચાર્યચરણે શિવથી વિષ્ણુનું પણ આધિક્ય દર્શાવ્યું છે છતાં દેવર્ષિ શિવજીને સર્વોત્તમ સ્થાન આપ્યાનું શા કારણથી કહે છે તે તેમણે જણાવવું રહ્યું.

બાલબોધ પછી દેવર્ષિ સિદ્ધાન્તમુક્તાવલિ શ્લોક ૧૦ નો આધાર લે છે, અને અહીં પણ બ્રહ્મા વિષ્ણુ અને શિવને નિર્ગુણ બ્રહ્મ કહ્યા છે એમ કહે છે. અહિં પણ શ્રીમદાચાર્યચરણે તેમને નિર્ગુણ બ્રહ્મ કહ્યાજ નથી. પરંતુ તેમણે એવો બોધ કરેલો છે કે પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણજ છે. અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદાત્મક છે. તે બે પ્રકારનું છે. એક સર્વ જગતરૂપ થાય છે અને બીજું તેથી જુદું જ્ઞાનીઓનું ઉપાસ્ય તેઓની મુક્તિનું સ્થાન અને પુરુષોત્તમના અધિષ્ઠાનરૂપ છે. ( શ્લોક ૩ ). આ સંબંધમાં શ્રીમદાચાર્યચરણ ગંગાનું દૃષ્ટાંત આપે છે. ગંગાના ત્રણ રૂપ છે (૧) આધિભૌતિક જલરૂપ, જે વૃષ્ટિ થતાં વૃદ્ધિ પામે છે અને તાપથી ઘટે છે અને સર્વવ્યવહારયોગ્ય છે. (૨) આધ્યાત્મિક તીર્થરૂપ મર્યાદામાર્ગીય વિધિથી સ્નાન પૂજા વગેરે કરવાથી આ રૂપ તેને ફલ આપે છે. (૩). આધિદૈવિક દેવતારૂપ ગંગા, જેનું દર્શન ભક્તિથીજ કોઇને થાય છે. પણ સર્વને થતું નથી ગંગા દેવતા

જેવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. તીર્થરૂપ ગંગા જેવું પુરુષોત્તમના અધિષ્ઠાનરૂપ અક્ષર છે અને જળરૂપ ગંગા જેવું જગતરૂપ અક્ષર છે. (શ્લોક ૫ થી ૯). હવે અક્ષર જગતરૂપ થાય છે તે જગત પણ ત્રણ પ્રકારનું છે. કારણ કે ત્રિગુણાત્મક છે તે રજ; સત્વ અને તમઃ ગુણોથી બને છે. આ જગતમાં રહેલ ત્રણ ગુણોને નિયમમાં રાખનાર બ્રહ્મા વિષ્ણુ અને શિવ ત્રણ દેવો ભગવાને મુકરર કરેલા છે. (શ્લોક ૧૦) હવે શિવને આ ગ્રંથમાં કેવી રીતે સર્વોત્તમસ્થાન આપ્યું છે એ દેવર્ષિએ દર્શાવવું રહ્યું.

આગળ દેવર્ષિ પત્રાવલંબન શ્લોક ૩૮ નો આધાર લે છે. પત્રાવલંબન ગ્રંથ શ્રીમદાચાર્યચરણે માયાવાદનું નિરીક્ષણ કરવા અને બ્રહ્મવાદનું સ્થાપન જાહેર રીતે કરવા લખેલો છે. તેમાં તેઓશ્રી લખે છે કે શ્રીકૃષ્ણના પ્રસાદથી મેં માયાવાદનું નિરાકરણ કરેલું છે તે બાબતમાં મહાદેવ સાક્ષી હો. (શ્લોક ૩૬). જે વાદનું નિરાકરણ કરવામાં આવે તે વાદના અનુયાયીઓના ઇષ્ટદેવનીજ તેમાં સાક્ષી હોય તો નિરાકરણ સંપૂર્ણ ગણાય તેમાં સંશય રહેજ નહિ. તેથીજ અહીં શ્રીમદાચાર્યચરણે મહાદેવની સાક્ષી આપી છે. તેવીજ રીતે તેઓશ્રી કહે છે કે "સર્વવેદાંતગોચર બ્રહ્મવાદનું મેં સ્થાપન કરેલું છે તેથી ત્રિલોકીના ઇશ કાશીપતિ મહાદેવ પ્રસન્ન થાઓ," બ્રહ્મવાદના સ્થાપનથી મહાદેવ પ્રસન્ન થાય છે તે વાદ માયાવાદથી ઘણો ઉંચો ઉત્તમ હોવો જોઇએ. અહીં શ્રીમદાચાર્યચરણે દેવર્ષિ લખે છે તેમ "મારા ઉપર (मेरे उपर) મહાદેવ પ્રસન્ન હો એમ લખેલજ નથી, પરંતુ બ્રહ્મવાદના સ્થાપનથી તે પ્રસન્ન થાઓ એમજ લખેલ છે. "मेरे उपर" શબ્દો કયા શબ્દોનું ભાષાંતર કર્યું એ દેવર્ષિ દર્શાવશે કે ?

ત્યાર પછી દેવર્ષિ શ્રીમદ્ભાગવત ૧-૨-૨૩ તથા ૧-૨-૨૬ ઉપરનાં શ્રીસુબોધિનીજીનો ઉલ્લેખ કરી એમ સિદ્ધ કરવા પ્રયાસ કરે છે કે પુષ્ટિમાર્ગમાં શિવનું અથવા વિષ્ણુનું હરકોઈ ભજન કરવામાં આવે તેમાં કાંઈ દોષ નથી. પૂર્વાપર સંબંધ જોયા વિના માત્ર એકાદ વાક્ય ક્યાંકથી લઇ તેનો અર્થ કરવાથી અર્થનો અનર્થ થાય છે તેનું આ સચોટ સુન્દર દૃષ્ટાંત છે. આ સ્થલે શ્રીમદાચાર્યચરણનો શું આદેશ છે તે જાણવા પૂર્વાપર સંબંધ જોવાની આવશ્યકતા છે. તેઓશ્રી પોતેજ કહે છે કે કટકે કટકે (ખંડશઃ) અર્થ કરવાથી વાક્યાર્થ કૃત્રિમ (બનાવટી) થાય છે તેથી તેમ કરવું નહિ. શાસ્ત્રાર્થ, સ્કંધાર્થ, પ્રકરણાર્થ, અધ્યાયાર્થ, વાક્યાર્થ, પદાર્થ અને અક્ષરાર્થ આ પ્રકારે ભાગવતનો અર્થ એકસરખો (વિરોધ વિનાનો) જે જાણે તેને મુક્તિ મળે છે. (પ્રથમ સ્કંધ નિબંધ શ્લો. ૨). તેથી ખંડશઃ અર્થ નહિ કરતાં આ શ્લોકો કયા પ્રકરણમાં આવેલ છે તેની સંગતિ પ્રથમ જોવી જોઇએ.

શ્રીમદ્ભાગવત ભગવદ્રૂપજ છે. તેના પ્રથમ સ્કંધમાં અધિકારનું, બીજામાં સાધનનું અને બાકીના દશ સ્કન્ધમાં ભગવાનની દશ લીલાનું-નિરૂપણ કરેલું છે.

( પ્રથમ સ્કંધ, નિબંધ શ્લો. ૩-૪ ). પ્રથમ સ્કંધમાં અધિકારનું નિરૂપણ હોવાથી તેમાં શ્રોતા અને વક્તાનાં લક્ષણો કહેલાં છે. અધિકાર સ્થૂલ રીતે ત્રણ પ્રકારનો છે, સાધારણ, અસાધારણ અને ગુણાતીત. આ સાધારણ અથવા હીન અધિકાર પ્રથમ સ્કંધના પ્રથમ ત્રણ અધ્યાયમાં દર્શાવેલ છે. ( પ્રથમ સ્કંધ નિબંધ શ્લો. ૧૨-૧૩). તેમાં પ્રથમ અધ્યાય—પ્રશ્નાધ્યાય છે. તેમાં છ પ્રશ્ન શૌનકે પૂછેલા. આ બધા પ્રશ્ન શ્રીકૃષ્ણસંબંધીજ છે. લીલારૂપ શ્રીકૃષ્ણનીજ કથા બધે કહેલી છે. ( પ્રથમ સ્કંધ નિબંધ શ્લો. ૩૬ પ્રકાશ ).

બીજા અને ત્રીજા અધ્યાયમાં આ પ્રશ્નોના ઉત્તર સૂતે આપેલ છે. બીજા અધ્યાયમાં શ્લોક ૬ થી ૧૦ વડે પ્રથમ ધર્મ સંબંધી પ્રશ્નનો ઉત્તર આપેલો છે. શ્લોક ૧૧ થી ૨૨ વડે બીજા તત્ત્વના નિર્ધાર સંબંધી પ્રશ્નનો ઉત્તર આપેલ છે. ત્રીજો પ્રશ્ન શ્રીકૃષ્ણજન્મનાં પ્રયોજનસંબંધી છે. તેનો ઉત્તર શ્લોક ૨૩ થી ૨૯ વડે આપેલો છે. તેમાં શૌનકને શ્રીકૃષ્ણસ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી શ્રીકૃષ્ણજન્મનું પ્રયોજન નહિ કહેતાં માત્ર ભગવાનના સત્ત્વમૂર્તિ અવતારોનું પ્રયોજન સામાન્ય રીતે સૂત શૌનકને કહે છે. શૌનકનો અધિકાર હલકો હોવાથી તથા તેને શ્રીકૃષ્ણ-સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી તેને શ્રીકૃષ્ણ પણ અવતારતુલ્યજ લાગે છે. તેથી શ્રી કૃષ્ણજન્મનું પ્રયોજન પુછેલું હોવા છતાં અહિં સામાન્ય રીતે અવતારોનું પ્રયોજન કહેલું છે. તેમાં શ્લોક ૨૩ થી ૨૭ વડે સત્ત્વમૂર્તિનુંજ ભજન કરવાનું કારણ કહે છે. સત્ત્વ, રજઃ અને તમઃ પ્રકૃતિના ગુણો છે. તે તે ગુણોથી જોડાઇ પરમપુરુષ હરિ, વિરંચિ અને હર એવી સંજ્ઞા ધારણ કરે છે, પણ આ પૈકી સત્ત્વ તનુવાળા હરિના ભજનથીજ શ્રેય થાય છે. જેની બુદ્ધિ આ ઉપાધિથી રહિત છે તેવા જ્ઞાનીઓ બ્રહ્મવિત્‌ની પેઠે ગમે તે રૂપનું ભજન કરે તેમાં ક્ષતિ નથી, કારણ કે આ સર્વ શ્રીકૃષ્ણનાજ રૂપ છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણ જ જૂદી જૂદી ઉપાધિથી જોડાઈ જૂદા જૂદા રૂપો ધારણ કરે છે. તેમાં જેની બુદ્ધિ ઉપાધિમાં નથી તે ભગવાનના ગમે તે રૂપનું ભજન કરે તેમાં કાંઇ ચિંતા જેવું નથી કારણ કે ઉપાધિ જતાં માત્ર સત્તા રૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ જ રહે છે. અહિં પુષ્ટિમાર્ગીય ભક્તે શિવની ભક્તિ કરવી, અથવા શિવ શ્રીકૃષ્ણસમાન છે એવો ઉપદેશ નથીજ, પ્રત્યુત પ્રથમ અધિકારવાળાએ ભગવાનની સત્ત્વમૂર્તિવાળા અવતારોનુંજ ભજન કરવું, એવો ઉપદેશ છે. જેમની બુદ્ધિ ઉપાધિમાં પર્યવસાન પામતી નથી એટલે જેઓ બ્રહ્મવિત્‌ની પેઠે જ્ઞાની છે તેઓ સત્ત્વમૂર્તિ સિવાયની બીજી મૂર્તિઓનું ભજન કરે તો પણ તેમને ચિંતા જેવું નથી.

જે જીવો પોતાના પુરુષાર્થ સિદ્ધ કરવા ધર્મમાર્ગથી ભજન કરતા હોય તેઓમાં જેઓ મોક્ષ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખતા હોય તેઓ સત્ત્વમૂર્તિ ભગવાનના પણ નૃસિંહ વગેરે ઘોર રૂપો તજી, રામ વગેરે નિઃસંદિગ્ધ રૂપોને ભજે છે. રજઃ

અને તમઃ સ્વભાવવાળા કાલ, શિવ, બ્રહ્મા તથા બીજા હલકા દેવોને ભજી ઐશ્વર્ય, પ્રજા વગેરે પ્રાપ્ત કરે છે. આ ધર્મમાર્ગીય ભજન છે. તેમાં હેતુ ભજન કરવાનું પ્રયોજન મોક્ષ વગેરેની પ્રાપ્તિ મુખ્ય છે. ભક્તિમાર્ગમાં હેતુની મુખ્યતા નથી. ભક્તિ કરવાની વિધિ હોવાથી, ભક્તિ કરવી એ ધર્મ સમજી ભક્તિ કરે તે મર્યાદાભક્તિ છે. તેમાં પ્રયોજન કરતાં ભગવ ભક્તિનુંજ મુખ્યપણું છે. તેથી વિષય અથવા ભગવત્સ્વરૂપનુંજ પ્રાધાન્ય છે. ભગવાનના હરકોઇ રૂપ ઉપર પ્રીતિ થતી હોય તે રૂપનું ભજન મર્યા માર્ગમાં થાય છે. આ મર્યાદાભક્તિમાર્ગ છે. અહિં પુષ્ટિમાર્ગીય ભક્તોએ રૂપનું ભજન કરવું એમ કહેલ નથી. પુષ્ટિમાર્ગ તો ભગવત્કૃપામાર્ગ છે. ભગવાન શ્રીકૃષ્ણની કૃપા તેમની અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થાય છે. બીજા બધા દેવો પણ ભગવાન શ્રીકૃષ્ણનીજ વિભૂતિ હોવાથી તેમને ભજનારા પણ ભગવાનનુંજ ભજન કરે છે, પણ તે અવિધિપૂર્વક થાય છે. તેથી તેવી રીતે ભજન કરનાર પર ભગવાનની કૃપા નજ હોય. તેથીજ શ્રીમહાચાર્યચરણ કહે છે કે, " યશોદાજીના ઉત્સંગમાં લાલિત ( શ્રીકૃષ્ણ ) નેજ પરમ તત્ત્વ જાણો. જેઓ પરમ તત્ત્વ બીજું છે એમ કહે છે તેઓને આસુરો જાણો. " અનન્યતા પુષ્ટિમાર્ગમાં મુખ્ય છે. તે વિના પુષ્ટિમાર્ગજ સંભવતો નથી. તેથી પુષ્ટિમાર્ગીય ભક્તથી શિવની પૂજા ન જ થઈ શકે. પુષ્ટિમાર્ગીય ભક્તે શિવ વગેરેના નૈમિત્તિક પૂજન કરવાંજ જોઇએ એમ દેવર્ષિ કહે છે, પરંતુ તેને માટે કાંઇ આધાર આપતા નથી. આવું પૂજન ધર્મરૂપ હોવાથી કરવું જ જોઇએ એમ તે કહે છે. ધર્મ અથવા કર્મમાર્ગના અંગરૂપ આ પૂજન છે. કર્મમાર્ગનું ફલજ અનિષ્ટ છે. ભગવાનની ઇચ્છા " હું કર્મ ન કરું એવી છે " એમ જેને જણાય તેણે કર્મ નજ કરવાં જોઇએ. વિહિત કર્મ પણ તેણે કરવાં ન જોઇએ. વળી કર્મ નિષિદ્ધ હોય છતાં " આ નિષિદ્ધ કર્મ હું કરું એવી ભગવાનની ઇચ્છા છે " એમ જેને જણાય તેણે નિષિદ્ધ કર્મ પણ કરવું જોઇએ. એમ શ્રીમહાચાર્યચરણ તત્ત્વદીપપ્રકાશમાં સ્પષ્ટ ઉપદેશ કરે છે. છતાં પુષ્ટિમાર્ગના અગ્રગણ્ય ગણાતા સ્થાનમાં વિદ્યાવિભાગના સંચાલક હોવાનું અભિમાન ધરાવનાર દેવર્ષિ રમાનાથ આ આચાર્યશ્રીના સિદ્ધાન્તવિરુદ્ધ નૈમિત્તિક કર્મ અને તે સમયે શિવ ગણેશ વગેરેના પૂજનરૂપ અન્યાશ્રય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ અવશ્ય કરવાં જોઇએ એવો બોધ દેવાની ધૃષ્ટતા કરે એ આ માર્ગની આધુનિક શોચનીય સ્થિતિ દર્શાવે છે. ભગવાન્ શ્રીકૃષ્ણ આવા માયાવાદી શાસ્ત્રીઓને હવે આ માર્ગથી દૂર રાખે એજ પ્રાર્થના !

Mehta Pranlal Narsinhadas B. A. (Hons.)
LUNAWADA.

## લેખાનુક્રમ.

ફાલ્ગુન, સં. ૧૯૮૧.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

વર્ષ ૯. | ફાલ્ગુન, સં. ૧૯૯૧.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૧૨ | શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

## મારા ગુરુદેવને.

( લે. શા. રણછોડલાલ દલસુખભાઈ કાપડવાળા, મુ. કડી. )

ભૈરવી.

કોણ પંથ બતાવે ? ગુરુજી તુમ વિણ કોણ પંથ બતાવે !
ભક્તિરસનાં પાન કરાવી સમર્પણ સમજાવે..............ગુરુજી.
દયા, દીનતા, શીખવી સેવા, સ્નેહ સુધા વરસાવે........ગુરુજી.
ભુલી ભટકતી મન નૌકાને, પ્રેમ પ્રીતિથી તારે...........ગુરુજી.
અંતરનાં અજ્ઞાન હરીને, જ્ઞાન દીપક પ્રકટાવે..............ગુરુજી.
પાપપથે રચ્યાં જીવનમાં, પ્રાયશ્ચિત્ત બતલાવે...........ગુરુજી.
મોહ બળથી અલગ કરીને, અંતિમ પંથ ઉજાળે........ગુરુજી.
અશરણને ગુરુજી શરણે રાખી, જીવન ધન્ય બનાવે....ગુરુજી.
વંદન હો પ્રિય ગુરુદેવના, ચરણે ભક્તિભાવે...........ગુરુજી.

---

## વિનતિ.

ઉન્નતિને દ્વાર જાતી, મહાસભા ક્યાં આથડે ?
પંથમાં કેમ મ્હોટાએ પથ્થરો આવીને પડે ? ૧

પુષ્ટિમાર્ગે પ્રેમ પૂરે ધર્મ ધારા રસે વહે,
આમ એ'ના ખંડ શાને વિદ્વદ્વર્ગ પડયા સહે ? ૨

પુનરુદ્ધાર જો સાધે, તથ્યતા સ્હમજી જઇ,
સૃષ્ટિના શ્રેય સંકેતે અધુના જાણતા થઇ. ૩

પરીક્ષા પારખે પ્રીતે ધર્મનો રાગ સૌ જને,
વાધતાં છ.ત્રની સ્થિતિ સ્નેહથી માર્ગમાં બળે. ૪

પુષ્ટિ વલ્લભેશ સ્વામી પ્રેમથી પાઠવી ગયા,
એ'મને વિનવું પ્રાર્થુ ઉદ્ધરે આ સભા હવાં. ૫

૧૭-૩-૩૫.

રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી.
વ્યાખ્યાન-કાવ્ય વિશારદ, શુદ્ધાદ્વૈતરત્ન,
સાહિત્યમણિ.

## મહાસભાને

[ લે. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી. વ્યા. વિ. કા. વિ, શુદ્ધાદ્વૈતરત્ન. ]

વર્ષો થયાં અમદાવાદ વૈષ્ણવ મહાસભાએ અનેક ગ્રન્થોના પ્રકાશન દ્વારા સાંપ્રદાયિક સાહિત્યની સેવામાં મોટો ફાળો આપ્યો છે. છેલ્લાં પાંચ સાત વર્ષથી સાંપ્રદાયિક બાલક બાલિકાઓમાં પુષ્ટિમાર્ગીય સાહિત્યના સુસંસ્કાર રહે એ હેતુથી **પરીક્ષા વિભાગ** પણ સ્થાપ્યો. સુરત શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની માફક આ સંસ્થાનો લાભ પણ ઉત્સાહપૂર્વક છાત્ર વર્ગે લીધો. ખેદપૂર્વક આ સ્થળે લખવું પડે છે કે—છાત્ર વર્ગને પોષતી આ સંસ્થાનો પરીક્ષા વિભાગ બે વર્ષ થયાં બંધ થયો છે. આથી સાંપ્રદાયિક છાત્ર વર્ગને ઘણું નુકશાન છે. એટલું જરૂર કહેવું જોઇએ કે શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાનો સ્તુત્ય પ્રયાસ છેજ. પૂજ્યપાદ શ્રીતૃતીય પીઠાધીશ્વરે પણ કૃપા કરી શ્રીવિદ્યાવિભાગ સ્થાપી સાંપ્રદાયિક બાલકબાલિકાઓના હિતાર્થે સાંપ્રદાયિક તથા વ્યાખ્યાન વિગેરે પરીક્ષાના વિભાગ યોજ્યા છે.

વૈષ્ણવ મહાસભા (અમદાવાદ)ની વિશેષતા ખાસ કરીને ઇનામની પદ્ધતિની હતી, અને ત્હેના અંગે વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને, વિશેષમાં ઉત્તમ કક્ષાવાળાને પોતાની પસંદગી મુજબ સાંપ્રદાયિક ઉપયોગી ગ્રન્થોનો લાભ મળતો. આજે પણ વૈષ્ણવમહાસભાની પરીક્ષાઓ પસાર કરેલ છાત્રને ત્યાં ઉત્તમ સાહિત્ય મોજુદ છે. આ દિશામાં વૈષ્ણવ મહાસભાના મર્મજ્ઞ વિદ્વાન કાર્યકરો—શ્રીયુત્ જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ, પ્રો. સાંકળચંદ શાહ, શાસ્ત્રીજી વસંતરામ હરિકૃષ્ણ, રા. લલ્લુભાઇ છગનલાલ દેસાઇ તથા અન્ય શ્રીવર્ગ વિગેરે યોગ્ય કરે તો વિદ્યાર્થીઓના હિતને ક્ષતિ પહોંચતી અટકવા સંભવ છે.

મહાસભા એક આદર્શ સંસ્થા છે. એમાં મતભેદ કોઇને હોયજ નહિ. સંયોગવશાત્ નજીવા કારણે પરીક્ષા વિભાગ બંધ થયો હોય તો **સેવા ભાવે નમ્રતાથી** વિનવું છું કે હાલની સાંપ્રદાયિક પરિસ્થિતિનો પૂર્ણ વિચાર કરી કૃપયા પુનઃ આ પરીક્ષા વિભાગ ચાલુ કરે.

---

**શુદ્ધાદ્વૈત વિષે**—લગભગ નવ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવતું શુદ્ધાદ્વૈત લડથડીઆં લે છે. તેને પોષણનો અભાવ હોવાનું કારણ દેખાય છે. ઘણા ભાઈઓને અણગમો પણ થયો છે. તેનું કારણ માત્ર કાનની કાચાઈ તથા અશ્રદ્ધાજ છે. ગુણ ગ્રહણ કરનાર વૈષ્ણવો તો એમજ માને છે કે બાર મહીનામાં બાર અપ્રસિદ્ધ લેખો મળે છે, એટલે બસ છે. જે દીવો લઈને ગોતવા જતાંએ મળે નહિ. તેથી જે સામગ્રી શુદ્ધાદ્વૈત અર્પી રહેલ છે, તે ભાગ્યવાન માટેજ હોય એમ જણાય છે. બાર મહીને બે રૂપીઆમાં ઘેર બેઠા નવીન ભોજન શાસ્ત્રીજી પીરસે તેને માટે તો તેમનો ઉપકાર માનીને, બનતી મદદ આપવી જોઈએ. કેટલાક કહે છે કે ચર્ચાપત્રો બહુ આવે છે. તો પણ હું માનું છું કે તેમાંથી પણ કેટલુંએ જાણવાનું મળે છે, માટે કંઈઆને ફેંકી દેશો તો સાથે કેરી ન ફેંકાય એ ધ્યાનમાં રાખશો. તત્ત્વદર્શીએ તો શાસ્ત્રીજીના પરિશ્રમ સામે દૃષ્ટિ કરવી જોઇએ. નોછાવર આવે છે નથી આવતાં, વેલા મોડાં આવે છે છતાં, પોતે લેખનો સંગ્રહ કરે, છાપખાનામાં છપાવણી આપે, કાગળોનું ખર્ચ કરે, પ્રુફ સુધારે, ટપાલની ટીકીટો ઘરની ચોડી-તગોને પહોંચડે; છતાંય, તેમના ચોડેલા બે બે વરસનું નોછાવર કદરદાન ભાઇયો મોકલી શકતા નથી. એ નાની સુની ભુલ ન ગણાય. આગળ સત્સંગ માટે વિરક્ત વૈષ્ણવોનાં દર્શન થતાં. તે તો દર્શન આપતાં બંધ થયાં. તેની ખોટ માસિકોએ પૂરી પાડી. છતાં તે તરફ બેદરકારી એ બહુ શોચનીય છે. વધારે શું લખું ?

વેલજી નથુભાઈ.

જગદ્‌ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજીના વિશ્વમાન્યસિદ્ધાંતોથી દિગન્ત ડોલાવે તેવા વીર વૈષ્ણવ યુવાનો અત્યારે જરૂરીઆત છે. ધર્મ અને સંસ્કૃતિના પુનરુદ્ધારમાં આત્મોત્સર્ગ કરનારા ધર્મનિષ્ઠ યુવ સમાજની જગત્ અધુના રાહ જોઈ રહ્યુ છે. હવે આંખ મિંચામણા કર્યે નહિ ચાલે. નવયુવકોમાં શ્રીવલ્લભ પ્રભુના દિવ્યોપદેશનો અનેરો પડઘો પાડનાર ટંકારાની એકની એક વૈષ્ણવ ધર્મ પાઠશાળા જાહેર જનતાનો સહકાર માગે છે. અમને ખાત્રી છે કે વલ્લભ પ્રભુની દિવ્ય સૃષ્ટિ અમારી વિનંતિ લક્ષમાં લઇ અમારૂ આ પવિત્ર કાર્ય આગળ ધપાવવા તન મન અને ધનથી સક્રિય સહાયતા આપશે. આજ દિવસ સુધીમાં પાઠશાળા ફંડની ઝોળીમાં નીચે પ્રમાણે રકમો મળી છે.

રૂ. ૨૨૨) ઓટંકારા ૫૧ સોની બેચરલાલ કાળીદાસ પારેખ, ૬૭ ઠા. હીરજી રાગજીભાઈ નેસડાવાળા, ૨૫ સોની ગોવિંદજી આણંદજી, ૧૫ ઠા. વીરચંદ રણછોડ, ૧૫ ઠા. વલ્લભદાસ ગુલચંદ હ. પ્રાણલાલ, ૧૧ સોની નારણ જેઠાણી, ૧૧ મેતા બેચરદાસ રવજી, ૧૧ મેતા દેવચંદ કલ્યાણજી, ૧૧ ઠા. ગોરધનદાસ માધવજી, ૩૫ પંચ પાંચવાળાઓ; કુલ ૨૨૨. ટંકારા ખાતે હજી ૧૫૦ બીજા થશે. રૂ. ૨૫) વાંકાનેર ૨૫ ઝવેરી પોપટલાલ એન્ડ સન્સ. રૂ. ૧૨૫ાા રાજકોટ ૨૫ સોની રાગજી પુંજાભાઈ હ. વીરજી રાગજીભાઈ, ૧૦ સોની દામોદર ત્રીકમજી હ. લીલાધરભાઈ, ૧૫ સોની ડાહ્યાલાલ દેવજીભાઈ, ૧૫ સોની છગનલાલ પીતાંબર, ૧૫ ઠા. પોપટલાલ સુંદરજી ગોંડલવાળા, ૧૫ પોપટલાલ પુરૂષોત્તમભાઇ—નવુ ગોપાળજી, ૩૦ાા પરચુરણ પંચ પંચ રૂપીયાવાળા તરફથી. કુલ ૧૨૫ાા. રૂ. ૧૫૨) મુંબાઈ ૬૦ ઝવેરી ડાહ્યાલાલ મગનજી હાલ મુંબાઇ, ૨૧ ખત્રી રામજીભાઇ લાધાભાઇ મુંબાઇ, ૧૫ શેઠ હુકમીચંદ કલ્યાણજી, ૧૫ ઠા. મોહનલાલ જગજીવનદાસ, ૧૦ ઠા. વલ્લભદાસ ગોવિંદજી, ૧૧ શેઠ વનેચંદ કાળીદાસ, ૨૦ ચાર ગૃહસ્થોના. કુલ ૧૫૨. રૂ. ૨૨૨) અમદાવાદ ૧૦૧ શેઠ હરિદાસ અચરતલાલ, ૨૫ સોની ચકુભાઇ જીવાભાઈ, ૨૧ શેઠ હરિદાસ મુલજીભાઇ, ૨૧ ટ્રસ્ટ ફંડ મધેથી, ૧૫ તુલશીદાસ ગોકલદાસ, ૧૧ સૌ. જાદવજીની દીં, ૭ સોની માધવજી વીરજી, ૧૧ સોની દયાલજી ગોવિંદજી, ૫ સોની ડાહ્યાલાલ રૂગનાથ, ૫ સોની ગોકલદાસ ભગવાનજી. કુલ ૨૨૨. રૂ. ૧૫) જામનગર ૧૫ ઝવેરી વીઠલદાસ ઠાકરશી. કુલ રૂ. ૭૬૩ાા

ઉપર મુજબજ રકમ અમને મલી છે; જ્યારે પંચ હજાર રૂપીયા અમારે જોઇએ

લાલજી દયાલજી રાણપુરા મંત્રી શ્રી. વૈ. ધ. મ. સ. ટંકારા.

પાદરાનો ખુલાસો—શુદ્ધાદ્વૈત માસિકના ગત માગશરના પાન ૩૦૦ ઉપર ગિરધરલાલ નાનાલાલે લખેલી હકીકતનો ખુલાસો નીચે મુજબનો છાપવા મહેરબાની કરશો. (૧) ખોવાયેલી સાંકળો પારણાની અઢીસો તોલાની નથી; પણ સવાસો તોલાનીજ છે એવી તપાસ કોણે ક્યારે કોને ત્યાં રહેતા ચોપડા ઉપરથી અને કયા પાન ઉપરથી કરી, જેની સવિસ્તર વિગત તેના ઉતારા સાથે જણાવી નથી, તે જણાવશો. (૨) સાંકળો કઈ તીથીએ ખોવાઈ તથા વહીવટવાળાએ તેની પ્રથમ કયા ફોજદારી અમલદારને લેખી ખબર આપી તે પણ તારીખ સાથે તથા આપેલી ખબરની કોપી સાથે જણાવશો. (૩) કાંકરોલી મહારાજશ્રી સાથે વહીવટ કરનારાઓએ આ સંબંધી શું શું પ્રથમ વ્યવહાર કર્યો તે બાબતના આવક જાવક પત્રોના ખરા ઉતારા બહાર પાડશો. (૪) અત્રેના આખા વૈષ્ણવ સમાજ તરફથી ચાલતા મંદિરોનો વહીવટ બાબત રીપોર્ટ બહાર પડતો નથી. તે ઉપરથી પણ વહીવટ ખામીવાળો પ્રથમ દર્શનીય માનવા જેવું ગણાય. છતાં ખામી રહિત હોય તો તેનો છેલા વીશ વરસનો આવક જાવક રોકડ તથા સ્થાવર જંગમ મીલકત વિગેરેનો તમામ હીસાબ રીપોર્ટ દ્વારા વહીવટવાળાઓની તથા તપાસનારની સહીવાળો છપાવી બહાર પાડશો એટલે તેમાંની ખામીઓ હવે પછી ગોળ ગોળ શબ્દોમાં નહી મુકતાં-ચોખ્ખી રીતે જણાવવા માટે સેવા બજાવીશું—(૫) ભાઈલાલ નાથાભાઇને મંદિરો તથા તેનો વહીવટ ચલાવનાર સામે બીલકુલ અંગત દ્વેષ નથી, માટે રીપોર્ટ બહાર પાડેથી વિશેષ તપાસ કરી તેનો ખુલાસા માટે પત્રના દ્વાર પોતાના માટે હમેશાં ખુલ્લા રખાવીશું.

પાદરાવાસી.

**Wether cock** શ્રી કમલાપતિ—શુદ્ધ ખાદી પહેરવાનું વ્રત લઇને, ખાદીનાં ધોતીયાંના અભાવે બીનાં કપડાં પહેરનાર, ખાદી ભંડારે ખોલીને શુદ્ધ ખાદીનો ઉપદેશ કરનાર, અંતઃપુરમાં રેંટીયાનો પ્રચાર કરનાર અને હવે ખાદીના અસ્ત કાલમાં શુદ્ધ વિલાયતી વસ્ત્રોનો ઉપયોગ કરવાની હદે પહોંચનાર શ્રીકમલાપતિ જ્યારે બીજાને wether cook કહે છે, ત્યારે ખચીતજ તેઓશ્રી કાચના બંગલામાં બેસીને બીજાના ઘર પર ઘા કરવાની રામરોતાચેષ્ટા કરી રહ્યા છે।

---

## લવાજમ ક્યાં ભરશો ?

નીચે જણાવેલા ભગવદીયો લવાજમ ઉઘરાવીને અમને પહોંચાડવાની સેવા વર્ષોથી બજાવી રહ્યા છે, અને જેમના શ્રમથી આ માસિક નવમા વર્ષમાં પ્રવેશ કરે છેઃ-

મુંબાઇ—શેઠ લક્ષ્મીદાસ બીમજી મટાણી, (દાદાભા ઠે. જાદુ રાધુનો માળો ૪ થે દાદરે, કોટમાં દોશી ચકલા નાકા પર. **અમદાવાદ**—લલ્લુભાઇ છગનલાલ દેસાઇ ૧૧૦. રીલીફરોડ. **ભરૂચ**—રા. રા. રતિલાલ વ્રજભૂખણદાસ, કસ્ટમ ઓફીસર, ભરૂચ તથા ઠક્કર રામજી વીરજી એન્ડ સન્સ, ફુરજાપર ભરૂચ. **નડીઆદ**—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. **કપડવંજ**—પુરાણરત્ન શાસ્ત્રી નરોત્તમ ગોતીરામ. શ્રીગોકુળનાથજીનું મંદિર તથા ધીરજલાલ મોહનલાલ શાહ, કુંડવાવ બજાર. **ધંધુકા**—રા. તુળસીભાઈ લલ્લુભાઇ શાહ, (મંત્રી—પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય). **મોડાસા**—દોશી પુનમચંદ સાંકળચંદ, હાઇસ્કુલ. **ગાબટ**—રા. રા. છગનલાલ રાયચંદ વૈદ્ય. **સંખેડા બહાદુરપુર જેતપુર અને તેજગઢ**—રા. પુરુષોત્તમદાસ છગનલાલ દેસાઈ. **પાદરા**—રા. રા. અચરતલાલ ભાઇચંદ શાહ, **ડભોઇ**—શેઠ કેશવલાલ પીતાંબરદાસ ભગતવાળા. **મહુડી** ભાગોળ. ગાંધી બાપુલાલ પીતાંબરદાસ, ઝારોળાવગા. **દેવગઢબારીઆ**—બક્ષી મગનલાલ હરિલાલ. **ગોધરા**—શેઠ રમણલાલ ગોકુલદાસ. **હાલોલ**—પરીખ જીવણલાલ મોહનલાલ. **પેટલાદ**—શાસ્ત્રીજી જોઇતારામ હરિજીવન (પાઠશાળા). **રાજકોટ**—મીસ્ત્રી વેલજીભાઇ નથુભાઇ, સીવીલ સ્ટેશન વર્કશોપ. **વેરાવળ**—અધિકારીજી દેવરામભાઇ ઝીણાભાઈ. **કોડીનાર**—રા. ધરમસીભાઇ વનમાળીદાસ. **બોરડી**-(સુરત) શેઠ જેકીશનદાસ વિઠ્ઠલદાસ. **વાઘોડીઆ**-પરી. મોહનલાલ અમૃતલાલ. **કરાચી**-શેઠ રવજીભાઇ ભાણજીભાઇ, જોડીઆ બજાર. **ભાવનગર**—શેઠ જયંતીલાલની કું. ઝંડુ ફાર્મસી, આંબા ચોક. **વડોદરા**-શા. માધવદાસ છોટાલાલ, મહેતા પોળ, **ધોરાજી**—મીસ્ત્રી આણંદજીભાઇ નાનજીભાઇ, જાગાણી ફળી. **ઉમરેઠ**—શાસ્ત્રી રમણલાલ જોઇતારામ મોટા મંદિરવાળી પોળ. **બીકાનેર**—પં, મદનલાલ ગોસ્વામી, ઠે. ભક્તિભંડાર. **અમરેલી**—શાસ્ત્રી મૂળશંકર કચરાભાઈ તથા ભગવદીય નારાયણદાસ કૃષ્ણાજી આરરકર. **ખંભાત**—શાસ્ત્રી ભદ્રશંકર જયશંકર મણીયારવાડા. **કડી**—શેઠ મૂળચંદ છગનલાલ પરીખ, બજાર. **ખેડા**—પંડિત વ્રજવલ્લભ શર્મા, વડવાળી શેરી. **ચીખલી**—ઇશ્વરદાસ વ્રજભૂખણદાસ શાહ, વાણીયાવાડ. **નગરઠઠ્ઠા**-શ્રીયુત સુંદરદાસ વીરભાનુ. **મજેવડી**-સોની મૂળજીભાઇ શામજીભાઇ. **બીરપુર**—ડાહ્યાલાલ હીરાલાલ શાહ.

# आवश्यक-प्रार्थना

आप लोगों से यह बात अविदित नहीं है कि हिन्दू जाति का धार्मिक व नैतिक पतन प्रतिदिन होता देखने में आ रहा है। धर्म का मूल आधार संस्कृत विद्या है। इस विद्या के प्रचार बिना हिन्दू धर्म की रक्षा होना कठिन समझ कर, कोटास्थ प्रथमपीठाधिष्ठित श्रीमद्वल्लभाचार्यवंशभूषण गो० १०८ रणछोड़ जी महाराज ने, श्री विट्ठलनाथ पाठशाला नाम से प्रसिद्ध, एक संस्कृत विद्यालय स्थापित किया है। जिसके द्वारा काशी, कलकत्ता आदि संस्कृत यूनिवर्सिटीयों की प्रथमा से लेकर उंचे दर्जे की शास्त्री, तीर्थपरीक्षा तक छात्रवर्ग परीक्षाएँ देकर अच्छे विद्वान् बनकर योग्य स्थानों पर नियुक्त भी हो चुके हैं, जिस का संक्षेपतः विवरण सन् ३१ की वार्षिक रिपोर्ट में स्फुट है। एवं भगवत्प्राप्ति साधन, भक्ति, व वेदान्त जैसे उत्तम शास्त्रों की उत्तमा तक बनारस में परीक्षाएँ देकर कई वेदान्त शास्त्री भी होगये हैं। इस पाठशाला का सालाना खर्च लगभग पाँच हजार का है। वह अब तक विदेस्थ धार्मिक धनिक लोगों की तथा मान्यवर परम धार्मिक श्री कोटा नरश की २००) मासिक सहायता से चल रहा है। किन्तु वर्त्तमान में देश का व्यवसाय बिगड़ जाने से, तथा इस के मूल धन से जो मीलो के शेअर्स खरीदे थे उनके भाव गिर जाने के कारण २) रू० सैंकड़ा की जगह ॥) व ।≈) डिवीडन्ट मिलने से विदेश की सहायता व मुनाफ़े में कमी होजाने से आमद म अन्दाजन ९००) सालाना की कमी हो गई है—ओर कार्य घटता जा रहा ह। लोकोपकारार्थ—वैद्यक—ज्योतिष—कर्मकाण्ड आदि ग्रन्थों की पढ़ाई शुरू कर देने पर भी आमद कम होने से इन ग्रन्थों के अध्यापक अलग नियत नहीं किये है। इस लिये धार्मिक हिन्दू जनता से सानुरोध निवेदन है कि प्राचीन भारतीय मान मर्यादा व धर्म की रक्षा करने वाला संस्कृत विद्या की रक्षा के लिये सालाना एकमुश्त यथाशक्ति अवश्य सहायता प्रदान करें, तो इस पाठशाला का मूल दृढ़ होकर यह पाठशाला थोड़े ही समय में संस्कृत कॉलेज के रूप को धारण कर लेगा। अल्प सहायता देने वालों को भी यह अधिकार होगा कि इस के द्रव्य का असत्कार्य में व्यय होता देखें तो वे व्यवस्थापक-मण्डल को शीघ्र सूचित करें।

निवेदक—मंत्री

वि० पाठशाला कोटा.

श्रीवल्लभाधीश्वरा विजयन्ते ॥

# પ્રાસ્તાવિક.

જયપુરના મર્હુમ દરબાર રામસિંહજીના હુમલાથી વૈષ્ણવો હવે અજ્ઞાત નથી. 'શુદ્ધાદ્વૈત'ના વાંચકો તો 'જવલંત મહાત્યાગ' એ મથાળાં નીચે લખાયલા ઐતિહાસિક લેખથી જયપુરના ઇતિહાસથી સારી રીતે વાકેફ થયલા જ છે. લક્ષ્મણનાથ નામના સંન્યાસીની ચંભેરણીથી એ કાચા કાનના નરેશે જે ક્ષુલ્લક હૃદય બતાવીને, પોતાના ક્ષાત્ર આર્યત્વને કલંકિત કર્યું છે તે તો ઇતિહાસમાં સદાને માટે એના ચારિત્ર્યમાં એક કાળાં ધાબાં જેવું જ રહ્યું છે અને રહેશે. સદર્હુ લક્ષ્મણનાથ સંન્યાસીએ સંસ્કૃત ભાષામાં પૂછેલા ચોસઠ પ્રશ્નોનો સંસ્કૃત ભાષામાં સચોટ જવાબ તો નિત્યલીલાસ્થ શ્રીગોવિન્દપ્રભુએ આપ્યો હતો અને લાખોની સંપત્તિને ઠોકર મારીને જવલંત મહાત્યાગનું અજોડ ઉદાહરણ ઇતિહાસના અણમોલ ઉલ્લેખમાં સુવર્ણાક્ષરે અંકિત કર્યું છે. આ ઉપરાંત સુરતવાળા નિત્યલીલાસ્થ ગોસ્વામી શ્રી ૬ **શ્રીયદુનાથજી મહારાજે** પણ સુરતની વૈષ્ણવધર્મપ્રસારક મંડલીદ્વારા એક સમર્થ પ્રત્યુત્તર વ્રજભાષામાં તથા ગુજરાતી ભાષામાં પણ પ્રકટ કરાવ્યો હતો. આ ગ્રંથ સં. ૧૯૨૪ માં આશ્વિન માસમાં સદર્હુ મંડલી તરફથી લાલાજીશ્રી રણછોડ ભટ્ટજી તથા વૈષ્ણવ ગોવર્ધનદાસ ગોપાલજીએ છાપેલો છે. આજે લગભગ ત્રેસઠ વર્ષ પછી એજ ગ્રંથ ફરીથી છપાય છે.

હાલના સમયમાં ધર્મવિરોધી પ્રબલ પ્રવાહથી ઘણા વૈષ્ણવોનાં અંતઃકરણો ખળભળી ઉઠ્યાં છે. આનો ગેરલાભ વૈષ્ણવદ્રોહીઓએ લીધો છે અને વૈષ્ણવોનાં હૃદયમાં નવા નવા કુતર્કો સળગાવ્યા છે. આવા અનેક સળગી રહેલા સવાલોનો નવેસરથી જવાબ આપવાની જરૂર નજ હોય. હાલમાં ભભુકી રહેલા ઘણાએ, લગભગ દરેકે દરેક પ્રશ્નોના પ્રત્યુત્તરો અપાઈ ચુકેલા છે. એનો સાક્ષી જ આ ગ્રંથજ છે. તેથી આ દુર્લભ ગ્રંથનું ફરીને મુદ્રણ પ્રારંભ્યું છે. ભાષા ૬૩ વર્ષ પહેલાંની ગુજરાતી ભાષા છે. તેમાં કશો ફેરફાર કર્યો નથી. તે વખત ગુજરાતી મુદ્રણકલાનો વિકાસ થયો નહતો. જોડાક્ષરો તો ભાગ્યેજ મળતા હતા. 'શ્રીકૃષ્ણને' બદલે આજ પુસ્તકમાં 'કરસણ' છપાયલું છે. આવી અશુદ્ધિઓ જ માત્ર સુધારી છે.

આશા છે કે આ ગ્રંથનું મનન કરીને વૈષ્ણવો સ્વસંપ્રદાયમાં, નિજ ધર્મમાં દૃઢ રહેશે અને વિરોધીઓના ગમે તેવા વિસંવાદોથી વિચલિત નહિ બને.

ભાઈબીજ, સં. ૧૯૮૮. } વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

**શ્રીમંત જયપુર શહેરના રાજા રામસિંગજીએ પોતાની પ્રજાને શિવદીક્ષામાં ચાલવાનો આગ્રહ કીધો તે વિષેનું વૃત્તાંત.**

એ શહેરના અધિપતિ શ્રીમંત રાજા રામસિંગજીની પેઢી ૬૨ પેઢીમાં વૈષ્ણવી દીક્ષા ચાલી આવે છે, અને એ રાજા પોતે પણ વૈષ્ણવી દીક્ષામાં છે. પણ પ્રશ્નકર્તા

સંન્યાસીએ વેદશાસ્ત્રવિરુદ્ધ સિદ્ધાંત રાજાને બતાવીને એનાં મનને ભ્રમ ઉપજાવ્યો તે વિષેનું કારણ હવે બતાવીએ છીએ.

લક્ષ્મણનાથ સંન્યાસી, જેણે વેદશાસ્ત્રને બાજુએ મુકીને પોતાની યુક્તિથી વૈષ્ણવ સંપ્રદાય ઉપર પ્રશ્નોમાં દૂષણ દેખાડ્યાં છે. તે આ પ્રમાણે કે પ્રાચીનશાસ્ત્ર મનુસ્મૃતિ છે, બધા વર્ણને વર્ણાશ્રમધર્મમાં ચાલવાનું મનુએ કહ્યું છે. તેથી વર્ણાશ્રમધર્મથીજ સર્વે વર્ણનો મોક્ષ છે. એ મનુસ્મૃતિમાં વૈષ્ણવી દીક્ષાનાં આચરણ કોઇ ઠેકાણે કહેલાં નથી, તેથી એ દીક્ષા કલિયુગમાં લોકોએ મનઃકલ્પિત નવી ચલાવી છે. માટે શાસ્ત્રપ્રમાણ નથી. એ રીતે બીજા પ્રમાણમાં બતાવ્યું છે. એ રીતે બીજા પણ કેટલાંક દૂષણ પ્રશ્નોમાં બતાવ્યા છે ત ઉપરથી એવું દેખાય છે કે એજ ઉપદેશ સંન્યાસીએ રાજાજીને બતાવીને રાજાજીનાં મનને વૈષ્ણવ સંપ્રદાયમાં ભ્રમ ઉપજાવ્યો છે. પણ એ રાજાને શાસ્ત્રનું શ્રવણ પઠન નહિ હોય તેથી રાજાજી શું જાણે કે મનુસ્મૃતિમાં વેદના કીયા કાંડનું પ્રકરણ છે? અને વર્ણાશ્રમધર્મ થકી સર્વે જાતનો ગોક્ષ કહેલો છે કે નથી કહ્યો? ઇત્યાદિ સર્વ વાતથી રાજાજી અજાણ હશે, તેથી સંન્યાસીની વાત ખરી માનીને સંન્યાસીએ લખી આપેલા પ્રશ્ન પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાય ઉપર એ પ્રશ્ન કરવાની આજ્ઞા આપી. તેનો ઉત્તર શ્રીગોકુલચંદ્રમાજીની ગાદીના ટીકૈત શ્રીવલ્લભજી મહારાજના લાલજી શ્રીમદ્ગોસ્વામી શ્રીગોવિંદરાયજી મહારાજે વેદશાસ્ત્રનાં વચનસહિત ટુંકામાં લખી આપ્યા છે, તથા રામાનુજ મતના સઘળા આચાર્યોયે પણ લખી આપ્યા છે. પણ રાજાજી શાસ્ત્રમાં જાણીતા નહિ તેથી સંન્યાસીએ તેના ઉત્તર વિષે રાજાજીને ન જાણે કે શું સમજાવ્યું હશે? તેથી રાજાજીએ તે ઉત્તરની વાત કાન ઉપર ન લીધી, અને સંન્યાસીના કહ્યા પ્રમાણે તેઓને તથા બધી પ્રજાને ચાલવાનો આગ્રહ કીધો કે જેની મરજી એ પ્રમાણે ચાલવાની ન હોય તેણે ગામ મૂકી અન્યત્ર જવું. એ રીતે રાજાનો શાસ્ત્રવિરુદ્ધ આગ્રહ જોઇને શ્રીગોવિંદરાયજી મહારાજ પોતાના સેવ્ય શ્રીઠાકુરજી શ્રીગોકુલચંદ્રમાજી તથા તેમની સાથે શ્રીમદનમોહનજી પણ શ્રીબીકાનેરના રાજાજીના આગ્રહથકી શ્રીબીકાનેર હાલમાં પધાર્યા છે. આ સમયમાં ધન્ય છે કે **શ્રીગોવિંદરાયજી મહારાજને કે વેદધર્મનું રક્ષણ કરવા સારૂ લાખો રૂપીયાની પોતાની મીલકત છોડી દીધી, પણ પોતાનો વેદોક્તધર્મ ન છોડયો.**

વૈષ્ણવ ધર્મ વેદમાં સ્મૃતિયોમાં ગીતાજી તથા ભાગવતાદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ રીતે વિસ્તારથી કહેલો છે, અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર અને ચાંડાલ ઇત્યાદિક સર્વ જાત વાળાનો મોક્ષ એજ ધર્મથી કહેલ છે. વર્ણાશ્રમધર્મથી મનુસ્મૃતિમાં અને વેદાદિ સર્વ શાસ્ત્રમાં એક બ્રાહ્મણદેહવાળા સંન્યાસીને અનંત જન્મે કરીને મોક્ષ કહ્યો છે. બીજી કોઇ જાતને એ વર્ણાશ્રમધર્મથકી મોક્ષ કહ્યા નથી. **તેમ વર્ણાશ્રમના ધર્મ ફક્ત એક સત્યયુગમાંજ સહુથી બની શકયા. ત્રેતાયુગથી એ ધર્મનો લોપ થવા લાગ્યો.** એ રીતે ભારતાદિકના ઇતિહાસોમાં કહેલું છે. અને ત્રેતાજુગમાં એ ધર્મ કોઇથી ન બની શકયા તો કલિજુગમાં કયાંથી બની શકે? કદાચ કોઇએક પાળે તો તેને એ ધર્મથી મોક્ષ તો શાસ્ત્રમાં કહેલોજ

નથી. પિતૃલોકની પ્રાપ્તિ કહી છે અને તે લોકથી પુણ્ય ક્ષીણ થતાં તેનો પાછો જન્મ થાય છે. એ રીતે સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. તે છતાં સંન્યાસીએ એ ધર્મને પ્રશ્નમાં મોક્ષકર્તા બતાવ્યો છે, એ કેટલી વિરુદ્ધતા વેદશાસ્ત્રથી બતાવી છે? અને વેદશાસ્ત્રમાં શિવજીનું પ્રાકટ્ય ભગવાનથી બતાવેલું છે અને શિવજીની ગણના ભગવાનના ભક્તોમાં કરેલી છે. શિવજીના સ્વામી જે ભગવાન, તેને મૂકીને એકલા શિવજીની ઉપાસના કરવી શ્રેષ્ઠ છે એમ સંન્યાસી બતાવે છે. એ વાર્તા પણ વેદશાસ્ત્રથી કેટલી વિરુદ્ધ છે? એ સર્વે શાસ્ત્રની વાત જ્યારે રાજાજી સાંભળશે ત્યારે એને પોતાને વૈષ્ણવ માર્ગની ખબર પડશે કે વૈષ્ણવ માર્ગમાં અને સંન્યાસીના બતાવેલા માર્ગમાં કેટલો તફાવત છે? સંન્યાસીના પ્રશ્નના ઉત્તર અમે વેદશાસ્ત્રના પ્રમાણના શ્લોકસહિત લખીને આપ્યા છે. તેનો અર્થ વ્રજભાષામાં લખેલો છે. કદાચ એ પ્રશ્નનો ઉત્તર સંસ્કૃતમાં લખત તો રાજાજી વગેરે બીજા રાજાઓ પોતે વાંચીને સમજી શકત નહિ અને સંન્યાસી રાજાજીને તેનો ઉત્તર ચાહે તેમ સમજાવી દેત, અને સંસ્કૃત ગ્રંથ સારા વિદ્વાન્ પંડિતની સહાયતા વગર કોઇ પુરુષથી સમજાઇ શકત નહિ. એટલા સારૂ રાજવંશી પુરુષોને સમજવા સારૂ વ્રજભાષામાં કરેલો છે. અને ગુજરાતી ભાષા જાણનારા પુરુષોને સારૂ ગુજરાતીમાં કરીને છપાવેલો છે. એ સંન્યાસીએ શાસ્ત્રવિરુદ્ધ પ્રશ્ન કર્યો તેથી એના મતમાં અમને સંદેહ ઉત્પન્ન થયો, તેથી પ્રશ્નના ઉત્તર લખ્યા પછી એના મત ઉપર અમે થોડાએક પ્રશ્ન કરેલા છે. જો એનો મત વેદથી સાચો હશે તો અમારા પ્રશ્નનો ઉત્તર વેદશાસ્ત્રના પ્રમાણ સહિત સર્વે રાજવંશીઓને સમજવા સારૂ ભાષામાં છપાવીને પ્રકટ કરશે અને વેદથી અપ્રમાણ હશે તો ટાઢો થઇ બેસી રહેશે! એજ એની પરીક્ષા સર્વ પુરુષોએ સમજી લેવી.

## ગ્રંથપ્રસ્તાવના.-કર્મમાર્ગીયોનો બળાપો.

૧. કર્મમાર્ગી લોકો શાસ્ત્ર વિષે અજાણ એવા જે વૈષ્ણવો તેના મનને આ રીતે ભ્રમ ઉપજાવે છે કે વૈષ્ણવ માર્ગ વેદ તથા સ્મૃતિમાં નથી. એ માર્ગ કલિજુગમાં લોકોએ મનઃકલ્પિત નવો ચલાવેલો છે. એ માર્ગ શૂદ્રાદિક હીન જાતવાળાને આચરણ કરવા યોગ્ય છે. બ્રાહ્મણોને આચરણ કરવા લાયક નથી. બ્રાહ્મણોને તો સૂર્ય પિતૃ તથા ગાયત્રી ઉપાસના વેદ તથા સ્મૃતિઓમાં કરવી કહી છે અને ભસ્મ તથા રુદ્રાક્ષની માલા ધારણ કરવા કહ્યાં છે, ઉભું તિલક તુલસીની માલા અને શંકચક્રાદિ મુદ્રા ધારણ કરવાનું બ્રાહ્મણને વેદમાં કહ્યું નથી, એ રીતે વેદ શાસ્ત્રથી ઉલટો સિદ્ધાંત વૈષ્ણવ માર્ગના અજાણ પુરુષોને બતાવીને સર્વ દેવતાના સ્વામી એવા જે ભગવાન તેમની ભક્તિ કરવા થકી વિમુખ કરે છે. એજ સિદ્ધાંત સંન્યાસીએ પ્રશ્નોમાં બતાવેલો છે.

## કર્મમાર્ગ કોને માટે છે?

વેદશાસ્ત્રમાં કર્મમાર્ગને કનિષ્ઠ માર્ગમાં ગણેલો છે. ભગવદ્જ્ઞાન અને ભક્તિમાર્ગને શ્રેષ્ઠ માર્ગ ગણેલા છે. એજ માર્ગ થકી સર્વે વર્ણનો મોક્ષ કહેલો છે. કર્મમાર્ગ થકી પિતૃસ્થાનની પ્રાપ્તિ કહી છે અને ત્યાંથી પુણ્ય ક્ષીણ થયે તે જીવનો

પૃથ્વીમાં જન્મ કહેલો છે. એ સર્વ વાત અમે પ્રશ્નના ઉત્તરમાં વેદના પ્રમાણસહિત બતાવી છે, પણ વેદાદિકમાં કર્મમાર્ગ કયા જીવો સારૂ કહ્યો છે ? તે કહીએ છીએ.

સૃષ્ટિની ઉત્પત્તિના પ્રસંગમાં બ્રહ્માજીના અંગ થકી પહેલાં આસુરી, પછી દૈવી સૃષ્ટિ અકસ્માત નીકળી છે, એ રીતે બે પ્રકારના જીવ નીકળ્યા કહ્યા છે. તેમાં આસુરીને અવિદ્યાસહિત પાપી સંજ્ઞા આપી છે. માટે એ જીવાને પ્રથમ થકી ભગવાનનું સેવન કરવાનો અધિકાર નથી, તેથી તેઓને પિતૃલોકની પ્રાપ્તિ થવા સારૂ સૂર્ય ચંદ્ર પિતૃ એવા દેવતાઓની ઉપાસના વેદમાં બતાવી છે. દૈવી જીવોને ભગવાનનું સેવન કરવાનો અધિકાર પ્રથમથી છે, તેઓને સારૂ ભગવાનનું સેવન સ્મરણ વેદમાં બતાવ્યું છે. પણ પૂર્વના કનિષ્ઠ સંસ્કાર થકી કર્મમાર્ગી લોકોને એ વાતની સમજણ પડતી નથી. માટે ભગવાનની ભક્તિ વેદમાં શ્રેષ્ઠ કહી છે, તો પણ તે મૂકીને સૂર્ય દેવતાની ભક્તિને શ્રેષ્ઠ જાણે છે. એવા જીવોને કર્મજડની સંજ્ઞા શાસ્ત્રમાં આપેલી છે.

## શાસ્ત્રાર્થ એટલે શું ?

તેમાંએ વળી એ લોકોનો શાસ્ત્રાર્થ વેદના એક પ્રકરણને પકડીને છે, માટે વેદના બીજાં ઘણાં પ્રકરણોથી તે શાસ્ત્રાર્થ વિરુદ્ધ પડે છે. એવા શાસ્ત્રાર્થને અંધહસ્તિન્યાયની સંજ્ઞા શાસ્ત્રમાં આપેલી છે. અંધહસ્તિન્યાય એ કે:-કેટલાએક આંધળાઓએ હાથીના જુદા જુદા અંગ ઉપર હાથ ફેરવ્યો. જે અંગ ઉપર હાથ ફેરવ્યા તે તે અંગ જેવો હાથી છે એમ તે આંધળા કહેવા લાગ્યા, પણ બધા અંગ મળીને એક હાથી તે વાતને તેઓ જાણતા નથી માટે એક પક્ષ પકડીને વેદાર્થ કરવો તે અંધહસ્તિન્યાયવત્ કહેવાય છે. વેદનાં બધાં પ્રકરણો સાથે મેળવીને વેદનો અર્થ કરવો એવો અર્થ જે કરે તેને દેખતો પુરુષ શાસ્ત્રમાં કહેલો છે.

૨. શ્રીમદ્વલ્લભાચાર્યજીના માર્ગમાં વેદના સર્વપક્ષો સાથે મેળવીને શાસ્ત્રાર્થ કરવાની રીત છે. તેજ પ્રમાણે અમે પ્રશ્નોના ઉત્તર લખેલા છે, માટે આ પુસ્તકનો જે કોઈ વૈષ્ણવ પોતાના ઘરમાં સંગ્રહ કરશે તેના મનને અન્યમાર્ગી લોકો કદિ ભ્રમ ઉપજાવી શકશે નહિ. અને બીજા માર્ગનાં ફલનું તથા ભક્તિમાર્ગના ફલનું તેઓને જ્ઞાન થશે માટે આ પુસ્તક સર્વ વૈષ્ણવોએ જરૂર સંગ્રહ કરવા જેવું છે.

૩. આ પુસ્તક બીબાંથી છપાવેલું છે. પણ જેવા જોઈએ તેવા મોહટા અક્ષર મલેલા નથી. કાના માત્રાની ભૂલ થઈ હશે. તે સુજ્ઞ પુરુષોએ સંબંધ બેસાડીને વાંચવું. જ્યાં અર્થ ફેરફાર છાપેલો છે, તેનું શુદ્ધિપત્રક આ પુસ્તકમાં ટાંકેલું છે, ત્યાં જોવું, અને તે ઉપરથી પુસ્તકમાં જ્યાં ચૂક હોય ત્યાં શાહીથી ઠીક કરવું એજ વિનતિ.

૪. આ પુસ્તકમાં વેદના અર્થ લખ્યા છે, પણ વચન લખ્યાં નથી. કેમકે આ પુસ્તક શૂદ્રના વાંચવામાં આવશે માટે એ વચનનો સંગ્રહ અમે એક જુદા પુસ્તકમાં કરેલો છે. તેની યોગ્યતા જેને હશે તે પત્ર લખશે તો તેને મોકલીશું.

૫. આ પુસ્તક સુરતના મોટા મંદિરમાં લાલાજી શ્રીરણછોડભટ્ટજી હસ્તક મલશે. જેની મરજી જે ગામ મંગાવવાની હશે તેણે પત્ર લખવો અને પોસ્ટ ખર્ચના બાર આના અને પુસ્તકનો ખરચ મોકલશે તો તેને કોઈ પણ દેશમાં મોકલીશું.

॥ श्री हरिः ॥

# ચોસઠ પ્રશ્નોના પ્રત્યુત્તરો.

## મંગળાચરણ.

અથ ગ્રંથપ્રારંભે મંગળાચરણમાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણને સાષ્ટાંગ દંડવત કરીએ છીએ. શ્રીભાગવત એકાદશ સ્કંધના પાંચમા અધ્યાયમાં નવ યોગેશ્વરે શ્રીકૃષ્ણનું સ્વરૂપ કહ્યું છે, તે શ્લોકઃ—

ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं तीर्थास्पदं शिवविरंचिनुतं शरण्यम् ॥
भृत्यार्तिहन् प्रणतपालभवाब्धिपोतं वंदे महापुरुष ते चरणारविन्दम् ॥१॥

હે કૃષ્ણ! તમારાં ચરણકમલ ભક્તોને સદા ધ્યાન કરવા યોગ્ય છે. જે ધ્યાન અગ્યારે ઇંદ્રિયોનાં જે વિઘ્ન છે, તેને તુરત દૂર કરે છે, અને મનવાંછિત ફળને આપે છે. તીર્થાદિકને પવિત્ર કરવાવાળાં છે. શિવબ્રહ્માદિક દેવતાઓને આશ્રયરૂપ છે, અને તે સર્વને નમન કરવા યોગ્ય છે. ભક્તોનાં સર્વ દુઃખ દૂર કરીને પાલન કરવાવાળાં છે. આ સંસારસમુદ્ર તરવાને નૌકારૂપ છે. એવાં જે તમારા ચરણકમલ તેને અમે નમન કરીએ છીએ. હવે આ વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યશ્રી તેમને સાષ્ટાંગ દંડવત કરીએ છીએ. ભાગવત દશમ સ્કંધ પૂર્વાર્ધમાં ગર્ભસ્તુતિ બ્રહ્માદિ દેવતાએ કરી છે, તે શ્લોકઃ—

स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन् भवार्णवं भीममदभ्रसौहृदाः ॥
भवत्पदांभोरुहनावमत्र ते निधाय याताः सदनुग्रहो भवान् ॥२॥

બ્રહ્માજી કહે છે હે શ્રીકૃષ્ણ! આપની ભક્તિના પ્રતાપથી મોટા પુરુષો પૂર્વકાળમાં આ સંસારસમુદ્રને ગાયની ખુરી પ્રમાણે કરીને ચરણકમલના આશ્રયરૂપી નૌકાથી પાર ઉતરી ગયા, અને સર્વે પ્રાણી માત્રના હિતને સારૂ આશ્રયરૂપ નૌકા એટલે વહાણરૂપી સંપ્રદાય અહીં મૂકી ગયા. તે સંપ્રદાયરૂપી વહાણ થકી આપની કૃપાથી તેનો આશ્રય કરનારા પણ આ ભયાનક સમુદ્રની પાર ઉતરી જાય છે. એ રીતે વૈષ્ણવમાર્ગપ્રવર્તક આચાર્યોનું સ્વરૂપ કહ્યું છે. આ સંપ્રદાય વિના બીજા વર્ણાશ્રમાદિક સંપ્રદાયોના ધર્મવાળાઓને તે સંપ્રદાય થકી, તેમની ગતિ બ્રહ્માજી હવે આ શ્લોકમાં કહે છેઃ—

येऽन्येऽरविंदाक्ष विमुक्तमानिनस्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ॥
आरुह्य कृच्छ्रेण परं पदं ततः पतंत्यधोऽनादृतयुष्मदंघ्रयः ॥३॥

હે ભગવાન! તમારી ભક્તિના સંપ્રદાય વિનાનાં જે બીજાં જ્ઞાનવર્ણાશ્રમાદિ સાધન કરનારા જે પુરુષો છે, તે જ્ઞાનાદિક સાધન થકી પોતાને મુક્ત થયેલા માને છે, પણ તમારા ચરણકમલના આશ્રય વગર તે મુક્તિસ્થાન થકી પાછા પડે છે એટલે પાછા જન્મ પામે છે. ભક્તિ વગર તે કદી મુક્ત થતા નથી. એ રીતે

ષ્ણુવ સંપ્રદાય વગર બીજા સાધનોના સંપ્રદાયથી ભગવાનના સ્થાનની પ્રાપ્તિ થતી નથી. એ આ શ્લોકમાં બ્રહ્માજીએ વેદનો સિદ્ધાંત બતાવ્યો છે. તે થકી વૈષ્ણવસંપ્રદાયપ્રવર્તક આચાર્યોની કૃપાથી મોક્ષાદિક મલે છે. તેથી અમે તેમને સાષ્ટાંગ દંડવત કરીએ છીએ. હવે ષષ્ઠસ્કંધ ભાગવતના ત્રીજા અધ્યાયમાં ધર્મરાજે પોતાના યમદૂતોને ધર્મનું સ્વરૂપ કહ્યું છે, તે શ્લોકઃ—

धर्मं तु साक्षात् भगवत्प्रणीतं न वै विदु ऋषयो नापि देवाः ॥
नसिद्धमुख्या असुरा मनुष्याः कुतश्च विद्याधरचारणादयः ? ॥४॥

ધર્મ જે છે તે સાક્ષાત્ ભગવાનનો કહેલો છે; તેથી ધર્મનું બરાબર સ્વરૂપ એક ભગવાનજ જાણે છે. દેવતા, તથા ઋષિઓ, મનુષ્યો, દૈત્યો, કોઈ જાણતા નથી. તો વિદ્યાધર ચારણ ક્યાંથી જાણે ? એ રીતે ધર્મનું સ્વરૂપ દેવતા તથા ઋષિઓને જાણવામાં આવતું નથી, એ રીતે કહ્યું છે. તો અમારા સરખા શાસ્ત્રોમાં વ્યુત્પન્ન નહિ તેને ક્યાંથી જાણવામાં આવે ? તથાપિ શ્રીગુરુના પ્રતાપ થકી યથાશ્રુત યથાબુદ્ધિ અમે કહીએ છીએ તેથી એમાં જે અજ્ઞાનપણાંથી કહેવાયું હોય તે અમારા સ્વામી શ્રીકૃષ્ણચંદ્ર અને સુજ્ઞ ભક્તજન અમને ક્ષમા કરો.

દેવનકો દુર્બોધ વેદ અન્યકો સુબોધ કેસેં ? તથાપિ શ્રીગુરુયુગ્મ ચરણ હૃદય ધારિકેં, યથાશ્રુત યથામતિ પ્રશ્નોત્તરકેં ગતિ દીજે પતિ કૃષ્ણ વેત્તા વેદપારકે. યા મેં જહાં વ્યલીક હોય, ક્ષમા કીજે પ્રભુ સોય, હમ તો હેં અલ્પ જીવ, કહા જાને સારકે. શ્રીમદ્વલ્લભાચાર્યપદાશ્રય નૌકા હમેં મહાભયાનક સિંધુ દીજીયે તારકે.

અથ પ્રશ્નો તથા ઉત્તરનો પ્રારંભ કરીએ છીએ.

## પ્રશ્ન પહેલોઃ—સંપ્રદાય એટલે શું ?

૧ પ્રશ્ન—संप्रदायशब्दस्य कोर्थः ? સંપ્રદાય શબ્દનો શો અર્થ છે.

ઉત્તરઃ સંપ્રદાયશબ્દનો રૂઢ અર્થ તો એ છે કે સૃષ્ટિના આરંભ થકી આજ પર્યંત ચાલી આવેલી જે રીત, તે રીતનું નામ સંપ્રદાય છે. તે રીત-સૃષ્ટિને કહેનારા બ્રહ્માજી છે. તેમણે સૃષ્ટિના આરંભમાં વેદ કહેલો છે. તે વેદમાં વર્ણ આશ્રમના ધર્મ તથા કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, યોગમાર્ગ એ પાંચ માર્ગની રીત કહી છે. તેમાંથી પોતપોતાની રુચિ પ્રમાણે તથા યોગ્યતા પ્રમાણે સૃષ્ટિના પુરુષોએ એક માર્ગનું ગ્રહણ કર્યું છે, એ રીતે એ પાંચ માર્ગની રીત પરંપરાથી આજ પર્યંત સૃષ્ટિમાં ચાલી આવે છે તેથી વેદમાં જેટલા માર્ગ બ્રહ્માજીએ કહ્યા છે, તેટલા સંપ્રદાય સૃષ્ટિમાં છે. એ રીતે સંપ્રદાયશબ્દને બહુપણું આવે છે. પણ બ્રહ્માજીને વેદના કહેનાર ભગવાન છે, તે એકાદશસ્કંધ ભાગવતમાં ભગવાને પોતે ઉદ્ધવજીને કહ્યું છે તે શ્લોકઃ—

कालेन नष्टा प्रलये वाणीयं वेदसंज्ञिता । मयादौ ब्रह्मणे प्रोक्ता
धर्मो यस्यां मदात्मकः ? तेन प्रोक्ता च पुत्राय मनवे पूर्वजाय सा ॥ ..

પ્રલયકાળમાં આ વેદવાણી અંતર્ધ્યાન થઇ હતી. તે ઉત્પત્તિકાળમાં એ વેદવાણી મેં બ્રહ્માને કહી. કેમકે ધર્મ છે, તે મારો આત્મા છે. એ ધર્મથકી મારી પ્રાપ્તિ જીવોને થાય છે. એ વેદવાણી બ્રહ્માએ પોતાના મન્વાદિક પુત્રોને કહી છે, એ પુત્રો થકી એ વેદવાણી સર્વ સૃષ્ટિમાં પ્રવૃત્ત થઇ છે. એ રીતે વેદના કહેનારા ભગવાન્ છે, અને સર્વ ધર્મનું મૂળ પોતે છે. તેથી બધા સંપ્રદાયનું મૂલ ભગવાન છે. એ વાત આ શ્લોકમાં નિશ્ચય કરીને કહી છે. એ રીતે વેદમાં પણ કહ્યું છે. તેથી ભગવાનને પ્રાપ્ત થવાનો જે સંપ્રદાય છે, તેજ સંપ્રદાય મુખ્ય છે. બીજા સંપ્રદાયો ગૌણ છે, તે ગૌણ એટલે ઉતરના છે. એ રીતે સંપ્રદાય શબ્દના રૂઢ અર્થથી પણ એજ વાત સિદ્ધ થઈ.

## વેદાદિમાં ઘણા સંપ્રદાયો શા માટે ?

એ ઠેકાણે કોઇ એવો પ્રશ્ન કરશે કે વેદમાં મુખ્ય અને ગૌણ એ રીતે બે સંપ્રદાય છે કે એક સંપ્રદાય છે ? જો બે સંપ્રદાય કહેશો તો તે બે સંપ્રદાય પ્રકટ થવાનું કારણ શું ? તે બતાવો.

એ પ્રશ્નનો ઉત્તર કે વેદમાં વર્ણાશ્રમધર્મનો માર્ગ અને કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, ભક્તિમાર્ગ; એ પાંચ માર્ગના સંપ્રદાયની રીત જુદી જુદી કહી છે, અને એ પાંચે સંપ્રદાયનાં ફલ પણ જુદાં જુદાં વેદપુરાણોમાં કહેલાં છે. તેથી પાંચે સંપ્રદાય ભગવાને બ્રહ્માજી દ્વારા જુદા જુદા પ્રકટ કરાવ્યા છે. કેમકે એ પાંચે સંપ્રદાયના ફલનું ગ્રહણ કરનારા જીવ તે પણ જુદી જુદી પ્રકારના બ્રહ્મા થકી પ્રકટ કરાવ્યા છે, તે વાત તૃતીય સ્કંધ ભાગવતના બારમા અધ્યાયમાં સૃષ્ટિની ઉત્પત્તિના પ્રસંગમાં કહી છે તે શ્લોકઃ—

ससर्जाग्रेन्धतामिश्रमथ तामिश्रमादिकृत् ॥ महामोहंच मोहं च तमश्चाज्ञानवृत्तयः॥१॥
दृष्ट्वा पापीयसीं सृष्टिं नात्मानं बह्वमन्यत ॥भगवद्ध्यानपूतेन मनसान्यां ततोऽसृजत् ॥२॥

## ભિન્ન ભિન્ન સૃષ્ટિના પ્રકારો.

શોકાતુર, ક્રોધી, વિષયી, અહંકારી, અજ્ઞાની એ પાંચ પ્રકારની અવિદ્યાસહિત એવી પાપી સૃષ્ટિ બ્રહ્માએ પોતાના અંગમાંથી નીકળેલી જોઇ, પછી ભગવાનનું ધ્યાન કરીને પોતાના મનને પવિત્ર કરીને તે શુદ્ધ મન થકી ફરી સૃષ્ટિ કરતા થયા. તેમાંથી નારદાદિક ભગવાનના ભક્ત મહાજ્ઞાની જીવ નીકળ્યા. એ રીતે વિદ્યા સહિત દૈવી જીવ પ્રકટ થયા અને અવિદ્યાસહિત આસુરી જીવ પ્રકટ થયા. એ રીતે બે પ્રકારની સૃષ્ટિ બ્રહ્માથી નીકળી છે. એ બે પ્રકારની સૃષ્ટિની પ્રકૃતિમાં સાત્વિક, રાજસ, તામસ, એ ત્રણ ગુણ ભગવાને મૂકેલા છે. તેથી બે પ્રકારની સૃષ્ટિ ત્રણ ગુણની પ્રકૃતિથી છ પ્રકારની થઈ. એ રીતે સૃષ્ટિ બહુ પ્રકારની સૃજી છે. તેથી એ બધાની રુચિ જુદી જુદી પ્રકારની છે, અને સાધન કરવામાં અધિકાર જુદા જુદા છે. તેમ સર્વેને જુદાં જુદાં ફલ આપવાની ભગવાનની ઇચ્છા છે, તેથી

સંપ્રદાય પણ બ્રહ્માજીથી જુદા જુદા પ્રકટ કરાવ્યા છે. એ રીતે જુદા જુદા સંપ્રદાયનું કારણ સૃષ્ટિની ઉત્પત્તિથી તથા તે સંપ્રદાયનાં સાધન તથા ફલ વેદશાસ્ત્રમાં જુદાં કહેલાં છે તેથી સિદ્ધ થાય છે.

પણ સર્વ શાસ્ત્રમાં સહુથી ઉત્તમ ફલરૂપ ભગવાનની પ્રાપ્તિ બતાવી છે. એ ઉપરાંત બીજા સર્વે ફલ ગૌણ બતાવે છે, તેથી ભગવાનને પ્રાપ્ત થવાનો સંપ્રદાય ઉત્તમ છે. એ વાત બધા શાસ્ત્રથી સિદ્ધ છે. આસુરી જીવ છે, તેનો અધિકાર પ્રથમથી ભગવાનની ભક્તિ કરવામાં નથી અને તે જીવોની પ્રીત પણ ધન, સ્ત્રી, પુત્ર, રાજ્ય, સ્વર્ગ ઇત્યાદિકમાં છે, તેથી વર્ણાશ્રમકર્મના દેવતા જે ચંદ્ર, અગ્નિ, સૂરજ, પિતૃ ઇત્યાદિકની ઉપાસના એમને બતાવી, તેથી વર્ણાશ્રમનાં કર્મનો સંપ્રદાય અવિશ્વાસહિત જીવોને સ્વર્ગાદિક સ્થાનની પ્રાપ્તિ થવા સારૂ કહ્યો છે. એથી વેદમાં તથા મનુસ્મૃતિમાં મુક્તિ કહી નથી. એ વર્ણાશ્રમી સ્વર્ગમાંથી પુણ્ય ક્ષીણ થવાથી પૃથ્વીમાં જન્મ પામે છે. તેથી એ વર્ણાશ્રમી આ સંપ્રદાયથી કદી મુક્ત થતા નથી દૈવી સૃષ્ટિ જ્ઞાનસહિત સજી છે, તેથી એની રુચિ ભગવાન ઉપર છે, તથા મુક્ત થવા ઉપર છે, એને સારૂ જ્ઞાન તથા ભક્તિ તથા યોગ એ ત્રણ માર્ગ. સંપ્રદાય બ્રહ્માજીએ કહ્યા છે, પણ દૈવી જીવોમાં સાત્વિક, રાજસ, તામસ; એ ત્રણ ગુણના સ્વભાવવાળા જીવ સરજ્યા છે, તેથી શુદ્ધ સાત્વિક ગુણવાળાઓની રુચિ એક ભગવાન ઉપર જ છે, તેને સારૂ ભગવાનની ભક્તિ કરવાનો સંપ્રદાય બ્રહ્માએ કહ્યો છે, અને સાત્વિક, રાજસ, મિશ્ર ગુણની પ્રકૃતિનાં જે દૈવી જીવ છે, તેને સંસાર થકી મુક્ત થવા ઉપરજ રુચિ છે તેમને સારૂ જ્ઞાન તથા યોગ એ માર્ગના સંપ્રદાય બ્રહ્માએ કહ્યા છે. એ રીતે જુદા જુદા પ્રકારના જીવોની રુચિ પ્રમાણે તેઓને ફલ મલવા સારૂ બધા સંપ્રદાય જુદા જુદા કહ્યાં છે.

એમાં કોઈ એવી આશંકા લાવશે કે દૈવી અને આસુરી બે પ્રકારની સૃષ્ટિ ભગવાને શા સારૂ કરી અને સર્વને એવું જુદું જુદું ફળ આપવાની ઇચ્છા કેમ કરી? એવો પ્રશ્ન કોઈ કરશે તો તેનો ઉત્તર કહીએ છીએ. જો સર્વે જીવ જ્ઞાનીજ ઉત્પન્ન કરતા તો તે આ સૃષ્ટિમાંથી તરત બધાનો મોક્ષ થઇ જાત. ત્યારે બ્રહ્માંડમાંથી સૃષ્ટિ સહુ ખાલી પડી જાત. ત્યારે સૃષ્ટિ કરી, તે ન કર્યા જેવી થઇ જાત. તેથી અજ્ઞાની સૃષ્ટિ પણ કરી, એને ધીરે ધીરે મુક્ત કરવાની ભગવાનની ઇચ્છા છે. તેમાં કારણ એ છે કે બ્રહ્માજીનું આયુષ જ્યાં સુધી છે, ત્યાં સુધી આ સૃષ્ટિની સ્થિતિ પૃથ્વી ઉપર રાખવી છે. તેથી સૃષ્ટિમાં બે ભેદ કર્યા. એ એનું કારણ વેદશાસ્ત્ર થકી સિદ્ધ થાય છે તેથી ભગવાનની ભક્તિના સંપ્રદાય વગર બીજા સંપ્રદાય સર્વે ગાણુ છે, અને તુચ્છ ફલ આપવાવાળા છે. તથા એ સર્વે સંપ્રદાયો આપ્તના મનુષ્યોએ કેમ ચલાવ્યા છે તે વાત ભગવાને ઉદ્ધવજીને કહી છે, તે એકાદશસ્કંધના ચૌદમા અધ્યાય વિષે બતાવી છે.

तेन प्रोक्ता च पुत्राय मनवे पूर्वजाय सा ॥ ततो भृग्वादयोऽगृह्णन् सप्त ब्रह्ममहर्षयः ॥ १ ॥ तेभ्यः पितृभ्यस्तत्पुत्रा देवदानवगुह्यकाः ॥ मनुष्याः सिद्धगंधर्वाः सविद्याधरचारणाः ॥ २ ॥ बह्व्यस्तेषां प्रकृतयो रजःसत्त्वतमोभुवः ॥ एवं प्रकृतिवैचित्र्याद् भिद्यंते मतयो नृणाम् ॥३॥ मन्मायामोहितधियः पुरुषाः पुरुषर्षभ ॥ श्रेयो वदंत्यनेकांतं यथाकर्म यथारुचि ॥४॥

### જુદા જુદા સંપ્રદાયો શાથી થયા ?

ભગવાન્ ઉદ્ધવજીને કહે છે કે મેં પહેલાં બ્રહ્માજીને વેદ કહ્યો છે, તે વેદવાણી બ્રહ્માએ પોતાના મન્વાદિક પુત્રોને કહી છે. તે થકી ભૃગ્વાદિક સાત બ્રહ્મઋષિ શીખ્યા. તે થકી પિતૃ શીખ્યા, તે થકી તેના પુત્ર દેવ, દાનવ, ગુહ્યક મનુષ્યાદિક શીખ્યા. પણ સર્વેની પ્રકૃતિ—સાત્વિક, રાજસ, તામસ, એ રીતે બહુ પ્રકારની પ્રકૃતિથી વેદનો અર્થ પ્રતિપાદન કરવામાં બહુમત થઈ ગયા. મારી ઐશ્વર્યરૂપ માયા જોઇને મોટા મોટા પુરુષોની બુદ્ધિને ભ્રમ ઉત્પન્ન થયો તેથી મારી ભક્તિ વગર અનેક ધર્મોને ઉત્તમ કરીને કહેવા લાગ્યા. જે કર્મનું તે આચરણ કરતા હતા અને જે ફલના ઉપર તેઓની રુચિ હતી, તેજ ધર્મને તેઓ ઉત્તમ કહેવા લાગ્યા. એ રીતે સર્વ ધર્મના સંપ્રદાય સૃષ્ટિમાં જુદા જુદા ચાલે છે, તેનું કારણ આ શ્લોકમાં બતાવ્યું છે. હવે તે સર્વે ધર્મોના સંપ્રદાય ભગવાન કહે છેઃ—

धर्ममेके यशश्चान्ये कामं सत्यं शमं दमम् ॥ अन्ये वदंति स्वार्थं वा ऐश्वर्यं त्यागभोजनम् ॥ १ ॥ केचिद्यज्ञतपोदानव्रतानि नियमान्यमान् ॥ आद्यन्तवंत एवैषां लोकाः कर्मविनिर्मिताः ॥ २ ॥ दुःखोदर्कास्तमोनिष्ठाः क्षुद्रानंदाः शुचार्पिताः ॥ मय्यर्पितात्मनः सभ्य निरपेक्षस्य सर्वतः ॥ ३ ॥ मयात्मना सुखं यत्तत् कुतः स्याद् विषयात्मनाम् ॥ ४ ॥

કેટલાએક વર્ણાશ્રમનાં ધર્મનેજ શ્રેષ્ઠ કહેવા લાગ્યા, જેમ પ્રશ્ન કર્તા કહે છે. કેટલાએક પોતાનો યશ થવા સારૂ તથા કામને, સત્યને, તથા ઇંદ્રિયો દમન કરવાને કેટલાક દેવતાઓના યજ્ઞ કરવાને, તપને તથા દાન વ્રતને માટે એ સાધનોને ઉત્તમ કહેવા લાગ્યા. પણ એ સાધનોને સાધવાં આદિમાં પણ દુઃખ થાય છે, અને એ સાધનોનું ફલ ભોગવ્યા પછી અંતમાં પણ દુઃખજ થાય છે. કેમકે તેનું પુણ્ય ભોગવ્યા પછી ફેરી જન્મ થાય છે. તેથી એ સર્વે સાધન આદિ તથા અંતમાં જીવને દુઃખ આપનારાં છે એ નક્કી છે. એ સાધન થકી જન્મમરણનાં બંધનથી આ જીવ કદી છુટતો નથી. તેથી એ સાધન તુચ્છ ફલને આપનારાં છે તે કારણથી હે ઉદ્ધવ! એ સાધનની ઇચ્છા છોડીને એક મારે વિષેજ અંતઃકરણ રાખીને એક મારી ભક્તિ કર, તો મારા થકી જે સુખ આ પુરુષને મલે તે સુખ શું આ વિષયરૂપ ફલને આપનારાં સાધનો થકી મલે છે ? આ રીતે વર્ણાશ્રમાદિક ધર્મો

તુચ્છ ફલના આપનારા કહેવાયા છે. એ થકી જન્મમરણનું બંધન કહ્યું છે. પોતાની ભક્તિને જ મોક્ષ આપનારી કહી છે, એ કારણથી ભગવાનની ભક્તિનો સંપ્રદાય છે તેજ સર્વથી શ્રેષ્ઠ છે, બીજા સર્વ સંપ્રદાય ગૌણ છે, એ વાત ભગવાને નિશ્ચયપૂર્વક આ શ્લોકમાં કહી છે. માટે સંપ્રદાયશબ્દના રૂઢ અર્થથી પણ એજ સિદ્ધ થયું કે જીવને મુક્ત કરનાર અને ભગવાનની પ્રાપ્તિ કરાવનાર એક ભગવાનનો સંપ્રદાય જ છે, બાકી અન્ય સંપ્રદાયો ગૌણ ફલને આપનાર છે. પૂર્વ કાળમાં ભગવાનની ઐશ્વર્યાદિક સિદ્ધિઓ અને સ્વર્ગાદિ વૈભવરૂપ માયા જોઇને મોટા મોટા પુરુષોનું મન એ માયામાં લલચાયું, તેથી એજ સ્વર્ગાદિ માયા પ્રાપ્ત થવાને સારૂ ભક્તિ વગર તે બીજાં સાધન કરવા લાગ્યા. એ રીતે જુદા જુદા સંપ્રદાયો ચાલવામાં કારણ કહ્યું, એમાં પ્રત્યક્ષ પ્રમાણ વિદ્યમાન છે. જેથી હાલમાં સર્વ લોકો ધન મેળવવાને સારૂ આખો દહાડો ઉદ્યમ કરવામાં જ મંડ્યા રહે છે. પણ એક ઘડી પણ દહાડામાં ભગવાનની ભક્તિ નિશ્ચિત ચિત્તથી કરતા નથી. તે રીતે આદિ કાલની સૃષ્ટિના લોકો પણ એજ માયામાં મોહિત થયા હતા. એ રીતે રૂઢ સંપ્રદાયમાં પણ એજ અર્થ રહેલો છે કે ભગવાનની ભક્તિનો સંપ્રદાય મુખ્ય છે.

### હવે સંપ્રદાયશબ્દનો યૌગિક અર્થ કહીએ છીએ.

सम्यक् प्रकर्षेण मंत्रादिकमाचार्यैर्दीयते यस्मिन्मार्गे स संप्रदायः ॥

બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારના મંત્રાદિક આપે છે. આચાર્યો જે માર્ગ વિષે તે સંપ્રદાય કહેવાય, એ રીતે સંપ્રદાયશબ્દનો યૌગિક અર્થ છે. सं અને प्र એ બે ઉપસર્ગ છે અને દાય ધાતુનો અર્થ દાનવાચક છે. એ ત્રણ પદ એકઠાં મળીને સંપ્રદાય શબ્દ થયો છે. તે ઉત્તમ પ્રકારનું બહુ પ્રકારે કરીને દાન કિયા માર્ગમાં છે? તેનો વિચાર શાસ્ત્રથી અહીં બતાવીએ છીએ.

વર્ણાશ્રમધર્મવાળા કર્મમાર્ગી એમ કહેશે કે ઉત્તમ પ્રકારનું બહુ પ્રકારે કરીને દાન કર્મમાર્ગમાં છે. તો તે વિષેનો વિચાર અમે કહીએ છીએ. વર્ણાશ્રમવાળા બ્રાહ્મણને મુક્ત થવા સારુ સર્વ કર્મ ત્યાગ કરાવીને સંન્યાસ ગ્રહણ કેમ કરાવે છે? જો કર્મથકી વર્ણાશ્રમધર્મવાળાની મુક્તિ થતી હોય તો કર્મનો ત્યાગ કરાવવાની જરૂર નથી. ફરી સંન્યાસ લીધા વગરનો બ્રાહ્મણ અને ક્ષત્રિય વૈશ્ય, સ્ત્રી અને શૂદ્ર; એ સર્વેની વર્ણાશ્રમના ધર્મ થકી મુક્તિ થવી જોઇએ. તે વેદમાં તથા મનુસ્મૃત્યાદિકમાં એઓને સ્વર્ગપ્રાપ્તિ કહી છે, અને પુણ્ય ક્ષીણ થાય ત્યારે પૃથ્વીમાં એ બધાંનો જન્મ કહ્યો છે. તે મનુસ્મૃતિના ૧૨માં અધ્યાયમાં બતાવ્યું છે, તે શ્લોકઃ–

यद्याचरति धर्मं स मायशो धर्ममल्पशः ॥ तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमपाश्नुते ॥१॥

વર્ણાશ્રમના લોકોએ ધર્મનું આચરણ ઘણું કર્યું હોય અને અધર્મનું આચરણ થોડું હોય તો સ્વર્ગમાં દેહધારણ કરીને સ્વર્ગનું સુખ ભોગવે અને અધર્મ બહુ હોય તો નરક ભોગવે. એ રીતે વર્ણાશ્રમી લોકોને ફકત સ્વર્ગ, નરક કહ્યું છે. તેથી

બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રી; આ કોઇની મુક્તિ વર્ણાશ્રમના કર્મથી નથી. તેથી બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારનું દાન કર્મમાર્ગમાં છે જ નહિ. આ વાત આ શ્લોકમાં સાફ દેખાડાવી છે. આખર કર્મનો ત્યાગ કરાવીને ભગવાનનો આશ્રય સંન્યાસી જ્યારે કરે ત્યારેજ તે મુક્ત થાય, એ રીતે સંન્યાસધર્મમાં મન્વાદિકે કહ્યું છે. તે કારણથી સંપ્રદાયશબ્દના અર્થનો સંભવ વર્ણાશ્રમના કર્મમાર્ગમાં નથી.

### યોગ, જ્ઞાન આદિ સાધનોનું ફલ ઉત્તમ નથી.

કદાચ જ્ઞાનમાર્ગવાળા એમ કહેશે કે सोऽहं ब्रह्मास्मि એટલે હું બ્રહ્મ છું એવું જ્ઞાન પોતાને વિષે રાખવાથી તે જીવ મુક્ત થાય છે, તેથી જ્ઞાનમાર્ગમાં કર્મમાર્ગથી ઉત્તમ પ્રકારનું દાન આપેલું છે. એ રીતે જ્ઞાનમાર્ગવાળા માને છે, તેથી જ્ઞાનમાર્ગી લોકોને ફલની પ્રાપ્તિ ભગવાને ગીતાજીમાં બતાવી છે, તે દેખાડાવીએ છીએઃ—

*अनेकजन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥*

અનંત જન્મને અંતે જ્ઞાની મને પ્રાપ્ત થાય છે. એ રીતે અનંત જન્મનો અંતરાય જ્ઞાનીને મુક્ત થવામાં બતાવ્યો છે, તેથી જ્ઞાનમાર્ગમાં પણ ઉત્તમ પ્રકારનું દાન બહુ પ્રકારે કરીને આપેલું નથી. એ વાત આ શ્લોકમાં ખુલ્લી દેખાડાવી છે. તેથી સંપ્રદાયશબ્દનો અર્થ એમાં પણ લાગતો નથી. તેમ યોગમાર્ગનું ફલ ભગવાને એકાદશ સ્કંધના ૧૪મા અધ્યાયમાં કહ્યું છેઃ—

न साधयति मां योगो न सांख्यं धर्मउद्धव । न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥९॥ भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ॥

હે ઉદ્ધવજી ! યોગથી; સાંખ્યથી, વેદાધ્યયનથી, વર્ણાશ્રમધર્મથી, ત્યાગથી હું પ્રાપ્ત નથી થતો, જેવો ભક્તિથી મારૂં સેવન કરવાથી પ્રાપ્ત થાઉં છું શ્રદ્ધા સહિત આત્માને પ્રિય એવી જે એક ભક્તિ તેણે કરીને જ હું પ્રાપ્ત થાઉં છું બીજા કોઇ સાધન થકી પ્રાપ્ત થતો નથી. એ રીતે યોગજ્ઞાનાદિક સાધનથકી અપ્રાપ્તિ કહી છે એક ભક્તિમાર્ગથી જ પ્રાપ્તિ કહી છે. તેથી સંપ્રદાયશબ્દના અર્થનો સંભવ એક ભક્તિમાર્ગમાંજ થાય છે. કેમકે સૌથી ઉત્તમ અને સૌનો અંત ભગવાન છે, તેની પ્રાપ્તિ થઇ તે ઉપરાંત ઉત્તમ ફલ એક પણ નથી.

એ ઠેકાણે કોઈ એમ કહેશે કે મુક્તિફલ ઉત્તમ છે, તો તે વિષે અમે કહીએ છીએ કે મુક્તિફલના આપનાર તો ભગવાન્ છે, તેથી મુક્તિથી ઉત્તમ ભગવાન છે, તેથી ભક્ત મુક્તિનું સુખ તુચ્છ માનીને ભગવાનમાં ભક્તિ માંગે છે. ભક્તિની દાસી મુક્તિ છે એમ નારદજીએ પદ્મપુરાણના ભાગવતમાહાત્મ્યમાં કહ્યું છે. અને તૃતીય સ્કંધમાં કપિલાવતારે પોતાની માતાને મુક્તિથી ઉત્તમ ભક્તિને કહી છે. તેથી સર્વ માર્ગના સાધનથી ભગવાનની ભક્તિરૂપ સાધન સર્વ થકી ઉત્તમ ફલ આપનારૂં સિદ્ધ થાય છે. તેથી એક ભક્તિમાર્ગમાં જ સંપ્રદાયશબ્દનાં

તુચ્છ ફલના આપનારા કહેવાયા છે. એ થકી જન્મમરણનું બંધન કહ્યું છે. પોતાની ભક્તિને જ મોક્ષ આપનારી કહી છે, એ કારણથી ભગવાન્‌ની ભક્તિનો સંપ્રદાય છે તેજ સર્વથી શ્રેષ્ઠ છે, બીજા સર્વ સંપ્રદાય ગૌણ છે, એ વાત ભગવાને નિશ્ચય પૂર્વક આ શ્લોકમાં કહી છે. માટે સંપ્રદાયશબ્દના રૂઢ અર્થથી પણ એજ સિદ્ધ થયું કે જીવને મુક્ત કરનાર અને ભગવાનની પ્રાપ્તિ કરાવનાર એક ભગવાનનો સંપ્રદાય જ છે, બાકી અન્ય સંપ્રદાયો ગૌણ ફલને આપનાર છે. પૂર્વ કાળમાં ભગવાનની ઐશ્વર્યાદિક સિદ્ધિઓ અને સ્વર્ગાદિ વૈભવરૂપ માયા જોઇને મોટા મોટા પુરુષોનું મન એ માયામાં લલચાયું, તેથી એજ સ્વર્ગાદિ માયા પ્રાપ્ત થવાને સારૂ ભક્તિ વગર તે બીજાં સાધન કરવા લાગ્યા. એ રીતે જુદા જુદા સંપ્રદાયો ચાલવામાં કારણ કહ્યું. એમાં પ્રત્યક્ષ પ્રમાણ વિદ્યમાન છે. જેથી હાલમાં સર્વ લોકો ધન મેલવાને સારૂ આખો દહાડો ઉદ્યમ કરવામાં જ મચ્યા રહે છે. પણ એક ઘડી પણ દહાડામાં ભગવાનની ભક્તિ નિશ્ચિત ચિત્તથી કરતા નથી. તે રીતે આદિ કાલની સૃષ્ટિના લોકો પણ એજ માયામાં મોહિત થયા હતા. એ રીતે રૂઢ સંપ્રદાયમાં પણ એજ અર્થ રહેલો છે કે ભગવાન્‌ની ભક્તિનો સંપ્રદાય મુખ્ય છે.

## હવે સંપ્રદાયશબ્દનો યૌગિક અર્થ કહીએ છીએ.

सम्यक् प्रकर्षेण मंत्रादिकमाचार्यैर्दीयते यस्मिन्मार्गे स संप्रदायः ॥

બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારના મંત્રાદિક આપે છે. આચાર્યો જે માર્ગ વિષે તે સંપ્રદાય કહેવાય, એ રીતે સંપ્રદાયશબ્દનો યૌગિક અર્થ છે. સં અને પ્ર એ બે ઉપસર્ગ છે અને દાય ધાતુનો અર્થ દાનવાચક છે. એ ત્રણ પદ એકઠાં મલીને સંપ્રદાય શબ્દ થયો છે. તે ઉત્તમ પ્રકારનું બહુ પ્રકારે કરીને દાન ક્યિા માર્ગમાં છે? તેનો વિચાર શાસ્ત્રથી અહીં બતાવીએ છીએ.

વર્ણાશ્રમધર્મવાળા કર્મમાર્ગી એમ કહેશે કે ઉત્તમ પ્રકારનું બહુ પ્રકારે કરીને દાન કર્મમાર્ગમાં છે. તો તે વિષેનો વિચાર અમે કહીએ છીએ. વર્ણાશ્રમવાળા બ્રાહ્મણને મુક્ત થવા સારુ સર્વ કર્મ ત્યાગ કરાવીને સંન્યાસ ગ્રહણ કેમ કરાવે છે? જો કર્મ થકી વર્ણાશ્રમધર્મવાળાની મુક્તિ થતી હોય તો કર્મનો ત્યાગ કરાવવાની જરૂર નથી. ફરી સંન્યાસ લીધા વગરનો બ્રાહ્મણ અને ક્ષત્રિય વૈશ્ય, સ્ત્રી અને શૂદ્ર; એ સર્વેની વર્ણાશ્રમના ધર્મ થકી મુક્તિ થવી જોઇએ. તે વેદમાં તથા મનુસ્મૃત્યાદિકમાં એઓને સ્વર્ગપ્રાપ્તિ કહી છે, અને પુણ્ય ક્ષીણ થાય ત્યારે પૃથ્વીમાં એ બધાંનો જન્મ કહ્યો છે. તે મનુસ્મૃતિના ૧૨માં અધ્યાયમાં બતાવ્યું છે, તે શ્લોકઃ–

यद्याचरति धर्मं स प्रायशो धर्ममल्पशः ॥ तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमपाश्नुते ॥१॥

વર્ણાશ્રમના લોકોએ ધર્મનું આચરણ ઘણું કર્યું હોય અને અધર્મનું આચરણ થોડું હોય તો સ્વર્ગમાં દેહધારણ કરીને સ્વર્ગનું સુખ ભોગવે અને અધર્મ બહુ હોય તો નરક ભોગવે. એ રીતે વર્ણાશ્રમી લોકોને ફક્ત સ્વર્ગ, નરક કહ્યું છે. તેથી

બ્રાહ્મણુ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રી; આ કોઇની મુક્તિ વર્ણાશ્રમના કર્મથી નથી. તેથી બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારનું દાન કર્મમાર્ગમાં છે જ નહિ. આ વાત આ શ્લોકમાં સાફ દેખાડવી છે. આખર કર્મનો ત્યાગ કરાવીને ભગવાનનો આશ્રય સંન્યાસી જ્યારે કરે ત્યારેજ તે મુક્ત થાય, એ રીતે સંન્યાસધર્મમાં મન્વાદિકે કહ્યું છે. તે કારણથી સંપ્રદાયશબ્દના અર્થનો સંભવ વર્ણાશ્રમના કર્મમાર્ગમાં નથી.

## યોગ, જ્ઞાન આદિ સાધનોનું ફલ ઉત્તમ નથી.

કદાચ જ્ઞાનમાર્ગવાળા એમ કહેશે કે सोऽहं ब्रह्मास्मि એટલે હું બ્રહ્મ છું એવું જ્ઞાન પોતાને વિષે રાખવાથી તે જીવ મુક્ત થાય છે, તેથી જ્ઞાનમાર્ગમાં કર્મમાર્ગથી ઉત્તમ પ્રકારનું દાન આપેલું છે. એ રીતે જ્ઞાનમાર્ગવાળા માને છે, તેથી જ્ઞાનમાર્ગી લોકોને ફલની પ્રાપ્તિ ભગવાને ગીતાજીમાં બતાવી છે, તે દેખાડીએ છીએઃ—

अनेकजन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥

અનંત જન્મને અંતે જ્ઞાની મને પ્રાપ્ત થાય છે. એ રીતે અનંત જન્મનો અંતરાય જ્ઞાનીને મુક્ત થવામાં બતાવ્યો છે, તેથી જ્ઞાનમાર્ગમાં પણ ઉત્તમ પ્રકારનું દાન બહુ પ્રકારે કરીને આપેલું નથી. એ વાત આ શ્લોકમાં ખુલ્લી દેખાડવી છે, તેથી સંપ્રદાયશબ્દનો અર્થ એમાં પણ લાગતો નથી. તેમ યોગમાર્ગનું ફલ ભગવાને એકાદશ સ્કંધના ૧૪માં અધ્યાયમાં કહ્યું છે:—

न साधयति मां योगो न सांख्यं धर्ममुद्धव । न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥९॥ भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ॥

હે ઉદ્ધવજી ! યોગથી, સાંખ્યથી, વેદાધ્યયનથી, વર્ણાશ્રમધર્મથી, ત્યાગથી હું પ્રાપ્ત નથી થતો, જેવો ભક્તિથી મારૂં સેવન કરવાથી પ્રાપ્ત થાઉં છું શ્રદ્ધા સહિત આત્માને પ્રિય એવી જે એક ભક્તિ તેણે કરીને જ હું પ્રાપ્ત થાઉં છું બીજા કોઇ સાધન થકી પ્રાપ્ત થતો નથી. એ રીતે યોગજ્ઞાનાદિક સાધનથકી અપ્રાપ્તિ કહી છે એક ભક્તિમાર્ગથી જ પ્રાપ્તિ કહી છે. તેથી સંપ્રદાયશબ્દના અર્થનો સંભવ એક ભક્તિમાર્ગમાંજ થાય છે. કેમકે સૌથી ઉત્તમ અને સૌનો અંત ભગવાન છે, તેની પ્રાપ્તિ થઇ તે ઉપરાંત ઉત્તમ ફલ એક પણ નથી.

એ ઠેકાણે કોઈ એમ કહેશે કે મુક્તિફલ ઉત્તમ છે, તો તે વિષે અમે કહીએ છીએ કે મુક્તિફલના આપનાર તો ભગવાન્ છે, તેથી મુક્તિથી ઉત્તમ ભગવાન છે, તેથી ભક્ત મુક્તિનું સુખ તુચ્છ માનીને ભગવાનમાં ભક્તિ માંગે છે. ભક્તિની દાસી મુક્તિ છે એમ નારદજીએ પદ્મપુરાણના ભાગવતમાહાત્મ્યમાં કહ્યું છે. અને તૃતીય સ્કંધમાં કપિલાવતારે પોતાની માતાને મુક્તિથી ઉત્તમ ભક્તિને કહી છે. તેથી સર્વ માર્ગના સાધનથી ભગવાનની ભક્તિરૂપ સાધન સર્વ થકી ઉત્તમ ફલ આપનારૂં સિદ્ધ થાય છે. તેથી એક ભક્તિમાર્ગમાં જ સંપ્રદાયશબ્દનાં

અર્થની યોગ્યતા થાય છે, કેમકે બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારનું દાન કહ્યું છે તે બહુ પ્રકાર તે કિયા છે, તે અહીં દેખાડીયેએ છીએ. શ્રવણકીર્તનાદિ ભક્તિના દશ પ્રકાર છે. તેમાંથી એક પ્રકારની ભક્તિનો આ જીવ આશ્રય કરે તો તેજ જન્મમાં મુક્ત થાય અને દેહાંત સમયે આશ્રય કરે તો તેજ ક્ષણમાં મુક્ત થાય. જેમ પ્રદીપ્ત અગ્નિ લાકડાંને તરત બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ ભક્તિ સર્વ પાપને ભસ્મ કરે છે. એ રીતે એકાદશ સ્કંધમાં ભગવાને કહ્યું છે, તે શ્લોકઃ—

**ભક્તિનું ઉત્તમોત્તમ ફલ.**

**यथाग्निना समिद्धार्चिः करोत्येधांसि भस्मसात् । तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः॥**

લાકડાંને જેમ અગ્નિ બાળી ભસ્મ કરી નાખે છે, તેમ મારી ભક્તિ સર્વ પાપને બાળી ભસ્મ કરી નાંખે છે. ફરી ગીતાજીમાં ભગવાને કહ્યું છે, તે શ્લોકઃ—

**अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥ यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥**

અંતકાલ સમે મારૂં સ્મરણ કરતાં દેહત્યાગ કરે તો તે પ્રાણી મને પ્રાપ્ત થાય છે એમાં કાંઇ સંદેહ ન જાણવો. ફરી દ્વિતીય સ્કંધ ભાગવતના પહેલા અધ્યાયમાં શુકદેવજીએ કહ્યું છે, તે શ્લોકઃ—

**खट्वांगो नाम राजर्षिर्ज्ञात्वेयत्तामिहायुषः । मुहूर्तात्सर्वमुत्सृज्य गतवानभयं हरिम् ॥**

ખટવાંગ નામે રાજર્ષિ હતા, તેમણે પોતાની બે ઘડીની આયુષ જાણીને ભગવાનનું સ્મરણ કર્યું, તેથી તે બે ઘડીમાં જ સર્વ છોડીને ભગવાનનાં અભય પદને પામ્યા. એ રીતે ભક્તિથી બે ઘડીમાં ભગવાનને પ્રાપ્ત થયા અને જ્ઞાનથકી અનંત જન્મ પછી મુક્તિ ભગવાને કહી છે. તે કયાં બે ઘડી અને કયાં અનંત જન્મ? એ બંનેના ફલમાં મોટો તફાવત બતાવ્યો છે; તે ખટવાંગ રાજાએ ભક્તિના એક અંગનો આશ્રય કર્યો તો ભક્તિના સર્વ અંગનો આશ્રય કરનારને શું ફલ મળવું બાકી રહે? ભગવાન તેના વશમાં થઇ જાય તે નવમ સ્કંધ ભગવાનેમાં કહ્યું છેઃ—

**अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ॥ साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥**

હે દુર્વાસા ઋષિ! હું ભક્તને આધીન છું, માટે હું સ્વતંત્ર નથી. કારણ કે ભક્તિથી મારૂં હૃદય તેણે પોતાની તરફ ખેંચી લીધું છે. તેથી ભક્તિવડે ભક્તજન મને પ્રિય લાગે છે. એ રીતે ભક્તિથીજ ભગવાને પરવશતા કહી છે એ ઉપર કોઇ ઉત્તમ ફલ છેજ નહિ. વેદમાં પણ એજ રીતે કહ્યું છે કે પૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ ઉપરાંત બીજું કોઇ ઉત્તમ ફલ નથી. શુદ્ધ અંતઃકરણપૂર્વક ભક્તિ કરનારની પાછલ સદા ભગવાન ફરે છે, એ વાત એકાદશ સ્કંધ ભાગવતમાં ભગવાને કહી છે, તે શ્લોકઃ—

**निरपेक्षं मुनिं शांतं निर्वैरं समदर्शिनम् । अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रिरेणुभिः ॥**

નિષ્કામ એવા જે મનનશીલ ભક્ત, કેવલ શાંતગુણી, વૈરરહિત શત્રુમિત્રમાં સમાન દ્રષ્ટિવાળા એવા ભક્તોની પાછળ હું સદા ફરૂં છું. અમારા ચરણારવિંદની

રજે કરીને સદા હું તેઓને પવિત્ર કરૂં છું જે રજ બ્રહ્માદિકને દુર્લભ છે. એ રીતનું ફલ ભક્તિ વગર બીજા કોઇ સાધનથકી વેદમાં તથા પુરાણોમાં કહ્યું નથી. તેથી બહુ પ્રકારે કરીને ઉત્તમ પ્રકારનું દાન એક ભક્તિમાર્ગમાં જ સર્વ શાસ્ત્રમાં કહેલું છે, તેથી સંપ્રદાયશબ્દના ચાર અર્થની પ્રવૃત્તિ એજ માર્ગમાં થાય છે, અને સ્ત્રી, વૈશ્ય, ક્ષત્રિય, શૂદ્ર, ચાંડાલાદિક પર્યંતને ભગવાનની પ્રાપ્તિ તેજ જન્મમાં ભક્તિથીજ સર્વ ઠેકાણે ઠેકાણે કહી છે. જ્ઞાનાદિક કોઇ માર્ગથી એઓની મુક્તિ કોઇ શાસ્ત્રમાં કહી નથી. તેથી વેદાદિપ્રમાણસિદ્ધ સંપ્રદાયશબ્દના યૌગિક અર્થની પ્રવૃત્તિ ભક્તિમાર્ગમાંજ થાય છે. તેથી એક ભક્તિમાર્ગનું નામજ સંપ્રદાય છે. એ કારણથી એ સંપ્રદાયનું નામ વૈષ્ણવ સંપ્રદાય છે. એ વિષ્ણુ જે પરબ્રહ્મ તેની ભક્તિ કરવાનો જે સંપ્રદાય, તેને વૈષ્ણવ સંપ્રદાય કહીએ.

## વિષ્ણુશબ્દનો અર્થ.

વિષ્ણુશબ્દનો અર્થ વિષ્ણુપુરાણમાં કર્યો છે, તે કહીએ છીએ—

विश प्रवेशने धातुस्ततः स्नुप्रत्ययादनु ॥ विष्णुर्यः सर्वदेवेषु परमात्मा सनातनः ।
विष्णुरेव परं ब्रह्म त्रिभेदमिह पठ्यते । वेदसिद्धांतमार्गेषु तन्न जानंति मोहिताः ॥

વિશ્ ધાતુ એની આગલ સ્નુ પ્રત્યય છે. તેનો અર્થ સર્વ ઠેકાણે વ્યાપક એવો છે. તેથી વિષ્ણુ નામ છે. જે વિષ્ણુ સર્વ દેવતાઓમાં બિરાજે છે તે વિષ્ણુ અનાદિ કાલથી પરમાત્મા છે. તેથી એ વિષ્ણુજ પરબ્રહ્મ છે. એના ત્રણ ભેદ અહીં કહીએ છીએ. વેદસિદ્ધાંતમાર્ગમાં જે નથી સમજતા, તે ભ્રમ પામે છે. એ રીતે આદિ વિષ્ણુને પરબ્રહ્મ કહ્યા છે. એ પરબ્રહ્મનો બીજો ભેદ અક્ષરરૂપ નારાયણ, તે બ્રહ્માંડના અધિપતિ છે. આધ્યાત્મિક સ્વરૂપ પરબ્રહ્મનાં છે અને અક્ષરાત્મક નારાયણના સાત્વિક ગુણનું સ્વરૂપ જગતપાલનકર્તા વિષ્ણુ છે. તે આધિભૌતિક સ્વરૂપ પરબ્રહ્મનું છે. એ રીતે ત્રણ ભેદ પરબ્રહ્મનાં સ્વરૂપનાં છે. એ વાતને જે નથી જાણતા તે ગુણાવતારી વિષ્ણુને અને નારાયણને પરબ્રહ્મ કરીને ઠરાવે છે. એ રીતે ભ્રમ પામે છે. પણ એ બંને પરબ્રહ્મના અંશાવતાર છે એ વાત તેઓ નથી જાણતા. તેથી મોહ પામીને બધાને સમાન ગણે છે. એ રીતે એ શ્લોકમાં કહ્યું છે, **માટે વિષ્ણુશબ્દે કરીને આ સંપ્રદાયમાં એક પરબ્રહ્મજ જાણવા, ગુણાવતારી વિષ્ણુ ન જાણવા.** તે પરબ્રહ્મની ઉપાસના કરવાનો જે માર્ગ તે વૈષ્ણવ સંપ્રદાય કહેવાય છે. એ રીતે આ સંપ્રદાયનું નામ છે.

## ભક્તિસંપ્રદાયની પરંપરા.

તે પરબ્રહ્મની ભક્તિનું દાન કોણે આપ્યું અને કયા પુરુષને આપ્યું ? તે વાત વેદના ગોપાલતાપિની ઉપનિષદ્‌ના પૂર્વ ભાગમાં કહી છે. તે અહીં બતાવીએ છીએ. સૃષ્ટિથી પહેલાં નારાયણનાં નાભિકમલથી બ્રહ્માજી નિકળ્યા. તે સમે પરબ્રહ્મ જે શ્રીકૃષ્ણ તેમણે પોતાની ઇચ્છાથકી સાક્ષાત પ્રગટ થઇને બ્રહ્માજીને દર્શન આપ્યું

અને આ આજ્ઞા બ્રહ્માજીને કરી કે મારા નામમંત્રનો અને મારી ભક્તિનો ઉપદેશ તમે સૃષ્ટિ પ્રતિ કરજો. એવી આજ્ઞા આપી પોતે ત્યાંજ અંતર્હિત થયા. એ રીતે પૂર્વ ભાગમાં કહ્યું છે. તે સૃષ્ટિ પ્રકટ થયા પછી રુદ્ર નારદાદિક પોતાના માનસિક પુત્ર દશ, તેને એ ભક્તિનું દાન બ્રહ્માએ કર્યું એવું ગોપાલતાપનીનાં ઉત્તરભાગમાં કહ્યું છે. તે નારદાદિકથી સૃષ્ટિમાં (પરબ્રહ્મ શ્રીકૃષ્ણની ભક્તિ કરવાનો સંપ્રદાય સૃષ્ટિના આરંભમાં) સત્યયુગથી આજદિન પર્યંત ચાલ્યો આવે છે. તે વાત ભાગવત ચતુર્થ સ્કંધ તથા એકાદશ સ્કંધમાં પણ કહી છે. એ ઉપનિષદ્નાં વચનો આ પુસ્તકમાં લખ્યાં નથી, કેમકે આ પુસ્તક છાપીને પ્રસિદ્ધ કર્યું છે, તે શૂદ્રાદિકના વાંચવામાં પણ આવશે, તેથી વેદનાં વચનો આમાં લખ્યાં નથી. પણ આ પુસ્તકમાં જે વેદવચન લખ્યાં નથી ત લાલાજી રણછોડ ભટ્ટજીયે સંસ્કૃતમાં એ ગ્રંથ કરેલો છે, તેમાં લખેલાં છે, માટે તેમાં જોવાં. અને ઉપનિષદ્ પણ પ્રસિદ્ધ છે, માટે જેને જોવું હોય તેણે તેમાં જોવું. એ રીતે ઉત્તમોત્તમ મંત્ર તથા ફળનું દાન એક પૂર્ણ બ્રહ્મના ભક્તિના માર્ગમાંજ છે તેથી ભગવાનની ભાક્ત કરવાના માર્ગનું નામ સંપ્રદાયશબ્દે કરીને શાસ્ત્ર કહે છે. કેમ જે સં અને પ્ર એ બે ઉપસર્ગના અર્થનો સંબંધ એક ભગવાનના ભક્તિમાર્ગમાંજ લાગે છે, બીજા કોઇ માર્ગમાં લાગતો નથી. તે એકાદશ સ્કંધ ભાગવતના ૨૦ મા અધ્યાયમાં ભગવાને કહ્યું છે, તે શ્લોકઃ—

यत्कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत् ॥ योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥१॥
सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥ स्वर्गापवर्गं मद्धाम कथंचिद्यदि वांछति ॥२॥

કર્મથી, તપથી, જ્ઞાનથી, વૈરાગ્યથી, યોગસાધનથી દાનથી, ધર્મથી, તથા બીજા સર્વસાધનથકી જે ફળ તે સાધન કરનારા પુરુષોને મલે છે તે ફળ એક મારી ભક્તિથીજ મારા ભક્તોને સહજમાં મલે છે. સ્વર્ગ તથા મોક્ષ તથા મારા ધામની પ્રાપ્તિ; એ ત્રણમાંથી જે સ્થાનની ઇચ્છા મારો ભક્ત કરે તે સ્થાન તેને મારી ભક્તિથી શ્રમ કર્યા વગર મલે છે. એ રીતે મનવાંછિત સર્વ ફલને આપનારી કલ્પવૃક્ષવત્ ચિંતામણિવત એક પોતાની ભક્તિનેજ સર્વત્ર કહી છે તેથી સંપ્રદાયશબ્દના અર્થની યોગ્યતા પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણના ભક્તિમાર્ગમાંજ થાય છે. એ સંપ્રદાયશબ્દનો અર્થ વેદભાગવતાદિ પ્રમાણના તાત્પર્યસહિત અમે અહીં બતાવ્યો છે. તે સંપૂર્ણ.

## પ્રશ્ન બીજો—સંપ્રદાયના કેટલા ભેદ છે ?

**ઉત્તર**—ભગવાનની ભક્તિ કરવાના માર્ગ સંપ્રદાયના ચાર ભેદ પદ્મપુરાણમાં કહ્યા છે તે શ્લોક—चत्वारस्ते कलौ भाव्यास्संप्रदायप्रवर्तकाः ।

કલિયુગમાં ભક્તિમાર્ગ સંપ્રદાયના પ્રવર્તક ચાર પ્રકટ થશે એ રીતે કહ્યું છે. તે રામાનુજ. મધ્વાચાર્ય, નિમ્બાર્ક અને વિષ્ણુસ્વામી; જેની ગાદી પર શ્રીવલ્લભાચાર્યજી બિરાજ્યા છે. એ ચારે સંપ્રદાયના આચાર્ય છે. તેથી વૈષ્ણવસંપ્રદાયના ચાર ભેદ છે.

## પ્રશ્ન ત્રીજો—એ સંપ્રદાયો શા માટે ?

ઉત્તર—પદ્મ પુરાણમાં એજ પ્રસંગમાં કહ્યું છે, તે શ્લોક:—

संप्रदायविहीना ये मंत्रास्ते निष्फला मताः ॥ अतः कलौ भविष्यंति चत्वारः संप्रदायिनः॥

સંપ્રદાયરહિત જે મનુષ્ય છે તેને મંત્રજપાદિકનું ફળ તેના ઉપદેશક ગુરુ વિના થતું નથી. તે કારણથી કલિયુગમાં સંપ્રદાયપ્રવર્તક ચાર પ્રકટ થશે. એ રીતે શાસ્ત્રમાં પ્રયોજન કહ્યું છે. એમાં કોઇ એવો પ્રશ્ન કરશે કે સાંપ્રદાયિક ગુરુ વિના જે ભગવત નામનો ઉચ્ચાર કરે છે, તેને નામ લેવાનું ફળ કેમ થતું નથી ? ભગવત નામનું ફળ સર્વને થાય છે એમ કહ્યું છે. એ રીતે પ્રશ્ન કરે તેનો ઉત્તર કહીએ છીએ. ભાગવત એકાદશસ્કંધના ૨૧ મા અધ્યાયમાં શુદ્ધાશુદ્ધિપ્રકરણમાં ભગવાને કહ્યું છે—मंत्रस्य च परिज्ञानं कर्मशुद्धिर्मदर्पणम् ॥

મંત્રની શુદ્ધિ મંત્રનું જ્ઞાન ગુરુમુખથી થાય ત્યારેજ થાય છે. અને કર્મની શુદ્ધતા તે કર્મ મને અર્પણ કરે ત્યારે જ થાય છે. એ રીતે ગુરુના ઉપદેશ વગર મંત્રની અશુદ્ધતા કહી છે. તે અશુદ્ધ મંત્રથી તે મંત્રોનું મુખ્ય ફળ જીવને નથી થતું. તે કારણથી વર્ણાશ્રમધર્મવાળાને પણ ગુરુથી મંત્ર લેવાની પ્રથા વેદમાં કહી છે, અને મંત્રના દેવતા તેનું પૂજન પણ અંગીકાર નથી કરતા. તેથી દીક્ષા લઇને પૂજન કરવું કહ્યું છે. તે ભાગવતના દ્વાદશસ્કંધમાં બતાવ્યું છે:—'दीक्षा संस्कारमात्मन' इतिवचनात्॥

દીક્ષા છે, તે આત્માનો બીજો સંસ્કાર છે. જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનો છોકરો જન્મથી શુદ્ધ છે, તે વૈદિક દીક્ષા લે ત્યારે તેમાં દ્વિજત્વ આવે, તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એ સર્વે વૈષ્ણવી દીક્ષાનો મંત્ર લે ત્યારે તેમાં વૈષ્ણવપણું આવે. વૈષ્ણવત્વ આવે ત્યારે વિષ્ણુ તેની પૂજાનો અંગીકાર કરે. અવૈષ્ણવની પૂજાનું ગ્રહણ ભગવાન નથી કરતા, એ વાત ભગવાને એકાદશ સ્કંધના ૨૭ મા અધ્યાયમાં કહી છે, તે શ્લોક—

भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते ॥ गंधो धूपः सुमनसो दीपोन्नाद्यं च किं पुनः?॥

અભક્ત મને ઘણું નૈવેદ્ય ધરે, પણ હું ગ્રહણ કરતો નથી. ગંધ, ધૂપ, દીપ, ફૂલ એ પણ નથી ગ્રહણ કરતા તે અન્ન ફલ ઇત્યાદિનું ગ્રહણ કરવાનો તો અસંભવ જ છે. એ રીતે વૈષ્ણવી દીક્ષા મંત્ર લીધા વિના ભગવાનનું પૂજન કરવાનો અધિકાર તેને થતો નથી. એ આ શ્લોકમાં સ્પષ્ટ દેખાડ્યું છે. તે કારણથી સાંપ્રદાયિક આચાર્યોનાં પ્રાકટ્ય થવાની જરૂર શાસ્ત્રમાં કહી છે. એ રીતે સંપ્રદાયપૂર્વક ભગવદ્‌ભક્ત્યાદિકનું જ્ઞાન આપીને જીવોને પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવવી એ પ્રયોજન છે. તે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અહીં થોડામાં બતાવ્યું છે. એનો વિસ્તાર આચાર્યોના પ્રસંગમાં આગળ કરેલો છે. તેથી એમાં કોઇને કોઈ પ્રશ્ન હોય તો તે પ્રસંગમાં જોવું.

એ રીતે ત્રીજા પ્રશ્નનો ઉત્તર સંપૂર્ણ.

प्रश्न ४ केन केन वैलक्ष्ण्येन संमताः?

**ક્યી કયી વિલક્ષણતાએ કરીને તમારે સંમત છે.**

ઉત્તર—વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત અને દ્વૈત, એ ત્રણ મત ત્રણ સંપ્રદાયના વેદાંતપ્રતિપાદનમાં છે. તેમાં અમારો મત શુદ્ધાદ્વૈત છે. કેમ કે બધા વેદશાસ્ત્રમાં કનકકુંડલવત્ શુદ્ધ અદ્વૈત બ્રહ્મ પ્રતિપાદન કરેલું છે. તેથી અમે શુદ્ધ વેદમતનું જ ગ્રહણ કીધું છે. એ જ મત ઉદ્ધવજીને ભગવાને ભાગવત એકાદશસ્કંધના ૨૮ મા અધ્યાયમાં કહ્યો છે તે શ્લોકઃ—

**यथा हिरण्यं स्वकृतं पुरस्तात्पश्चाच्च सर्वस्य हिरण्मयस्य ॥ तदेव मध्ये व्यवहार्यमाणं नानापदेशैरहमस्य तद्वत् ॥**

જેમ સુવર્ણનાં કડાં કુંડલાદિક પહેલાં પણ સોનું જ છે, ફરી કડાં કુંડલાદિક આકારનો ભંગ થયા પછી પણ સોનું જ છે, અને મધ્ય વિષે પણ તેનો વ્યવહાર સુવર્ણે કરીનેજ થાય છે તે રીતે આ જગતનો આદિ, મધ્ય અને અંત કારણરૂપે એક હું જ છું એ રીતે શુદ્ધ અને અદ્વૈત કારણરૂપ ભગવાને પોતાને જ કહેલા છે. એજ મતનું અમે ગ્રહણ કીધું છે. એજ પ્રકારે સર્વે વેદમાં કહેલું છે. તે શ્રુતિઓનાં વચન શ્રીધરજીએ ભાગવતની ટીકામાં લખેલાં છે ત્યાં જોવું.

प्रश्न ५ भेदेषु संमतिर्न वा?

**તમારી સંમતિ જુદા સંપ્રદાયોના ભેદમાં છે કે નહિ?**

ઉત્તર—ગીતાજીમાં ભગવાને કહ્યું છે તે શ્લોક-**श्रद्धामयोयं पुरुषे यो यच्छ्रद्धः स एव सः।**

આ પુરુષ છે તે શ્રદ્ધામય છે. જે પુરુષ જે વિષે શ્રદ્ધા રાખે છે, તેને તેનું જ રૂપ જાણવો. ફરી ગીતાજીમાં કહ્યું છેઃ—**देवान् देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥**

દેવતાઓનું સેવન કરનારા પુરુષો તે દેવતાઓને પ્રાપ્ત થાય છે, અને મારા ભક્ત મને પ્રાપ્ત થાય છે. એ રીતે આશ્રયભેદથી સ્થાનભેદ કહ્યો છે. તેથી જે પુરુષ જે સ્વરૂપને ભજે છે, તે પુરુષ તેને પામે છે. એવી અમારી શાસ્ત્રમાં કહેલી સંમતિ પ્રમાણે સર્વ સંપ્રદાયોમાં સમતિ છે. તેઓનાં પ્રમાણવચનથી તેઓ ચાલે છે. તે બધા પ્રમાણસહિત છે; એ રીતે પાંચમા પ્રશ્નનો ઉત્તર ભગવાનેજ નિર્ણય કરીને કહ્યો છે તે અહીં બતાવ્યો છે.

प्रश्न ६ समतिश्चेत्तदाचरणं कुतो न? असंमतिश्चेत्कुतो नांगीक्रियते?

**બધા સંપ્રદાયમાં તમારી સંમતિ છે, તો તેમનું આચરણ કેમ નથી કરતા? જો સંમતિ નથી, તો શું માનો છો?**

ઉત્તર—અમારા સંપ્રદાયના મૂળરૂપ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. તેમણે આ સંપ્રદાયની મર્યાદામાં જે આચરણ કર્યું છે તેજ આચરણ કરવું અમને મુખ્ય છે. એ રીતે છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર સંપૂર્ણ.

**પ્રશ્ન ૭—તમારો સંપ્રદાય વર્ણાશ્રમમાં છે કે?**

प्रश्न ७ भवत्संप्रदायः किं वर्णनिष्ठः ? वर्णनिष्ठश्चेत्तदा संप्रदायपूर्वको वर्णो वर्णपूर्वकः संप्रदायो वा ? किमाश्रमनिष्ठः ?

प्रश्न ८ आश्रमनिष्ठश्चेत्तदा संप्रदायपूर्वक आश्रम आश्रमपूर्वकः संप्रदायो वा ?

તમારો સંપ્રદાય વર્ણનિષ્ઠ છે? જો વર્ણનિષ્ઠ છે, તો સંપ્રદાયપૂર્વક વર્ણ છે; કે વર્ણપૂર્વક સંપ્રદાય છે? આશ્રમનિષ્ઠ સંપ્રદાય છે? જો આશ્રમનિષ્ઠ તમારો સંપ્રદાય છે, તો સંપ્રદાયપૂર્વક આશ્રમ છે કે આશ્રમપૂર્વક સંપ્રદાય છે? આ રીતે સાતમા અને આઠમા પ્રશ્નમાં પુછયું છે. કે તમારો સંપ્રદાય વર્ણનિષ્ઠ છે કે આશ્રમનિષ્ઠ છે? જો વર્ણનિષ્ઠ કહેશો તો વર્ણધર્મસહિત એ સંપ્રદાય છે. જો આશ્રમનિષ્ઠ કહેશો તો ચાર આશ્રમના ધર્મસહિત એ સંપ્રદાય છે એ રીતે પ્રશ્નકર્તાએ પુછયું છે. એમાં એમ જણાવ્યું છે કે જો વર્ણાશ્રમધર્મનો સંપ્રદાય તમારો છે, તો એમાં વર્ણાશ્રમના ધર્મ મુખ્ય છે, ત્યારે તમારા નવા સંપ્રદાયમાં વિશેષ શું છે? એ રીતે દેખડાવ્યું છે.

## વર્ણના ધર્મો.

**ઉત્તર—કલિયુગની પ્રવૃત્તિથી વર્ણ અને આશ્રમના ધર્મ લોકોમાંથી જતા રહ્યા છે.** તેથી વર્ણાચાર અને શુદ્ધતા અને ભગવદ્‍ભક્તિસહિત અમારો સંપ્રદાય છે. એ સંપ્રદાયથી સર્વે વર્ણને ભગવાનની પ્રાપ્તિ વેદાદિ સર્વ શાસ્ત્રમાં કહી છે. તે આમાં અમે દેખડાવીએ છીએ. વર્ણના ધર્મ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, એ ચાર જાતના વ્યાવહારિક ધર્મ છે. બ્રાહ્મણે વેદ ભણવો અને ભણાવવો અને દાન લેવું અને આપવું, યજ્ઞ કરવો અને કરાવવો. એ બ્રાહ્મણના વર્ણધર્મ છે. ક્ષાત્રને વેદ ભણવો, દાન કરવું, બ્રાહ્મણની રક્ષા કરવી, રાજ કરવું, પ્રજાનું રક્ષણ કરવું, એ ક્ષત્રિયનો વર્ણધર્મ કહ્યો છે. હવે વૈશ્યને વ્યાપાર કરવો, ગાયોનું પાલન કરવું, ખેતી કરવી એ વૈશ્યનો વર્ણધર્મ કહ્યો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની ચાકરી કરવી એ શુદ્રનો વર્ણધર્મ છે. એ વર્ણધર્મસહિત તુમારો સંપ્રદાય છે? એ રીતે પ્રશ્ન કરનારે પુછયું છે. તેનો ઉત્તર કહીએ છીએ. ચાર વર્ણના વ્યાવહારિક ધર્મ છે તે કેવલ આજીવિકા ચલાવીને દેહ કુટુંબનું પોષણ કરવાને સારૂ શાસ્ત્રમાં કહ્યા છે. મોક્ષ થવાના ઉપયોગ માટે એ ધર્મ નથી. એ ધર્મ થકી કોઇ શાસ્ત્રમાં એ ચારે વર્ણનો મોક્ષ થવો કહ્યો નથી. તેથી ચારે જાતમાં એ ધર્મ હો અથવા ન હો, તો પણ એનાથી કાંઇ પુરુષાર્થ સિદ્ધ થતો નથી. સર્વ પુરુષાર્થ એક મોક્ષ કરાવનાર ધર્મથી થાય છે. તે ધર્મ એ ચાર જાતમાં મુખ્ય રહેલા હોવા જોઇએ. પણ કલિયુગનો સમય પ્રવૃત્ત થયા પછી વર્ણધર્મનો બધામાંથી લોપ થયો દેખાય છે. શાસ્ત્રમાં વેદ ભણવું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને કહ્યું છે, તે છોડીને હાલમાં એ ત્રણે વર્ણના ઘણા લોકો આજીવિકા સારૂ અંગ્રેજી વિદ્યા પોતાના છોકરાઓને ભણાવે છે, અને

ચાકરી કરવી એ શૂદ્રનો ધર્મ છે, પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એ ત્રણ વર્ણ હાલમાં અસુર શૂદ્રની ચાકરી કરે છે. એ રીતથી આજીવિકા કરીને દેહ પોષણ કરે છે. તેથી કલિયુગમાં વર્ણધર્મ બધામાંથી નાશ પામેલો દેખાય છે. તેમ આચારશુદ્ધતા પણ નષ્ટ થઇ છે. કેટલાએકમાં હિંદુની નીશાનીમાં માથા ઉપર ચોટલી ફકત રહી છે. તો પણ વૈષ્ણવ સંપ્રદાયનું આચરણ જે પુરુષ કરે છે, તેમાં આચારશુદ્ધતા જરા દેખાય છે. આથી આ પ્રશ્ન આંખો મીચીને કર્યો છે એવું સ્પષ્ટ દેખાય છે. તેણે જગતનો આચાર દીઠો નથી કે શું ?

## હવે આશ્રમના ધર્મ બતાવીએ છીએ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વશ્ય, એ ત્રણે વર્ણના બાલકને બ્રહ્મચર્ય રાખીને વેદ ભણવા કહ્યું છે. તે મુકીને મ્લેચ્છની વિદ્યા ત્રણે વર્ણ ભણે છે તેથી બ્રહ્મચારીનો આશ્રમ કલિયુગમાં રહ્યો નથી. વેદવિદ્યા સંપૂર્ણ ભણી રહ્યા પછી અર્ધ આયુષના ભાગ સુધી ગૃહસ્થ આશ્રમમાં રહેવું કહ્યું છે. પછી સ્ત્રીસહિત વનમાં જઇને રહેવું અને વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારવા કહ્યું છે, પણ હાલમાં ગૃહસ્થાશ્રમની તૃષ્ણા બુઢાપા સુધી છૂટતી નથી, અને સ્ત્રીઓ ધણીની આજ્ઞાકારી નથી, તેથી ગૃહસ્થાશ્રમ જ રહ્યો છે. બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થ એ બે આશ્રમ કોઇ વર્ણમાં હાલમાં છેજ નહિ. એ રીતે બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થ એ ત્રણે આશ્રમ ત્રણે વર્ણને સ્વીકારવા કહ્યા છે, અને ચોથો આશ્રમ જે સંન્યાસ તે તો એક બ્રાહ્મણદેહવાળાને જ કહ્યો છે. પણ હાલના બ્રાહ્મણોમાં જે ધનવાન્ છે, અને જે સુખથી પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે; એવા બ્રાહ્મણ તો સંન્યાસ લેવાની ઇચ્છા કરતા જ નથી, પણ જે બ્રાહ્મણ નિર્ધન છે અને કુટુંબપોષણ કરવામાં અસમર્થ છે, તેવા બ્રાહ્મણો પેટ ભરવા સારૂ સંન્યાસ ગ્રહણ કરીને જહાં તહાં પોતાનું પેટ ભરે છે. પણ તેઓમાં સંન્યાસાશ્રમીના જે ધર્મ શાસ્ત્રમાં કહેલા છે, તે તેઓમાં જોવામાં આવતા નથી, તે સંન્યાસ-આશ્રમના ધર્મ સપ્તમ સ્કંધ ભાગવતમાં કહ્યા છેઃ—

## સંન્યાસીના ધર્મો.

कल्पस्त्वेवं परिव्रज्य देहमात्रावशेषितः ॥ ग्रामैकरात्रविधिना निरपेक्षश्चरेन्महीम् ॥

સંન્યાસ ગ્રહણ કીધા પછી એક દેહમાત્ર બાકી રહે, બીજી સર્વ ઇંદ્રિયો ભગવાનના ધામમાં લગાડી દેવી, જે ગામમાં જાય તહાં એકજ રાત રહે અને ભિક્ષા માગીને દેહ પોષણ કરે, તૃષ્ણા મુકી પૃથ્વીમાં ફરે અને એકલો જ રહે, અને એક પરમાત્મામાં સુખ માને, બીજા કોઇનો આશ્રય ન કરે, સર્વ પ્રાણી સાથે પ્રીતિ રાખે, શાંત ગુણમાં રહે, ભગવાનના શરણમાં રહે. અસત્ શાસ્ત્ર વાંચે નહિ. વૈદક જ્યોતિષ્ ઇત્યાદિકથી આજીવિકા ચલાવે નહિ. લોકોની સાથે વાદવિવાદ કરવાનું મૂકી દે, એક ભગવાન વગર બીજા કોઇ પક્ષનો આશ્રય ન કરે, કોઇને શિષ્ય કરે નહિ, અને તેથી બંધાય નહિ અને બહુશાસ્ત્રનો અભ્યાસ કરે નહિ. કોઇ ગ્રંથ ઉપર ટીકા કરે નહિ અને મઠ બાંધીને કોઇ જગોએ રહે નહિ. એ રીતે

પ્રાપ્તિ કહી નથી. તે સ્વર્ગ તથા પિતૃલોકથી પુણ્ય ક્ષીણ થયે પૃથ્વીમાં ફરી જન્મ તેનો થાય છે. એક બ્રાહ્મણની દેહવાલાને સંન્યાસ લેવા કહ્યું છે. તે સંન્યાસના ધર્મમાં બરાબર ચાલે તો તેને બ્રહ્માનાં સ્થાનની પ્રાપ્તિરૂપ મોક્ષ કહ્યો છે. તે સ્થાન થકી ફરી જન્મ પૃથ્વીમાં તેનો ગીતાજીમાં કહેલો છેઃ—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोर्जुन ॥ मामुपेत्य तु कौंतय पुनर्जन्म न विद्यते ॥

હે અર્જુન, બ્રહ્માજીનાં સ્થાન પર્યંત જે જીવ પ્રાપ્ત થાય છે તે સર્વનો પુનર્જન્મ પૃથ્વીમાં થાય છે. જે જીવ મને પ્રાપ્ત થાય છે તેનો ફરી જન્મ થતો નથી. એ રીતે વર્ણાશ્રમધર્મવાળાનો કોઇ ઠેકાણે ભગવાને મોક્ષ કહ્યો નથી. તે એકાદશ સ્કંધ ભાગવતના ૨૪ મા અધ્યાયમાં કહ્યું છેઃ—

त्रैलोक्यां गतयः सर्वाः कर्मणा त्रिगुणात्मना, योगस्य तपसश्चैव न्यासस्य गतयोऽमलाः॥१॥

સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોકમાં ત્રણે ગુણના કર્મ થકી ગતિ થાય છે, તેમાં યોગાભ્યાસીને મહર્ તથા જનલોકની પ્રાપ્તિ અને તપસ્વીને તપલોકની પ્રાપ્તિ થાય છે, અને સંન્યાસીને બ્રહ્માજીનું સ્થાન જે સત્ય લોક, તેની પ્રાપ્તિ થાય છે અને મારી ભક્તિ કરનાર પુરુષને મારી પ્રાપ્તિ થાય છે. એ રીતે યોગી તપસ્વી સંન્યાસીને બીજાં સ્થાનોની પ્રાપ્તિ કહી છે. એક પોતાના ભક્તોને જ ભગવાને પોતાની પ્રાપ્તિ કહી છે, તેથી ચારે આશ્રમવાળાને કોઇ ઠેકાણે મોક્ષ કહ્યો નથી. તેથી ચારે આશ્રમના ધર્મ મોક્ષના ઉપયોગી નથી, તેથી આશ્રમસહિત સંપ્રદાય થયો. તો પણ આશ્રમના ધર્મ થકી આ સંપ્રદાયની સુવિશેષતા છે. સર્વ શાસ્ત્રમાં વર્ણાશ્રમધર્મવાળાને ભગવાનની ભક્તિથી મોક્ષ તથા ભગવત્પ્રાપ્તિ કહી છે. ભક્તિ વગર બધા વર્ણાશ્રમીને નીચી ગતિ પોતાના સ્થાનથકી કહી છે. તે ભાગવત એકાદશ સ્કંધમાં (૫) અધ્યાયમાં દેખડાવી છેઃ—

## ભક્તિથી જ મુક્તિ છે.

मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ॥ चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक् ॥१॥
य एषां पुरुषं साक्षादात्मप्रभवमीश्वरम् ॥ न भजंत्यवजानंति स्थानाद्भ्रष्टाः पतंत्यधः॥२॥

ભગવાનના મુખ થકી બ્રાહ્મણ, બાહુથી ક્ષત્રિય, જંઘાથી વૈશ્ય, ચરણથી શૂદ્ર એ ચારે વર્ણ પોતપોતાના આશ્રમ સહિત જુદા જુદા પ્રકટ થયા છે. એ સર્વના આશ્રમના પ્રકટ કરનાર સાક્ષાત ભગવાન્ છે, તેજ એમના સ્વામી છે. એમને જે વર્ણાશ્રમી નથી ભજતા અને નથી જાણતા, તે વર્ણાશ્રમી પોતાના સ્થાન થકી ભ્રષ્ટ થઇ અધોગતિને પ્રાપ્ત થાય છે. એ રીતે ભગવાનની ભક્તિ વગર કેવલ વર્ણાશ્રમધર્મ થકી અધોગતિ વર્ણાશ્રમીઓને કહી છે, તેથી વર્ણાશ્રમધર્મને કાંઇ વિશેષતા નથી. ભગવાનની ભક્તિની અધિકતા બધા વેદાદિક શાસ્ત્રોમાં કહી છે, તે તે અમે પ્રમાણસહિત આ પ્રશ્નના ઉત્તરમાં બતાવી આપી છે.

( એ રીતે પહેલા પ્રશ્નના પેટાના આઠમા પ્રશ્નનો ઉત્તર સંપૂર્ણ. )

## બીજો પ્રશ્ન.

### તમારો સંપ્રદાય ક્યારથી છે?

૨ भवत्संप्रदायः कियत्कालात् प्रवृत्तः? तत्र बहुकालात् प्रवृत्तश्चेन्मन्वादिग्रन्थेष्वदृष्टत्वात्तद्विलक्षणत्वात् कथं प्रमाणम्?

તમારો સંપ્રદાય કેટલા કાલથકી ચાલ્યો છે? જો ઘણા કાલથી ચાલ્યો હોય તો મન્વાદિ સ્મૃતિમાં કેમ દેખાતો નથી? અને મન્વાદિક સ્મૃતિમાં જે કહ્યું છે, તેથી જુદા પ્રકારનો દેખાય છે. તે જુદા થવામાં શું પ્રમાણ છે?

### ઉત્તર—અનાદિકાલથી સંપ્રદાય છે.

પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણની ભક્તિ કરવાનો સંપ્રદાય સૃષ્ટિથી પ્રથમ શ્રીકૃષ્ણે બ્રહ્માજીને ઉપદેશ કર્યો છે. અને બ્રહ્માજીએ પોતાના માનસી પુત્રાદિકને ઉપદેશ્યો છે, પ્રાચીન પરંપરાથી આજ દહાડા સુધી તે સંપ્રદાય સૃષ્ટિમાં ચાલ્યો આવે છે. એ વાત વેદાદિકમાં પ્રસિદ્ધ છે. તેથી એ સંપ્રદાય પુરાતન કાલથી છે.

### મનસ્મૃતિ વગેરેમાં તે કેમ નથી?

પણ પ્રશ્ન કરનારે પુછયું કે જો ઘણા કાલથી હોય તો મન્વાદિક સ્મૃતિમાં કેમ દેખાતો નથી? તેનો ઉત્તર એ છે કે મનુની પેઢી દર પેઢી એજ સંપ્રદાયમાં ચાલી આવી છે. તેનો ઇતિહાસ એટલે કથા ભાગવતાદિકમાં પ્રસિદ્ધ છે. તે હમે આગળ બતાવીશું. પણ મન્વાદિ સ્મૃતિમાં કેમ વિસ્તારથી કહેલો નથી? તેનું કારણ અમે અહીં બતાવીએ છીએ. વેદના ત્રણ કાંડ છે. કાંડ એટલે પ્રકરણ ત્રણ છે. કર્મ, જ્ઞાન, ઉપાસના, તે એકેક કાંડના વર્ણનનો વિસ્તાર ઘણો છે. તેથી એકજ ગ્રંથમાં એનું સંપૂર્ણ વર્ણન થઇ શકતું નથી, તેથી એકેક કાંડની જુદી જુદી શાખા વ્યાસજીએ કાઢી છે. અને મીમાંસાશાસ્ત્ર એને સારૂ ઋષિઓએ જુદુંજ કર્યું છે. તેમાં પૂર્વમીમાંસામાં કર્મકાંડનું વર્ણન કર્યું છે અને ઉત્તરમીમાંસામાં જ્ઞાનકાંડ ઉપાસના કાંડનું વર્ણન કર્યું છે, તે પૂર્વમીમાંસા ઉપર જૈમિનિ ઋષિએ સૂત્ર કર્યા છે અને મન્વાદિક સ્મૃતિઓ પણ પૂર્વમીમાંસા ઉપર રચી છે. ઉત્તરમીમાંસા ઉપર વ્યાસજીએ સૂત્ર કરેલાં છે તેમાં જ્ઞાન અને ઉપાસનાકાંડનું વર્ણન છે અને ઉપાસનાકાંડ જે ભક્તિકાંડ તે ઉપર શાંડિલ્ય ઋષિએ સૂત્ર કીધાં છે, તે સૂત્રોમાં આ સંપ્રદાયનો વિસ્તાર છે. તેમ ગીતાજી તથા ભાગવતાદિક પુરાણોમાં તથા વસિષ્ઠ, વૃદ્ધપારાશર, પારાશર, હારીત ઇત્યાદિ સ્મૃતિઓમાં પણ આ સંપ્રદાયનું વિસ્તારથી વર્ણન છે, તેથી આ સંપ્રદાય પ્રાચીન કાલથી છે અને સર્વ ગ્રન્થોમાં છે, પણ પ્રશ્નકર્તાએ કહ્યું જે તે ગ્રંથોમાં કેમ દેખાતો નથી? તે ઉપરથી એવું જણાય છે કે પ્રશ્નકર્તાએ એ બધા ગ્રંથો જોયા વગર એ વાત કહી છે. તે પંડિતોએ શાસ્ત્ર જોયા વગર બોલવું ઉચિત નથી.

ફરી પ્રશ્નકર્તાએ કહ્યું કે મન્વાદિ ગ્રંથથી જુદો સંપ્રદાય થવામાં પ્રમાણ શું ? તેનો ઉત્તર એ છે કે મન્વાદિક સ્મૃતિયોમાં કર્મકાંડનું વર્ણન છે, તે કર્મકાંડથી જ્ઞાનકાંડ અને ભક્તિકાંડ જુદા જ છે. એમાં પહેલાં વેદ પ્રમાણ છે. બીજું પૂર્વ-મીમાંસા, ત્રીજું વ્યાસસૂત્ર, ચોથાં શાંડિલ્યસૂત્ર, પાંચમાં ગીતાજી, છઠ્ઠા ભાગવતાદિ પુરાણ સાતમા પારાશરાદિ સ્મૃતિઓ, આઠમા સંહિતાઓ, નવમા નારદાદિ પંચરાત્રો એ રીતે બહુ પ્રમાણ છે. તે સર્વ અમે આગળ બતાવીશું, હવે આ સંપ્રદાય પ્રાચીન કાલથી છે. તેને વિષે ગોપાલતાપની ઉપનિષદનું પ્રમાણ પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં બતાવેલું છે. હવે ભાગવતાદિ ગ્રંથોનું પ્રમાણ બતાવીએ છીએ.

ભાગવત ચતુર્થ સ્કંધના ૨૪ માં અધ્યાયમાં શ્રીરુદ્રે બર્હિષદ રાજાના દશપુત્ર પ્રચેતા તેને વૈષ્ણવ સંપ્રદાયનું કાલ પ્રમાણ તથા એ સંપ્રદાયની વિધિ કહી છે તે બતાવી છીએઃ—

સૃષ્ટિની ઉત્પત્તિના આરંભમાં બ્રહ્માજીએ પોતાના પુત્રોને સૃજીને તેઓને ઉત્તમ ફળ આપવાને સારૂ સ્તોત્ર કહ્યું. તે સ્તોત્ર પ્રચેતાઓને શિવજીએ કૃપા કરીને કહ્યું, એનું નામ રુદ્રગીત છે. એ રીતે ગોપાલતાપની ઉપનિષદમાં જે વાત કહી છે તે વાતની સાબીતી શિવજીએ અહીં બતાવી છે તે હવે કહીએ છીએ. રુદ્ર પ્રચેતા પ્રતિ કહે છેઃ—

ભગવાનના ભક્ત બર્હિષદ રાજા તેના તમે પુત્ર છો. તેથી તમે પણ ભગવાનની આરાધનાનું માહાત્મ્ય જાણો છો તેથી તમારા ઉપર ભગવાને અનુગ્રહ કરવાની ઇચ્છા કરી તેથી મારાં દર્શન તમને થયાં. બીજાને મારાં દર્શન થવાં દુર્લભ છે એ રીતે ભગવાનની કૃપા બતાવીને આગળ મને પણ એક ભગવાનના ભક્ત પ્રિય છે એ બતાવે છેઃ—

પ્રકૃતિ પુરુષથી પર જે સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ છે, તેની શરણ જે પુરુષ છે તે મને વહાલો છે. એ રીતે ભગવાનના ભક્તોને વિષે પોતાની પ્રીતિ છે, એ રીતે જણાવીને શ્રીકૃષ્ણની ભક્તિ કરવાનું ફલ વર્ણાશ્રમધર્મથી શ્રેષ્ઠ છે તે આગલા શ્લોકમાં બતાવે છે.

स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान् विरिंचितामेति ततः परं हि मां, अव्याकृतं भागवतोथ वैष्णवं पदं यथाहं विबुधाः कलात्यये ॥

બહુ જન્મ સુધી જે પુરુષ વર્ણાશ્રમધર્મમાં બરાબર ચાલે તો બ્રહ્માજીના સ્થાનમાં જાય અને એ થકી કાંઇ વિશેષ પુણ્ય કરે તો મારા કૈલાસ સ્થાનમાં પ્રાપ્ત થાય. પણ ભગવાનનો ભક્ત તો નિર્વિકાર જે વૈકુંઠ ધામ છે, તેને દેહ છોડયા પછી પ્રાપ્ત થાય છે. જે રીતે હું તથા ભગવાનની કલારૂપ અધિકારી દેવતા કલાંતે પ્રાપ્ત થઇએ છીએ. એ રીતે વર્ણાશ્રમાદિક ધર્મનું આચરણ અનંત જન્મ સુધી

કરે તો પણ તેને ભગવાનની પ્રાપ્તિ નથી તે એકજ જન્મમાં ભગવાનની ભક્તિથી મળે, એ રીતે બતાવીને આગલ ભક્તિ કરવાનો પ્રકાર ૪૫ શ્લોકે કરીને કહેતા હતા, તેમાંથી અહીં થોડાક શ્લોક પ્રસંગ દેખાડવા સારૂ અમે લખ્યા છે. તેમાં પ્રથમ સ્તુતિપૂર્વક નમન કરવાનો પ્રકાર બતાવે છેઃ—

હે પ્રભુ! તમે સર્વ ફલના આપનારા છો. મન્વાદિકના કારણરૂપ છો. ધર્મે કરીને વિષ્ણુરૂપ છો. પરમ ધર્મે કરીને શ્રીકૃષ્ણસ્વરૂપ છો. અનાદિ પુરુષ છો. સાંખ્યયોગના ઇશ્વર એટલે ફલને આપનાર સ્વામી છો. એ રીતે સ્તુતિપૂર્વક નમન બતાવીને, આગલ સાકાર સ્વરૂપનું ધ્યાન કહે છેઃ—

સચિક્કણ દેદીપ્યમાન શ્રી અંગ છે જેનું, અને સુંદરતાનો સમૂહ, જેમાં ચાર ભુજા શોભે છે, અને સુંદર મુખારવિંદ બિરાજે છે. એવા સ્વરૂપનું અમને દર્શન હો એ રીતે ધ્યાનમાં દર્શનની પ્રાર્થના બતાવીને આગલ ભગવાનનાં ભક્તોના સંગનો પ્રતાપ કહેવા લાગ્યાઃ—

ભગવાનના ભક્તોનો સંગ અધક્ષણ માત્ર થાય તો તેની બરાબર સ્વર્ગ તથા મોક્ષ નથી, તો રાજ્યાદિક એની આગલ શું? એ રીતે સ્વર્ગ તથા મોક્ષ થકી ભક્તોનો સંગ શ્રેષ્ઠ બતાવીને આગલ સેવન વિધિના શાસ્ત્ર બતાવે છેઃ—

સર્વે જીવમાત્રની ઇંદ્રિયો અંતઃકરણના નિયંતા જે ભગવાન, તેનું આ સાકાર સ્વરૂપ, કર્મયોગી અને ભક્ત વેદ તથા નારદસનકાદિકના તંત્રમાં કહેલી રીતથી ફલને સારૂ સેવન કરે છે, તેનેજ પંડિત જાણવા એ રીતે જે નથી સેવન કરતા, તેને વિષે મૂર્ખપણું બતાવે છેઃ—

કોણ એવો પંડિત તમારા ચરણકમલનું સેવન છોડે? જે પુરુષ તમારા ચરણનું સેવન નથી કરતા તેમણે પોતાની દેહ વૃથા ગુમાવી છે. અમારા ગુરુ જે બ્રહ્માજી તે સેવન કરે છે. તથા સંશયરહિત થઇને દૃઢ વિશ્વાસથી અમે સર્વ તથા ચૌદ મન્વાદિક સેવન કરીએ છીએ. માટે તમે પણ સેવન કરો. એ રીતે આગલ કહે છેઃ—

તેથી તમે એ ભગવાનનું પૂજન ધ્યાન સદા કરો. જગતના સર્જનારા જે બ્રહ્માજી તેમણે મને તથા પોતાના ભૃગ્વાદિક પુત્રોને સર્જીને આ સ્તોત્ર સૃષ્ટિના આરંભ સમે અમને શીખવ્યું. એ ભગવત્સ્તોત્ર મેં તમને કહ્યું છે. એમાં શ્રદ્ધા રાખીને દુરારાધ્ય જે શ્રીહરિ તેનું તમે આરાધન કરો, તેથી કરીને ભગવાન તમને તરત દર્શન આપશે. એ રીતે કહ્યું તેથી આ વૈષ્ણવ સંપ્રદાય આરંભકાલથી ચાલ્યો આવે છે એવું રુદ્રે બતાવ્યું. અને શિવજી પોતે પણ એજ સંપ્રદાયમાં છે. એ સંપ્રદાયની વિધિ વેદ તથા નારદાદિકનાં તંત્રોમાં છે. એ વાત પણ એ સ્તોત્રમાં કહી છે. તેથી દ્વાદશસ્કંધ ભાગવતમાં શિવજીને ભગવાનના ભક્તોમાં મુખ્ય ગણેલા છેઃ—

શ્રવણ કરતા નથી. તેમ મનુસ્મૃતિ ઉપર એક બે ટીકાઓ ધર્મશાસ્ત્રીઓએ કરી છે અને શ્રીભાગવત ઉપર બાવન ટીકા મોટા મોટા પંડિતોએ કરી છે, એ રીતે જો મન્વાદિ સ્મૃતિઓમાં ધર્મના સર્વ અંગ કહેલાં હોય ત્યારે તો ભાગવતની પેઠે એનો પાઠ બધા પંડિતોએ આવશ્યક કરવો જોઇએ, પણ એ રીતનો ઉપયોગ મન્વાદિ સ્મૃતિનો કોઇ દેશના પંડિતો કરતા નથી, એ કારણ થકી સ્પષ્ટ દેખાય છે કે મનુસ્મૃતિમાં ધર્મના એક અંગનુંજ વર્ણન છે, અને ગીતાભાગવતાદિકમાં ધર્મના બધા અંગનું વર્ણન છે. તેમ મનુસ્મૃતિના કહેનારા મન્વાદિ અને ગીતા ભાગવતના કહેનારા મનુના સ્વામી સર્વજ્ઞ ભગવાન પોતે છે. એ રીતે કહેનારના ભેદથી પણ મન્વાદિ સ્મૃતિઓથી ગીતા ભાગવત શાસ્ત્રમાં કેટલી અધિકતા છે એનો વિચાર વિચિક્ષણ પુરુષો કરી જોશે.

વેદના ત્રણ કાંડ છે. કર્મકાંડ, જ્ઞાનકાંડ, ભક્તિકાંડ. એ ત્રણે કાંડના જુદાં જુદાં શાસ્ત્રો છે. તેમાં સર્વ મન્વાદિક સ્મૃતિઓમાં એક કર્મકાંડનું વર્ણન છે, અને ગીતાભાગવતાદિકમાં જ્ઞાન અને ભક્તિકાંડનું વર્ણન છે. તે કર્મકાંડ થકી, જ્ઞાનકાંડ અને ભક્તિકાંડની સર્વ શાસ્ત્રોમાં એક મતેજ શ્રેષ્ઠતા કહી છે અને ત્રણે કાંડના અધિકારી જીવ પણ જુદા જુદા છે, તેમાં કર્મકાંડના અધિકારી કનિષ્ઠાધિકારી જીવ છે, અને જ્ઞાનકાંડના મધ્યમ અધિકારી જીવ છે. ભક્તિકાંડના ઉત્તમાધિકારી જીવ છે. એ રીતે ત્રણ પ્રકારના અધિકારી જીવોના સુખને સારૂ ત્રણ કાંડ કહ્યા છે. તે કર્મકાંડના શાસ્ત્રમાં ભક્તિકાંડની વાત ન કહી હોય તેથી કાંઇ ભક્તિકાંડને અપ્રમાણતા આવી શકતી નથી. કર્મકાંડથી મુક્તિની પ્રાપ્તિ મનુએ કહી નથી, અને ભક્તિકાંડ થકી મુક્તિ થાય છે એવું સર્વ શાસ્ત્રમાં કહેલું છે તેથી મુક્તિસાધક જે ગીતાભાગવતાદિ શાસ્ત્ર છે તે કર્મકાંડના શાસ્ત્રથી ઉત્તમ છે. કર્મજ્ઞાન અને ભક્તિ એ ત્રણ પ્રકારના સાધન જુદાં જુદાં કહ્યાં છે. એ રીતે ભાગવત એકાદશ સ્કંધના ૧૦ મા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે.

### શ્રેયના ત્રણ માર્ગો તથા તેના અધિકારીઓ.

ત્રણ પ્રકારનાં સાધન મનુષ્યના કલ્યાણને સારૂ મેં કહેલા છે. જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ વગર બીજો ઉપાય જીવોને સુખી થવા સારૂ એકે નથી. એ રીતે વેદના ત્રણ કાંડ બતાવીને આગલના શ્લોકમાં એ ત્રણે કાંડના અધિકારી જીવ બતાવે છે.

કર્મ કરવામાં જેનું ચિત્ત ખેદ પામે છે, તેથી કર્મ ઉપર જેને વૈરાગ્ય થયું છે, એવા જીવ તથા કર્મનું ફલ પામવાની જેને ઇચ્છા નથી એવા અધિકારી જીવ જે છે તેને ફલ પ્રાપ્ત થવા સારૂ મેં જ્ઞાનસાધન કહ્યું છે અને જેનું ચિત્ત કર્મ કરવાને ખેદ પામતું નથી અને કર્મનું ફલ લેવાને જેની ઇચ્છા છે એવા લૌકિક કામનાવાળા જીવ છે, તેને સારૂ મેં કર્મસાધન કહ્યું છે, એ રીતે તે આ શ્લોકમાં પણ

લૌકિક કામનાવાળા જીવ છે, તેને સારૂ કર્મમાર્ગ કહ્યો છે. એ રીતે ભગવાને બતાવ્યું છે. અને કર્મ કરવાને અને કર્મફલ પામવાની જેની ઇચ્છા નથી તેને ફલ મલવા સારૂ જ્ઞાનસાધન કહ્યું છે. એ રીતે જ્ઞાનમાર્ગવાળાને પણ આ શ્લોકમાં કર્મ કરવાની જરૂર બતાવી નથી. તેથી કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગને એમ શ્રેષ્ઠતા બતાવી છે. તેથી કર્મમાર્ગના શાસ્ત્રથી જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે. એ વાત આ શ્લોકથકીજ સિદ્ધ થઇ ચુકી છે, માટે કર્મમાર્ગના જીવ કર્માધિકારીઓમાં કહ્યા છે. હવે ભક્તિના અધિકારી જીવ કહું છું.

કોઇ એક મોટા સંસ્કારથી ભગવાનની ઇચ્છાવડે આ પુરૂષની શ્રદ્ધા મારી કથાશ્રવણાદિક નવધા ભક્તિમાં થાય છે, અને કર્મ કરવા ઉપર આસક્તિ પણ નહિ અને વૈરાગ્ય પણ નહિ એવા અધિકારી જીવોને ફલ મલવા સારૂ મેં તેને ભક્તિ સાધન કહ્યું છે. જ્યાં સુધી મારી શ્રવણાદિ ભક્તિ વિષે એની શ્રદ્ધા ન થાય અને મારૂં માહાત્મ્ય જ્યાં સુધી જાણે નહિ ત્યાં સુધી નિત્ય નૈમિત્તિક કર્મ કરે. મારી ભક્તિમાં શ્રદ્ધા થયા પછી એક મારી ભક્તિ જ એને કર્તવ્ય છે. કર્મ કરવાની આવશ્યકતા નથી એમ ભગવાને આ શ્લોકમાં કહ્યું, અને મોટા ભાગ્ય થકી ભગવત્કૃપા થકી ભક્તિ પ્રાપ્ત થાય છે, એ રીતે દેખાડ્યું છે. માટે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગને શ્રેષ્ઠતા કહી છે, તેથી ભક્તિમાર્ગીય શાસ્ત્રને પણ શ્રેષ્ઠતા સીદ્ધ થઈ ચુકી. તેથી જ્ઞાનમાર્ગ કરતાં આ માર્ગ શ્રેષ્ઠ છે અને કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે, માટે કર્મમાર્ગી જીવ કનિષ્ઠાધિકારી, જ્ઞાનમાર્ગી જીવ મધ્યમાધિકારી, ભક્તિમાર્ગીય જીવ ઉત્તમાધિકારી કહ્યા છે, તેમાં મનુ છે તે ઉત્તમાધિકારી ભગવાનના ભક્ત છે, પણ કનિષ્ઠાધિકારી જીવ બ્રહ્માજીથી નીકળ્યા, તેઓ પ્રથમ થકી જ ભગવાનની ભક્તિ કરવામાં અધિકારી નથી, માટે એવા જીવોને સારૂં વર્ણાશ્રમધર્મ અને તપ મનુએ પોતાની સ્મૃતિમાં કહ્યાં છે. કેમ કે દૈવી અને આસુરી એ પ્રકારની સૃષ્ટિ ભગવાનની ઇચ્છા થકી બ્રહ્માથી નિકળી છે. તે વાત તૃતીય સ્કંધ ભાગવતના ૧૨ મા અધ્યાયમાં સૃષ્ટિની ઉત્પત્તિના પ્રસંગમાં કહી છે.

બ્રહ્માજીમાંથી પહેલાં અવિદ્યાસહિત જીવ નીકલ્યા, તે કહે છે. અંધતામિસ્ર એટલે કામના પૂર્ણ ન થયાથી શોકાતુર, તામિસ્ર એટલે કામના અપૂર્ણ હોવાથી ક્રોધ કરનારા, મહામોહ તે ભોગ ,ઇચ્છાવાળા વિષયી, મોહ તે દેહમાં અહંબુદ્ધિ કરનારા, તમ તે પોતાના સ્વરૂપને ન જાણનારા એવા અજ્ઞાનવૃત્તિવાળા પાપી જીવોને પોતામાંથી નીકળેલા જોઇને, પછી ભગવાનનું ધ્યાન કરીને, મનને પવિત્ર કરીને પવિત્ર મન થકી સૃષ્ટિ સૃજવાની ઇચ્છા કરી. તે સમે બ્રહ્માજીમાંથી સનક, સનદંન, સનત્કુમાર સનાતન, એ ચારે મુનિ ભગવાનના નિષ્કામ ભક્ત પ્રકટ થયા. એ રીતે એ દૈવી જીવ વિદ્યાસહિત નિકળ્યા. એ પ્રકારે વિદ્યા અને અવિદ્યાસહિત એ પ્રકારની સૃષ્ટિ બ્રહ્માજીથી ભગવાનની ઇચ્છાથી નીકળી છે. તે બે પ્રકારની સૃષ્ટિ તે સૃષ્ટિના આરંભ થકી ચાલી આવે છે. તે વાત ગીતાજીમાં પણ ભગવાને કહી છે.

હે અર્જુન ! આ લોક વિષે દૈવી અને આસુરી બે પ્રકારની સૃષ્ટિ સૃજી છે. તેમાં અવિદ્યા સહિત જે જીવ છે તે ધન, સ્ત્રી, પુત્ર, રાજ, સ્વર્ગ ઇત્યાદિ કામનાની ઇચ્છાવાળા છે. તેને સારૂ વર્ણાશ્રમનાં કર્મ મનુએ તેમની કામના પૂરણ થવાને સારૂં કહેલાં છે. તે વાત એકાદશસ્કંધમાં પણ ભગવાને કહી છે.

લૌકિક કામનાવાળા જીવોને સારૂં મેં કર્મ સાધન કહ્યું છે. તે જીવોને મૂલમાં અવિદ્યાબુદ્ધિવાળા અજ્ઞાની અને પાપી કહ્યા છે. તેથી તે જીવ, કનિષ્ઠ અધિકારી છે. એ જીવોને ધીરે ધીરે મુક્ત કરવાની ભગવાનની ઇચ્છા છે, એ વાત એ પાપી સજ્યા તે ઉપરથી જ સાફ દેખાય છે. તેથી એને સારૂં કર્મ, તપ મનુએ કહ્યા કેમકે ભગવાનને તો એ બધી સૃષ્ટિ આત્મરૂપ છે તેથી પુત્રવત્ છે, તેથી ભગવાનની ઇચ્છા કોઇને નરકમાં નાખવાની નથી. એ જીવ વર્ણાશ્રમના ધર્મમાં બરાબર ચાલે તો રાજ તથા સ્વર્ગનું સુખ ભગવાન એને આપે છે. તે એ જીવોને મનુથી વર્ણાશ્રમધર્મ અને તપ કરવાનો ઉપદેશ ભગવાને કરાવ્યો છે, અને દૈવી જીવ જે નારદ, રુદ્ર, મન્વાદિક દશ માનસી પુત્રોને બ્રહ્માજીથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મનો આપેલો ઉપદેશ ભક્તિસંપ્રદાયનો કરાવ્યો, તેથી એ સર્વે ભક્તિમાર્ગનું આચરણ કરવા લાગ્યા. એ રીતે સત્યયુગમાં બે પ્રકારની સૃષ્ટિમાં એ બે પ્રકારના ધર્મ ચાલતા હતા એવું એ બધાના ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે.

એ ઠેકાણે કોઇ અજ્ઞાનપણે એવી આશંકા લાવે કે ભગવાને અજ્ઞાની અને જ્ઞાની બે પ્રકારની સૃષ્ટિ કેમ કરી? બધી સૃષ્ટિ વિદ્યાસહિત કેમ ન કરી? તેનો ઉત્તર તૃતીય સ્કંધમાં કહ્યો છે કે બ્રહ્માજીનું આયુષ્ય બે પરાર્ધ વર્ષનું છે. એ પરાર્ધ એટલે બેના અંક ઉપર સત્તર મીંડાં આવે એટલા વર્ષ લગણ આ બ્રહ્માંડની સૃષ્ટિની સ્થિતિ બ્રહ્માંડમાં રાખવી છે. તેથી અવિદ્યાસહિત અવિદ્યાની સૃષ્ટિ કરી. બધી સૃષ્ટિ વિદ્યાસહિત કરત તો સર્વ સૃષ્ટિ તરત મુક્ત થઈ જાત. તેથી બ્રહ્માંડ ખાલી પડી જાત ! ત્યારે ભગવાને આ સૃષ્ટિ કરી તે નહિ કરી જેવી થઈ જાત એ સૃષ્ટિને ધીરે ધીરે મોક્ષ આપવાની ભગવાન્‌ની ઇચ્છા છે, તેથી એ સૃષ્ટિ અજ્ઞાની કરી અને સંસારની કામનાવાળી કરી, અને વિદ્યાસહિત ભક્તસૃષ્ટિ કરી તે જ્ઞાનસહિત કરી. તે ભક્તો થઈ આ સૃષ્ટિને જગતનું રાજ આપીને મુક્ત કરવી છે, તેથી એ સૃષ્ટિ વિદ્યાસહિત ભક્તિમાર્ગીય કરી. એ રીતે બે સૃષ્ટિ પ્રકટ કરવાનું કારણ તે જ્ઞાની અજ્ઞાની બે પ્રકારના જીવ બ્રહ્મામાંથી અકસ્માત નીકળ્યા તે ઉપરથીજ જણાય છે. માટે મન્વાદિકની સ્મૃતિની પ્રવૃત્તિ અવિદ્યા સહિત કામનાવાળી સૃષ્ટિ છે, તેને સારૂ છે. તેથી બધા વર્ણને મોક્ષ કરવાના ધર્મ સ્મૃતિઓ કરનારાઓએ પોતાની સ્મૃતિમાં વિસ્તારથી કહ્યા નથી. તે ધર્મ વેદગીતા ભાગવતાદિકમાં કહેલા છે. તેથી મન્વાદિ સ્મૃતિઓમાં વિસ્તારથી ન કહ્યા તેથી વૈષ્ણવમાર્ગને અપ્રમાણતા પ્રશ્નકર્તાના કહેવાથી નથી આવી શકતી, અને નવીનતા અને અલ્પકાલતા પણ નથી આવી શકતી, એ વિષે વેદાદિકથી પ્રમાણતા અમે બતાવી આપી છે. એ રીતે બીજા પ્રશ્નના પેટાના પહેલા પ્રશ્નનો ઉત્તર સંપૂર્ણ.

પ્રશ્ન ૨ स्वल्पकालाच्चेद्धर्मादिनिर्णयस्ताद्विधिस्तत्फलानि च सर्वत्रोपलभ्यमानत्वात् कथं प्रवृत्तिः ?

તમારો સંપ્રદાય થોડા કાલથી કહેશો અને ધર્મનો નિર્ણય અને વિધિ અને ફલ એને સારૂ કહેશો તો એ સર્વે પ્રાચીન ગ્રંથોથી પ્રાપ્ત થાય છે. ત્યારે એ સંપ્રદાય શાને સારૂ તમે પ્રવૃત્ત કર્યો ? એ રીતે આ પ્રશ્નમાં પ્રશ્નકર્તાએ એવું બતાવ્યું કે શાસ્ત્રમાં સર્વે વાત છે, તેથી ગુરુથી જાણવાનું કોઈને કાંઈ પ્રયોજન રહ્યું નથી એ રીતે જણાવ્યું છે. તેનો ઉત્તર અમે કહીએ છીએ.

ઉત્તર—પ્રથમ સ્કંધ ભાગવતના ૧ લા અધ્યાયમાં શ્લોકઃ—બ્રહ્માજીના હૃદયને વિષે ભગવાને જે વેદનું જ્ઞાન કરાવ્યું, તે વેદ કેવો છે કે જેમાં આદિ કવિ બ્રહ્મા શિવાદિક ભ્રમ પામે છે. એ રીતે દેવતાઓને શાસ્ત્ર અગમ્ય કહ્યું છે. એજ રીતે ગીતાજીમાં ભગવાને કહ્યું છે.

"સર્વ વેદે કરીને એક હું જ જાણ્યો જાઉં છું, અને વેદનો કરનાર અને વેદને જાણનાર પણ એક હું જ છું." એ રીતે વેદાદિ શાસ્ત્ર પોતા વગર બીજાઓને જાણવામાં અશક્ય કહ્યા છે, અને પ્રશ્નકર્તાએ કહ્યું કે શાસ્ત્ર સર્વેના સમજવામાં આવે છે. ગુરુનું શું કામ છે ? એ બોલવું વેદશાસ્ત્રના વચન થકી ઉલટું છે. વેદમાં કહ્યું છે કે જેવી ભક્તિ ભગવાનની કરે તેવી ભક્તિ ગુરુની કરે ત્યારે તે પુરુષને વેદમાં કહેલા અર્થની સમજણ પડે છે. ગુરુની સેવા કર્યા વગર સમજ પડતી નથી. એ રીતે ગુરુસેવાની આવશ્યકતા વેદાર્થ સમજવામાં કેમ બતાવી તેનો ઉત્તર પ્રશ્નકર્તાએ આપવો. યદ્યપિ શાસ્ત્રમાં સર્વ ધર્મ કહેલા છે, તથાપિ પોતાની મેળે શાસ્ત્ર પોતાનો બોધ બીજાઓને કરવામાં અસમર્થ છે, તેથી તે શાસ્ત્ર યથાર્થ જાણનાર જે પુરુષ છે, તેની સર્વેને જરૂર છે. તે શાસ્ત્રના જાણનાર કેવા પુરુષ જોઈએ ? જે પુરુષ વેદ તથા વેદાંગ વ્યાસસૂત્ર મીમાંસા સ્મૃતિ પુરાણ વ્યાકરણ કાવ્યાદિક એટલી વિદ્યા જેણે સંપાદન કરી હોય તે પુરુષ મોક્ષધર્મ યથાર્થ બતાવી શકે. એટલી વિદ્યા સંપાદન કર્યા વગર સર્વ શાસ્ત્રોમાં તેની ગતિ થતી નથી, તે એટલી વિદ્યા જે બ્રાહ્મણ સંપાદન કરે તેને આચાર્ય કરીને શાસ્ત્ર કહે છે, તેથી આચાર્ય પાસેથી મોક્ષધર્મ જાણવાની સર્વેને જરૂર છે. એ વાત બધા પંડિતોના મનના નિશ્ચયપૂર્વક છે. તેમ શાસ્ત્ર પણ એજ રીતે કહે છે. વેદની કઠવલ્લી શાખામાં કહ્યું છે કે વેદાર્થ આચાર્યોથી જ શીખવો. તેમ મન્વાદિક સ્મૃતિઓમાં વર્ણાશ્રમીને આચાર્યોથી વેદવિદ્યા શીખવાનું કહ્યું છે, અને આચાર્યોનું સેવન કરવું કહ્યું છે. એ જ રીતે ગીતાજીમાં તથા ભાગવતાદિકમાં કહ્યું છે. પણ પ્રશ્નકર્તાએ આ પ્રશ્નમાં વૈષ્ણવ સંપ્રદાયપ્રવર્તક આચાર્યોને જ પુછ્યું છે કે શાસ્ત્રમાં બધા ધર્મ પ્રસિદ્ધ છે. તેથી સર્વેના જાણવામાં આવે છે, માટે તમારે તે ધર્મનું જ્ઞાન આપવા સારૂ આ

સંપ્રદાય કેમ ચલાવવો પડ્યો છે. તે પ્રત્યક્ષ પ્રમાણથી અને વેદ તથા મન્વાદિ સ્મૃતિઓથી ઉલટું પડે છે, તેની સંગતિ બતાવવી અને પ્રશ્નકર્તાના ગુરુએ શાસ્ત્રમાં સર્વ ધર્મ વિદ્યમાન છતે પોતાનો સંપ્રદાય શાસારૂ ચલાવ્યો ? તેનો ઉત્તર શો ?

એ આચાર્યોએ વ્યાસસૂત્રપર ભાષ્ય કર્યું છે, તે ઉપરથી જ એમની વિદ્યાની પરીક્ષા બધાની બુદ્ધિમાં થઇ ચુકી છે, કેમકે વ્યાસસૂત્રમાં વેદના સર્વ અંગનો નિર્ણય વ્યાસજીએ કીધો છે. તેની સૂત્રાનુસાર સકલશાસ્ત્રઅવિરુદ્ધ ટીકા કરવી તે વેદ તથા વેદાંગ, મીમાંસા, ન્યાય, સ્મૃતિ, પુરાણાદિક; એ સર્વે શીખ્યા વગર થઇ શકવી નથી. તેથી વ્યાસસૂત્રનું ભાષ્ય કીધાથી આચાર્યત્વ એમને વિષે સ્વતઃસિદ્ધ છે. તેથી બીજા પંડિતોથી એમનામાં અધિક વિદ્યા છે. એ વાર્તા પ્રત્યક્ષ ન્યાયસિદ્ધ છે. તેથી એમને વિષે જ શાસ્ત્રોક્ત રીતે ગુરુત્વ સંભવે છે. તેથી સર્વેને ઉપદેશ કરવો એ એમનો મુખ્ય ધર્મ વેદાદિશાસ્ત્રમાં કહ્યો છે. તે એકાદશ સ્કંધમાં ઉદ્ધવજીને ભગવાને કહ્યું છે કે—આચાર્યોને મારૂં સ્વરૂપ કરી જાણવા. તેથી તેમનું અપમાન કદી ન કરવું, અને મનુષ્યબુદ્ધિથી તેમની નિંદા ન કરવી. કેમકે સર્વ દેવમય અને સર્વના ગુરુરૂપ એ જ છે. એ રી રીતે સર્વના ઉપદેશક આચાર્યોને કહ્યા છે અને આ સંપ્રદાયની પ્રવૃત્તિ ભગવાને કરી છે, ને સૃષ્ટિના આરંભકાલથી ગુરુપરંપરાથી ચાલી આવે છે, એને વિષે વેદાદિ પ્રમાણ અમે ગયા પ્રસંગમાં બતાવ્યાં છે. તેથી એ સંપ્રદાય હાલના આચાર્યોએ નવો ચલાવ્યો નથી. પ્રાચીન કાલથી ચાલ્યો આવે છે અને સર્વશાસ્ત્રપ્રસિદ્ધ છે. તેમાંથી અમે બતાવ્યો છે, પણ પ્રશ્નકર્તાના જાણવામાં કેમ આવ્યો નહિ તેનું કારણ પ્રશ્નકર્તા જ જાણે.

૩ किंच वेदपुराणेतिहासादिषु प्रचुरतया धर्मनिर्णयो वर्तत एव पुनर्नवीनरीत्याऽशास्त्रीयया किंप्रयोजनमिति वक्तव्यम् ॥

વેદ પુરાણ ઇતિહાસાદિકને વિષે વિસ્તારથી ધર્મનો નિર્ણય કરેલો છે, ત્યારે ફરી નવી રીતથી અને શાસ્ત્રપ્રમાણ વિનાનો સંપ્રદાય શા પ્રયોજનથી તમે પ્રવૃત્ત કર્યો છે ?

ઉત્તર—એનો ઉત્તર પહેલા તથા બીજા પ્રશ્નમાં બતાવ્યો છે. તે પ્રમાણે જાણી લેવો જોઇએ.

૪ आचार्यश्च कः ? तत्र वर्णनिर्देशो वंशपरंपरानिर्देशश्च वक्तव्यः ॥

આચાર્ય કોણ તેમાં તેનો વર્ણ, દેશ, વંશપરંપરા કેવી ? આ પ્રશ્નમાં આચાર્યનાં લક્ષણ તથા જાતિ તથા વંશ તથા દેશ પૂછયાં છે.

ઉત્તર—જેટલી વિદ્યાસંપાદન કરવાથી આચાર્ય કહેવાય તે બીજા પ્રશ્નના ઉત્તરમાં અમે બતાવ્યું છે. તે વિષે શાસ્ત્રનું પ્રમાણ હવે બતાવીએ છીએ કે હમારા આચાર્યોનો બ્રાહ્મણ વર્ણ, દક્ષિણ દેશ અને બ્રાહ્મણ વંશમાં પ્રકટ થયા છે, તે જાણવું. હવે આચાર્ય કોણ એ વિષે પૂછયું તો હારીત સ્મૃતિમાં કહ્યું છે કે લગ-